# દાઉદી

# વહોરા કોમનો

# ઇતિહાસ

લેખક :— અસગરઅલી એંજિનિયર

# દાઉદી

# વહોરા કોમનો

# ઇતિહાસ

લેખક :— અસગરઅલી એંજિનિયર

ઈખવાનુ સસફા ટ્રસ્ટ (રજી) મુંબઈની સહાય દ્વારા પ્રકાશિત

—પ્રકાશિત કરનાર :
**બોહરા યુથ એસોસિયેશન**
અમરપ્રેસ, આમલી ફળીઆ, ગોધરા

પહેલી આવૃત્તિ :
**કિંમત રૂા. ૨૫-૦૦**

મુદ્રક : પૂજા પ્રિન્ટર્સ એન્ડ ટ્રેડર્સ
મહેંદીકૂવા ચાર રસ્તા,
નારાયણ નિવાસ, **અમદાવાદ.**

# .........ને અર્પણ..........

વહોરા કોમમાં સામાજિક સુધારાઓ માટે ફના થનાર બે મહાન વિભૂતીઓ શ્રી નોમાન કોન્ટ્રાકટર અને શ્રી યાહ્યા લોખંડવાલાને ગુજરાતી ભાષાંતર પામેલ આ પુસ્તક અર્પણ કરું છું. આ બન્ને મહાનુભાવોએ ધર્મના નામે ચાલતા સામાજિક અન્યાયો અને શોષણ સામે આજીવન ભારે સંઘર્ષ કરેલો છે. તેમના કાર્યો કોમ માટે સદા માર્ગદર્શક બની રહેશે.

વિશેષ, હું મારા પિતાશ્રી, જેઓ મને અન્યાય સામે લડત આપવા અને સત્યની શોધ ચાલુ રાખવા હરહંમેશ પ્રેરણા આપતા રહ્યા છે તેમને પણ આ પુસ્તક અર્પણ કરતા સંતોષની લાગણી અનુભવું છું.

# લેખક અને પુસ્તક વિષે બે બોલ.....

વહોરા કોમના આ વિસ્તારપૂર્વકના અભ્યાસમાં ભારતીઓએ પોતે શીઆ ઈસ્માઈલી માન્યતાને અપનાવી તેનું વર્ણન લેખકે કર્યું છે. ઈસ્માઈલી પ્રવૃત્તિની ઉત્પત્તિ અરેબિયામાં થઈ અને તેનો વિકાસ સીરીયા, ઉત્તર-પશ્ચિમ આફ્રિકા અને પરસીયામાં થયો. ત્યાર પછીથી છઠ્ઠા ઈમામના દેહાન્ત બાદ છૂપી તહેરીક શરૂ થઈ તેની ચર્ચા કરીને ઇસ્માઇલીઓએ છેલ્લે સત્તા કેવી રીતે મેળવી તેનો ખૂબ જ રસિક અહેવાલ આપ્યો છે.

આરબ ઈસ્માઈલી ધર્મ પ્રચારકો ઈ. સ. ૧૧૦૦ માં ગુજરાતમાં આવ્યા તે પછીથી કેટલાક લોકોનું શાંતિપૂર્વક શીઆ ઈસ્માઈલી માન્યતામાં પરિવર્તન થયું

આજે હિન્દુસ્તાન અને વિદેશોમાં મળીને વહોરાઓની સંખ્યા ૧૦ લાખ જેટલી છે. દાઉદી વહોરાઓની સંખ્યા વધુ હોવાથી તેમજ વહોરાઓની બીજી જ્ઞાતિઓ જે સુલેમાની અને અલવીના નામે ઓળખાય છે તેમની સંખ્યા જૂજ હોવાથી આ પુસ્તક તેમને (દાઉદી વહોરાઓ) માટે જ લખ્યું છે.

નજીકના વર્ષોમાં જોઈએ તો દાઉદી વહોરાઓ પોતાના ખાસ સામાજિક સુધારાઓની માંગને કારણે આકર્ષણનું મુખ કેન્દ્ર બની રહ્યા છે. આની સામે ધર્મગુરુવર્ગનો ઉગ્ર વિરોધ થઇ રહ્યો છે.

આ સદીની શરૂઆતથી સુધારાવાદી ચળવળનો થયેલ આરંભ, કાયદાઓને લગતા ચાલી રહેલ રસિક કેસોનો ઉલ્લેખ અને ખાનગી ધોરણે નિમાયેલ નથવાણી કમિશનના અહેવાલની સ્પષ્ટતા પૂર્વક નોંધ સહિત લેખક સુધારાવાદી વહોરાઓ ઉપરના અન્યાયો અને ઝુલ્મોની હકીકતનું વર્ણન કરે છે.

સુધારક પ્રવૃત્તિમાં ઓતપ્રોત થઈ ગયેલ અને ઈસ્માઈલી માન્યતાને લગતા અનેક હસ્તલિખિત પુસ્તકોનો અભ્યાસ ધરાવતા લેખક આ પુસ્તક મારફત વહોરા જ્ઞાતિ અંગેના પ્રશ્નોનો તલસ્પર્શી અભ્યાસ કરાવે છે.

શ્રી અસગરઅલી એંજિનિયરનો જન્મ ૧૯૪૦ માં વહોરા ધર્મગુરૂ વર્ગના કુટુંબમાં થયો હતો. વ્યવસાયે તેઓ એક સિવિલ એંજિનિયર છે. ઈસ્લામ

અને તુલનાત્મક ધર્મ, મધ્યયુગી હિન્દુસ્તાની મુસ્લિમોનો ઈતિહાસ, પાશ્ચમી તત્વજ્ઞાન અને માર્કસવાદનો તેઓ ઊંડો અભ્યાસ ધરાવે છે.

ઉર્દુ, પરસીયન અને એરેબીક ભાષાઓ ઉપર સારો એવો કાબૂ હોવાથી તેઓ આ ભાષાઓના મૂળ હસ્તલિખિત પુસ્તકોનો અભ્યાસ કરી શકયા છે.

એક સક્રિય સમાજસેવક તરીકે ઓળખાતા તેઓ એનટી. કોમ્યુનલ ફ્રન્ટના ઉપપ્રમુખ છે. તેઓએ અમદાવાદ અને ભીવંડીમાં થયેલા કોમી રમખાણોમાં કોમ્યુનલ ફોરસીસને (કોમવાદી જૂથને) ઉઘાડા પાડવા માટે ખૂબ જ ગતિશીલ કામ કર્યું છે.

હાલમાં તેઓ દાઉદી વહોરા સેન્ટ્રલ બોર્ડના જનરલ સેક્રેટરી છે અને વોહરા સમાજમાં સુધારાઓ માટે જેહાદ જગાવવામાં અગ્રીમ ભાગ ભજવી રહ્યા છે. તેઓ એકશન કમિટી ઈરેડીકેશન ઓફ સોસ્યલ બાયકોટના જનરલ મંત્રી છે. તેઓ અવારનવાર સામાયિકો અને દૈનિકોમાં લેખો લખે છે. તેઓએ "ઈસ્લામ-મુસ્લીમ-ઈન્ડિયા" નામનું પુસ્તક પણ લખ્યું છે.

—પ્રકાશક

## —: પ્રસ્તાવના :—

હિંદુસ્તાન અને વિદેશોમાં થઈને વોહરાઓની સંખ્યા દસ લાખ કરતા પણ વધારે છે. તેમાં ભારે બહુમતિ દાઉદી વોહરાઓની છે. સુલેમાની અને અલવી વોહરાઓ એ આ ધર્મના બીજા પંથો છે. અનુક્રમે ૧૬ મી અને ૧૭ મી સદીથી દાઉદી વોહરાઓના મુખ્ય પંથમાંથી આ પંથો અલગ પડી ગયા ત્યારથી તેઓ લઘુમતિમાં છે. આ બંને પંથો (સુલેમાની અને અલવી) અલગ પડવા માટે વારસાઈ–હક કારણરૂપ હતા, મતમતાંતર કે સૈદ્ધાંતિક મતભેદ ન્હોતા, વોહરાઓના ત્રણે પંથો શીયા–ઈસમાઈલીની સિદ્ધાંતિક માન્યતામાં શ્રદ્ધા રાખે છે.

આ પુસ્તક દાઉદી વોહરાઓ વિષે જ લખાયેલ છે, તેનું ખાસ કારણ એ છે કે છેલ્લા થોડાક વર્ષોથી દાઉદી વોહરાના ઘણા બધા મહત્ત્વના (સુધા–રાઓના) પ્રશ્નો છે જેનો ધર્મગુરુવર્ગ તરફથી ઝનુનપૂર્વક વિરોધ કરવામાં આવે છે. જો આ મતભેદને યોગ્ય દષ્ટિકોણથી જોવા હોય તો તેના માટે આ જ્ઞાતિના ઐતિહાસિક, ધાર્મિક અને સાંસ્કૃતિક પૂર્વભૂમિકાને સમજવા વધારે જરૂરી છે. આ પુસ્તક આ દિશામાં પ્રકાશ પાડવા માટે નમ્ર પ્રયાસ કરે છે.

ઈસ્માઇલી ચળવળ ઉપર અંગ્રેજી તેમજ બીજી યુરોપીઅન ભાષાઓમાં કેટલાક પુસ્તકો છે. આ દિશામાં પાયાનું કામ કરનાર એક પ્રખ્યાત ડબલ્યુ ઈવાનાઉ (W. Ivanow) હતા. તેમના પુસ્તકે (એ ગાઈડ ટુ ઈસ્માઈલી લીટરેચર A guide to Ismaili literature) ઇસ્માઇલી સાહિત્ય ઉપર સારો એવો પ્રકાશ પાડયો છે.–જે સાહિત્યથી આ માન્યતા ન ધરાવનારાઓ અજાણ હતા. આ પુસ્તકનું સૌ પ્રથમ પ્રકાશન લંડનમાં ઈ. સ. ૧૯૩૩ માં થયું હતું. સામાન્ય રીતે આ પુસ્તક ભરોસાપાત્ર છે, તેમ છતાં તાજેતરના વર્ષોમાં આ વિષયમાં ઘણી નવી માહિતી પ્રકાશમાં આવી છે. ડબલ્યુ ઈવાનાઉએ ઈસ્મા-ઈલીઓના વિવિધ–પાસાઓ ઉપર પણ લખેલ છે. મારા મંતવ્ય પ્રમાણે તેઓ ઘણા મુસલમાનો અને બિન–મુસલમાનોની જેમજ ઈસ્માઈલીઓ તરફ બિલકુલ તટસ્થ અને કોઈ પણ દ્વેષથી પર હતા. ઈવાનાઉએ 'જરનલ ઓફ ધી રોયલ એશિયાટીક સોસાયટી મુંબઈ.' (Journal of the Royal Asiatic society) માં મોટી સંખ્યામાં ઈસ્માઈલીઓ ઉપર કીમતી લેખો લખ્યા છે.

ફાતેમીઓ ઉપરના બીજા પુસ્તકો જેવા કે :The Ismailis rulers of Egypt" (ઈજીપ્તના ઇસ્માઈલી રાજાઓ–એ કારણે કહેવાય છે કે તેઓ ફાતેમી વંશના હતા) તેમાં બીજા પુસ્તકોનો સમાવેશ થાય છે જેવા કે એફ વુસ્ટન ફેલ્ડઝ લિખિત Geschichte der fatimiden-chalifen Nach arabis-chen quallen" ઓ લીરીઝ લિખિત 'A short history of the fal-imid khalifate" પી. જે. વાટીકયોટીઝ લિખિત 'The fatimid theory of state" સ્ટેનલી લાને–પુલીઝ રચિત 'history of egypt in the middle ages", વિ. વિ. આ સિવાય પણ ઘણા બધા પુસ્તકો છે જેવા કે પ્રો. બ્રાઉનીઝ લિખિત", A literary history of persia'?, પી. આર. એ નિકોલસન્સ રચિત "A literary History of Arabs" વિ. વિ. જેમાં આપણે ઈસ્માઈલીઓની ચળવળ અથવા ફાતેમી ખીલાફતનો ખ્યાલ આવે છે. ઈવાનાઉ અને વાટીકીયોટઝ સિવાયના બીજા એશિયન લેખકોએ ઘણી ભૂલો કરેલ છે. કારણ કે યા તો તેઓને ઈસ્માઈલીઓના અસલ મૂળનો દુર્ગમ હતો યા તો તેઓ આ પ્રાચીન પ્રવૃત્તિના સૂક્ષ્મ પાસાંઓને સમજવા અસમર્થ હતા.

એમાં કાંઈ કોઇ શંકા નથી કે આ પુસ્તકો ખૂબ જ મહેનત અને શોધખોળને અંતે લખાયેલ છે અને તે સામાન્ય માનવીઓ કરતા ખાસ અભ્યાસીઓના રસ માટે છે. વધારામાં આ પુસ્તકો યા તો ઇસ્માઈલી પ્રવૃત્તિઓના અગાઉના સમયનો અભ્યાસ અથવા તો ઈજીપ્તમાં ફેતેમીડ રાજના અંતની સાથે સબંધ રાખે છે. હિંદુસ્તાની વોહરાઓ સાથે આ પુસ્તકોને સંબંધ નથી.

૧૯૨૦ માં મીઆંભાઈ મુલ્લાં અબ્દુલ હુસેને દાઉદી વોહરાઓ વિશે પહેલવહેલું પુસ્તક અંગ્રેજીમાં 'ગુલઝારે–દાઉદી' "એ શોર્ટનોટ ઓન દાઉદી બોહરાઝ" (Guljare dawoodi–A short note on dawoodi boh-ars) લખેલ છે. આ ટૂંકનોંધ દાઉદી વોહરાઓ વિશે લખાએલ એક લેખ, જે ઈથ્નોગ્રાફીક સર્વે ઓફ ધ સેન્ટ્રલ પ્રોવીન્સીસમાં છપાએલ તેના વધારા જેવો છે અને ખરી રીતે આ નોંધ હકીકત અને માવજતની દૃષ્ટિએ અપૂરતી છે. આ લેખનકાર્ય પ્રાચીનકાળની સાથે–સાથે આ ધર્મમાં વિશ્વાસ રાખનાર હિંદુસ્તાની અનુયાયીઓ સાથે પણ સંબંધ ધરાવે છે. જો કે એ અસલ શોધખોળ પર આધારિત નથી અને નહિ કે એ કોઈ ખાસ અભ્યાસીઓ માટે છે.

આ પુસ્તકનો મુખ્ય હેતુ વોહરાઓમાં ચાલતી તત્કાલીન ચળવળના સર્વે-ક્ષણની સાથે વોહરાઓનો ઇતિહાસ અને ધાર્મિક માન્યતાઓની નોંધ લેવાનો છે.

આ ચળવળ તેના પ્રાચીન ઇતિહાસની પૂર્વભૂમિકા જાણ્યા બાદ સારી રીતે સમજી શકાય તેમ છે.

મેં મારા બનતા પ્રયત્નોથી આ વિષયને તટસ્થાપૂર્વક રજૂ કરવા પ્રયત્ન કર્યો છે. મારો જન્મ અને ઉછેર વોહરા સમાજમાં થયો છે, અને હું ખૂબજ નજદીકથી સુધારાવાદી ચળવળમાં સંકળાયેલ હોઈ, મારા પર પક્ષપાતી હોવાનો આક્ષેપ થવા સંભવ છે. આમ છતાં નમ્રપણે હું દાવો કરી શકું છું કે મારી મર્યાદાઓ મારી એક શક્તિ બને છે, ફક્ત એટલા માટે જ નહિ કે બીજા એશિયન લેખકો મારી જેમ કેટલાક અસલ કામ સુધી પહોંચી શકયા નથી પણ બલ્કે આ વિષયને વોહરા ધર્મગુરુઓની જેમ જ હું સારી રીતે સમજાવી શકું એમ છું.

મારા મિત્રો જેઓ અંગ્રેજી જાણતા નથી યા તો સારી રીતે વાંચી–સમજી શકતા નથી અને જેઓ 'ધ બોહરાઝ' વાંચવા ખૂબ જ આતુર હતા તેઓની ભારે માંગને ધ્યાનમાં લઈને 'ધ બોહરાઝ' નું ગુજરાતી ભાષાંતર કરવામાં આવ્યું છે.

વિખ્યાત નાથવાણી કમિશનનો રિપોર્ટ બહાર પડયા પછીથી થોડાક જ સમયમાં એટલે કે ૧૯૮૦ માં 'ધ બોહરાઝ' ની અંગ્રેજી આવૃત્તિ બહાર પડી. એટલે જ એવું નક્કી કરવામાં આવ્યું કે આ પુસ્તનું છેલ્લું પ્રકરણ નથવણી કમિશનના અહેવાલ–ભલામણો સહિતનું રાખવું, પરંતુ હવે તેનો અલગ રિપોર્ટ બહાર પડયો છે એટલે અંગ્રેજીની જેમ આ પુસ્તકમાં સદર પ્રકરણની જરૂર જણાતી નથી.

અંગ્રેજી આવૃતિના પ્રકાશન પછીથી પણ ઘણી બધી પ્રવૃત્તિઓ થઈ છે.

૧૯૮૧ માં મુંબઈ તથા ૧૯૮૩ માં પુના ખાતે એમ બે વિશ્વ પરિષદો યોજાઈ હતી. આ પરિષદો લોકજાગૃતિ દ્વારા સુધારાવાદીઓના તરફે લોકમત કેળવવા ખૂબ જ ઉપયોગી નીવડી છે.

આ દિશામાં આ જ પ્રકારના અનેક આવા પ્રયાસોને પરિણામે પ્રગતિશીલ પ્રવૃત્તિની સચ્ચાઈ ફેલાવા પામી છે અને સુધારકોએ લોકોની સહાનુભૂતિ પ્રાપ્ત કરી છે.

અગાઉ કરતા આજે પ્રગતિવાદીઓના ધ્યેયને લોકો વધુ સારી રીતે સમજી શકયા છે. 'ધ બોહરાઝ'–નું ગુજરાતી પ્રકાશન આ ધ્યેયને ફેલાવવામાં મદદ-રૂપ બનશે.

વધારે અગત્યનું એ છે કે 'ધ બોહરાઝ' નું ગુજરાતી પ્રકાશન ગુજરાતમાં અમદાવાદ ખાતે યોજાઈ રહેલ અખિલ વિશ્વ દાઉદી વોહરાઓની ૫ મી પરિષદની પૂર્વ સંધ્યાએ બહાર પાડવામાં આવી રહી છે. આ પરિષદ ફેબ્રુઆરી માસની ૨૨ થી ૨૪ સુધી ભરાશે અને વિશ્વ પરિષદ સમયે જ આ પુસ્તક ખુલ્લું મુકવામાં આવશે.

આ વિશ્વ પરિષદ સુધારક પ્રવૃત્તિના ઈતિહાસમાં એક મહત્ત્વનું પ્રકરણ બની રહેશે.

મને આશા છે કે 'ધ બોહરાઝ' ની ગુજરાતી આવૃત્તિને ગુજરાતનો વિશાળ સમુદાય વધાવી લેશે.

અંતમાં 'ધ બોહરાઝ' પુસ્તકને ગુજરાતીમાં ભાષાંતર કરી આપનારા શ્રી એ. જે. હાથી અને શ્રી હીરાનીનો તેમજ આ કામને હાથ ઉપર લઈને અંજામ આપનાર શ્રી જૈનુદ્દીન વલીનો અંતઃકરણ પૂર્વક આભારી છું.

**અસગરઅલી એંજિનિયર.**

# અનુક્રમણિકા

# બિસ્મિલ્લાહ હીર્રહમાન નીર્રહીમ

ઈસ્માઈલી ચળવળની શરૂઆત.

અરબસ્તાનમાં ઈસ્લામની શરૂઆત પછીના થોડા વખતમાં જ તે ઉત્તર અને ઉત્તર પશ્ચિમ આફ્રિકા, પર્શિયા, મધ્ય એશિયા અને લઘુ એશિયાના પ્રદેશોમાં ફેલાવા લાગ્યો. આ પ્રદેશોના લોકો, કેટલાક રાજકિય, સામાજીક, ધાર્મિક અને આર્થિક કારણોને લીધે ઉપસ્થિત થયેલાં થોડા વિરોધો પછીના થોડા દાયકાઓમાં જ ઈસ્લામ ધર્મની અસર નીચે આવવા લાગ્યા, (જો કે થોડા કિસ્સાઓમાં ધર્માન્તરનો અમલ થવામાં એક સદી જેટલો વખત પણ લાગ્યો). આ રીતે જુદા જુદા વિભાગો, વંશો અને જુદી જુદી સંસ્કૃતિ ધરાવનારા લોકોએ ઈસ્લામને ગળે લગાડયો પરંતુ તેનાથી કેટલીક મુંઝવણો પણ જન્મી જેની ફલશ્રુતિ રૂપે ઈસ્લામ ધર્મમાં કેટલાક નવા સિદ્ધાંતો અને બોધવચનો ઉદય પામવા લાગ્યા. આ નવા સિદ્ધાંતોને ફક્ત રૂઢીગત સાંપ્રદાયીકતાની બાજુએથી મૂલવવા પૂરતા નથી. સામાજીક, રાજકીય અને આર્થિક દૃષ્ટિબિંદુએથી તેઓનું મૂલ્યાંકન આંકવું પણ એટલું જ જરૂરી છે કારણ કે આ દૃષ્ટિબિંદુઓ પણ વિચારો અને આદર્શોના ઘડતરમાં લેશમાત્ર પણ ઓછો ભાગ ભજવતા નથી. ધાર્મિક અને સાંસ્કૃતિક વિચારસરણીઓ આત્મસાત્ થવાની ક્રિયાએ બિનરૂઢીગત વિચારસરણીની સારી એવી માવજત કરી–તેને સારૂં એવું પ્રોત્સાહન મળ્યું અને સત્તા મેળવવા માટેની રાજકિય લડતોએ–નવા ફિરકાઓ નવા વાડાઓ–નવા સંપ્રદાયોને જન્મ આપ્યો કારણ કે તે વખતે પણ રાજકિય મતભેદો, ધાર્મિક માધ્યમો દ્વારા અભિવ્યક્ત થતા હતા, નવા નવા સંપ્રદાયોની ઉત્પતી વિષે પૃથ્થકરણ કરતી વખતે આ વાત ખાસ દૃષ્ટિ સમક્ષ રાખવી જરૂરી છે.

ઈસ્લામ ધર્મમાં મુખ્ય વિખવાદ મહમદ પયગંબર સાહેબના અનુગામીના પ્રશ્ને ઉપસ્થિત થયો. સુન્ની અને શિયાઓ આ પ્રશ્ન પર બે ભાગમાં વહેંચાઈ ગયા. જોકે ઈતિહાસનો ગંભીરતાપૂર્વક અભ્યાસ કરનાર વિદ્યાર્થી, માત્ર આટલા જ કારણથી સંતોષ ન પામતાં સામાજીક અર્થકારણ અને રાજકારણના કારણે પેદા થયેલા અનિવાર્ય પરિબળો અંગે પણ ઊંડાણમાં ઉતરે ખરો. હું એમ નથી સૂચવી રહ્યો કે ધાર્મિક માન્યતાઓને પોતાનું આગવું મહત્ત્વ ઓછું હોય છે. એ વાતને ભૂલી જઈએ તો, મારા કહેવાનો આશય એ છે કે જેને આપણે

ઇન્દ્રિયગમ્ય આધ્યાત્મિકતા કહીએ છીએ તેના મૂળ હંમેશા સમાજ સાથે જકડાએલા હોય છે, અને આ સમાજરૂપી મૂળથી તદ્દન અલગ પાડીને તેને (આધ્યાત્મવાદને) સમજવો શક્ય નથી. મુસલમાનો વચ્ચે થયેલ વૈચારિક ફાટફૂટનો પ્રશ્ન આ રીતે પણ વિચારવો જરૂરી છે કે જેથી કરીને તેના સામાજીક રાજકારણના ગૂંચવાડાઓ અને તેનો ઈસ્લામના રાજકારણમાં થયેલો વિકાસ પૂરતા પ્રમાણમાં સમજી શકાય. કેટલાંક પરિબળો દ્વારા ઈસ્લામી સમાજમાં પેદા કરવામાં આવેલી આ ફાટફૂટ માટે કારણભૂત એવી સામાજીક રાજકારણને લગતી ગૂંચવણોને બરોબર ચકાસવામાં આવે તો ઈસ્માઈલી ચળવળના મૂળને પણ બરોબર સમજી શકાય.

ટોયનબીની **ખૂબ જાણીતી** એવી પરિભાષામાં કહીએ તો શિયાઓ ઈસ્લામ ધર્મના બાહ્ય મેહરૂમ વર્ગ **શ્રમજીવીઓ** છે જ્યારે ખારજીઓ (**સંપ્રદાય સ્થાપનારાઓ**) ઈસ્લામનો આંતરિક મહેનતુ વર્ગ છે. શિયાઓ મોટભાગે બિન આરબ (પર્શિયન) વંશોમાંથી ઉતરી આવેલા જ્યારે ખારજીઓ આરબોની બેડોઇન જ્ઞાતિમાંથી આવેલા. પર્શિયા અને કૂફાના વિગ્રહો દરમિયાન ઈરાકમાં એક મોટી લશ્કરી છાવણી અસ્તિત્વમાં આવી. આ છાવણીમાં જૂદી જૂદી જ્ઞાતિઓના સભ્યો ઘણી મોટી સંખ્યામાં હતા. તેમાં મુખ્યત્વે પર્શિયન લોકો હતા. તેઓમાંના મોટાભાગના યુદ્ધો દરમિયાન કેદી બનાવાયેલા ગુલામો હતા. કેટલાક ઈતિહાસકારોનો એવો મત છે કે કૂફાની વસ્તીનો મોટો ભાગ મવાલીઓ (બિન આરબ કામદારો)નો હતો. તેઓમાંના મોટાભાગના ગુલામો, ઘરકામ કરનારા નોકરો, અથવા તો ક્ષુદ્ર કારીગરો હતા. સ્વાભાવિક છે કે આ મવાલીઓ અસંતુષ્ટ હતા. તેઓ આરબ માલિકોથી, ફક્ત તેઓ શોષણ કરનારાઓ છે એટલા પુરતું જ મનદુઃખ નહોતા ધરાવતા પરંતુ તેઓને એ વાતની પણ સખત નારાજી રહેતી કે આરબો જેઓ સાંસ્કૃતિક અને બૌધિક રીતે તેઓ કરતાં ક્યાંય વધારે લઘુતા ધરવતા હોવા છતાં, માલિક બની બેઠા હતા–રાજ્ય ચલાવી રહ્યા હતા. ઉમૈયાપંથીઓએ પોતાના રાજકીય દુશ્મનોને ડામવા ખૂબ જ દમનકારી પગલાઓ ભર્યા અને આથી આ રોષ ખૂબ જ ઉગ્ર અને સ્ફોટક બની ગયો. ત્યાં સુધી કે પહેલા ચાર ખલીફાઓનો કાળ પણ ક્ષતિ રહિત નહોતો. આ કાળ વિષે ટીપ્પણી કરતાં ડૉ. નાહાહુસેન લખે છે કે :

...એ સ્પષ્ટ થયું કે આ નવી સરકાર (મહમદ પયગમ્બર સાહેબના મૃત્યુ પછી સ્થપાએલ ખલીફાઓનું **રાજ્યશાસન** કે જે કંઈક નવીન હશે તેમ આશા સેવાતી તેણે પણ જૂની પ્રણાલીનું પુનરાવર્તન જ કર્યું અને બીજી સર-

કારોની જેમજ તે પણ સ્થાપિત હિતો, સત્તાની સાઠમારીથી ભરેલું રાજ-કારણ, અને પ્રજાનું વર્ગીકરણ કે જેના દ્વારા કોઈ એક ખાસ દેશનું નાગરિકત્વ ધરાવનારો એક નાનો એવો વર્ગ જુદા જુદા દેશોમાંથી આવેલા નાગરિકોના એક મોટા વર્ગ પર આધિપત્ય ધરાવી તેઓનો પોતાના હિતો માટે સાધનો તરીકે ઉપયોગ કરી શકે તેવા રાજકારણ ઉપર રચાએલી સરકાર બની રહી.[1]

ઉમૈયાપંથીઓનું રાજ્યશાસન, અલબત્ત, તદ્દન દમનનીતીઓથી પૂર્ણ હતું. ગુલામો, મવાલીઓ અને કૂફાના લોકો જો કોઈ તેમને થોડી રાહત અને ઉમૈયા-પંથીઓના પંજામાંથી થોડી મુક્તિ અપાવવાની ઉત્સુકતા બતાવે તો તેને ટેકો આપવા સંપૂર્ણપણે તૈયાર હતા. શીયાપંથી નેતાઓ કે જેઓ ઉમૈયા પંથીઓના સખત વિરોધી હતા, આદિ પર્શિયન લોકોનો સહકાર અને સંનિષ્ઠા મેળવી શકયા, મહંમદ પયગમ્બર સાહેબના જમાઈ અલીના વ્યકિતત્વથી ગુલામો અને કામદારો પ્રભાવિત થયા તેના કેટલાક ખાસ કારણો છે. પહેલું કારણ તો એ કે અલી પોતાની સાદગી, પવિત્રતા, ન્યાયનિષ્ઠા અને નૈતિકતાના આગ્રહી તરીકે ખૂબજ જાણીતા હતા. બીજું એ કે તેઓ કદી આરબ કે બિન–આરબ વચ્ચે ભેદ પાડતા નહીં અને કોઈના રંગ, વર્ણ કે રાષ્ટ્રિયતા જેવા ભેદભાવોને ધ્યાનમાં લીધા વગર બધા જ વફાદાર લોકોને એકસમાન માનતા. અને ત્રીજું કારણ એ કે તેઓને પોતાની રાજ્યશાસન પદ્ધતિના સંદર્ભમાં ઉમૈયા-પંથીઓનો શિકાર બન્યા, અને તેમના બન્ને પુત્રો હસન અને હુસેન ઉમૈયાપંથીઓ દ્વારા શહીદ થયા. (કહેવાય છે કે હસનને ઉમૈયાપંથના સ્થાપક મુઆવિઆ દ્વારા ઝેર આપવામાં આવ્યું હતું, અને હુસેનને તેમના કેટલાક નજીકના સગાઓ અને સાથીઓ સહિત, બીજા ઉમૈયાપંથી ખલીફા યઝીદે શહીદ કર્યા.) આથી સ્વાભાવિક રીતે જ ઉમૈયાપંથીઓ સામે રોષે ભરાએલા લોકોના હૃદયમાં અલી અને તેના કુટુંબ માટે સહાનુભૂતિ પેદા થઈ. રાજાશાહીતંત્ર એ પર્શિયનોની રાષ્ટ્રિય કેળવણી હતી તેથી શીયાઓની ઈમામની થતી વારસાગત નિમણૂંકની પદ્ધતિ તેઓને આરબોની ચૂંટણી પદ્ધતિ કરતાં વધારે આકર્ષી શકી. આ અને આવા બીજા કેટલાક મુદ્દાઓને કારણે સામાન્યતઃ બિનઆરબ અને ખાસ કરીને પર્શિયન લોકોમાં શિયાપંથ લોકપ્રિય થઈ પડયો.

ડોઝીનો એક ખૂબ જ જાણીતા ફ્રેન્ચ ઈસ્લામી વિવેચક કહે છે કે :

"જો કે શિયાઓ, આરબનેતાઓ કે જેઓ તેમનો પોતાનાં અંગત હિત માટે ઉપયોગ કરતાં (જો કે હંમેશા તેમ નહોતું) તેમના સતત આધિપત્ય

હેઠળ રહેતાં તેમ છતાં તેઓ (શિયાઓ) સ્વભાવે પર્શિયન હતા, અને અહીં ખાસ કરીને તેઓનો આરબો સાથેનો મૂળભૂત વિરોધાભાસ તાદશ્ય બને છે. આરબોને સ્વતંત્રતા ગમતી જ્યારે પર્શિયન જાતિ ગુલામીભર્યા આત્મસમર્પણથી ટેવાએલી હતી. પર્શિયન લોકોને માટે મહમદ પયગમ્બર સાહેબના અનુગામીની ચૂંટણી કરવી પડે એ નિયમ જ વણસાંભળ્યો અને કોઈ રીતે પણ સમજી ન શકાય તેવો હતો. તેઓ ફક્ત એક જ સિદ્ધાંત જાણતા અને તે હતો વારસદારીનો, અને મહમદ સાહેબને પુત્ર નહોતો તેથી તેઓ એ મતના હતા કે તેમના જમાઈ 'અલી' તેમના અનુગામી બનવા જોઈએ કારણ કે સર્વોત્કૃષ્ટતા, પ્રભુત્વ કે સ્વામીત્વ તેમના કુટુંબમાં વારસાગત આવેલું છે અને તેના પ્રત્યાઘાત રૂપે તેઓની દષ્ટિમાં અલી સિવાયના બધા જ ખલિફાઓ જેવા કે અબુ બકર, ઉમર અને ઉસ્માન તથા સાથેસાથે ઉમૈયાપંથી ખલિફાઓ પણ, સત્તાને જબરદસ્તી પચાવી પાડનાર સત્તાધારીઓ હતા કે જેમને આજ્ઞાંકિત રહેવું તેમને તદ્દન બિનજરૂરી લાગતું, અને તેઓને સરકાર તથા આરબો સામે જે તિરસ્કાર હતો તે તિરસ્કાર તેમના આ મતને અનુમોદન આપતો. તે સાથે તે લોકો પોતાના માલિકોની સમૃદ્ધિને લાલચભરી નજરે પણ નિહાળતા.[૨]

આ કામદારોની દુઃખદ પરિસ્થિતિ ઉપર વિવેચન કરતાં પ્રોફેસર નિકોલસન કહે છે કે, "જે સમાનાધિકારની તેઓ લાલસા સેવતા અને ઈસ્લામના સિદ્ધાંતોને અનુલક્ષીને તેમને જે સમાનાધિકારો મળવા જોઈતા હતા તેનાથી તદ્દન વિપરીત જ આ મવાલીઓનો (મજૂર વર્ગનો) રાજાશાહી રીતભાત વડે ખૂબ જ તિરસ્કાર કરવામાં આવતો અને તેઓને દરેક પ્રકારના સામાજિક અવમૂલ્યનો સહન કરવા પડતા. બિનમુસ્લિમો પાસેથી વસૂલ લેવામાં આવતા મૂંડકાવેરામાંથી તેઓને મુક્તિ તો નહોતી અપાતી પરંતુ તેનાથી ઉલટું જ તેઓ પાસેથી ગેરવાજબી રીતે વધારે પ્રમાણમાં વેરો પણ સરકારી અમલદારો વસૂલ લેતા અને એ યાદ રહે કે આ કામદારો કોઈ અજ્ઞાન ખેતમજૂરો નહોતા પરંતુ આ એ પ્રજા હતી કે જેની ઉચ્ચ સંસ્કૃતિનો આરબોને પણ સ્વીકાર કરવો પડતો. આ એ પ્રજા હતી કે જેણે પ્રતિભાસંપન્ન વિદ્વાનવર્ગને પાયો નાખ્યો અને તે આધ્યાત્મવાદ, અને કાયદાશાસ્ત્ર જેવા જ્ઞાનનો ઉત્સાહપૂર્વક અમલ પણ કરી જાણતી. ઈમામ હુસેનની શહાદત પછી ૬૮૬ ની સાલમાં એક ઉમદા આરબ કુટુંબમાંથી આવેલા મુખ્તારે ઉમૈયા રાજવંશીઓ સામે બળવો કર્યો અને કુફા ઉપર વિજય મેળવ્યો. તેણે ઈમામ હુસેનના લોહીનો બદલો લેવા અવાજ ઉઠાવ્યો અને ધારણા પ્રમાણે જ બિન આરબ મવાલીઓ તરફથી

ફરજિયાત લશ્કરી ભરતી દ્વારા તેને ઘણુંજ બળ મળ્યું. તેણે આ મવાલીઓ-કામદારોને ઈસ્લામના સિદ્ધાંતો મુજબ સમાન સગવડો અને બૈતુલમાલ (રાજ્યની તિજોરી)માંથી તેઓનો હિસ્સો કે જે આપવાની ઉમૈયા રાજવંશીઓ અનિચ્છા ધરાવતા તે આપ્યો. **કામીલ બિન અશીર, અબ્દુલ રહેમાન બિન અકનાફ અલ અઝદી**ના શબ્દો ટાંકીને આપણને કહે છે કે "આરબોના મનોબળ અને બિન-આરબોના વૈરભાવ દ્વારા..."[૪] એ પ્રમાણે આ મવાલીઓ પોતાના માલિકો સામે લડયા. **તબારી** પણ આપણને કહે છે કે-અશરાફ (ઉમરાવો) મુખ્તાર ઉપર મવાલીઓને ઉશ્કેરવાના કારણે ઘણાજ ગુસ્સે થયા. તેઓએ મુખ્તારને કહ્યું "તે અમારા કામદારો કે જે અમારો અધિકારનો માલ છે અને જે અમોએ ઈશ્વર તરફથી આ દેશની સાથે સાથે ભેટમાં મળેલ છે તેને અમારી પાસેથી છીનવી લીધા છે. ઈશ્વર પાસેથી સારો બદલો મળે એ આશાએ અમોએ તેને મૂકત કરી દીધા છે પરંતુ (એટલું અપૂરતું હોય તેમ) તું તેઓને અમારા લૂંટના માલના ભાગીદારો પણ બનાવી દે ત્યાં સુધી અમો નિષ્ક્રિય નહીં રહીએ."[૫] ઈબ્ને અહિર કહે છે કે મુખ્તાર વડે લડાએલી એક લડાઈમાં ૩,૦૦૦ લડવૈયાઓ હતા જેમાંના ૭૦૦ આરબો હતા અને બાકી બીજા મવાલીઓ હતા.[૬] વધારામાં તે બળવો કુફા પૂરતો જ સિમિત ન રહેતાં **આરમેનિયા** જેવા દૂર સુદૂરના પ્રદેશોમાં પણ ફેલાયો. આ બળવો જોકે ઉમૈયા રાજવીઓ દ્વારા સફળતાપૂર્વક દબાવી દેવાયો. અહીં આપણે કેટલાક કારણોને લીધે તે વિષે બહુ નહીં વિચારીએ.

અહીં આપણે મુખ્તાર દ્વારા ઉમૈયાપંથીઓ સામે થયેલા બળવા ઉપર દૃષ્ટિપાત એ હેતુથી કર્યો કે જેથી પર્શિયન અને કેટલાંક બિન-આરબ લોકોને તેઓના આરબ માલિકો સામે કેટલો અસંતોષ હતો તે સ્પષ્ટ થઈ શકે. આ બળવો નિષ્ફળ જવાથી તેની સાથે સીધી અથવા આડકતરી રીતે સંકળાએલા કેટલાક નેતાઓને પાઠ ભણવા મળ્યો. આ બળવાની નિષ્ફળતા માટે જવાબદાર એવી મુખ્ય નબળાઈ યોગ્ય વ્યવસ્થા અને જુદા જુદા એકમો વચ્ચેની એકસૂત્રતાનો અભાવ હતી. વધારામાં તે બળવો કોઈ સુવ્યવસ્થિત નવજાગૃતિના સ્વરૂપે નહીં પરંતુ દબાએલા કચડાએલા લોકો વડે સ્વયંભૂ બની ગયેલો. એક દંગાના સ્વરૂપે ફાટી નીકળ્યો. કેટલાંક નેતાઓ આ ભૂલને સમજી ગયા અને તેઓએ આ ચળવળને સુવ્યવસ્થિત બનાવવા માટે પ્રયત્નો શરૂ કર્યા. તેઓએ સમગ્ર ઉમૈયા સામ્રાજ્યમાં પોતાના દાઈઓ (પ્રચારકો, ધર્મોપદેશકો)ની એક જાળ બિછાવી. આ દાઈઓનું કાર્ય સમાજમાં અલીના કુટુંબના પક્ષે પ્રચાર

કરવાનું હતું. આ ધર્મપ્રચારકોના કાર્યમાં કાળજીપૂર્વકની એકસૂત્રતા રહેતી અને મુખ્ય નેતા કે જેના નામ નીચે આ પ્રચાર થતો તેની ઓળખને એક સુરક્ષિત રહસ્યમાં રાખવામાં આવતી.

આપણા માટે એ વાત દૃષ્ટિ સમક્ષ રાખવી જરૂરી છે કે આ વિરોધ પક્ષમાં પણ સત્તાલાલચુ લોકોની અંદરોઅંદરની સાઠમારી પણ હતીજ અને આથીજ તેઓના હિમાયતીઓ વચ્ચે કયારેક અસંમજસની પરિસ્થિતિ ઉત્પન્ન થતી તે આપણે પછી જોઇશું. પરંતુ આ લોકો એટલા સમજદાર–ચોક્કસ હતા કે આંતરિક ખટપટોને કારણે જો તેઓ અંદરોઅંદર સામેસામા આવી જશે તો તેઓના દુશ્મનો (ઉમૈયાપંથીઓ) ને જ ફાયદો થવાનો તે તેઓ સારી રીતે સમજતા હતાં. આથી તેઓ ખૂબજ હોંશિયારીપૂર્વક એવી પરિસ્થિતિ નિવારતા. ત્યાં સુધી કે તેઓના પ્રચારોને પણ એવું સ્વરૂપ આપવામાં આવતું કે જેથી એમ જ પ્રતીત થાય કે તેઓ મહમદ સાહેબના કુટુંબનેજ પોતાનો ટેકો આપી રહ્યા છે. આ રીતે પયગંબરના કાકા અબ્બાસના પુત્રોએ (કે જેઓએ પાછળથી ઉમૈયા રાજવંશીઓની સત્તા ફગાવી દઈને અબ્બાસી રાજવંશના નામ નીચે સત્તા પોતાના હાથમાં લઇ લીધી) હોંશિયારીપૂર્વક પયગમ્બર સાહેબના કુટુંબના પક્ષે પ્રચાર કરવા માટેનું પ્રચારતંત્ર ગોઠવ્યું અને એવી છાપ ઉભી કરી કે તેઓને અલીના અનુયાયીઓ સાથે કોઈ મતભેદ નથી. તેઓના પૂરોગામી અબ્બાસ પાસેથી આ અનુગામીઓને આગમચેતી, પ્રપંચ અને દુન્યવી ડહાપણ જેવા ગુણો વારસામાં મળ્યા હતા અને આ ગુણોએ તેમની રાજનૈતિક સફળતાઓ લગભગ નિશ્ચિત બનાવી દીધી. નોલ્ડેકી કહે છે કે "અબ્બાસના અનુગામીઓ 'ડેડ સી'ની દક્ષિણે આવેલા દેખીતી રીતે જ દુનિયાથી દૂર પડી ગયેલા, હુમાયામા નામના એક નાના એવા પ્રદેશમાં ખૂબ જ શાંતિપૂર્વક લગભગ નિવૃત્ત જેવું જીવન ગુજારતાં. પરંતુ સીરીયાથી મક્કા જતા યાત્રુઓના રસ્તાથી આ પ્રદેશની નિકટતાને કારણે અહિના લોકોને સૌથી દૂરના ઇસ્લામી દેશોના લોકો સાથે પોતાના વિચારોની આપલે કરવા માટે તક મળી રહેતી. આ જગ્યાએથી તેઓએ અત્યંત કુશળતાપૂર્વક પોતાના હિતમાં પ્રચાર કર્યો। તેઓ પાસે એટલી દૂરંદેશી હતી કે તેઓ જોઈ શકયા કે પુરાણા પર્શિયન સામ્રાજ્યમાં પથરાએલા વિશાળ ખુરાસાન પ્રદેશો પોતાના પ્રયત્નો માટે શ્રેષ્ઠ ભૂમિ હતી."[૭] ખુરાસાનના અબુ મુસ્લીમ અબ્બાસના કુટુંબના મુખ્ય પ્રચારક હતા. ખુરાસાન અસંતોષથી ઉકળી રહ્યું હતું. અબુ મુસ્લીમ આજ પ્રદેશના હોવાથી પોતાના માલીકો પ્રત્યે આ પ્રદેશના લોકોનો વિશ્વાસ સહેલાઈથી જીતી શકયા. કેટલાક વર્ષો સુધી

આ પ્રચારકાર્ય ખૂબ જ ગોપનીય રહ્યું પરંતુ ઈ. સ. ૮૪૦ માં અબુ મુસ્લીમ અને તેના ટેકેદારોએ ઉમૈયાપંથીઓના વિરોધમાં પોતાના બળો સુવ્યવસ્થિત કરવાનું અને તેઓની સાથે નિર્ણાયક એવી અથડામણ કરવાનું શરૂ કર્યું. તેઓએ અબ્બાસ અને અલી બંનેના સામાન્ય એવા અનુગામી 'હાશિમ'ના નામને પ્રચાર કેન્દ્ર બનાવી, શિયાઓનો ભાઈચારો અને ટેકો પ્રાપ્ત કરી લીધો. આ રીતે અબુ મુસ્લિમ પોતાની આજુબાજુ એક મોટું બળ ઉત્પન્ન કરવામાં સફળ થઈ ગયા. ખુરાસાનના રાજ્યપાલ નાસર બીન સૈયાર ચેતવણીની ઘંટડી સાંભળી ગયા અને તેઓએ પોતાના ગુલામ યઝીદને અબુ મુસ્લીમ સામે લડવા મોકલ્યા. આ લડાઈમાં અબુ મુસ્લીમના દળોએ યઝીદને હરાવ્યો અને તેને કેદ પકડવામાં આવ્યો. જો કે વિજેતાઓએ તેને પોતાની લડતનો આશય સમજાવવાના હેતુથી તેની સાથે સારૂં વર્તન દાખવ્યું. નાસર વિનાશને પામી ગયા અને તેમણે વધુ લડાયક દળો મોકલવા માટે મારવાનને લખ્યું. તેમના પત્રના અંત ભાગમાં તેમણે કેટલાંક આવા વાકયો ઉમેર્યા: "હું અંબરને બળીને રાખ થતું જોઉં છું, અને મને ભીતિ છે કે તે ભયંકર વિનાશકારી આગમાં પરિણમશે...અરે! મને તો એજ ખબર પડતી નથી કે ઉમૈયાનું ઘર જાગે છે કે સુતું જ છે."૯ ઈ. સ. ૭૪૯–૭૫૦ દરમિયાન ઉમૈયા રાજવંશીઓનું પતન થયું અને તેમની જગ્યાએ અબ્બાસી રાજવંશીઓ સત્તા પર આવ્યા. "અબ્બાસી સરકાર પોતાને **'દૌલાહ'** નામે ઓળખતી," હીટ્ટી કહે છે "તે એક તદ્દન નવો, નવીનત્તમ-યુગ હતો. ઈરાકીઓને સીરીયાના લોકોના અંકુશમાંથી મુક્તિ સાંપડી. શિયાઓને બદલો લેવાઈ જવાની લાગણીની અનુભૂતિ થઈ. મજુરોને દાસત્વમાંથી છૂટકારો મળ્યો. પર્શિયાની સરહદે આવેલ 'અલ કુફા'ને નવી રાજધાની બનાવવામાં આવી. ખુરાસાનવાસીઓને ખલિફાના સ્વયંરક્ષકો જેવા હોદ્દાઓ મળ્યા અને પર્શિયનોને સરકારમાં ઉચ્ચતર જગ્યાઓ ઉપર નિમણૂંકો મળી."૧૦

શિયાઓનો ઉદ્વેગ જો કે, અબ્બાસી સરકારને સત્તા પર સ્થાપવા માત્રથી શાંત થયો નહીં. આગળ આપણે જોયું તે પ્રમાણે અબ્બાસીઓનો સત્તા પર પોતાનો એકહથ્થુ ઈજારો ધરાવવાનો અને રાજકારણના દૃશ્યમાંથી બીજા કોઈ પણ હકદારને દૂર કરવાનો મક્કમ નિર્ધાર હતો. ત્યાં સુધી કે તેમના આ ધ્યેયમાં અબુ–મુસ્લિમ કે જેનો નૈતિક્તાની રૂએ પણ સત્તા માટે અધિકાર હતો, તે પણ બાકાત નહોતા. તેમનું બીજા અબ્બાસી ખલિફા અલ મનસુર દ્વારા યુક્તિપૂર્વક ખૂન કરી નાંખવામાં આવ્યું અબ્બાસીઓને એવી પ્રતીતિ થઈ ગઈ હતી કે તેઓ (અબુ મુસ્લિમ) ખુરાસાનમાં એટલું સામર્થ્ય ધરાવતા હતા કે તેમને

લાંબા સમય સુધી પોતાના દમનમાં રાખવા અશક્ય થઈ પડશે. તેઓ તે પણ જાણતા હતા કે શિયાઓને (કે જેઓ અંદરોઅંદર ઘણાં જુદાજુદા પંથો અને વિભાગોમાં વહેંચાએલા હતા) પણ ખલીફાની ગાદી મેળવી લેવાની એક ઉત્કટ ઈચ્છા હતી કારણ કે તેઓ પોતાને જ ખલિફાની ગાદીના સાચા અધિકારી માનતા હતા. અંદરોઅંદરનો ઝગડો નિવારવાની બધી જ સાવચેતીઓ છતાં ઉમૈયાપંથીઓના વિરોધમાં પ્રચાર કરતી વખતે કેટલાંક પ્રસંગોએ અબ્બાસી દાઈઓએ શિયા દાઈઓ સાથે ટક્કર વહોરી લીધી હતી. અબ્બાસીઓ તે પણ જાણતા હતા કે ચોથા ઇમામ અલી ઝૈનુલ આબેદીનના પુત્ર ઝૈદે હિ. સં. ૧૨૨ માં ઉમૈયાવંશીઓ પાસેથી સત્તા ખૂંચવી લેવાના આશયથી એક નિષ્ફળ બળવો પણ કરેલો. (ઝૈદના પિના અલી ઝૈનુલ આબેદીન આ બળવા ની વિરુદ્ધમાં હતા કારણ કે તેઓ જાણતા હતા કે તે એક અપૂખ્ત પ્રયત્ન માત્ર હતો.) વધારામાં ઉમૈયાવંશીઓના છેલ્લા દિવસોમાં, પોતાની વ્યૂહરચનાને અંતિમ સ્વરૂપ આપવાના આશયથી મળેલી એક સંયુક્ત બેઠકમાં અબ્બાસી ખલીફા અલ-મનસુરે પોતે હાજરી આપી હતી. અલીના અનુયાયીઓ તરફથી ઇમામ જાફરુલ સાદિક, અબ્દુલા અલ મહદ, અને તેમના બે પુત્રો મહમ્મદ (જે નફસ ઝકિયાહ પણ કહેવાતા) તથા ઈબ્રાહિમે હાજરી આપેલી જ્યારે અબ્બાસી અનુયાયીઓ તરફથી અલ મનસુર અને બીજાઓએ આ બેઠકમાં ભાગ લીધેલો. અબ્દુલ્લા અલ મહદે એવું સૂચન કર્યું કે તેઓએ એક ખાનગી તંત્ર ઉભું કરવું જોઈએ અને નફસ ઝકિયાહને તે તંત્રના ઉપરી નીમવા જોઈએ કારણ કે તેઓ પોતાની પવિત્રતા માટે ખૂબ જ માનીતા હતા. હાજર રહેલા બધાએ આ સૂચનને ટેકો આપ્યો સિવાય કે જાફરૂલ સાદિક, તેમણે અબ્દુલ્લા અલ મહદને કહ્યું કે "તમારૂં સૂચન વાજબી નહીં ઠરે કારણ કે તેમ કરતાં અંતે ખલીફત બીજા જ કુળમાં (અલ-મનસુર પાસે) જશે. કોઈએ તે વખતે તેમના શબ્દો તરફ લક્ષ્ય ન આપ્યું પરંતુ અંતે તેમની આગાહી સાચી પડી અને અલ-મનસુર ખલીફા બન્યા.

આથી અલ-મનસુર આ વાતથી માહિતગાર હતા. કારણ કે આગળ આપણે જોયું તે પ્રમાણે અલ-મનસુર પોતે તે બેઠકમાં હાજર હતા અને તેઓ જાણતા હતા કે નફસ ઝકિયા અને બીજા કેટલાં અલીપંથીઓ પોતાને સત્તાના અધિકારીઓ માનતા હતા અને તેઓ અબ્બાસીઓ પાસેથી રાજકીય સત્તા ખૂંચવી લેવા માટે સુવ્યવસ્થિત વિરોધ તંત્ર ગોઠવે તેવી શક્યતાઓ પૂરતા પ્રમાણમાં હતી. તેથી તેમણે (અલ મનસુરે) સામાન્યતઃ અલીપંથીઓ તથા

ખાસ કરીને તેના નેતાઓને ડામી દેવા પગલા લેવાની શરૂઆત કરી. નફસ ઝકિયા અને તેમના ભાઈ ઈબ્રાહીમે ગુપ્તતા ધારણ કરી લીધી—તેઓએ ગુપ્ત દુનિયામાં પોતાને છૂપાવી દીધા. અલ–મનસુર તેઓને કયાંય શોધી શકયા નહીં. ત્યાં સુધી કે તેઓએ એક બંડ જગાવી મદિના કબજે કરી લીધું અને અબ્બાસી રાજ્યપાલને ત્યાંથી નસાડી મૂકયો. અલ–મનસુરે નફસ ઝકિયા સામે લડવા પોતાનું લશ્કર મોકલી નફસ ઝકિયાને હરાવ્યા અને તેમને મારી નાંખવામાં આવ્યા. અબ્બાસીઓ વડે છૂટા મૂકવામાં આવેલા દમનકારી બળોથી ભયભીત થઈ ઘણાં શિયા નેતાઓ આંતર–દુનિયામાં ચાલ્યા ગયા. તેઓમાંના કેટલાં કે સામ્રાજ્યના ગુપ્ત દુનિયામાં જુદા જુદા ભાગોમાં સશસ્ત્ર હુમલાઓ કરવાના પ્રયત્નો કર્યા પરંતુ તેઓને તોડી પાડવામાં આવ્યા. અબ્બાસી રાજવીઓને ખાસ કરીને 'ઇમામ' કે જેઓ પોતાને ઈસ્લામ ધર્મના સ્થાપક મહમદ પયગમ્બર સાહેબના પુત્રી ફાતેમાના વંશજો કહેતા–તેમનો ભય હતો. તેમને (ઈમામને) શોધી કાઢવા માટે એક ખાસ જાસુસી જાળ ગોઠવવામાં આવી હતી. અબ્બાસીઓ માટે આ બાબત નવીન નહોતી કારણ કે તેઓને પોતાને પણ આ, આંતરિક–દુનિયાના કાર્યોનો સારો એવો અનુભવ હતો. તેઓ પણ ઉમૈયા રાજવિઓના વિરોધમાં આવી ગુપ્ત પ્રવૃત્તિઓ કરતાં ઘણી વખત જાસુસી જાળનો શિકાર બની ચૂકયા હતાં.

અબ્બાસી ક્રાંતિ પહેલાં અને તે પછી પણ શિયાઓ ઘણાં નાના નાના પંથોમાં અને ઉપ પંથોમાં વહેંચાઈ ગયા હતા. આમાંના કેટલાંક નાના પ્રકારના પંથો હતા જ્યારે ઝૈદિયા, કૈસાનિયા, હનિફિયા, ઇમામિયા, ઇસ્માલિયા અને આવા કેટલાંક બીજા ઉગ્ર મતભેદ ધરાવતા પંથો પણ હતા. આમાંનો દરેક પંથ પણ આગળ જતાં જુદા જુદા ઉપસમુદાયોમાં વહેંચાઇ ગયેલો હતો. આપણે અહીં મુખ્યત્વે ઇસ્માલિયા પંથ વિશે વિચારશું કારણ કે તેઓ માત્ર હિન્દુસ્તાનના વહોરાઓની જોડતી કડી છે તેટલું જ નહીં પરંતુ તેઓએ અબ્બાસીઓને સૌથી વધારે અસરકારક રીતે પડકાર્યા હતા અને તેઓ અરબસ્તાનના ઇતિહાસમાં પોતાનું આગવું રાજ્ય 'ફાતેમી રાજ્ય' સ્થાપવામાં સફળ થયા હતા. બીજા શિયા પંથો પોતાને અસરકારક થઇ શકે એટલી હદે સુવ્યવસ્થિત ન બનાવી શકયા અને કાં તો અપૂખ્ત બંડો ઉડાવીને નાશ પામ્યા. આજના શિયા પંથમાં ઇમામિયા અથવા ઇશના 'અશારી' તે મુખ્ય ધાર્મિક સંપ્રદાય છે. પરંતુ તેઓ પણ અબ્બાસીઓ માટે પડકારરૂપ ન બની શકયા કારણ કે તેઓ ઇસ્માઇલીઓની જેમ સુવ્યસ્થિત આંતર–પ્રવૃત્તિ–તંત્ર ન ગોઠવી શકયા.

આપણે આગળ વધીએ તે પહેલાં આપણે, શિયા ખરેખર શું છે તે સમજી લઈએ. અલ કાલ્કા શન્દિ શિયાઓને ઈસ્લામ ધર્મનો બીજા નંબરનો મોટામાં મોટા સમાજ અથવા સમુદાય તરીકે ગણાવે છે, અને તેની વ્યાખ્યા આપે છે કે "મહમદ પયગમ્બર સાહેબે કરેલી નસ અને તેમણે જાહેરમાં કે ખાનગીમાં આપેલા પ્રતિનિધિત્વ (વસિયત અને તેનો નિયમ) કે "ઈમામ" પોતાની વારસાગત ઇમામત છોડી શકે નહીં. સિવાય કે તેમની પાસેથી તેમની અસંમતિ છતાં જબરજસ્તી કે જોરઝૂલ્મથી તે ખૂંચવી લેવામાં આવે અથવા તેઓ પોતે બીજાને માટે પોતાની જાતને છુપાવી દે. આ નસ અને વસિયત પ્રમાણે મહમદ સાહેબે પોતાના પ્રતિનિધિ તરીકે નિમેલા (શાયાઉ)–અમીર–અલ–મુમીનીન અલી–બિન અબી તાલિબને ટેકો આપનાર લોકો શિયાઓ છે.[૧૨] આ ખૂબ જ વ્યાપક કહી શકાય તેવી વ્યાખ્યા છે, અને સૂક્ષ્મ સમજૂતિને લગતા કેટલાંક મુદ્દાઓ બાદ કરતાં મોટાભાગના શિયા પંથો આ વ્યાખ્યામાં આવરી શકાય. જોકે શિયા ચળવળની શરૂઆત અલીના કુટુંબને રાજકીય ટેકો આપવાથી થઇ, ઉપર અલ–કાલ્કશન્દિની વ્યાખ્યામાં જણાવી છે તે પ્રમાણેની ધાર્મિક શ્રદ્ધા તો ખૂબ મોડેથી કામ કરતી થઇ. છઠ્ઠા ઇમામ જાફરૂલ સાદિકના મૃત્યુ પછી, (ઇસ્માઇલીઓ માટે પાંચમા ઇમામ, કારણ કે તેઓ 'અલી'ને 'વસી' તરીકે માને છે અને તેમનો ઇમામોના નામમાં સમાવેશ કરતાં નથી.) શિયાઓ બે મુખ્ય વિભાગોમાં વહેંચાઇ ગયા, જેઓએ તેમના નાના પુત્ર મુસા–કાઝીમને તેમના પછી ઇમામ તરીકે સ્વીકાર્યા તેઓ અલીથી શરૂઆત કરીને ગણતાં મુસા–કાઝીમ બારમા (ઇશના અશારી) ગણાતાં હતાં તેથી ઇશના અશારી કહેવાણા અને જેઓએ જાફરૂસ સાદિકના મોટા પુત્ર ઇસ્માઇલને પોતાના ઇમામ તરીકે સ્વીકાર્યા તેઓ ઈસ્માઈલી કહેવાણા.

ઈસ્માઈલીઓ એમ માને છે કે ઈસ્માઇલને, તેઓના કુટુંબમાં વારસાગત ચાલી આવતી કુદરતી પ્રેરણાથી નસ થઇ હતી, (વારસદાર નિમાયા હતા, તે તેમની પાસેથી પાછી ખૂંચવી શકાય નહીં. આમ, સ્વાભાવિકપણે જ ઈમામ ઈસ્માઇલના પુત્ર મુહમ્મદ નસ દ્વારા તેમના પછીના ઈમામ બન્યા. આ મુજબ ઇસ્માઇલી શ્રદ્ધા પ્રમાણે–ઇમામત પિતા તરફથી પુત્રને વારસામાં મળતી અને આ રીતે તે ચાલુ રહેતી. (જોકે, ઇવાનોવે દર્શાવ્યું છે તે પ્રમાણે આ ધાર્મિક શ્રદ્ધા ઘણી જ મોડી સ્પષ્ટ થઇ, અને જો તેના સંપૂર્ણ અમલ વિશે વિચારવામાં આવે તો તેનાથી અનુગામીપણાને લગતાં એવા અંતરાયરૂપ પ્રશ્નો ઉપસ્થિત થાય છે કે જે પ્રાપ્ય તેવા ઇસ્માઇલી હેવાલો દ્વારા ઉકેલી શકાય

નહીં.) ફરી, ઈસ્માઇલી મુસ્તાલિયન માન્યતા પ્રમાણે (અઢારમા ઇમામ મુસ્તનસીરના મૃત્યુ પછી ઈસ્માઈલીઓ નિઝારીસ અને મુસ્તાલીયન નામના બે ભાગોમાં વહેંચાઇ ગયા.) એકવીસમા ઈમામ તૈયબના એકાંતવાસમાં ચાલ્યા જવા પછી ઇમામોની ઓળખ સ્પષ્ટ રહી નથી, તેમ છતાં ઈમામત તેજ વંશમાં ચાલુ રહી છે. બીજી બાજુ ઇશના અશારીઓ એમ માને છે કે બારમા ઈમામ એક ગુફામાં છૂપાવા ચાલ્યા ગયા છે, અને તેઓ એક દિવસ બહાર આવીને આ દુનિયાને સદાચારો અને ન્યાયથી ભરી દેશે. જોકે ઇસ્માઇલીઓની જેમ ઇશના અશારીઓ તેમને અવરોધક ચળવળની જાળ બારીકાઈપૂર્વક ગુંથવામાં મદદ કરે તેવી ધાર્મિક અને રાજકીય સિદ્ધાંતોની ગુંચવણો પેદા કરી શક્યા નહીં અથવા તો કોઈ એમ કહી શકે કે ઇમામ મુસા–કાઝીમના અનુગામીઓએ, ઈસ્માઇલીઓની જેમ સત્તાની લાલસા સેવી નહોતી તેથી તેઓને એવા સિદ્ધાંતો અથવા વ્યવસ્થાની જરૂરત નહીં પડી હોય. ઈમામ મુસા કાઝીમના અનુગામીઓમાંના કેટલાકમાં ચાતુર્ય અને રાજકીય મુત્સદ્દીગીરીનો અભાવ હતો. અલી રીદા કે જેમણે અબ્બાસી ખલીફા વડે અપાયેલી તેમને નિકટમ વારસ નિમવાની લાલચ સ્વીકારી અને તેમને આંતરીક રીતે ધીમે ધીમે ઝેર આપવામાં આવ્યું–આવા બનાવો દ્વારા તેમની ખામીઓ સ્પષ્ટ થાય છે. જ્યારે ઈસ્માઇલી ઇમામો આવા છટકાઓથી બચવા માટે પૂરતા પ્રમાણમાં ચતુર હતા.

ઈસ્માઈલીઓ પોતાનું ખાનગી ધાર્મિક–રાજકીય તંત્ર સુવ્યવસ્થિત બનાવવા માટે ક્યા ક્યા ચિવટપૂર્વકની આગમચેતીઓ વર્તી તે વિષે આપણે વિચારીશું. પરંતુ આ મહત્ત્વની ચળવળ વિષે ઉંડાણપૂર્વક વિચારવું શરૂ કરીએ તે પહેલાં ઈસ. ૯૦૦ (હિ. સ. ૩૦૦) દરમિયાન અબ્બાસી સામ્રાજ્યમાં અસ્તિત્વ ધરાવતી સામાજીક, રાજકીય અને આર્થિક પરિસ્થિતિ ઉપર થોડો પ્રકાશ ફેંકવો જરૂરી છે કારણ કે તે દ્વારા આપણી ઈસ્માઈલી ચળવળ વિશેની સમજ વધુ તલસ્પર્શિ બની શકશે. ખાસ કરીને આ સમય દરમિયાન તેને (ઈસ્માઈલી ચળવળને) જુદા જુદા સમુદાયોના લોકો તરફથી તેમને સતત ટેકો મળ્યા કર્યો. ઈસ. ૮૦૦ (હિ. સં. ૨૦૦) ના મધ્યભાગમાં થયેલી અબ્બાસી ક્રાંતિએ લોકોની આશાઓ અને મહેચ્છાઓ વધારી દીધી હતી, ખાસ કરીને બિન આરબલોકોની. કારણ કે તેઓ ઉમૈયા રાજ્ય દરમિયાન પૂરતા પ્રમાણમાં ત્રાસ અને સંતાપ સહન કરી ચૂકયા હતા. ઉમૈયા સામ્રાજ્ય કરતાં અબ્બાસી સામ્રાજ્ય જુદા પ્રકારનું હતું કારણ કે તે એક–નવીન–મુસ્લીમો (તાજેતરના મુસ્લીમો) વડે બનેલું હતું અને આરબો તો તેનો એક ભાગ માત્ર બની ગયા

હતા. બિન–આરબ પ્રજાના ટેકા વડે જ અબ્બાસીઓ પોતાની સત્તા સ્થાપિત કરવામાં સફળ થઇ શકયા હતા. જો કે આ શાબ્દીક મધુરતા લાંબો સમય નભી ન શકી. અબ્બાસીઓને સત્તા ઉપર લાવવા માટે અને પર્શિયાના લોકોની મહેચ્છાઓને મૂર્તસ્વરૂપ આપવા માટે અથાક પ્રયત્નો કર્યા હતા તે (ખુરાસાન વાસી) અબુ મુસ્લીમ–નેજ મોતને ઘાટ ઉતારી દેવામાં આવ્યા. સામાજીક–આર્થિક પરિસ્થિતિ બળવાઓને પ્રેરે તેવી બની ગઈ હતી અને આમ સમગ્ર અબ્બાસી સામ્રાજ્યમાં બળવાઓ ફાટવા માંડયા. કારમાતિયન ચળવળ–(કે જેના વિષે આપણે પછી વિસ્તારપૂર્વક વાત કરીશું), ઝાંઝ બળવાઓએ ઈ. સ. ૮૬૯ થી ૮૮૩, અબ્બાસી સામ્રાજ્યને લગભગ ડોલાવી દીધું. સોનબાદનો બળવો, ઉસ્તાદ સીસનો બળવો, અલ મકાના બળવો,–વગેરે બળવાઓ એક પછી એક અને કયારેક એકી સાથે થયા. આ બળવાઓના અનુસંધાનમાં–"પ્રાતઃ અબ્બાસી કાળ દરમિયાન થયેલા ઈરાનિયન બળવાઓની ખાસિયત" નામના પોતાના એક લેખમાં ફારૂક ઉમર કહે છે કે :

"અબ્બાસીઓના સત્તાસ્થાને આવવાની સાથે આરબ અને બિન-આરબ લોકોએ સમાનતા અને પ્રગતિના યુગનો પ્રાતઃકાળ નિહાળવાની આશા સેવી હતી. આ નવીન કલ્પનાઓ અને નવી નવી આશાઓને દબાવવાનું અશકય હતું. ઈરાનમાં કેન્દ્રસરકારની સામે બે મુખ્ય મુંઝવણો ઉભી થઈ. (૧) અબ્બાસીઓએ લાવેલા મહાપરીવર્તન પછી તેનાજ સ્વાભાવિક પરિણામરૂપે બળવાઓ ફાટી નીકળ્યા; કારણ કે મહાન અબ્બાસી ચળવળે વધુ સુખી જીવન ઈચ્છતા લોકોમાં એક ખળભળાટ મચાવી મૂકયો હતો. (૨) બીજી ગુંચવણ હતી–કેન્દ્રસરકાર અને કાસ્પિયન સમુદ્રમાં આવેલા રજવાડાઓ જેવા કે તાબારીસ્તાન, દૈલામ, અને ટ્રન્ઝાઓનિયા વચ્ચેની અથડામણો. આ અથડામણો પ્રદેશોનો કબજો મેળવવાના આશયથીજ થતી....આરબ રાજ્યની સ્થાપના સ્વભાવિક રીત જ ઈસ્લામના ફેલાવાની પ્રક્રિયા રૂપેજ ગણાતી, ત્યાંના વતનીઓને તેની પ્રક્રિયા સામે વાંધો હતો કારણ કે તેઓ તેને (ઇસ્લામને)–શાસક વર્ગ તરીકે ઓળખતા અને પ્રત્યાઘાત સ્વરૂપે તેઓ તેને પણ પીડાકારક સમજતા. ત્યાં સુધી કે મુસ્લીમ વિજયો છતાં પણ સામાજીક સમાજમાં વ્યાપી રહેલા ધાર્મિક સ્તરોનું રક્ષણ કરવામાં આવતું. ઈરાનના દિહ્કનોએ (ગ્રામ્ય સત્તાધિશોએ) ઇસ્લામનો અંગીકાર કર્યો અને આરબ સત્તાધારીઓને સહકાર આપ્યો.[૧૩]

ઉમર ફારૂક આગળ જણાવે છે કે :

જો કોઈ સોનબાદ, ઉસ્તાદસીસ, અલમુકાન્ના વગેરે ચળવળોનો અભ્યાસ કરે તો તે નોંધવા મળે છે કે તે એક શોષિત સમાજ–પછી તે કોઇપણ જ્ઞાતિનો

હોય, અને આરબ અથવા બિનઆરબ—જે કોઈ સત્તા પર હોય તેના પ્રતિનિધિઓ વચ્ચેની અથડામણો હતી, અને સામાન્યતઃ આ અથડામણોનું કારણ ધર્મના માન્યતાઓ નહીં પરંતુ સામાજીક કે આર્થિક હતું. લોકો કાં તો બીહાફેરિદ ઉસ્તાદ સીસ, સોનબાદ, ઈસાક અલ તૂર્ક અને અલ-મકન્ના જેવા સ્થાનિક બળવાખોરોની ચળવળોમાં જોડાતા, અથવા સિસ્તાન અને ખુરાસાનમાં—ખારજીઓ અને ખુરાસાન અને દયલામમાં અલીપંથીઓ સાથે ચળવળમાં જોડાતા. ક્યારેક તેઓ જવાહર અલ ઈજલી, અબ્દુલ ઝબ્બાર અલ અઝદી, અને રફી—બીન અલ લાયત જેવા આરબ બળવાખોરોને પણ ટેકો આપતાં; જો રાજ્યપાલ કેન્દ્ર સરકાર તરફ વફાદાર હોય તો તેઓ તેનો વિરોધ કરતાં અને જો તે બળવો કરે (કેન્દ્ર સરકાર સામે) તો તેઓ તેને ટેકો આપતાં.[૧૪]

આમ આપણે જોઇ શકીએ છીએ કે, શોષિત અને શોષક સમાજ વચ્ચે એક ભયંકર અશાંતિ વ્યાપી રહી હતી. અસંતોષની ચળવળ મૂળ સુધી ઘા કરી શકે તેટલું અનુકૂળ વાતાવરણ હતું. જોકે ઉમર ફારૂક દ્વારા ઉપર વર્ણવ્યા પ્રમાણે આ ચળવળો મૂખ્યત્વે રાજકીય હેતુથી થયેલી હતી. તેમાં ધાર્મિક તત્ત્વ તો બહુજ અલ્પ અથવા નહિવત્ પ્રમાણમાં હતું. જ્યારે ઈસ્માઇલી ચળવળ એક ધાર્મિક તથા રાજકીય ચળવળ હતી. તેઓની પાસે એક સુવ્યાખ્યાયિત ધાર્મિક વિચારસરણી હતી અને તે વિચારસરણીના અમુક આગવા મૂલ્યો હતા (અને આજ સુધી તે ચાલુ છે.) તેની સાથે સાથે આ ધાર્મિક વિચારસરણી ઉપર રચાએલી એક સરકાર સ્થાપવાનો રાજકીય હેતુ પણ હતો. જ્યાં સુધી તેઓના ધાર્મિક સિદ્ધાંતો—નીતિ નિયમોને લાગે વળગે છે ત્યાં સુધી તેઓને રાજકીય તકવાદ સાથે કંઈ લાગતું વળગતું નથી કારણ કે આ સિદ્ધાંતો, ઇસ્લામ ધર્મ, તત્વજ્ઞાન અને ઉચ્ચ પ્રકારના જ્ઞાનના મારેફતને આધારે રચાએલા હતા. ઈસ્માઇલીઓ આ ધાર્મિક માન્યતાઓને મજબૂત રીતે વળગી રહેતા અને કોઇપણ સંજોગોમાં સમાધાન વૃત્તિ દાખવતા નહીં. જોકે રાજકીય ક્ષેત્રે તેઓ જુદી જુદી સામાજીક—ધાર્મિક અને રાજકીય પરિસ્થિતિઓનો પૂરેપૂરો લાભ ઉઠાવતા, અને તેમના રાજકીય હેતુને બર લાવવા માટે તેઓની યુક્તિઓ અને યોજનાઓને યોગ્ય ઢાંચામાં ઢાળતા પણ ખરા. કાશ્માતિયન અને ઝાંજ જેવા બળવાઓ, કે જેઓએ અબ્બાસી રાજવીઓના હૃદયમાં ભયને કારણે ધબકારા વધારી મૂકયા હતા નિષ્ફળ ગયા—બીજા પણ અનેક બળવાઓ નિષ્ફળ ગયા તેમ છતાં પણ ઇસ્માઇલીઓ સફળ થયા અને પોતાનું શાસન સ્થાપી શકયા તેનું કારણ આ જ હતું. (અલબત્ત કારામિતા એ ઉપર જણાવ્યા મુજબ ઇસ્લાઇલીઓની જ એક શાખા હતી કે જે ફાતેમીથી કે જેને હિન્દુસ્તાનના વ્હોરાઓ અનુસરતા જુદી પડી)

જ્યાં સુધી તેઓના રાજકીય ધ્યેયને લાગે વળગે છે ત્યાં સુધી ઇસ્માઇલીઓએ તે વખતે પ્રવર્તી રહેલી પરિસ્થિતિનો પૂરતો લાભ ઉઠાવ્યો. આ પરિસ્થિતિ પર વિવેચન કરતાં ઇવાનોવ લખે છે કે: ફાતેમીઓને એક પછી એક મળી રહેલા જ્વલંત વિજયો સ્પષ્ટ પણે બહોળા પ્રમાણમાં ફેલાયેલો અસંતોષ અને અજંપો, તેની સાથે સાથે શ્રદ્ધાનું સાનુકૂળ વાતાવરણ, પયગમ્બર સાહેબના મૃત્યુ બાદ ત્રીજા સૈકામાં મસિહા–ઉદ્ધારકનું આગમન થશે તેવી એક માન્યતા પ્રવર્તી રહી હતી, તે વચન પ્રમાણે મસીહાના પ્રકાશિત થવાનો સમય નજીક આવી પહોંચ્યો હતો તેથી તેમના આગમનની તીવ્ર આકાંક્ષાઓ–આ બધા કારણોને લીધે હતા. તેઓ આગળ કહે છે કે, "ઇસ્માઈલી ચળવળના ઘોડિયા તરીકે જાણીતા, નિમ્ન મેસોપોટેમિયા અને ખુઝીસ્તાનના તેના પાડોશી ભાગોમાં અલી પંથીઓ દ્વારા સતત બંડો થઇ રહ્યા હતા. આરબ, બસરા અને કુફા નીચે પ્રારંભમાં લશ્કરી છાવણીઓ માટે અને પાછળથી અગત્યના વ્યાપારી શહેરો તરીકે વિકાસ પામેલા નવા શહેરો પોતાની વિક્ષુબ્ધ પ્રજા માટે જાણીતા હતા અને આ શહેરો અજંપાના ધામ બની ચૂક્યા હતા.

કાસ્પિયન પ્રદેશમાં આવેલું દયલામ બીજું અગત્યનું સ્થળ હતું. અહીંના લોકો સંદિગ્ધ જીવન વિતાવી રહ્યા હતા અને તેથી તેઓમાં અસંતોષ વ્યાપી રહ્યો હતો. ઇવાનોવ આપણને જણાવે છે કે :

જુદા જુદા ઇસ્લામી અહેવાલો ભારપૂર્વક જણાવે છે તે પ્રમાણે સલામિયાના ઇમામોને જેની સાથે ગાઢ સંબંધો હતા તેવા દયલામ–એટલેકે કાસ્પિયન પ્રદેશોની આર્થિક પરિસ્થિતિ; કૂફા અને બસરામાં વ્યાપી રહેલી પરિસ્થિતિ જેવી જ હતી. અહીં બાજુમાં આવેલા પહાડી વિસ્તારમાં વસેલા રૂદબાર, અલામુત, તાલીકાન અને બીજા કેટલાંક વિસ્તારના અર્ધ ભૂખમરામાં સબડતા મજુરો દ્વારા સતત પડી રહેલ કાતિલ ભેજ, ગરમી કે ઠંડીની પરિસ્થિતિમાં પણ થોડું મહેનતાણું આપીને ક્રૂરતાપૂર્વક વધારે કામ લેવામાં આવતું અને મુખ્યત્વે આ 'સંતપ્ત–મજુરી' દ્વારા ત્યારથી આજ સુધી દરિયા કિનારા પર આવેલા ચાવલના ખેતરોમાં ખેતી કરવામાં આવતી. આ પ્રદેશો હંમેશા શિયા સમુદાયોના આશ્રય સ્થાન બની રહેતા; અને અહીં ઘણાં જુદા જુદા બંડ–બળવાઓ જોવા મળ્યા પરંતુ આ બળવાઓનું મહત્વ માત્ર એટલાજ કારણે ઓછું હતું કે આ પ્રદેશો ખલીફતના હાર્દસમાન ગણાતા સ્થળોથી ઘણાંજ દૂર હતાં.

યમનને તેની છાપરા જેવા ઢાળવાળી ખેડ અને **નોમાદ**થી પોતાની **સમીપતાને કારણે, તેની આગવી આર્થિક મુશ્કેલીઓ હતી જ્યારે દક્ષિણ**

મેસોપોટેમિયા અને સીરીયાના વ્યાપારી શહેરો વચ્ચે નિયમિત ફેરાઓ કરનારા અનુ ઉલાયસના ઉંટધારીઓની ફરિયાદો, આરબ શહેરીજનો દ્વારા શોષાઈ રહેલા, દૂર દૂર આવેલા ઈફરીકિયા નામના પ્રદેશના લોકોની ફરિયાદો સાથે લગભગ મળતી આવે તેવી હતી.

ઇસ્માઈલીઓ ચતુરયુક્તિબાજો અને યોજનાઓ ઘડવામાં ખૂબજ પ્રવિણ હતાં તેથી તેઓએ આ પ્રદેશો તરફ પોતાનું ધ્યાન કેન્દ્રિત કર્યું. તેઓના કાર્યકરોએ ખૂબજ કાળજીપૂર્વક આવા વિસ્તારોમાં પોતાની જાળ બિછાવી અને ક્યારેય પણ અવિચારીપણે અપૂખ્ત બળવો થવા દીધો નહીં. ચાલો, હવે આપણે ઈસ્માઈલી ચળવળનું માળખું અને તેનું કાર્ય ઉંડાણપૂર્વક ચકાસીએ.

આ ચળવળની શરૂઆત, પાંચમા ઈમામ (ઈશના–અશારીની ગણત્રી પ્રમાણે છઠ્ઠા ઈમામ) જાફરૂસ સાદિકથી કે જેમના પુત્ર ઈસ્માઈલના નામ ઉપરથી આ ચળવળનું નામકરણ થયું, થઈ ગણાય. ઈસ્માઈલી શિયાઓના મત પ્રમાણે ઈમામ જાફરૂસ સાદિકે તેમના પુત્ર ઈસ્માઈલની તેમના પછીના ઈમામ તરીકે નિમણૂંક કરી કારણ કે તેઓ તેમના બધાથી મોટા પુત્ર હતા. ઈસ્માઈલી પંથના ઉદ્દગમસ્થાન તરફ પ્રકાશ ફેંકતા, એક ઈસ્માઈલી વિદ્વાન–મુસ્તુફા ગાલીબ કહે છે કે આપણને પ્રાપ્ય તેવા જુદા જુદા ઐતિહાસિક અને બીજા હેવાલો, દ્વારા એ સાબિત થાય છે કે ઈસ્માઈલી ચળવળની શરૂઆત હી. સ. ૧૨૮ ની આસપાસમાં એક ધાર્મિક, તાત્વિક અને ગુપ્ત ચળવળ તરીકે ઈરાક અને કુફામાં થઈ, અને ઈસ્લામમાં વ્યાપ્ત જુદી જુદી વિચારસરણીઓના સ્તંભસમા જાફરૂસ સાદિક દ્વારા આ ચળવળનું સંચાલન થયું.[૧૭]

ઈસ્માઈલી માહિતી પ્રમાણે છઠ્ઠા ઈમામ ઈસ્માઈલ હી. સ. ૧૪૫ માં તેમના પિતા જાફરૂસ સાદિકના જીવનકાળ દરમિયાન જ (તેઓનું મૃત્યુ હી. સ. ૧૪૮ માં થયું હોવાનું નોંધાયું છે.) મૃત્યુ પામ્યા હતા. ઈમામ સાદિક, અબ્બાસીઓની યુક્તિઓથી સુપરિચિત હતા, તેથી તેઓએ પોતાના પુત્ર ઈસ્માઈલના શબની દફનવિધિ કરતાં પહેલાં તેઓ મદીનાની નામાંકિત વ્યક્તિઓને એકત્રિત કરીને તેઓને મૃતદેહ બતાવ્યો તે વિધિના સાક્ષી તરીકે તેઓની સહીઓ લીધી અને આ સહીઓ ધરાવતું જાહેરનામું અબ્બાસી રાજ્યપાલને મોકલી આપ્યું.

પરંતુ કેટલાંક ઈસ્માઈલી વિધાનો આપણને જણાવે છે કે ઈસ્માઈલનું મૃત્યુ એ અબ્બાસી રાજવીઓને ગેરમાર્ગે દોરવાનો એક પ્રપંચ માત્ર હતો. હકીકતમાં ઈમામ જાફરૂસ સાદિક તેમને તેમના દુશ્મનોથી બચાવવા માંગતા

હતા. આમ સૈયદના ઇદરીસ, તેમના 'ઝહરૂલમાઅની' નામના પુસ્તકમાં કહે છે કે : જ્યારે તે સમય આવ્યો કે ઈસ્માઈલને મૃત્યુના ઓઠા નીચે પોતાની જાતને છૂપાવવી પડી, કારણ કે તેમના દુશ્મનો કે જેઓ તિરસ્કાર, દુશ્મની અને કુદરતના પ્રકાશને બુઝાવી નાખવાની તીવ્ર ઇચ્છા ધરાવતાં હતાં. જો કે ઇશ્વર હંમેશા જો તેની ઇચ્છા હોય તો, તેના પ્રકાશનું તે ધારે તે પ્રમાણે રક્ષણ કરે છે. **(કુરાન–IX (૯)–૩૨–ઉપરથી)**, ત્યારે તેમણે – ઈસ્માઈલે તેમના પિતાને સંબોધીને એક વસિયતનામું બનાવ્યું. જેમાં તેમણે તેમના પિતા જાફરૂસ સાદિકને સત્યને વળગી રહેનાર તથા વિશ્વસનીય તરીકે સંબોધ્યા-જેથી તેઓ તેમની જગ્યાએ પ્રતિનિધિ (હુજુબી) અને એક તેવી વ્યક્તિ પણ નીમી શકે કે જે પોતાના પુત્ર મુહમ્મદના વાલી (મુસ્તૌદા) બની શકે...અને તેઓએ તેમને (મુહમદ બિન ઈસ્માઈલને), મયમુન બિન ગયલન બીન બીદર, બીન મીહરાન બીન સલમાન અલ ફારસીના વિશ્વાસે મૂકયા, અને તેઓ માત્ર ત્રણ વર્ષની ઉંમરના જ હતા ત્યારે તેઓ મયમુન અલ કદ્દાહની મદદથી તેમનું રક્ષણ કરતાં.[૧૮]

'ઝહરૂલમાઅની'માંથી લેવામાં આવેલો આ ફકરો સ્પષ્ટપણે બતાવે છે કે જાફરસ સાદિક સાહેબ તે વખતની રાજકીય પરિસ્થિતિથી સંપૂર્ણપણે સુપરિચિત હતા, અને તેઓએ ખૂબ જ ચતુરાઈપૂર્વક આ યોજના ઘડી કાઢી. જાફરૂસ–સાદિકે ઈસ્માઇલના મૃત્યુને પુરાવાબદ્ધ કરવા માટે સાક્ષીઓ કેવી રીતે લીધા તે અંગે જણાવતા સૈયદના ઇદરીસ આગળ લખે છે કે, "ઈસ્માઈલે કેટલાક સમય માટે માંદગી હોવાનો દેખાવ કર્યો, દૂરથી અને નજીકથી લોકો તેમની તબિયતના સમાચાર પૂછવા આવવા લાગ્યા, તેમના પિતા આ મુલાકાતીઓને નિહાળતાં અને તેમની હાજરી નોંધી લેતાં, જ્યારે (દેખાવમાં) ઈસ્માઈલનું મૃત્યુ થવાની ઘટના ઘટી ત્યારે તેમના મૃતદેહને ત્રણ દિવસ સુધી ઉપર કપડું ઓઢાડેલી સ્થિતિમાં રાખવામાં આવેલો, અને આ સમય દરમિયાન જે કોઇ હાશમીઓ તેમને આશ્વાસન આપવા આવતાં તેમની હાજરી પણ ઇમામ જાફર નોંધી લેતા. ત્રીજા દિવસે તેઓએ મૃતદેહને કબર પાસે લઇ જવા હુકમ કર્યો અને પાર્થિવ દેહના ચહેરા પરથી તેને ઓઢાડવામાં આવેલ કપડું ઉંચકી તેમણે ત્યાં હાજર એવા બધા લોકોને પૂછ્યું કે તેઓને ખાત્રી હતીને કે તે તેમના મૃતપુત્ર ઇસ્માઇલનો જ ભૌતિક દેહ હતો (?) બધાએ સંમતિનો સૂર પુરાવ્યો, અને તેઓએ ફરીવાર તેઓની હાજરી નોંધી લીધી. ત્યારપછી તેમણે ઇસ્માઈલને દફનાવ્યા, અને પછીથી અબુદ–દવાનીક (અબ્બાસી ખલીફા-

અલ-મનસુર જે પોતાના લોભીપણા માટે કુખ્યાત હતા. ૧૩૬-૧૫૮/૭૫૪-૭૫૫) ને જે કંઇ બન્યું હતું તે જણાવતો પત્ર લખ્યો. તેમના માહિતગારોએ પણ તે મતલબના તેમના હેવાલો, તેમને આનંદિત કરવા અને તેમની ચિંતા દૂર કરવાના આશયથી તેમને પહોંચાડયા, નહીં તો કદાચ તેઓને આ વસ્તુ ચિંતિત અને વ્યાકુળ બનાવી મુકત.[૨૦]

સૈયદના ઇદરીસ કહે છે કે, થોડા સમય બાદ ઇમામ ઇસ્માઇલ ફરીવાર બસરામાં જોવા મળ્યા. લોકો તેમને ઓળખી ગયા. ખૂબ જ આનંદપૂર્વક તેમની તરફ ધસ્યા. જ્યારે અબ્બાસી ખલીફાને આ વાતની જાણ થઈ ત્યારે તેમણે જાફરૂસ સાદિકનો ખુલાસો માંગ્યો જેના જવાબમાં તેમણે તેમના મૃત્યુની સત્યતા સાબિત કરતાં સાક્ષીઓ રજુ કર્યા અને તેથી તેઓને જતા કરવામાં આવ્યા. મતે જો કે આ બાબતમાં ઈસ્માઈલી અને બીન-ઇસ્માઈલી વર્તુળો દ્વારા ભિન્ન ભિન્ન પ્રકારના હેવાલો પણ મળી આવે છે. આ અસંમજસજનક પરિસ્થિતિ ગુપ્ત ઓળખ અને ખાનગી પ્રવૃત્તિને કારણે બનવા પામી છે. મારા મત મુજબ મુસ્તુફા ગાલીબ એમ કહેવામાં બહુ મોટી ભૂલ નથી કરતાં કે જ્યારે ઇમામ જાફરૂસ સાદિકને તેમના પુત્રના જીવન ઉપર તોળાઇ રહેલા ભયની પ્રતીતિ થઈ ત્યારે તેમણે તેમના ચાર દાઇઓ (વિશ્વાસુઓ) અને તેમના પુત્ર ઈસ્માઈલને એકત્રિત કર્યા અને આ બાબતમાં એકબીજાના મતો મેળવ્યા અને ત્યારે એમ નક્કી થયું કે તેમના પુત્ર ઈસ્માઈલે અને ચારેય દાઈઓએ નવા નામો ધારણ કરવા કે જેથી તેમની ઓળખ ગુપ્ત રાખી શકાય. અલ માહીદીના પત્ર દ્વારા આપણને જાણવા મળે છે તે પ્રમાણે તેઓને અલ-મુબારક, અલ-મયમુન, સૈયદ અને અલ-ખૈર નામ આપવામાં આવ્યા-એવા નામો કે જે સામાન્ય રીતે સારા શુકન તરીકે નામની પાછળ લગાડવામાં આવતા. આમ મુસ્તુફા ગાલીબ આગળ કહે છે કે આ ચાર દાઈ-ઓએ ઇસ્માઇલ (ઇશ્વર તેમને શાંતિ આપે) સાથે કુફા જવા માટે મદીના છોડયું અને તે પણ શક્ય છે કે ઇમામ જાફરૂસ સાદિકે ત્યાંના અબ્બાસી રાજ્યપાલ (આમીલ) પાસે કે જેઓ તેમના (ઈમામ સાદીકના) અનુયાયીઓ-માંના એક હતા, ઈસ્માઈલ બીન જાફરના મૃત્યુની ઉદ્દઘોષણા કરતું એક જાહેરનામું તૈયાર કરાવવાની વ્યવસ્થા પણ કરી હોય આપણને મળી આવતા જુદા જુદા ઈસ્માઇલી માહિતી વર્તુળો પાસેથી મળતી માહિતીને આધારે તેવું તારણ નીકળે છે કે ઇસ્માઈલ સીમીલીયા અને ત્યાંથી દમાસ્કસ ભણી આગળ વધ્યા હતા. મનસુર અલ અબ્બાસીને આ વાતની જાણ થઈ અને તેઓએ

૨

તેમના ગવર્નરને તેમની ધરપકડ કરવા માટે લખ્યું પરંતુ ઇસ્માઇલને આ વાતની ગંધ આવી ગઈ અને તેઓ દમાસ્કસ ઉપડી ઇરાક ચાલ્યા ગયા જ્યાં તેઓ હી. સ. ૧૫૧માં જોવામાં આવ્યા હતાં. તેમ કહેવાય છે કે તેઓ એક લકવાથી પીડાઈ રહેલા પાસેથી પસાર થયા અને ઈશ્વરેચ્છાથી તેને સાજો કરી દીધો હતો. ઇસ્માઈલ તેમના અનુયાયીમાં ભ્રમણ કરતાં કેટલાંક વર્ષો જીવ્યા અને અંતે હી. સ. ૧૫૮માં તેમના મૃત્યુની જાહેરાત થઈ.

અહીં એક ખૂબ જ મહત્ત્વનો પ્રશ્ન ચર્ચી લેવાની અગત્યતા જણાય છે. કાલ્પનિક નામો અથવા તો ઈમામની જગ્યાએ તેમને છુપાવનાર તરીકે બીજી વ્યક્તિઓ (હુજ્જ)ની સ્થાપના કરીને ઈમામ સખત ગુપ્તાવસ્થામાં રહેતા. આથી ઈમામના નજીકના વિશ્વાસુઓની બહારના વર્તુળમાં તેમની ઓળખ અંગે જબરજસ્ત અસમંજસો પેદા થવા પામી. હમણાં જ જણાવ્યા તે મુજબના કારણોસર, એક બહુ જ અગત્યના અને આધારભૂત એવા ઇતિહાસકાર સૈયદના કાદીએ પણ તેમના પુસ્તક 'ઈફ્તીનાહ અલ દાઅવાહ'માં આ નામોનો ઉલ્લેખ કર્યો નથી. કાળક્રમે આ નામો હેવાલ ઉપર લાવવામાં આવ્યા પરંતુ ત્યાં સુધીમાં નુકસાન થઈ ચૂક્યું હતું, અને બીન–ઈસ્માઈલી ઇતિહાસકારોએ કાં તો આ નામોની નોંધ જ ન લીધી અને કાં તો તેઓને શંકાની નજરે જોયા. સત્તાવાર માહિતીઓનો અભાવ, ઈસ્માઇલી ધર્મોપદેશકોએ જાળવેલી સખત ગોપનીયતા અને તેમની સામેના ધાર્મિક પૂર્વગ્રહ જેવા કારણોસર ઇતિહાસકારો અને લેખકોએ ફાતેમી ધ્યેય સંબંધી વિલક્ષણ કહી શકાય તેવા આક્ષેપો કર્યા છે. આમાનાં ઘણાં ઇતિહાસકારો અબ્બાસીશાસનના ટેકેદારો હતા અને તેથી ઇસ્માઈલીઓની આ શાસન વિરુદ્ધની કોઇપણ હીલચાલમાં તેઓને ઈસ્લામના દુશ્મનો દ્વારા ઈસ્લામની ભવ્યતાને હાની પહોંચાડવાનો વિઘાતક આશય દૃષ્ટિગોચર થતો. ઈતિહાસકારો ફાતેમી ક્રાંતિનું અવમૂલ્યન કરવા મનઘડિત વાર્તાઓ ઘડી કાઢતા. આમ ગુપ્તતા અને ફાતેમી પંથીઓ સામેના વેરને કારણે (અબ્બાસીઓના માત્ર પ્રતિસ્પર્ધિઓજ નહીં પરંતુ તેના કરતાં પણ કંઈક વિશેષ એવા ફાતેમી ઇમામો, અબ્બાસીઓને દૂર કરીને, સત્તા પર આવ્યા ત્યારથી તો આ વેર અતી ઉગ્ર બની ગયું.) આ ઈતિહાસકારોએ એવો આક્ષેપ કર્યો કે ઈસ્માઈલી ચળવળનો પહેલો સુત્રધાર મયમુન–અલ કદાહ હતો કે જે પોતાની માન્યતાઓ ઈસ્લામ પર લાદીને તેની ભવ્યતાનો નાશ કરવા પર ઉતરી આવ્યા હતા. આ કાર્યમાં તેમને તેમના પુત્રનો સહકાર સાંપડતો આ પુત્રનું નામ અબ્દુલ્લાહ બીન મયમુન

કહેવાતું. 'ફ્રાર્ક બાયન અલ ફિરાક'ના લેખક બગદાદી એમ માને છે કે બાતિનિયા (ગૂઢ સિદ્ધાંતોમાં માનનારા) પંથની સ્થાપના પર્શિયામાં આવેલા આહવાઝ નામના એક પ્રદેશમાંથી આવેલા અલ-કદ્દાહ તરીકે જાણીતા, મયમુન બીન દયસાન દ્વારા થઈ હતી. એમ કહેવાય છે કે તેઓ જાફરૂસ સદિકના મવાલા (કાર્યકર) હતા. આપણને અલ-કદ્દાહ વિષે પહેલી વિચારસરણી ઈબ્ને અલ નદીમના 'ફીહરીસ્ત' માંથી મળી આવે છે જે તેમણે ઇબ્ને રઝઝામના લખાણમાંથી લીધેલી છે. આ વિચારસરણીની પાયાની મુશ્કેલી એ છે કે પુત્ર અને પિતા વચ્ચે સો વર્ષનો ગાળો રહે છે તે છે. પી. જે. વેટીકિઓટીસ કહે છે કે મહંમદ બીન ઇસ્માઇલથી હી. સં. ૨૫૦ સુધીના સમયગાળા વિષે વિચારવામાં જ નથી આવ્યું. તેની શરૂઆત અલ-અહવાઝના-અબ્દુલ્લા બીન મયમુનથી થાય છે કે જેમના પિતા મયમુનિયા પંથીઓના મુખ્ય સૂત્રધાર હતા. હવે આ પિતા અબુ શકિર મયમુન ઈબ્ને ધ્યસાન કે જેઓ જાફરૂસ સાદીકના કાર્યભારી પણ કહેવાય છે. તે જ હોવા જોઈએ. અબ્દુલ્લા હી. સં. ૨૫૦ની આસપાસના અરસામાં ખ્યાતિ પામ્યા અને તેમના પિતા હી. સં. ૧૪૦ના અરસામાં કાર્યરત હતા. જો આમ હોય તો એક સદીના સમયગાળાને કારણે પિતા અને પુત્ર વચ્ચેનો સંબંધ લગભગ અશક્ય બની જાય છે.[૨૨]

ધ રાઈઝ ઓફ ફાતેમીદ્સ નામના તેમના પુસ્તકમાં ઈવાનોવે એક આખું પ્રકરણ; આ 'અબ્દુલ્લાહ બીન મયમુન અલ કદ્દાહની પૌરાણિક કથા' માટે રોકેલું છે. બી-લૂઈસ અને ગોએજેના મંતવ્યથી તદ્દન વિરુદ્ધ જતાં ઈવાનોવ માને છે કે મયમુન અલ કદ્દાહની વાત ફાતેમીઓના વિરોધીઓ દ્વારા કલ્પનાતીત તાણાવાણા વડે રચાએલી એક વાર્તા માત્ર છે; કારણ કે તેમાં કોઈ ઐતિહાસિક તત્ત્વ આવેલું નથી. તેઓ ખૂબ જ ભારપૂર્વક કહે છે કે: "આ વિષય વિવેચનાત્મક દૃષ્ટિ અને પૂરતી ગંભીરતા સાથે જોતાં, ફાતેમી દૃષ્ટિબિંદુ અને તેમની રૂઢીઓની સત્યાસત્યતા તરફ ધ્યાન આપ્યા વગર પણ, તેમની આપણને એક માત્ર અનિવાર્ય એવી ફલશ્રુતી મળી આવે છે કે અબ્દુલ્લાહ બીન મયમુન અલ કદ્દાહની વાત એ એક કલ્પનાતીત પૌરાણીક કથા માત્ર છે. લગભગ, બીજી બધી આકસ્મિકપણે જન્મેલી અને આકસ્મિકપણે જ ગુંચવણભરી વિચારધારામાં પરિણમેલી દંતકથાઓની જેમ જ. એક સાચા અર્થમાં પૌરાણીક કથા કહી શકાય તેવી પૌરાણીક કથામાં હોવા જોઈએ તેવા બધા જ તત્ત્વો તેમાં છે. (૧) હીરોને (મુખ્ય પાત્રને) આપવામાં આવેલા વિશાળ જીવનકાળ (૨) પ્રચંડ ભૂગર્ભીય યોજના અને કાયદા વિરૂદ્ધનું ષડયંત્ર, (૩) ભયંકર છેતરપિંડી (૪) ધાર્મિક સૂત્રોમાં રહેલી અતિશય અપવિત્રતા."[૨૩]

આમ છતાં, આ બાબત એટલી સામાન્ય નથી કે તેને કોઈ એક ઇતિહાસકાર વડે ઈસ્માઈલીઓ સામેના પોતાના વૈરભાવના કારણે જોડી કાઢવામાં આવેલી માત્ર એક દંતકથા તરીકે ખપાવી છોડી દઈ શકાય. તત્પશ્ચાત પ્રાપ્ત થયેલાં કેટલાંક ઈસ્માઈલી હેવાલો જેવાં કે, સૈયદના ઈદરીસ લેખિત ઝહરૂલ માઅની અને સૈયદના અલ ખત્તાબ લેખિત ગયતુલ–મવાલીદ (જે અનુક્રમે નવમી અને પંદરમી સદીમાં લખાયેલા છે)–અલ–કાદ્દાહને મુહમ્મદ બીન ઈસ્માઈલની બાલ્યાવસ્થા દરમિયાનના તેમના વાલી અને ન્યાસધારી તરીકે ઉલ્લેખે છે. આમ સૈયદના ઈદરીસ કહે છે કે "તેઓએ (ઈમામ જાફરે) તેઓને એટલે કે મૌલાના મુહમ્મદ બીન ઈસ્માઈલને મયમુન, બીન ગયલન બીન બયદર બીન મેહરાન, બીન સલમાન–અલ–ફારસીના વિશ્વાસ ઉપર છોડયા હતા. ઇમામ જાફરે :અલ કદ્દાહની મદદથી જ્યારે તેઓ ત્રણ વર્ષના હતા ત્યારથી તેમનો ઉછેર કર્યો અને તેમનું રક્ષણ કર્યું અને તેઓ (અલ કદ્દાહ) તેમના ઉચ્ચ હોદ્દાના વાલી–રક્ષક–(કફીલ) અને ન્યાસધારી[૨૪] (મુસ્તૌદા) હતા.[૨૫] પરંતુ આ બાબત ખૂબ ગૂંચવણભરી છે કારણ કે પ્રારંભિક ઈસ્માઈલી માહિતી વર્તુળો આ રહસ્યમય વ્યક્તિત્વની બાબતમાં તદ્દન ચુપ છે. હમીદુદ્દીન કિરમાણી દ્વારા લખાએલા અલ કાફિયા અને ઈમામ અલ મોઈઝના પત્રો જેવા દસ્તાવેજી પુરાવાઓ તેમના અસ્તિત્વ અંગેની માન્યતાઓને રદિયો આપે છે. અલબત, એમ દલીલ થઈ શકે કે તેઓએ મયમુન અલ કદ્દાહના અસ્તિત્વનો અસ્વીકાર નથી કર્યો પરંતુ તેઓ ફાતેમી પંથના ખૂબ જ શરૂઆતના અનુયાયી હતા અથવા તો તેઓ ઈસ્માઈલી દા'વતના સ્થાપક હતા તે માન્યતાનું ખંડન કર્યું છે.

બીજી બાજુ આરિફ તામીર તેમના પુસ્તક અલ–કારામિતામાં મયમૂન અલ કદ્દાહની દંતકથા અંગેના પ્રકરણમાં જણાવે છે કે જ્યારે મુહમ્મદ બીન ઈસ્માઈલે પૂર્વ તરફથી પ્રયાણ કરી સિરિયામાં, પાલ્મીરિયાને પોતાની કર્મભૂમિ તરીકે સ્થાપ્યું ત્યારે તેઓ પોતાની જાતને મયમુન અને કદ્દાહ એટલે કે આંખના રોગોના નિષ્ણાત તેમ કહેવરાવતાં. આમ આપણે જોઇ શકીએ છીએ કે અલ–કદ્દાહના વ્યક્તિત્વ અને કાર્યક્ષેત્ર અંગે ઘણાં જુદા જુદા મતો પ્રવર્તી રહ્યા છે. લોકો તેમને ઇસ્માઇલી દા'વતના સ્થાપક તરીકે માને છે અને આ ઈસ્માઈલી દા'વતની સ્થાપના ઇસ્લામનો અંદરથી જ નાશ કરી નાખવાના આશયથી થયેલી કારણ કે તેઓ ઇસ્લામના કટ્ટર દુશ્મન હતાં તેમ મનાય છે. આવા પ્રકારની દંતકથા ઇતિહાસકાર ઈબ્ને રકઝામથી શરૂ થઈ અને સામાન્યતઃ ફાતેમીઓ અને ખાસ કરીને ઈસ્માઇલીઓ તરફ દ્વેષભાવ ધરાવતા ઇતિહાસકારો

દ્વારા વહેતી મૂકાઈ. વળી એવા પણ વિચારકો છે કે જેઓ માને છે કે મયમુન અથવાતો સૈયદ-અલ-ખૈર જેવા નામો ગુપ્તવેષે રહેતાં ઇમામો દ્વારા, અબ્બાસી રાજ્યકર્તાઓ અને તેઓના વડે ગુંથવામાં આવેલા બુદ્ધિપૂર્વકના જાસૂસી તાણુવાણાને ગેરમાર્ગે દોરવાના આશયથી ધારણ કરવામાં આવેલાં. કેટલાંક એમ પણ માને છે કે મયમુન-અલ-કદ્દાહ, તેમના પુત્ર અબ્દુલ્લાહ તથા બીજા કેટલાંક હુજુબ અનુગામીઓ હુજ્જબ અથવા હુજ્જા એટલે કે ઇસ્માઇલી દા'વાના ઉચ્ચ ધાર્મિક વડાઓ હતાં કે જેઓએ પોતાની સામેના પ્રચંડ અબ્બાસી આક્રમણ સામે ઝઝૂમીને ઈસ્માઈલી દા'વાના પ્રચાર અને મજબૂતીકરણના કાર્યમાં ખૂબ જ મહત્ત્વનો ભાગ ભજવ્યો. પાછળના કેટલાંક ઇસ્માઈલી વર્તુળો અને સૈયદના અલ-ખત્તાબ લિખિત ગાયાતુલ મવાલીદ સહીત કેટલાંક હેવાલો એમ પણ જણાવે છે કે અલ-કદ્દાહના કેટલાંક અનુગામીઓની હંગામી ઈમામો (મુસ્તૌદા) તરીકે નિમણૂંક પણ થયેલી. ગાયતુલ-મવાલીદમાં દર્શાવવામાં આવ્યું છે કે પ્રથમ ફાતેમી ખલીફા મૌલાના અલ-માહદી એક મુસ્તૌદા (ન્યાસધારી, હંગામી ઇમામ) હતા અને તેઓ મયમુન-અલ કદ્દાહના કુળના હતા. પોતાના પુસ્તક અલ-મોઈઝ લી દીનીલ્લામાં હસન ઈબ્રાહીમ હસન અને અહમદ શર્ફ પણ અહીં સહમત થાય છે. તેઓએ આ માટે અલ દાઈ ઇદરીસના ઝહરૂલ માઈનાને ટાંકેલું છે.[૨૭]

હકીકતો વિષે ખાતરી કરવી અથવા તો તે અંગેની સાબિતી મળવી ખૂબ જ મુશ્કેલ છે કારણ કે તે સમય દરમિયાન ઇસ્માઇલી પ્રચારકોએ તેઓનું કાર્ય ખૂબ જ ગોપનીયતાપૂર્વક કરવું પડતું. ચારે બાજુ દુશ્મનો છવાએલા હતા કે જેઓ સત્યની સાથે ચેડા કરીને સત્યને કદરૂપુ બનાવી રહ્યા હતાં અને ફાતેમી ઈમામોના વિરોધમાં દ્વેષિલી અફવાઓ ઉડાવી રહ્યા હતાં. તે ઇસ્માઇલીઓ માટેનો સર્જનકાળ હતો, અને હયાતીને ટકાવી રાખવાની દૃષ્ટિએ ખૂબ જ નાજુક અને તેથી જ અતી મહત્ત્વનો સમય હતો. આ તે સમયગાળો હતો. જે દરમિયાન ફાતેમી ચળવળ નિર્ણાયક સ્વરૂપ ધારણ કરી રહી હતી તથા ભૂગર્ભ પ્રવૃત્તિઓ માટે અત્યંત આવશ્યક એવા સર્વાંગસંપૂર્ણ આયોજનયુક્ત ઢાંચો નિષ્પન્ન થઇ રહ્યો હતો. આ ઢાંચો આજ સુધી અસ્તિત્વ ધરાવે છે તથી તેનો બારીકાઇ પૂર્વકનો અભ્યાસ રસપ્રદ થઈ પડશે. મારા મત પ્રમાણે મયમુન-અલ-કદ્દાહ અને તેમના પુત્ર અબ્દુલાહ, ફક્ત એક દંતકથા અથવા તો પ્રોફેસર ઇવાનોવના જણાવ્યા અનુસાર કોઇક ફળદ્રુપ ભેજાની કલ્પના માત્ર નથી.

જોકે પ્રોફેસર ઈવાનોવ એક ખૂબ જ સંનિષ્ઠ અને વિદ્વાન સંશોધક છે પરંતુ મયમુન અલ કદ્દાહ અને તેમના પુત્ર વિષેનો પોતાનો અભિપ્રાય જાહેર કરવાનું સાહસ ખેડતાં પહેલાં તેઓએ ઇસ્માઇલી ચળવળની અમુક ચોક્કસ પ્રકારની ખાસિયતોને ગણત્રીમાં લીધી નથી તેવું લાગે છે. ફાતેમીઓ તરફના દ્વેષભાવને કારણે, અલ-કદ્દાહને ઈસ્લામના દુશ્મન તરીકે ગણાવનારા, અને તેમના ઉપર ઇસ્લામનો અંદરથી નાશ કરવાના આશયથી ઈસ્માઇલી ચળવળના સ્થાપક અને તે ચળવળ દ્વારા ઇસ્લામી લાક્ષણીકતાઓનાં ઓઠા હેઠળ ઝોરોસ્ટ્રિયન અને મનિશિયન શિક્ષણની રજુઆત કરતાં ધાર્મિક ઉપદેશો જોડી કાઢનાર તરીકેના અલ-કદ્દાહ ઉપર આક્ષેપો કરનારા ઇતિહાસકારોની ઝાટકણી કાઢવાનું પ્રોફેસર ઈવાનોવનું કાર્ય ન્યાયયુક્ત છે. આ ઇતિહાસકારો આપણને એમ ઠસાવવા ઈચ્છે છે કે આ પિતા-પુત્ર બન્નેને ઇસ્લામ તરફ ગુસ્સો અને આરબો તરફ ભયંકર નફરત સિવાય કશું નહોતું અને લોકોના મર્મને સ્પર્શીને-માનવજાતની મૂળભૂત આંતરિક નબળાઇઓને આકર્ષીને દરેક પ્રકારના અસંતુષ્ટ પરિબળોને એકત્રિત કરીને કાવતરા દ્વારા ત્યારે શાસન કરી રહેલ અબ્બાસી શાસકોને ફેંકી દેવા અને તે રીતે એક એવો સમાજ સ્થાપવો કે જેમાં બધાને બધી છૂટ હોય. આ તે પિતા પુત્રનું ધ્યેય હતું.

આ બધા કાલ્પનીક આક્ષેપો, રૂઢીચુસ્ત મુસલમાનોની નજરમાં ઇસ્માઇલીઓને હલકા પાડવાના આશયથી ગણતરીપૂર્વકના હેતુસર કરવામાં આવેલાં છે. ઘણાં ખ્યાતનામ ઇતિહાસવિશારદો જેવા કે દ-ગોએજે આર. એ. નીકોલસન વગેરેએ પણ પૂર્વગ્રહી માનસ ધરાવતા ઇતિહાસકારોએ કહેલી આ વાતો સ્વીકારી લેવાની ભૂલો કરી છે. તેથી જ પ્રોફેસર ઈવાનોવે ભરેલું, આવા પ્રકારના ઇસ્માઇલી ચળવળ અંગેના સત્યને તોડી-મરોડીને રજુ કરનારા ઇતિહાસકારોની ઝાટકણી કાઢવાનું પગલું સુયોગ્ય છે. પરંતુ મયમુન અને તેમના પુત્ર અબ્દુલ્લાહ એ એક દંતકથા માત્ર છે અથવા તો તેઓએ ઇસ્માઈલી ધ્યેયના ફેલાવા માટે કોઇ મહત્ત્વનો ભાગ ભજવ્યો નથી એમ કહેવામાં તેઓ પણ ભૂલ ખાતા હોય તેમ લાગે છે. મારો અભિપ્રાય એમ છે કે મયમુન અલ કદ્દાહ અલબત્ત આ ચળવળના સ્થાપક નહોતા પરંતુ તેઓએ તે ચળવળને સ્વરૂપ આપવામાં અને તેના આયોજન કરવામાં ઘણો જ મહત્ત્વનો ભાગ ભજવેલો. ઇમામ જાફરસ-સાદિક ફક્ત એક મહાન વિદ્વાન પુરુષ જ નહોતા પરંતુ કેટલીક ઇસ્માઇલી અને બિન-ઈસ્માઈલી જાણકારીઓ દ્વારા સિદ્ધ કરી શકાય છે કે તેઓ એક ચતુર, મહાનુભાવ અને હોંશિયાર રાજનીતિજ્ઞ પણ હતા. તેઓ પહેલા હતા કે જેમણે

કહ્યું કે "**તકિયા** (ગોપનીયતા) એ મારો અને મારા પૂર્વજોનો ધર્મ છે"—અને **તકિયા** સિવાય કોઈ ધર્મ નથી. ત્યારબાદ **તકિયા** એ દરેક શિયાપંથીનો એક ભાગ બની રહ્યો. ત્યારે પ્રવર્તી રહેલી પરિસ્થિતિને ધ્યાનમાં લેતાં ઈમામ સાદિકના પક્ષે તે એક મુત્સદ્દીગીરીભર્યું પગલું હતું કારણ કે શક્તિશાળી અબ્બાસી રાજ્ય સામે ખુલ્લી પ્રવૃત્તિઓ નિષ્ફળ જ ગઇ હોત.

જાફરસ સાદિકને મજબૂત સુયોજીત અને ખાનગી એવા એક આયોજનનું મહત્વ સમજાયું હતું જે દ્વારા અપુખ્ત અને પરિણામ સ્વરૂપ–વિનાશકારી અથડામણો કરવાનું સાહસ ખેડ્યા વિના અબ્બાસી સલ્તનતની વિરુદ્ધમાં અસરકારક પડકાર ફેંકી શકાય. તેઓએ આ પ્રકારનું આયોજન ઘડવાનું કાર્ય ઉપાડી લીધું અને તેમાં મદદરૂપ થાય તે હેતુસર તેમના પર્શિયન મવલા મયમૂન અલ કદ્દાહની સેવાઓ આવકારી. અહીં એ નોંધવું જરૂરી છે કે આરબો રૂઢીગત અને સ્વભાવગતપણે ખાનગી અને ભૂગર્ભીય પ્રવૃત્તિઓ માટે યોગ્ય નહોતા. તેઓએ હંમેશા કોઈ પણ પ્રકારના રાજકીય કાવાદાવાની જરૂરત જાણ્યા વિના હંમેશા ખુલ્લા અને મુક્ત સમાજમાં જીવન વ્યતિત કરેલું. જ્યારે પર્શિયનો રાજનીતિનું જ્ઞાન ધરાવતા હતા, સામંતશાહી તથા સામાન્ય રાજકીય પરિસ્થિતિથી સુપરિચિત હતા અને રાજકીય દાવપેચ તથા મુત્સદ્દી-ગીરીની સુક્ષ્મતાથી સારી પેઠે ટેવાએલા હતા. જાફરસ સાદિકને પર્શિયન કુળના કોઈ એવા મવલાની સેવાઓની જરૂરત જણાઈ હશે કે જેની પાસે એક વિશાળ ભૂગર્ભ પ્રવૃત્તિના તાણાવાણાનું આયોજન કરી શકે તેટલી કાર્યકુશળતા હોય. તેઓની દૃષ્ટિ તેમના પિતાના વિશ્વાસુ મવલા અને અનુયાયી મયમુન ઉપર આવીને ઠરી.

કેટલાંક ઈસ્માઇલી વર્તુળો દ્વારા આપણને જાણવા મળે છે તે મુજબ મયમુન એક વિદ્વાન અને પવિત્ર પુરુષ હતા. દાઈ ઈદરીસ માને છે કે તેઓ સલમાન ફારસીના કુળના હતા–અલબત્ત ઈવાનોવ આ માહિતીને અસ્વીકાર્ય ગણે છે. પરંતુ તેઓ પર્શિયન હતા તેમાં કોઈ શંકા નથી. શક્યતઃ તેઓ અહવાઝથી આવેલા હતા. એમ પણ કહેવામાં આવ્યું છે કે તેઓ મક્કામાં જન્મેલા હતા અને પાછળથી અહવાઝ ચાલ્યા ગયા હતા. ઘણાં ઇતિહાસકારો એમ દર્શાવે છે કે તેઓ મહમદ અલ બાકીરના સહવાસી હતા અને પછીથી તેઓએ ઈમામ જાફરસ સાદિકની સેવા કરેલી. મારા મંતવ્ય મુજબ ઈમામના કુટુંબ સાથેના તેમના આ પ્રકારના ઘનિષ્ટ સંબંધોના કારણે જ તેમની ઈસ્માઈલી દા'વાના આયોજન કાર્ય માટે વરણી થયેલી. જો તેમના ઉપર

આક્ષેપો થઇ રહ્યા છે તે પ્રમાણે તેઓએ કોઇ કનિષ્ટ ઉદ્દેશ્યો સેવ્યા હોત તો તેમને આજે ઇસ્માઇલી વર્તુળોમાં જે માનદ્ સ્થાન અપાઈ રહ્યું છે તે ન અપાતું હોત. આ પ્રસંગે આરીફ તામીર સૂચવે છે કે મુહમ્મદ બીન ઇસ્માઇલના જીવન અંગેના ઇતિહાસનો અભ્યાસ કરવાથી તે તાદસ્ય બને છે કે તેઓ ગુપ્તતા (**દાવર–અસ–સત્ર**)ના સમયના સ્થાપક હતા અને તેમની ઈમામત એ ઈસ્માઈલી ચળવળના ઇતિહાસમાં એક તદ્દન નવા સમયની શરૂઆત હતી. આપણે થોડા આગળ જઇને એમ પણ કહી શકીએ કે તેમણે (ઈમામ મહમ્મદે) શરિયતના કેટલાંક ત્યારે પ્રવર્તમાન એવા આદેશોને બાજુ ઉપર મૂકી નવા ઉપદેશો સમાજને આપ્યા. તેઓ પહેલા ઇમામ હતા જેમણે સ્પષ્ટીકરણ (શરિયતના હુકમોનું પાલન કરવાના બોજા અંગે)ની મુશ્કેલીઓનો તોડ શોધી કાઢયો અને તાવીલ–અને રહસ્યમય અર્થોને મહત્ત્વ આપ્યું અને તેમના ઉદ્દેશ્યના ફેલાવા અર્થે તેમણે તેમના હુજ્જા અને મહાન દાઇ મયનમુનનો સહારો લીધો. આરીફ તામીર કહે છે કે અલ કદ્દાહના કુટુંબે ઈસ્માઈલી ચળવળના ઇતિહાસમાં કેટલો અગત્યનો ભાગ ભજવ્યો છે તે આ રીતે સ્પષ્ટ બને છે. ૨૮

આરીફ તામીરનું આ વિધાન મહત્ત્વનું છે કારણ કે તે આપણી ચર્ચાને સ્પર્શતા બે પ્રશ્નો સાથે સંબંધ ધરાવે છે. તેમાંનો પહેલો પ્રશ્ન છે–ઈસ્માઇલી દાવામાં અલ કદ્દાહે ભજવેલો ભાગ–આ પ્રશ્નને લાગેવળગે છે ત્યાં સુધી આરીફ સત્ય તરફ અંગૂલીનિર્દેશન કરે છે કે અલ કદ્દાહે આ ચળવળના ફેલાવાના કાર્યમાં અગત્યનો ભાગ ભજવ્યો હતો અને તેમનું કુટુંબ આ ચળવળ સાથે ઘનિષ્ટપણે સંકળાએલું હતું. આમ છતાં તેઓ આ ચળવળના સ્થાપક તો નહોતા જ. બીજું તેઓ કહે છે કે ઇમામ મહમ્મદ બીન ઇસ્માઇલથી આ ચળવળનું નવું સોપાન શરૂ થયું. આ સોપાન એ માત્ર **ગુપ્તતા (સાતર)** પૂરતું જ નહોતું પરંતુ શરીઅતના જૂના ઉપદેશો અને તે ઉપદેશોના નિર્ધારિત અમલીકરણના સ્થાને નવા ઉપદેશોનો પણ આ સમય દરમિયાન જન્મ થયો. આ વિધાનને કાળજીપૂર્વક સમજવાની જરૂર છે અન્યથા તે વિવાદાસ્પદ બની રહે તેવી શકયતા છે અને અત્રે ઈસ્માઇલી ઉદ્દેશ્ય ઉપર પણ થોડો પ્રકાશ ફેંકવો જરૂરી છે. હકીકત એ છે કે કેટલાંક દ્વેષદષ્ટિ જેવા કારણોસર બિન ઈસ્માઈલીઓ દ્વારા આ ઉપદેશો કદી બરોબર સમજી ન શકાયા અને તેઓએ આ ઉપદેશોને નાસ્તિકવાદ તરફ દોરી જનારા, તથા પુનર્જન્મ અને એવા કેટલાક બીજા બીન ઇસ્લામિક માન્યતાઓનો ફેલાવો કરનાર ગણ્યાં.

વળી આરીફ તામીરે ઉપરના ફકરામાં જણાવ્યું છે તે મુજબ તેમના ઉપર શરિયતના બાહ્ય ક્રિયાકાંડ રૂપી બંધનોને સ્વીકારવાની તકલીફને અનિવાર્ય ન ગણવાનો આક્ષેપ પણ કરવામાં આવ્યો છે. આ આક્ષેપ સાચો નથી. જો કે કેટલાંક 'કરામિતા' જેવા ઉપપંથો માટે આ સાચું છે પરંતુ તેમનો ફાતેમીઓ દ્વારા પરિત્યાગ કરવામાં આવ્યો છે.

આ પ્રશ્નને ખૂબ જ બારીકાઇપૂર્વક ચકાસવો આપણા માટે આવશ્યક છે કારણ કે તાત્ત્વિક ઈસ્માઇલી શિક્ષણ અને માન્યતાઓ તથા તેના ધાર્મિક–રાજકીય આયોજનો તેના ઉપર આધારિત છે. અબ્બાસીઓના સત્તા ઉપર આગમન પછી આરબો કરતા વિદ્વતા, અને અભ્યાસીપણાની બાબતમાં કયાંય વધારે આગળ તેવા પર્શિયન લોકોએ તેમના સમ્રાટને પૂરતો સહકાર આપવા માંડ્યો. વાસ્તવમાં તેઓ જ સમાજનું બૌધિક સત્વ હતું, કારણ કે તેમની પાસે તત્ત્વજ્ઞાન, બ્રહ્મજ્ઞાન–આધ્યાત્મિકજ્ઞાન અને એવું જુદા જુદા વિષયો અંગેનું જ્ઞાન વિપૂલ પ્રમાણમાં હતું, જ્યારે આરબોને આવા પ્રકારના કોઈ જ્ઞાનમાં રસ જ નહોતો. આજ કારણસર ઉમૈયાઓના વખતમાં, કે જેને આરબ રાષ્ટ્રીય શાસન પણ કહેવામાં આવે છે, તત્ત્વજ્ઞાન જેવા બુદ્ધિગમ્ય વિષયોને કોઇ પણ પ્રકારની મહત્તા પ્રાપ્ત થઈ નહોતી. અલબત્ત ! કેટલીક લલિતકળાઓ જેવી કે કાવ્યરચના, ગીત–સંગીત જે 'જાહિલિયત' સમયમાં અસ્તિત્વ ધરાવતી હતી. તેઓનો આ કાળ દરમિયાન પૂનરોદ્ધાર થયેલો. પરંતુ અબ્બાસી રાજ્યકાળ (જેને ટાયનબી ન્યાયપૂર્વક જ "સર્વવ્યાપી (સર્વ સાધારણ) ઇસ્લામી રાજ્ય" નો સમય કહે છે) દરમિયાન પર્શિયનોના સક્રિય સહકારના કારણે ગ્રીક તત્ત્વ જ્ઞાનને સારું એવું મહત્ત્વ મળ્યું. વધારામાં કેટલાંક અબ્બાસી રાજવીઓએ તેઓની સમૃદ્ધિનો ઉપયોગ તેઓના રાજ્યમાં વસતા વિદ્વાનો દ્વારા તત્ત્વજ્ઞાન અને ગણિત જેવી વિદ્યાઓ ઉપર લખાએલા ગ્રીક, પર્શિયન અને હિન્દુ-સ્તાની પુસ્તકોનો અરબી ભાષામાં અનુવાદ કરવામાં કર્યો. આ રીતે જ્ઞાનનો એક વિપુલ સંગ્રહ પ્રાપ્ય બન્યો. પ્લેટો, એરિસ્ટોટલ અને બીજા ગ્રીક તત્ત્વવેત્તાઓ બૌદ્ધિક સ્તર દ્વારા સારો એવો અનુરાગ પામ્યા. ઈસ્લામી આધ્યાત્મવાદે પ્લોટીનસ (પ્લૂટો) અને તેના વિચારો પરથી અસ્તિત્વમાં આવેલા પ્લૂટોવાદમાંથી નવા વિચારો ગ્રહણ કર્યા. મુ'તાઝાલીઓ પહેલા હતાં કે જેમણે ઈસ્લામી ઉપદેશોને તત્ત્વજ્ઞાનના દષ્ટિબિંદુએથી નિહાળવાની શરૂઆત કરી. વધારામાં હવે તત્ત્વજ્ઞાન કાયદાશાસ્ત્ર આધ્યાત્મિક જ્ઞાન અને ધંધાદારી લહિયાઓના ખર્ચને નિભાવી શકે તેટલું ભંડોળ પણ રાષ્ટ્ર પાસે

હતું જે ઈસ્લામના શરૂઆતના દિવસોમાં અપ્રાપ્ય હતું. ભાષાંતરધામો પ્રવૃત્તિઓથી ધમધમી ઉઠયાં. બગદાદ અબ્બાસી સામ્રાજ્યનું એક માત્ર મુખ્ય શહેર જ નહીં પરંતુ સમગ્ર વિશ્વનું એક બૌદ્ધિક કેન્દ્ર બની રહ્યું. ખ્યાતનામ એવા વિદ્વાનો, તત્ત્વવેત્તાઓ, જ્યોતિષીઓ, અને ગણિતજ્ઞો વિશ્વના જુદા જુદા ભાગોમાંથી ત્યાં આવવા લાગ્યા. અહીં એ નોંધવું રસપ્રદ બની રહેશે કે આ આવનારાઓમાંના ઘણાં હિન્દુસ્તાની પણ હતાં.

આ પાશ્ચાદભૂમિકાને દૃષ્ટિ સમક્ષ રાખીને ઈસ્માઇલી ચળવળનું મૂલ્યાંકન થવું જોઈએ. જ્યારે આ ચળવળના મૂળ ઈરાક અને પર્શિયામાં ફૂટી રહ્યા હતા તે સમયમાં ગ્રીક તત્ત્વજ્ઞાનને આત્મસાત કરવા માટે સમાજમાં જબરદસ્ત બૌદ્ધિક પરિબળોની આવશ્યક્તા વર્તાતી હતી, કારણ કે આરબો પાસે તળપદી તત્ત્વજ્ઞાન જેવું કશું હતું નહીં. આરબો પાસે રણમાં પ્રાપ્ય એવા કેટલાંક અતિ–અલ્પ પરિબળો હતાં (એક સમાજની ઉન્નતિ, અને બુદ્ધિશાળી લોકોના વર્ગને નિભાવી શકાય, તે માટે જરૂરી એટલી સમૃદ્ધિ આરબો પાસે ઉપલબ્ધ નહોતી કારણ કે તેઓ પાસે ખેતી નહોતી) અને તેથી તેઓ બૌદ્ધિક કાર્યદક્ષતા પામી ન શકયા જેના પરિણામ સ્વરૂપ તેઓ માનસિક અને શારીરિક રીતે તદ્દન સામાન્ય મનુષ્યો જ રહ્યા. ઈસ્લામ પણ એક ખૂબ જ સાદી શ્રદ્ધાના રૂપે હતો, જેમાં બહુજ જટિલ એવા ક્રિયાકાંડો બૌધિક તર્ક–વિતર્કો અને આધ્યાત્મિક સુક્ષ્મતાઓનું કોઈ સ્થાન નહોતું અને તેમાં અંતરજ્ઞાન અથવા ચિંતન કરતાં ઇન્દ્રિયગમ્ય સમજ (વ્યવહારુ સમજ) ને વધારે મહત્ત્વ મળતું. એક રણમાં જન્મેલા ધર્મને માટે એ બહુજ સ્વાભાવિક છે. જોકે અબ્બાસી રાજવીઓએ તેઓના રાજ્યની સ્થાપના કરી ત્યાં સુધીમાં તો પરિસ્થિતિમાં પ્રખર પરિવર્તનો આવી ચૂકયા હતા. ઇસ્લામ હવે પહેલાંની જેમ રણ પ્રદેશમાં વ્યાપ્ત એવી એક સાદીસીધી શ્રદ્ધા જ નહોતો રહ્યો. પર્શિયનો કે જેઓએ ઇસ્લામને આવકાર્યો, તેઓની પાસે આંતરજ્ઞાન અને ચિંતન તથા મનનથી યુક્ત એવું આત્મજ્ઞાન હતું અને ઇસ્લામને તેઓએ આ દૃષ્ટિથી નિહાળ્યો. મુતાઝીલાઓ ઇસ્લામને વિવેકબુદ્ધિના આધારે સમજાવવાની શરૂઆત કરનારાઓ હતા. સત્યનો બચાવ કરવા માટે અને તેનો પક્ષ લેવા માટે ગ્રીક તત્ત્વજ્ઞાનનો છૂટથી ઉપયોગ થવા લાગ્યો. ત્યાં સુધી કે અશારીઓ કે જેઓ ઈસ્લામને ગ્રીક તત્ત્વજ્ઞાનના પ્રકાશમાં નિહાળવાની બાબતમાં ઝનૂની પૂર્વગ્રહ ધરાવતાં હતાં તેઓ પણ તેમના વિરોધીઓના આવા પ્રયત્નોનો વિરોધ કરવાના આશયથી ગ્રીક તત્ત્વજ્ઞાનને જ ટાંકવા લાગ્યા. આમ સૈદ્ધાન્તિક મતભેદો અને આધ્યાત્મિક

એ ચતાણોની બાબતમાં અત્યંત સુક્ષ્મતા આણુવાની પ્રવૃત્તિ એ તે સમયનો રોજીંદો વ્યવહાર બની રહ્યો. આ સાથેસાથે રહસ્યવાદ–ગૂઢતાવાદ પણ પાંગર્યો અને અમુક, અહીં જેનું વિશ્લેષણ અસ્થાને છે એવા સામાજીક રાજકારણને લગતાં કારણોસર તેને ખ્યાતિ પણ મળી. આ ગૂઢવાદ નવીન–પ્લૂટોવાદની અસર નીચે હતો તેથી **ઉદ્ભવિત** અને **બિનઉદ્ભવિત** સિદ્ધાંતો કેટલીક રહસ્યવાદી વિચારસરણીઓમાં સામાન્ય થઈ પડયાં. આમ ખૂબ જ ત્વરીત ગતિએ ઈસ્લામ ચિંતનાત્મક વિચારસરણીના સકંજામાં આવી ગયો. જોકે રૂઢી-ચુસ્ત પરિબળોએ આ ફેરફારો સામે સખત પ્રતિરોધ દર્શાવ્યો પરંતુ તેઓ લાંબુ ટકી શકયા નહીં કારણ કે ઐતિહાસિક અને સામાજીક પરિબળો પોતે જ રૂઢીચુસ્તતાની વિરૂદ્ધમાં હતાં.

આ પરિસ્થિતિમાં ઈસ્માઇલી દા'વા અસ્તિત્વમાં આવ્યું. આ ધ્યેયના આયોજકો પ્રવર્તમાન બૌદ્ધિક અભિગમને સારી પેઠે જાણતાં હતા. તેઓ ઈસ્લામના ઉપદેશોમાં ગ્રીક તત્ત્વજ્ઞાનનો સક્રિય ઉપયોગ કરવાની હાર્દિક ઇચ્છા ધરાવતાં હતાં. ઇસ્માઈલી સાધકોએ ઈસ્લામી અને ગ્રીક તત્ત્વજ્ઞાનના આધાર પર એક સર્જનાત્મક સંશ્લેષણ રચી કાઢયું. ઈસ્માઈલી બોલીમાં જેને 'તાવીલ' અને 'હકીકત' કહેવાય છે તે બીજું કશું જ નહીં પરંતુ ઈસ્લામના જાહેર શિક્ષણ અને પ્રણાલીઓનું ગુઢ અથવા તો અમુક દિક્ષિતિનો જ ઉપલબ્ધ એવી સમજાવટ જ છે. ગ્રીક તત્ત્વજ્ઞાન સાથે સાધવામાં આવેલી આ એકરૂપતાએ ઘણાં વિદ્વાનોને ઈસ્માઈલી ચળવળ તરફ આકર્ષ્યા. સમય જતાં તેઓ તે ચળવળના વિશેષજ્ઞો બની રહ્યાં. એ નોંધવું જરૂરી છે કે આ વિશેષજ્ઞોમાંના મોટાભાગના પર્શિયાથી આવેલાં હતાં. તેઓની પાસે રહેલી ચિંતનાત્મક વિચાર-સરણીની પ્રણાલીથી સુસજ્જતાને કારણે તેઓમાંના કેટલાંક વિશેષજ્ઞો જેવા કે સૈયદના હમીદુદ્દીન કિરમાણી, સૈયદના મૌયાદ શિરાઝી, યાકુબ અલ શિજી-સ્તાની, અને અબુ–હાતિમ અલ રઝી અને બીજા કેટલાંક વિદ્વાનોએ ઈસ્લામના શિક્ષણમાં રહેલાં ગુઢાર્થો ઉપર આધારિત ઘણાં પુસ્તકો લખ્યાં. શરૂઆતમાં નવમા ઈમામ અહમદ અલ મસ્તુરે ગ્રીક તત્ત્વજ્ઞાન અને ઇખવાન અલ સફા તરીકે જાણીતા વિજ્ઞાન ઉપર **૫૨** (બાવન) રિસાલામાં વહેંચાયેલો એક જ્ઞાનકોષ તૈયાર કરેલો એમ કહેવાય છે. આ રિસાલાઓ ઈસ્માઇલી દાવાના પુસ્તકોમાં ખૂબ જ મહત્ત્વ ધરાવે છે. એક દાઉદી લેખક શેખ ઈબ્રાહીમ અસ સૈફી કહે છે કે: "મેં કેટલાંક ઉલેમાઓને એમ કહેતાં સાંભળ્યા છે કે આ ઈખવાન અસ સફા અંગેના રિસાલાઓ એ કુરાન પછીના (બીજા) કુરાન છે, અને આ

(એટલે કે ઇખવાન અલ સફા) એ જ્ઞાન (ઇલ્મ) ના કુરાન છે. તે કુરાન ચમત્કારિક (પ્રેરિત) કુરાન છે, અને આ કુરાન ઈમામતના કુરાન છે જેવી રીતે કે તે કુરાન નબૂવત (પયગંમ્બરપણાના) કુરાન છે."[૨૧]

એમ પણ કહેવામાં આવ્યું છે કે જ્યારે ઇખવાન અલ સફામાંના રિસાલાઓની રજૂઆત થઈ તે સમયમાં સમાજના ચૂનંદા શિક્ષિત સભ્યો ઇસ્લામી શિક્ષણના ભોગે પણ ગ્રીક તત્ત્વજ્ઞાનના પ્રવાહમાં તણાઇ રહ્યા હતા. આ તણાવને રોકવા માટે ઈમામને તત્ત્વજ્ઞાનને ધર્મ સાથે સાંકળવાની જરૂરત જણાઈ. હી. સ. ૩૦૦ ના પાછળના અર્ધ સૈકા દરમિયાન આ રિસાલાઓની બગદાદની કેટલીક મસ્જીદોમાં વહેંચણી કરવામાં આવી. જો આ સાચું હોય (અને તેના સાચા હોવા માટે બધી જ શકયતાઓ છે) તો તેના પરથી તે સમયે સામાન્યતઃ અને ખાસ કરીને અબ્બાસી સામ્રાજ્યના નગરો અને મહાનગરોમાં વસતા લોકોમાં રહેલો ગ્રીક તત્ત્વજ્ઞાન પ્રત્યેનો અહોભાવ સ્પષ્ટપણે દેખાઇ આવે છે. ઈસ્માઈલી ઉદ્દેશ્ય એ ગ્રીક તત્ત્વજ્ઞાન અને ઇસ્લામના સિદ્ધાંતોનું સર્જનાત્મક સંયોજન કરીને ઈસ્લામનો નવીજ દિશામાં પ્રચાર કરવાની બાબતમાં ઘણો જ અગત્યનો ભાગ ભજવ્યો. ફરીવાર આજ કારણસર તેઓ સમાજના શ્રેષ્ઠ બૌદ્ધિક સ્તરને આકર્ષવામાં સફળ થયા. જો તાવિલ અને હકીકતનો ઝીણવટપૂર્વક અભ્યાસ કરવામાં આવે તો ગ્રીક તાત્ત્વિક વિચારસરણી સાથેની તેની સામ્યતાઓ સહજપણે શોધી શકાય. આજ કારણસર રૂઢીચુસ્ત ઉલેમાઓ ઈસ્માઇલી શિક્ષણનો આવેશપૂર્વક વિરોધ કરતાં, અને અયોગ્યપણે (અજ્ઞાન અથવા તો દ્વેષદૃષ્ટિ જેવા કારણસર) ઈસ્માઇલી ઉપદેશો ઉપર તેઓ ઈસ્લામી શરિયતને જાકારો આપી રહ્યા છે, તેમના અનુયાયીઓને શરાબ પીવાની અને ઈસ્લામે મનાઈ કરેલી એવી કેટલીક પ્રવૃત્તિઓ કરવાની છૂટછાટ આપી રહ્યા છે. ઇસ્લામે સૂચવેલા કેટલાંક ક્રિયાકાંડો જેવા કે પ્રાર્થના કરવી (નમાઝ પડવી), રમઝાન માસમાં ઉપવાસો કરવા અને હજ્જ પઢવી વગેરેને અનાવશ્યક ગણાવી રહ્યા છે, એવા આક્ષેપો કરતાં હતાં. વાસ્તવમાં આ સાચું નહોતું.

ઈસ્માઇલીઓએ હંમેશા શરિયતે સૂચવેલી બધી જ વિધિઓમાં આસ્થા દર્શાવી છે અને તેનું નિષ્ઠાપૂર્વક પાલન પણ કરેલું છે. એક જ પાપ (જો તેને પાપ કહી શકાય તો) તેઓએ એ કરેલું છે કે તેઓએ ઇસ્લામી ઉપદેશોને ગ્રીક તાત્વિક સમજના પ્રકાશમાં નિહાળી છે. ઘણાં ઇસ્માઇલી ઉલેમાઓએ શરૂઆતથી જ શકય એટલા ભારપૂર્વક આ બધા આક્ષેપોનું ખંડન કરેલું છે. આપણે જોઇ શકીએ છીએ કે મેસોપોટમિયા અને પર્શિયાના મૂખ્ય દાઇ હમીદુદીન

કિરમાણીએ તેમના પુસ્તક અલ–કાફિયામાં એક ઝૈયદીત ઈમામ હારૂની અલ–હસનીએ ઇસ્માઈલીઓના વિરુદ્ધમાં કરેલા બધા જ આક્ષેપોને રદિયો આપેલો છે. ઈવાનોવ આપણને કહે છે કે "કાફીયાના લેખક કેટલાંક આધારભૂત અને જાણીતા પુસ્તકોનો ઉલ્લેખ કરે છે, અને આક્ષેપો કરનારને બિન ઈસ્માઈલી સાહિત્યની જગ્યાએ આ પુસ્તકોનો સંદર્ભ ગ્રન્થો તરીકે ઉપયોગ કરવા આમંત્રણ આપે છે. તેમનો ખુલાસો સામાન્યતઃ એ હકીકત ઉપર આધારિત છે કે પવિત્ર પુસ્તક કુરાનના શબ્દો માત્ર સાહિત્યિક અર્થ જ નથી ધરાવતાં અને ઈસ્માઇલીવાદ સાત્વિક દૃષ્ટિએ કે શાબ્દિક દૃષ્ટિએ ક્યારેય પણ ઇસ્લામની શરિયતની વિરુદ્ધમાં નથી જતો."[30] એક બીજા વિદ્વાન દાઇ સૈયદના મુયાદ શિરાઝી કહે છે કે જે કોઇ બાતિન (ગુપ્ત–ખાનગી) અને ઝાહિર (બાહ્ય–ખુલ્લું) બંને જ્ઞાન સાથે ધરાવે છે તે ઈસ્માઇલીઓમાંનો છે જ્યારે જે કોઇ એમાંથી કોઇ પણ એક જ જાણે છે અને બીજાથી અજાણ છે તે એક કૂતરા કરતાં પણ હલકો છે અને તે ઇસ્માઈલીઓમાંનો નથી.[31] તેઓ કુરાનની આયાતોના રહસ્યમય શબ્દોમાં હંમેશા વિશ્વાસ રાખતાં પરંતુ તે સાથે સાથે ફાતેમી ઇમામોએ ક્યારેય પણ તેઓના અનુયાયીઓને ઇસ્લામી શરિયતના બાહ્ય ક્રિયાકાંડોની અવગણના કરવા માટે છૂટ આપી નથી તે સાબિત કરવા અહીં બીજા પણ કેટલાક સત્તાવાર હેવાલો ટાંકી શકાય. આ ગુપ્ત અર્થો ફક્ત તે વખતના સર્વોચ્ચ શિક્ષક ઇમામ અને તેમના વડે નિમાયેલા દાઇઓ–કે જેઓ તેમની પાસેથી તે શીખતા તેઓ જ માત્ર જાણતા.

ઇસ્માઇલીઓના ઉપદેશો વિષે ચર્ચા કરતાં તેના ઢાંચાના આયોજનને સમજી લેવાનું આપણા હેતુ માટે ખૂબજ જરૂરી છે. આગળ દર્શાવ્યા મુજબ ઇમામ જાફરૂસ સાદિકને ભૂગર્ભીય પ્રવૃત્તિની આવશ્યકતાઓ પ્રતિત થઇ. ઇમામ જાફર અથવા તેમના પુત્ર ઈસ્માઈલ વડે આ ભૂગર્ભ જાળ આયોજીત કરવાનું કામ સંભવતઃ મયમુન અલ કદ્દાહને સોંપવામાં આવેલું. એવું પણ જણાઈ આવે છે કે ઇમામ અબ્દુલ્લાહ અલ માહદીના આગમન પહેલાં, ત્યાં સુધી ઈસ્માઈલી દાવા (ઇસ્માઇલી ઉદ્દેશ્ય)ની ઉચ્ચ ધાર્મિક પદવીઓ અલ કદ્દાહના વંશજો જ સંભાળતા. અબ્બાસી રાજ્યશાસનની શરૂઆતમાં જ્યારે ધાર્મિક રાજકીય ધ્યેયના ફેલાવાની શરૂઆત થઇ ત્યારે ઇસ્લામના શિક્ષણ સાથે સંયોજીત ગ્રીક તત્ત્વજ્ઞાન અને પ્લૂટોવાદી વિચારસરણીના અસામાન્ય ઇસ્માઇલીવાદના ઉત્થાન ક્ષેત્રે ખાસ પ્રગતિ જોવા ન મળી. હજુ તો પ્રવૃત્તિની પરંપરાની શરૂઆત જ થઇ હતી. આજ કારણસર આપણને તાવીલ અથવા હકીકતના

ક્ષેત્રે કંઈ ખાસ નોંધનીય કાર્ય થયું હોય તેવું જાણવા મળતું નથી. આગળ જણાવ્યા મુજબ આ નવીન આયોજનનું પ્રથમ સીમાચિહ્ન ઇખવાન અસ્‌ સફા હતું કે જે ઇસ્માઇલીઓના મંતવ્ય પ્રમાણે ઇમામ અહમદ અલ મસ્તુરે લખેલું હતું. મયમુન અલ કદ્દાહ અને તેમના પુત્ર અબ્દુલ્લાહ શક્યતઃ શ્રેષ્ઠ વ્યવસ્થાપકો હતા. તેઓએ અબ્બાસી સામ્રાજ્ય અને તેની મર્યાદાઓની બહાર પણ ઘણાં વિસ્તારોમાં આ ઉદ્દેશ્યની જાળ બિછાવી. તેઓ નબળા વર્ગના સમાજમાં પ્રવર્તમાન સામાજીક–અર્થકારણનો લાભ ઉઠાવીને અને સમાજના વિચારકવર્ગને ઇસ્લામના શિક્ષણની તાત્ત્વિક સમજનાં આકર્ષણ દ્વારા સારી પેઠે આકર્ષિત કરી શક્યા.

મયમુન અલ કદ્દાહે, કેટલાંક ઈસ્માઇલી વર્તુળો સૂચવે છે તે મુજબ, ગુપ્ત વેશ ધારણ કરેલા ઈમામના હીજાબ (પરદા) તરીકે પણ કામગીરી બજાવીને અબ્બાસી રાજવીઓની જાસૂસી આંખોથી ઇમામને બચાવ્યા હતાં. ઇસ્માઇલી વાદ–તેમ કહીએ તો, ચોક્કસ પ્રકારના ધાર્મિક દૃષ્ટિબિંદુ ઉપર રચાએલા એક સંયોજીત ઢાંચામાં પરિણમ્યો–આ ઢાંચાનું બંધારણ કેવું હતું ? અહીં ફરીવાર એ વાત દૃષ્ટિ સમક્ષ રહેવી જોઇએ કે પ્રાથમિક દૃષ્ટિએ તે એક રાજકીય સાધ્ય ધરાવતો ધાર્મિક ઉદ્દેશ્ય હતો. આ ઉદ્દેશ્ય (મીશન) પાસે ભાવિ સમાજ અંગેની એક સચોટ દૃષ્ટિ હતી. જેઓ આ ધ્યેયમાં જોડાયા તેઓ પાસે આ દૃષ્ટિ અંગેની અમુક ખાસ સમજ હતી. અલબત્ત કેટલીક બાબતોમાં આ દૃષ્ટિ સંદિગ્ધ પણ હતી. આ ધ્યેયના કેટલાંક હેતુઓસર, દુનિયાને બાર જુદા જુદા ભાગોમાં વહેંચી નાખવામાં આવી, અને દરેક ભાગ જઝીરા (સામાન્યતઃ તેનો અર્થ ટાપુ થાય) કહેવાયો. એ કહેવું મુશ્કેલ છે કે ખરેખર જઝીરા શબ્દ ટાપુના અર્થમાં જ વપરાયો હતો કે નહીં. અહીં કોઈપણ ઈવાનોવ સાથે સહમત થઇ શકે – જ્યારે તેઓ કહે છે “એમ દેખાય છે કે આ સ્થળે જઝીરાનો જે સામાન્ય અર્થ છે તે પ્રમાણે તેનો અર્થ ‘ટાપુ’ ન થતો હોવો જોઇએ. પરંતુ અહીં તેનો ઉપયોગ તેના મૂળભૂત બંધારણ “જ–ઝ–ર = કાપી નાખવું થાય છે” તે પ્રમાણે તેનો અર્થ એક ટુકડો – એક કટકો, અથવા તો એક ભાગ અથવા તો એક સમૂહ તેવા શબ્દાર્થના આધારે થયો હોવો જોઇએ. આથી ૧૨ જઝીરાના સૂચનનો અર્થ વિશ્વની વસ્તીના ૧૨ વિભાગો એવો કરવો જોઈએ. આ વિભાગો આ પ્રમાણે છે: આરબ, તૂર્ક, બર્બર, નીગ્રો, અબીસિનીયન, ખઝરા, ચીની, દૈયલામ (સ્પષ્ટ છે કે પર્શિયાના જન સામાન્ય માટે) રૂમ (સામાન્યતઃ બાઝાટિયન અને યુરોપ) અને સકાલીબા (સ્લાવ ઘણી વખત સિસિલી સાથે પણ ગૂંચવી નાંખવામાં આવે છે.) આ વર્ગીકરણ થોડું ભૌગોલિક અને થોડું

લોકજીવનના સિદ્ધાંતો ઉપર આધારિત છે અને સ્પષ્ટપણે ચોથી/દસમી સદીના સમયની સ્થિતિ પ્રમાણે છે...[32]

દરેક જઝીરાનો કાર્યભાર એક હુજ્જા અથવા તો એક ચીફ દાઈને સોંપવામાં આવેલો. હુજ્જાનું દફતર એ ઈસ્માઈલી-દાવામાં ખુબજ વિશિષ્ટતા ધરાવતુ સ્થાન છે. અલ-ફતારાત વલ કુરાનત ના સંકલન મુજબ, અલ નાતિક (ઈશ્વરના મહાન પયગમ્બર), અલ અસાસ (ધર્મનો પાયો અથવા તો પયગમ્બરે કરેલી વસિયત પ્રમાણે થતા તેમના વારસદાર) (અનુગામી) ઈમામ, હુજ્જા (સાબિતી) અને દાઇ (આમંત્રણ આપનાર) આ પાંચ મહાન પવિત્ર તત્વો[33] અને સરાઈ-રૂન-નૂતકામાં એમ કહેવામાં આવ્યું છે કે "ઈશ્વરના" પયગમ્બરે પાંચ મહાન ત્રિશ્વોની સાથે સરખાવી શકાય તેવા પાંચ મહાન હુદુદની વરણી કરેલી છે અને તેઓ આ પ્રમાણે છે : અલ-અસાસ, ઈમામ, બાબ (દરવાજો), હુજ્જત અને દાઇ...[34] જો કે બન્ને લેખકોએ બનાવેલી પદોની યાદીમાં થોડો તફાવત છે પરંતુ એટલું તો સ્પષ્ટ થાય જ છે કે હુજ્જા અને દાઇ વગેરે ઇસ્માઇલી દાવામાં ખૂબજ અગત્યનું સ્થાન ધરાવે છે. તેની રાજકીય વિશિષ્ટતાઓ હશે તે નિઃશંક છે પરંતુ તેનું ધાર્મિક મહત્ત્વ પણ હતું. કેટલાંક પુસ્તકોમાંથી એમ પણ જાણવા મળે છે કે બાર નહારી (દિવસનો સમય) હુજ્જા અને બાર લયલી (રાત્રિનો સમય) હુજ્જા હતા. જેઓ ઈસ્માઈલી પરિભાષાના જ્ઞાતા છે. તેઓ જાણે છે કે 'નહારી' એટલે તેવા કાર્યકરો કે જેઓ ખૂલ્લેઆમ કાર્ય કરે છે અને લયલી એટલે તેવા કાર્યકરો જે ગુપ્તરીતે કાર્યરત છે. કેટલીક જગ્યાએ આપણને બાબ-અલ અબવાબ અથવા તો દાયુદ-દુવાતના હોદ્દાઓ વિષે પણ જાણકારી મળે છે. આ હોદ્દો ઇમામ પછીનો સર્વોચ્ચ ધાર્મિક હોદ્દો હોય તેવી શકયતા છે. બાબ-અલ અબવાબ અથવા મુખ્ય દા'ઈની સંભાળ નીચે જુદા જુદા જઝીરાઓના બાર હુજ્જાઓ રહેતા. જે તે વિસ્તારના દરેક હુજ્જાના હાથ નીચે કેટલાંક દા'ઈઓ રહેતા. આ દા'ઈઓ તેમના વિસ્તારના લોકોને આ પૃથ્વી પર પ્રવર્તમાન એવા એક માત્ર સાચા ધ્યેય (મીશન) તરફ પ્રેરતા. અલબત્ત ફાતેમી રાજ્યમાં કાર્ય કરતા બાબ-અલ અબવાબ અથવા તો દાયુદ-દુવાતના હોદ્દેદારોને રાજકીય પ્રવૃત્તિ કરવાની ન હોતી અને તેમનું કાર્ય કાદી-અલ-કદાત હોદ્દેદારો કરતાં જુદું રહેતું. કાદી-અલ કદ્દાતને કાયદા સંબંધી કાર્ય કરવાનું હતું જ્યારે દાયુદ-દુવાત....

દાઇએ એક રીતે તેમના હાથ નીચેના વિસ્તારમાં કાર્યવ્યવસ્થાની બાબતમાં ખૂબજ અગત્યનો ભાગ ભજવ્યો. તેમણે વધારામાં બીજી બે કાર્યભારીઓની

નિમણૂંક કરી–માઝૂન (પ્રચાર કરવા માટે રોકવામાં આવેલી વ્યક્તિ) અને મુકાસિર (વિરોધીઓની દલીલોનું ખંડન કરવા માટે રોકવામાં આવેલી વ્યક્તિ) આમાંના બીજા કાર્યભારી માટે તેમના વિરોધીઓના ધર્મથી પૂરી રીતે પરિચિત હોવું અતિ આવશ્યક હતું જેથી તેઓ વાદવિવાદમાં તેઓના વિરોધીઓની દલીલોનો બરાબર વિધ્વંસ કરી શકે અને તેઓના દિમાગમાં શંકા–આશંકાઓ ઉત્પન્ન કરી શકે. કામીલ હુસેન કહે છે કે અલ–માઝૂન, અલ–મૂકાસિર અથવા અલ–દાઇ જેવા કાર્યકરો નવા વાદને સ્વીકારવાની તૈયારી ધરાવનારાઓ (મુસ્તજીબીન–જે આમત્રંણુનો સ્વિકાર કરે છે તેવા) ની સૌથી નજીક હોય છે. અને આથી જેઓને તેઓના વિરોધીઓના ધર્મ અંગે તલસ્પર્શીજ્ઞાન હોય, જેઓ તે ધર્મની નબળાઇઓ સારી પેઠે જાણતા હોય અને ધાર્મિક સિદ્ધાંતાને લગતી ચર્ચાઓમાં મુક્તપણે વિવાદો કરી શકતા હોય તેઓ સિવાય કોઇ આ સ્થાનો સંભાળી ન શકે.[૩૫]. આ સુસંયોજીત– ગુપ્ત તંત્ર ખૂબજ કાળજીપૂર્વક કાર્ય કરી રહ્યું હતું. આગળ આપણે જોયું તે મુજબ તેઓની પાસે એક ખૂબજ ચીવટપૂર્વક તૈયાર કરેલી, સાત્વિક, બુદ્ધિપૂર્વક યોજાએલી અને સુસંગત એવી ધાર્મિક વિચાર વ્યવસ્થા હતી. લોકોને આકર્ષવા માટેની તેઓની કાર્યપદ્ધતિ નીચે પ્રેમાણે રહેતી: જે કોઇ વ્યક્તિ આવી બાબતમાં રસ ધરાવતી જણાઈ આવે તેની સાથે ઇસ્માઈલી દાવાના કોઇક કાર્યકર જેવા કે માઝૂન અથવા મુકાસિર, શરિયતના કેટલાક નિયમો અથવા તો કુરાનની આયાતોના કેટલાંક બાહ્ય નિયમોની બાબતમાં થોડા વિવાદ શરૂ કરે અને આ રીતે તેની માન્યતાઓ અંગે તેના દિમાગમાં થોડી આશંકાઓ પેદા કરી દે. પછી તેની નિષ્ઠાની ચકાસણી કરવા માટે તેઓ તેને સાચા અર્થ પ્રતિ ઇશારો કરી દે અને તેને હાલકડોલક માનસિક અવસ્થામાં છોડી જતા રહે. તત્કાળ આ કાર્યકર તે વ્યક્તિને મળવા અંગે અથવા તેની સાથે તે વિષય અંગે ચર્ચા કરવા અંગે ખાસ ઊત્કંઠા દર્શાવે નહીં. હવે જો તે ભાવુક (મુસ્તજીબ) સંનિષ્ઠ હશે તો તે પોતાની જિજ્ઞાસા સંતાષવા અને આશંકાઓનું સમાધાન શોધવા આપમેળે તે વિષય અંગે ચર્ચા–વિચારણા કરવા તેમની પાસે જશે. ત્યારબાદ તે કાર્યકર જ્યાં સુધી તે (ભાવુક) ની શુદ્ધબુદ્ધિ અંગે પૂર્ણ સંતાષ ન પામે ત્યાં સુધી તેને ઉડાઉ જવાબો આપી ટાળ્યા કરે.

ત્યારબાદ તેઓ શરિયતના શિક્ષણમાં રહેલી વિવાદાસ્પદ વાતો અને કુરાનની આયાતોના ગર્ભિત અર્થો અંગેની સમજૂતિ તેને આપે. પછી તે ભાવુકને માઝુન સમક્ષ રજુ કરવામાં આવે કે જેઓ તે ભાવુકની સમજણ શક્તિની અને ગ્રહણશક્તિની મર્યાદાઓને ધ્યાનમાં રાખીને તેને વધુ જ્ઞાન આપે.

વધારામાં તે કોઇદુશ્મનોનો પ્રતિનિધિ તો નથી ને તે અંગે સ્પષ્ટતા કરવા માટે માઝૂન તેને બરોબર ચકાસે અને સંપૂર્ણ ચકાસણી પછી છેલ્લે તેને તે વિસ્તારના દા'ઇ સમક્ષ લાવવામાં આવે કે જેઓ તેની પાસે વફાદારીની પ્રતિજ્ઞા લેવડાવે. આ પ્રતિજ્ઞા અથવા કરારને ઇસ્માઇલી બોલીમાં મિસાક કહેવામાં આવે છે. અહીં એ નોંધનીય છે કે મિસાકને તેનો ધાર્મિક-રાજકીય હેતુ હતો. ધાર્મિક એટલા માટે કે કરારનામામાં કેટલાક ધાર્મિક નીતિ-નિયમો વ્યાખ્યાયીત કરવામાં આવેલા કે જેનો તે ભાવુકને અમલ કરવાનો રહેતો અને રાજકીય એટલા માટે કે તે ભાવુકે સર્વોચ્ચ નેતા-ઇમામ-પ્રત્યેની વફાદારીને લગતી કડક પ્રતિજ્ઞા લેવી પડતી અને કેટલીક શરતોના બંધનો સ્વીકારવા પડતા. આ શરતો માંની કેટલીક શરતો આ પ્રમાણે હતી : કે તે કોઇ દુશ્મન કે તેના પ્રતિનિધિ સાથે કોઇ સંબંધ નહી ધરાવે, ગુપ્ત વાત બીજી કોઇ વ્યક્તિને નહીં જણાવે અને કુરાનની આયાતોના ગૂઢ અર્થો અધિકૃત વ્યક્તિ સિવાય કોઇની સામે રજૂ નહીં કરે. મકરીઝી અને બગદાદી બન્ને એ તેઓના ઇતિહાસ વિષયક પુસ્તકમાં આ કરારનામાની રૂપરેખા આપી છે. આજે વહોરા જ્ઞાતિમાં અસ્તિત્વ ધરાવે છે તે આ મૂળભૂત કરારનામાનું અતિ આધુનિક સ્વરૂપ છે અને તે નિઃશંકપણે ઘણા ફેરફારોમાંથી પસાર થયેલું છે. અહીં વાચકને હાલમાં અસ્તિત્વ ધરાવતા દસ્તાવેજમાં સમાવિષ્ટ એવા કેટલાંક કરારો અંગે સમજુતી આપવાના આશયથી તેના કેટલાંક ભાગો અહીં રજૂ કરવા અસ્થાને નથી.

"બધા વખાણો એ ઈશ્વર માટે છે કે જેણે પોતાની પૂજા માટે પ્રાણીમાત્રનું સર્જન કર્યું અને તૌહિદ (તેના એક હોવાની માન્યતા) દ્વારા તેણે તેઓની પૂજા સ્વીકારી, અને તેઓની ઐક્યતાની માન્યતાને તેમની આજ્ઞાના પાલન સાથે સાંકળી અને તેણે પૃથ્વી પરના તેના બધાજ ગુલામોના સર્જનની શરૂઆત તેણે મોકલેલા તેમના ઉપવાલીથી કરી...[36]

આમ ધાર્મિક સ્વરૂપે શરૂ થઇને તે આ પ્રમાણે આગળ વધે છે :

અને તેમણે પુરુષ માટે સ્ત્રીનું અને સ્ત્રી માટે પુરુષનું સર્જન કર્યું-અને તેઓ દ્વારા સ્ત્રીઓ અને પુરુષોનો ફેલાવો કર્યો...અને માર્ગદર્શન માટે તેમણે એક દરવાજા જેવું બનાવ્યું જેમાંથી પસાર થઇ તેમના સુધી પહોંચી શકાય, એક સીડી બનાવી જેના ઉપર ચડી તેમની સમીપ પહોંચી શકાય, અને એવી જ રીતે તેમની નજીક પહોંચવા માટે માર્ગદર્શનરૂપી એક રસ્તો બનાવ્યો અને તે તેમનામાં રહેલી શ્રદ્ધા છે. આ કરારનામું, આ મિસાક તેમના પ્રત્યેના અહોભાવની અને આદરભાવની એક નિશાની છે તેને (મિસાકને) વળગી રહેવું એ

સુરક્ષા અને સુયોગ્ય માટે છે....જે (ભાવુક) તેનો ભંગ કરશે તેને ઇશ્વર સજા આપશે–અને જે પોતે આપેલું વચન પાળશે તેને ઇશ્વર સારો બદલો આપશે. તેઓ (કુરાનમાં) કહે છે તે મુજબ તેમણે આદમ પાસે શરતો મંજુર કરાવેલી અને ત્યારબાદ તેના અનુગામીઓમાં તે (શરતો મંજૂર કરાવવાની પ્રથા) ચાલુ રહી. "ખચિત અમોએ પહેલાં આદમ પાસે કરારનામું મંજુર કરાવ્યું" અને તેઓ તેમના સૌથી કિમતી સર્જન મુહમ્મદ (તેમના અને તેમના કુટુંબ ઉપર ઇશ્વરના આશીર્વાદ હોજો) ને સંબોધિને તેઓ કહે છે "અને જ્યારે અમોએ પયગમ્બરોનો, તમારો, નૂહનો, ઇબ્રાહીમનો, મુસાનો, મેરીના પુત્ર ઈસાનો મિસાક લીધો અને અમોએ તેમની પાસે બહુજ સખત પ્રતિજ્ઞા લેવરાવી..."[૩૭]

આ દસ્તાવેજમાં કરારનામાને એક ચોક્કસ પ્રકારનો ધાર્મિક પાયો અને કુરાનમાંથી નિષ્પન્ન થતી યોગ્યતા આપવામાં આવી છે. તેમાં સ્પષ્ટ જણાવવામાં આવ્યું છે કે આવી પ્રતિજ્ઞા લેવાની શરૂઆત આદમથી જ થયેલી છે અને તે ઈશ્વરનો આદેશ છે તેથી તેમાં કોઇપણ ફેરફારને સ્થાન નથી. પયગમ્બર પછી તેમના વસી (અનુગામી–નિયુક્ત થયેલી વ્યક્તિ) અને તેમના પછી ઇમામોએ, કે જેમને અનુસરવાનો આદેશ ઈશ્વર વડે માનવજાતને આપવામાં આવેલો છે, જેઓએ સ્વેચ્છાપૂર્વક આ બંધનો સ્વીકાર્યા તેમની પાસેથી આ પ્રતિજ્ઞા લેવાનું ચાલુ રાખ્યું.

આમ આ કરારનામામાં સ્પષ્ટ કરવામાં આવેલું છે કે—તમોએ તમારા ઉપર અને તમારા ગળામાં ઈશ્વરની આ શરતો સ્વીકારી છે–એવી શરતો કે જે તમોએ યોગ્ય ઠેરવી છે અને જેના વિષે તમોને પૂછવામાં આવશે. તેમની શરત મજબૂત છે તે તમારા વડે તમારી સ્વેચ્છાએ અને સહર્ષ અને તેના પ્રતિના અનુરાગના કારણે અને નહીં કે કોઈ ભયના કારણે સ્વીકારવામાં આવેલી છે, તે કોઈ ભ્રષ્ટતા, પ્રયુક્તિ કે છેતરપિંડીપૂર્વક ન હોવી જોઈએ. તેમજ તેનો ઉપયોગ કપટજાળ, ખુશામત કે અધમતા માટે ન થવો જોઈએ. તે શુદ્ધબુદ્ધિ, સ્વચ્છ આશય અને પવિત્ર આત્મા સાથે હોવી જોઈએ.[૩૮]

જો કે એકવાર કોઈ વફાદાર મનુષ્ય આ કરારનામામાં પ્રવેશે અને હાર્દિકપણે ચળવળને પોતાનો ટેકો આપે એટલે 'સ્વેચ્છા'નું તત્ત્વ 'આવશ્યકતા'ના તત્ત્વમાં પરિવર્તિત થઇ જાય છે. ભાવુક રાજકીય તત્ત્વ ધારણ કરે છે. આ બાબતમાં અલબત્ત મિસાકના શબ્દો તેને આગમચેતી આપી દે છે. શરતોથી બંધાયેલી વ્યક્તિ અને તેના પક્ષે ધાર્મિક તથા રાજકીય ગુપ્તતા જાળવી રાખવાની રહેતી, સાચા માર્ગને કદી નહીં છોડવાનો અને સર્વોચ્ચ સત્તા–

ઈમામને–મજબૂતાઈપૂર્વક વફાદાર રહેવું પડતું. મિસાકમાં સમાવિષ્ઠ થયેલો એક ભાગ કહે છે કે :

અને તમો તેઓની (ઈમામ તૈયબ અથવા અનુગામી ઇમામોની) તથા તેઓ જે કોઈને સૂચવે તેમની આજ્ઞાનું પાલન કરશો. તમો તેઓને સાંભળશો અને તેમની આજ્ઞાઓનું પાલન કરશો અને ક્યારેય પણ તેમની અવજ્ઞા–અનાદર, કે તેમની સાથે છેતરપિંડી કે દગો કરશો નહીં. તેમની વિશ્વાસ–નીયતામાં આસ્થા રાખો અને તેમને ખોટા સ્વરૂપમાં રજૂ ન કરો. તેમની મદદ કરો અને ક્યારેય તેમનો ત્યાગ ન કરો, તેમની મદદે બરાબર ટકી રહો અને તેમના પ્રતિની તમારા આસ્થામાંથી છળી ન જાઓ અને તેમના દ્વારા તમારી પાસે જે કંઈ આવે તેમાં ફેરફાર ન કરો. અને જે કોઈને તેઓ તેમના સંદેશાવાહક તરીકે પસંદ કરે તે વ્યક્તિમાં ભૂલો ન શોધો. તમો તેમના પ્રત્યેની તમારી વફાદારીમાંથી ચ્યૂત નહી થાઓ અને ઈમામ તૈયબ અબુલ કાસિમ અમિરુલ મુઅમીનીન (ઇશ્વર તેમના આત્માને શાંતિ અર્પે). અને તમારા ઈમામ વડે અપાએલી બધી આજ્ઞાઓનું પાલન કરશો; કહો હા...જેને તેઓ ચાહશે તેને તમો ચાહશો, જેને તેઓ પોતાનો દુશ્મન જાહેર કરશે તેને તમો દુશ્મન ગણશો, જેની સામે તેઓ લડશે અને જે કરારનો ભંગ કરશે તેની સામે–પછી તે ગમે તેવો સુવિખ્યાત માણસ હોય કે સામાન્ય માણસ હોય, નજીકનો હોય કે દૂરનો હોય (છતાં પણ) તમો લડશો; કહો હા... ગમે તે કારણ કે આશય હોય તો પણ તમો તેમના દુશ્મન સાથે પત્ર દ્વારા, સંદેશા દ્વારા, અણસાર દ્વારા, સંકેત દ્વારા, ઇશારા દ્વારા, કોઈ યુક્તિ કે પ્રયુક્તિ દ્વારા સંપર્ક સ્થાપિત નહીં કરો; કહો હા.[૩૯]

જો કોઈ અંદર પ્રવેશ્યા પછી કરારનો ભંગ કરે તો પછી તેની પાસે જે કાંઇ મલ મિલકત, લેણું, સ્થાવર મિલકત, ધન, ઝવેરાત, ખેતીવાડી, દૂધાળાં ઢોર, પાળેલા પશુઓ, કામદારો, સવારી કરી શકાય તેવા પશુઓ, ગુલામો અથવા તેના વડે જે કંઈ કમાવામાં આવેલું હોય તે બધું જપ્ત કરી લેવામાં આવશે અને તેની ગરીબ, જરૂરિયાતવાળા દરિદ્ર મુસલમાનોમાં વહેંચણી કરી આપવામાં આવશે અને તે ગમે તેવો કપટજાળનો ઉપયોગ કરે તો પણ તેમાંનુ કશું તેને પરત કરવામાં નહીં આવે; કહો હા. તે તેની બાકીની જીંદગીમાં જે કંઈ કમાય તે તેના માટે નિષિદ્ધ છે અને તે કરારોનું પાલન કરે તે સિવાય તેના માટે કોઇ વિમોચન નથી; કહો હા; અને તેની માલિકીને દરેક ગુલામ પછી તે સ્ત્રી હોય કે પુરુષ–ઈશ્વરના નામ ઉપર મુક્ત છે. તેઓના

ઉપર તેના કોઇ અધિકાર નથી. તેની દરેક પત્ની અને ભવિષ્યમાં પણ તે જે સ્ત્રીને પરણે તે લગ્નબંધન મુક્ત ગણાશે. આ લગ્નવિચ્છેદ છેલ્લો બની રહેશે અને પછી કોઇ પ્રતિ આગમન તરફ ધ્યાન આપવામાં આવે અને આ લગ્ન વિચ્છેદ ઋતુદર્શનને વખતે જાહેર કરેલો (તે પછી કોઇપણ સંજોગોમાં તેણીને ફરીવાર પરણી શકે નહીં તેવો) બની રહેશે.[૪૦]

ઈસ્માઇલી ચળવળ અંગેની આપણી સમજણ સ્પષ્ટ બને તે આશયથી આપણે અહીં મિસાકની નોંધોને સવિસ્તર ટાંકી છે અને જેથી આપણે તેની વિશિષ્ઠતાઓને પણ સમજી શકીએ. ઉપર આપેલી કેટલીક નોંધો પરથી એ સ્પષ્ટ થાય છે કે પહેલા દા'ઈ ઈસ્માઈલી ધર્મ શું છે તે સમજાવે છે અને પછી જિજ્ઞાસુ કાં તો તે નીતિ નિયમો સાથે સહમત અથવા અસહમત થાય છે અને ઇસ્માઇલી ઈમામની ધાર્મિક નેતાગીરીનો સ્વીકાર કરે છે. મિસાકનો પહેલો ભાગ વધુ ઓછા અંશે ધાર્મિક સ્વરૂપ ધરાવે છે. અલબત્ત પછી જ્યારે જિજ્ઞાસુ ધાર્મિક નીતિ નિયમો અને ઇમામના નેતૃત્વનો સ્વીકાર કરવાની સહમતી દર્શાવે છે ત્યારે તેને રાજકીય વિશિષ્ઠતા ધરાવતા કરારમાં પણ દાખલ કરવામાં આવે છે. તે સમય દરમિયાન ઇસ્માઈલી ચળવળ ભુગર્ભ-પ્રવૃતિના સ્વરૂપમાં હતી તેથી જે કોઇ તેમાં દાખલ થવા ઈચ્છા વ્યક્ત કરે તેની પહેલાં બરાબર ચકાસણી કરવામાં આવતી એટલું જ નહીં પરંતુ તેણે સર્વોચ્ચ ધાર્મિક વડા પ્રત્યેની વફાદારી અંગે પૂરી ખાત્રી પણ આપવી પડતી. આ વફાદારી અનિવાર્ય હતી. કારણ કે તે એક ભૂગર્ભપ્રવૃત્તિ માટેની મૂળભૂત જરૂરિયાત હતી. કોઇપણ ધાર્મિકપણે પણ સર્વોચ્ચ સત્તાધિશના અંગે કોઈ સવાલ કરી શકતું નહીં. તેઓની એક અફર મનુષ્ય તરીકે ગણના થતી. ઇમામ જેને પોતાના દુશ્મન સમજતા હોય તેમની સાથે સખત ગુપ્ત વર્તવાનું તથા તેની સાથે કોઇ સીધા કે આડકતરા સંબંધો નહીં ધરાવવાનું દરેક વ્યક્તિ માટે અનિવાર્યપણે આવશ્યક હતું. જો ઇસ્માઇલીવાદ ફક્ત એક ધાર્મિક ચળવળ જ હોત અને તેના કોઇ રાજકીય ધ્યેયો ન હોત તો આટલા ચીવટ-પૂર્વક સર્જવામાં આવેલા ભૂગર્ભપ્રવૃત્તિ તંત્રની જરૂરિયાત ન હોત. ઈસ્લામનો આ એક માત્ર એવો પંથ છે કે જેમાં ધાર્મિક આશય કરતાં રાજકીય જરૂરિ-યાતને (દુશ્મનોના ક્રમીક પ્રસરણને નિવારવા માટે) વધુ ધ્યાનમાં લઈ તેના અનુયાયીઓ માટે કરાર જેવા ઔપચારિક બંધનોથી જકડાવું જરૂરી સમજ-વામાં આવ્યું છે. એ પણ અહીં નોંધનીય છે કે ભૂગર્ભ ચળવળ હોવાના

કારણે તેમાં એક એકકેન્દ્રી ઢાંચો પણ તેટલી જ રાજકીય મહત્તા ધરાવતો હતો. જો કે આ એકકેન્દ્રિય વ્યવસ્થા આજે પણ અબાધિત અસ્તિત્વ ધરાવે છે. બારમી સદીની શરૂઆતથી તો આ કેન્દ્રિકરણે, હાસ્યાસ્પદપણે વધુ સત્તારૂઢતા ધારણ કરી છે અને તે કારણે જ્ઞાતિમાં ઘણી મુંઝવણો પણ ઊભી થઈ છે જે અંગે આપણે યોગ્ય વખતે ચર્ચા કરીશું. અહીં એ નોંધવું પણ રસપ્રદ થઈ પડશે કે આ એક હથ્થુ સત્તાના કારણે ઇસ્લામમાં જે તદ્દન ગેરહાજર છે તેવી ધર્મસત્તાધીશ અંગેની માન્યતા પણ સર્જાણી. એ બહુ જાણીતી વાત છે કે ઇસ્લામમાં ધાર્મિક વડા જેવા કોઇ હોદ્દાને સ્થાન નથી અને ધાર્મિક વિધિ કોઇપણ ધાર્મિક વ્યક્તિ કરી આપી શકે. પરંતુ ઈસ્માઈલીઓમાં આગળ જણાવેલા કારણોસર નિયુક્ત થયેલા ધાર્મિક વડા અંગેની માન્યતા કાળક્રમે પ્રસારણ પામી છે કે જે શકયતઃ કોઇ સભાનપણે નિર્ધારીત વ્યવસ્થા નહોતી આકસ્મિકપણે જ કેથોલીક ધાર્મિક વડા અંગેની યોજનાની સાથે સુસંગતતા ધરાવે છે. ઇમામ જુદાજુદા વિસ્તારોમાં હુજ્જાની અને તેમના હાથ નીચે દા'ઈઓની નિમણૂંક કરે છે. પછી દા'ઈ માઝૂન મૂકાસિર અને બીજા કેટલાંક નિમ્ન કાર્યકરોની નિમણૂક કરે આ બધાની યોગ્યતા કુરાન–સુન્ના, પ્રણાલી અથવા તો મતકૈય ઉપરથી નહીં. ઈમામ ઉપરથી નિશ્ચિત થાય છે, ઈમામ એ સર્વશ્રેષ્ઠ સત્તા ગણાતી અને કુરાન તથા ઈસ્લામના ઉપદેશોનો અર્થ તેઓજ કરી શકતા અને આ બધી બાબતોમાં તેમના શબ્દો એ છેલ્લા શબ્દો લેખાતા. ઈમામની ગેરહાજરીમાં દા'ઇ તેમની પાસેથી પ્રેરણા મેળવવાનો દાવો કરે છે અને તેઓ તેમની સત્તાનું પ્રતિનિધિત્વ કરી શકે છે.

મૂળ વિષય વસ્તુ તરફ પાછા ફરતાં, ઈસ્માઇલી દા'ઈ દૂરદૂર સુધી બાર જઝીરાઓમાં ફેલાઈ ગયા. તેઓએ લોકોને ચળવળમાં જોડાવા માટે આકર્ષિત કરવા સ્થાનિક પરિસ્થિતિનો બરોબર લાભ ઉઠાવ્યો. જોકે પ્રતિજ્ઞાઓ દ્વારા માત્ર વ્યક્તિને જ તેમાં પ્રવેશ આપવામાં આવતો હતો તેવું નહોતું ઘણીવાર દા'ઈ કોઈ એક જાતીના વડાને અથવા તે જાતિના કેટલાંક પ્રભાવશાળી લોકોના ગળે પોતાની વાત ઉતારીને તેઓ દ્વારા એકીસાથે સમગ્ર જાતિને પણ પોતાના પક્ષમાં લઈ લેતાં. આવા બનાવો વખતે જે તે જાતિના બધા જ સભ્યો પાસેથી સામૂહિક વફાદારીની પ્રતિજ્ઞા લેવરાવવામાં આવતી. દા'ઈ અબુ–અબ્દુલ્લાહ–શિયા એ આ રીતે જ ઉત્તર આફ્રિકાની બર્બર જાતિની તરફેણ જીતી લીધી અને તેઓની મદદથી તે પ્રદેશ ફાતેમીઓ પાસેથી જીતી લીધો. આવી જ રીતે કારામિતા દા'ઇઓએ કૂફાની આસપાસના પ્રદેશમાં વસતી કેટલીક

જાતિઓનો ટેકો મેળવીને એવા આધારભૂત વિસ્તારોમાં પોતાની સત્તા સ્થાપી કે જ્યાંથી તેઓએ ખૂબ જ હિંમતપૂર્વક અબ્બાસ્સી સામ્રાજ્યમાં કેટલાંક હુમલાઓ કર્યા. તેઓના મુખ્ય દા'ઈ (સંભવતઃ સવાદ અલ–કુફા માટે ઇમામ ઈસ્માઈલે નીમેલા) હમદાન કારમતના નામ ઉપરથી નામકરણ પામેલો 'કારામિતા' ઈસ્માઇલી ધર્મની એક ખૂબ જ અગત્યની પેટા જ્ઞાતિ હતી.

નિમ્ન મેસોપોર્ટમિયા આમ તો ફળદ્રુપ વિસ્તાર હતો, પરંતુ ત્યાંની સમાજવ્યવસ્થા તંદુરસ્ત નહોતી. બેકાર ખેતમજૂરો એક મોટી સંખ્યામાં નોકરી મેળવવા આ પ્રદેશ તરફ આકર્ષાએલા હતાં. જુદાજુદા જીલ્લાઓમાં વસતા આ સખત સંઘર્ષ કરતાં મજૂરો તરફથી 'કારમત' હમદાનને ટેકો પ્રાપ્ત થયો. તેઓએ સામ્યવાદી સમાજરચનાનું આયોજન કર્યું અને આમ તેઓએ આ અલ્પ વેતનથી કામ કરતા મજૂરોની સહાનુભૂતિ જીતી લીધી. સૌપ્રથમ તેઓએ એક આધારભૂત વિસ્તારની સ્થાપના કરવાનું વિચાર્યું કે જ્યાંથી જુદાજુદા કાર્યો થઈ શકે. તેમના પુસ્તક નિહાયત–અલ–આરબમાં નુવાયરી આમ કહે છે :

...તત્પશ્ચાત દા'ઈઓ એકત્રિત થયા અને તેઓ સહમત થયા કે તેઓ માટે કોઈ એવું સ્થાન (પાયાનો વિસ્તાર) હોવુ જોઈએ જ્યાં તેઓનું રહેઠાણ હોય, જે જુદીજુદી વસાહતોનું કેન્દ્રસ્થાન હોય કે જ્યાં તેઓ (કારામીતાઓ) આવી જઇ શકે, જ્યાં તેઓ (મૂકત) સ્થાનાંતરો કરી શકે અને એકત્રિત થઇ શકે. તેઓએ એક સ્થાન પસંદ કર્યું...કૂફેના ગ્રામ્ય ઘેરાઓમાંથી એક મોટા ખડકનો કબજો લીધો. ત્યાં તેઓએ એક એવો કિલ્લો બાંધ્યો જ્યાં કોઇ પહોંચી શકે નહીં કારણ કે તેની દિવાલો આઠ અઝરા (હાથની લંબાઈ) પહોળી હતી અને તેના પાછળના ભાગમાં એક વિશાળ ખાઇ ખોદેલી હતી. તેઓએ કિલ્લેબંધીનું કાર્ય શકય તેટલી ત્વરાએ કર્યું, અને તેની અંદર એક વિશાળ બાંધકામ કર્યું અને બધી જ જગ્યાઓથી તેમના સ્ત્રીઓ અને પુરુષોને તેઓ ત્યાં લાવ્યા અને તેને નાસવાનું (નાસીને છૂપાવા માટેનું) સ્થાન એવું નામ આપ્યું.

આ ઈ. સં. ૨૭૭માં બન્યું. (લેખકના ભાષાંતરનું ભાષાંતર)

હમાદાને એક ઉત્કૃષ્ટ આર્થિક વ્યવસ્થા દાખલ કરી કે જે સામ્યવાદી ઢાંચાને મળતી આવતી હતી, અને તેઓના કારણે જ આરબોની જુદી જુદી જાતિઓમાં ઈસ્માઈલી ચળવળ ખૂબ જ લોકપ્રિય બની. જે કોઈ લેવી એકત્રિત કરવામાં આવતી તે એક જ કુટુંબની મિલકત હોય તેમ એક જ સ્થાને

લાવવામાં આવતી. તેઓએ દરેક ગામમાંથી બકરીઓ, ઘેટાઓ, દાગીનાઓ અને મિલકતો ઉપરનું મહેસુલ વસુલ લેવા દરેક ગામમાં દુઆતની નિમણૂંક કરી. આ સંયુક્ત ફાળામાંથી તેઓ નગ્ન સ્ત્રી-પુરુષોને કપડા અને પ્રજાની જરૂરિયાતો માટે ખર્ચ કરતાં, કોઈ જરૂરિયાતવાળું ન રહ્યું. દરેક પુરુષ વધારે સન્માન પ્રાપ્ત કરવા માટે સખત મહેનત કરવા લાગ્યો; સ્ત્રીઓ વણાટ-કામ દ્વારા અને બાળકો પક્ષીઓની સંભાળ લેવા જેવા કામો દ્વારા પોતાની કમાણી કરવા લાગ્યા. આમાંના બધા જ પોતાની કમાણી દા'ઈ પાસે લાવતાં. કોઈ પણ તેની તલવાર અને તેના હથિયાર સિવાય કશું પોતાની પાસે રાખતું નહીં. આમ ઘણી અસંતુષ્ટ જ્ઞાતિઓ અને ઘણાં મવાલીઓ કારામિતાવાળા તરફ આકર્ષાયા. તેઓ પોતાના મૂળભૂત સ્થાન તરીકે સેવા આપતા કિલ્લામાં રહીને તેઓ શાસક સરકારના કિલ્લાઓ ઉપર હુમલાઓ કરતાં. ઈસ્માઈલી આધારોના કાળજીપૂર્વકના અભ્યાસ પરથી એવું જણાઈ આવે છે કે કારામિતા વાસીઓ ગુપ્ત ઈમામને વફાદાર રહ્યા હતાં પરંતુ પહેલાં ઉત્તર આફ્રિકા અને ત્યાર બાદ ઈજિપ્તમાં ફાતમી રાજ્યની સ્થાપના થઈ પછીથી તેઓના સંબંધોમાં કંઈક તંગદિલી આવેલી. ઈસ્માઈલ પુનાવાળા માને છે કે ઈમામ અબ્દુલ્લાહ અલ માહદીએ પોતાના અને પોતાના વંશજો માટે ઈમામત ઉપર હક માંગ્યો ત્યારથી આ તિરાડ પડી તેઓ આમ કહે છે: "કેટલાંક શરૂઆતના ઈરાની દા'ઈઓ જેવા કે અલ-રાઝી, અલ-નસફી, અને અલ-સિજીસ્તાનીના એક બાજુ ઉત્તર આફ્રિકાના ફાતેમીઓ અને બીજી બાજુ ઈરાકના કારમાતિઓ સાથેના સંબંધો વિષે વિચારતાં કોઈ પણને માટે બીજો એક જટિલ પ્રશ્ન ઉપસ્થિત થાય છે. હવે એમ સૂચવવા માટે ઘણાં લક્ષમાં લેવાલાયક પુરાવાઓ પ્રાપ્ય છે કે મૂળભૂત ઈસ્માઈલી ચળવળ મુહમ્મદ ઈબ્ને ઈસ્માઈલ[૪૧] સાતમા ઈમામ-નાતિક, કાયમ, માહદી તરીકે પાછા આવશે તેઓ બોધ આપશે. આ વિચાર-સરણીમાં ૨૮૬/૨૯૯ના વર્ષની આસપાસ સલામિયાના નેતૃત્વના અનુગામી ઉબેદુઅલ્લાહે (અથવા અબ્દુલ્લાહ-પશ્ચાત ફાતેમી ખલીફા અલ-માહદીએ) પ્રથમ વખત ફેરફાર કર્યો. તેમના અને તેમના પૂર્વજો માટે સંભવતઃ તેમણે ઇમામત ઉપર કરેલા અધિકારરોપણને કારણે ચળવળ ઊંધી વળી ગઈ. હમદાન અલ કારમત અને અબદાન કે જેઓ કારામિતાવાસીઓ તરીકે પ્રખ્યાત હતા તેઓએ આ કેન્દ્રીય ઈસ્માઈલી ચળવળ સાથેનો નાતો તોડી નાંખ્યો. આ પહેલા તડાએ તેઓની વફાદારીને ફાતેમીઓ અને કારામિતાવાળાઓ વચ્ચે વિભાજીત કરી તેઓની વચ્ચેના જુદાજુદા દા'વાઓના સમૂહોમાં વહેંચીને સમગ્ર ચળવળને અસરકારક નુકસાન પહોંચાડયું."[૪૨]

ઇસ્માઇલીઓ અને કારામિતાવાસીઓ વચ્ચેના કજીયાનું એક કારણ (અલબત્ત તેના ઉપર બહુ ભાર ન મૂકી શકાય) એ પણ હતું કે ઈસ્માઈલીઓએ તેમના રાષ્ટ્રની સ્થાપના કરી અને પછી તેઓ ચળવળની બાબતમાં સમાધાનવૃત્તિ દાખવવા લાગ્યા જ્યારે કારામિતાવાસીઓ તેટલા જ ઉત્સાહ સાથે ક્રાંતિને વળગી રહ્યા અને શાસક સરકારનો વિરોધ કરતા રહ્યા. ત્યાં સુધી કે તેઓ બયરાનમાં પોતાનું રાજ્ય સ્થાપ્યા પછી પણ તેઓના સમાનતાના સિદ્ધાંતોનો અમલ કરતાં. વિદ્વાન ઇસ્માઇલી દા'ઈ નાસિર ખુશરુએ પોતે તેમના સફરનામા નામના પુસ્તકમાં બયરાનના કારામિતાવાસીઓ અને તેઓના સમાનતાવાદી માળખાનું સુસ્પષ્ટ વર્ણન આપેલું છે. મુસ્તુફા ગાલિબ પણ દર્શાવે છે કે:

કારામિતાવાસીઓ ઈસ્માઈલીઓ સાથે શા માટે સમાસ ન સાધી શકયા અને તેઓ શા માટે ઈસ્માઈલીઓથી દૂર રહ્યા તેનું કારણ આપણે જોઈ શકીએ છીએ. ફાતેમીઓની રાજ્ય કારભાર અંગેની કાર્યપદ્ધતિ. સ્થિતિસ્થાપક રાજકારણ ઉપર આધારિત હતી અને તેઓનું મુખ્ય ધ્યેય તેઓના શાસનના પ્રથમ તબક્કામાં જ તેમના લાભોને સુદૃઢ બનાવી લેવાનું અને પ્રલોભનો અને સગવડભર્યા રાજકારણ દ્વારા લોકોને પોતાના પક્ષના કરી લેવાનું હતું. આ વિચારસરણીઓ ઉદ્દામવાદી દાઈઓને અરુચિકર થઈ પડી કારણ કે સગવડભર્યું રાજ્યકારણ તેઓને કયારેય પણ પ્રિય નહોતું અને તેઓ માનતાં કે તેમાં ઈસ્માઈલી સિદ્ધાંતોનો દેખીતો ભંગ અને કારામિતાવાસીઓએ શરૂઆતથી જ જે કાંઈ શિખેલું તેમાં સ્વચ્છંદીપણું જ છે...કારામિતાવાસીઓનો એવો મત હતો કે જ્યાં સુધી દૈત્યશક્તિ અને અંધાધૂંધીને પૂરેપૂરી ડામી દેવામાં ન આવે અને જ્યાં સુધી ગંદકી અને મલીનતા વગરની તંદુરસ્ત સામ્યવાદી સમાજરચના સ્થપાઇ ન જાય ત્યાં સુધી તેઓએ કોઈ પણ પ્રકારની સહમતી, સમર્પણ કે શરણાગતીની ઇચ્છા દર્શાવ્યા વગર અબ્બાસીઓની સામે લડત ચાલુ જ રાખવી જોઈએ.

લેખક આગળ જણાવે છે કે જોકે કારામિતાવાસીઓનો આશય શુદ્ધ અને સંનિષ્ઠ હતો પરંતુ તેઓ ફાતેમી ખુલુફાઓની ઉચ્ચતર મુત્સદ્દીગીરીસભર વ્યવહારદક્ષતાનો તાગ પામી શકયા નહીં અને તેઓ ફાતેમીઓનો વિરોધ કરવામાં અને તેઓને દુઃશ્મન સમજવાની બાબતમાં મર્યાદાઓ ઓળંગી ગયા.

જોકે જ્યારે તેઓને તેમની ભૂલ સમજાઈ ત્યારે તેઓ ફાતેમીઓ સાથે જોડાઈ ગયા અને ફાતેમી રાજ્યનું પતન થયું ત્યાં સુધી તેઓ પ્રતિ વફાદાર રહ્યા.

જેમ હોય તેમ, પરંતુ કુશળ કાર્યવ્યવસ્થાને કારણે ઇસ્માઇલી ચળવળ દૂરદૂર સુધી ફેલાણી અને અબ્બાસી રાજવીઓ માટે તે એક પડકાર બની રહી. થોડા સમયમાં જ તે ઉત્તર આફ્રિકામાં સત્તા સ્થાપના કરવામાં સફળ થનાર હતી. શ્રદ્ધાળુઓ ગમે તે કહે પરંતુ મારા મંતવ્ય મુજબ તેઓ શ્રેષ્ઠ વ્યવસ્થા, કાળજીપૂર્વકની યોજના, યોગ્ય વ્યૂહરચના અને સાચી યુક્તિઓને કારણે જ ઉત્તર આફ્રિકામાં સત્તા સ્થાપી શકયા. આપણે થોડો પ્રકાશ ફાતેમી ઇતિહાસ તેમજ તેના શિક્ષણ ઉપર ફેંકીશું.

# ૨. ઈસ્માઈલી ઉપદેશો

ગત પ્રકરણમાં આપણે ઈસ્માઈલી ચળવળના ઉદ્ભવ અને તેના વિકાસમાં મદદરૂપ થયેલાં કેટલાંક સામાજિક અને રાજકીય પરિબળો વિષે ચર્ચા કરી. કુરાનના શબ્દો અને ઇસ્લામના શિક્ષણના શિલ્પીઓ ગણાતાં મહાન દા'ઈઓ યાકુબ અલ સીજીસ્તાની, જાફર બીન મનસુર અલ યમન, કાદી અલ નુમાન, હમીદ અલ દીન કિરમાણી, મૌયાદ શિરાઝી અને કેટલાં બીજા દ્વારા વિકસાવવામાં આવેલા શિયા-ઇસ્માઇલી શ્રદ્ધાના ઉપદેશોના મધ્યવર્તી વિચારો અને ગુપ્ત અર્થો (ઇલ્મ અલ તાવીલ વા અલ હકીકત)નો અભ્યાસ કરવા પ્રતિ હવે આપણે જોઈએ. ચિંતનશીલ દિમાગો માટે આ શિક્ષણ ખૂબ જ મોહક છે, તેમાં રહેલા જુદાપણા અને ક્યારેક તદ્દન વિરોધાભાસ છતાં જુદા જુદા દા'ઈઓ વડે કરાએલા અર્થોમાં એક તાર્કિક એકબદ્ધતા છે. આ બાબતમાં તે ઈસ્લામનો એક અજોડ પેટાવાદ છે (તેમાં સુયોજીત અને રૂપક કથા દ્વારા આપવામાં આવેલી સમજૂતિની બાબતમાં) અને પ્લેટોવાદની અસર ધરાવતી કેટલીક ગૂઢ વિચારસરણીઓને બાદ કરતાં તેની સાથે કોઈની પણ સરખામણી થઈ શકે નહીં. પરંતુ આ પ્લેટોવાદી વિચાર સરણીઓ પણ ઈસ્માઈલીઓ પાસે રહેલી એકબદ્ધ તાર્કિક વિચારસરણીના માળખાની સરખામણીમાં અપૂર્ણ જ છે. સાથે સાથે રહેલા સુવ્યવસ્થિત આયોજનની મદદથી આ ઉપદેશોએ એક બહુ જ મોટી સંખ્યામાં એવા જનસમુદાયને આકર્ષ્યા કે જેની અટલ વફાદારી, ભક્તિભાવ અને સતત પ્રયત્નશીલતાના કારણે ધાર્યા મુજબના અસરકારક પરિણામો લાવી શકાયા. જો કે આ ઉપદેશોનો આડકતરો ઉદ્દેશ્ય રાજકીય હતો. (ઈમામની રાજકીય-ધાર્મિક વ્યક્તિ તરીકેની સ્થાપના અને તેમની આજ્ઞાના પાલનને એક પાયાનો સિદ્ધાંત બનાવીને તે દ્વારા આ ઉપદેશોનો સત્તા ઉપાર્જન માટે ઉપયોગ કરવામાં આવતો હતો) છતાં પણ તેઓ મૂળભૂતપણે આધ્યાત્મિકતા ઉપર આધારિત હતાં અને તેઓ તે સમયના મહાન દિમાગો ઉપર સારી એવી છાપ પાડી શકયા. આ અંગે ખાતરી કરવા માટે સૈયદના મૌયાદ શિરાઝીની આત્મકથાનું વાંચન પૂરતું સાબિત થશે. પર્શિયાના વિરોધી વાતાવરણમાં પોતાની ઈસ્માઈલી શ્રદ્ધાના ફેલાવા અર્થે આ મહાન પુરુષે કેટલી કસોટીઓ અને આપત્તિઓમાંથી પસાર થવું પડયું હતું તે વાતનું આ આત્મકથામાં તાદૃશ્ય વર્ણન છે. અલબત્ત, ફૈઝીના ન્યાયુક્ત વર્ણન મુજબ આ ઉપદેશોમાં "સંમોહક રજુઆત, પયથાગોરાસ અને પ્લેટોના વાદ ઉપર આધા-

રિત તત્વજ્ઞાન અને કેટલાંક બીજા ગૂઢ રહસ્યો, દંતકથાઓ અને તાત્વિક ચિંતન"[૧] રહેલાં છે છતાં પણ એકંદરે તે તેમાં રહેલા મસાલા કરતા કંઈક વિશેષ છે.

હવે આપણે ઇસ્માઈલી ઉપદેશોની કેટલીક અગત્યની લાક્ષણિકતાઓ વિશે વિચારીશું. જોકે આ ઉપદેશો નિઃશંકપણે ઇસ્લામી અને ગ્રીક તત્વજ્ઞાનનું સર્જનાત્મક સંયોજન છે પરંતુ તેના કેન્દ્રિય સિદ્ધાંતોમાં તો ઈસ્લામ જ પ્રેરણા સ્રોત તરીકે રહેલો છે. ઈસ્લામને ગ્રીક વિચારસરણીની અસર નીચે બૌદ્ધિક દૃષ્ટિએ મૂલવવો એ ખરેખર તો એક ખૂબ જ અસ્વાભાવિક પ્રયત્ન છે. થોડા સમય પહેલાં જ પવિત્ર સાહિત્યમાં જે કહેવામાં આવેલું હતું તેની સાથે ઇસ્માઈલી ઉપદેશો ઘણો વિરોધાભાસ ધરાવતાં હતાં. તે એક ઐતિહાસિક વિધિ હતી. તેની ઉત્ક્રાંતિની શરૂઆત હિ. સં. ૨૦૦ના ઉત્તરાર્ધમાં થઈ, અલબત્ત ધાર્મિક ગ્રંથકારો કહે છે કે તે અનાદિ છે અને તેની શરૂઆત તો આદમના આગમન પૂર્વે ઘણાં સમય પહેલાં થયેલી છે. જોકે ઇતિહાસનો વિદ્યાર્થી જાણી શકે છે કે ઈસ્માઈલી ઉપદેશોની ઉત્ક્રાંતિની શરૂઆત માત્ર ગ્રીક તત્વજ્ઞાનના ઈસ્લામી દુનિયામાં થયેલા દુરવ્યાપી ફેલાવા પછી જ થઈ. ઇસ્માઇલ કે. પુનાવાલા આપણને જણાવે છે કે ઈસ્માઈલી વર્તુળોમાં પ્લેટોવાદના તત્વજ્ઞાનના આગમન માટે સામાન્યતઃ મહમદ ઈબ્ને અહમદ અલ-નસફી (અથવા અલ નક્ષબી ૩૩૨/૯૪૩)ને જવાબદાર માનવામાં આવે છે. નીઝામ અલ મૂલ્કના મંતવ્ય મુજબ તેઓ ખુરાસાનના સુવિખ્યાત તત્વવેત્તાઓ અને ધર્મવેત્તાઓમાંના એક હતા અને દા'વાહીન નિશાપુરના મુખ્ય સૂત્રધાર હતા. તેમના મુખ્ય પુસ્તક કિતાબ અલ મહસુલમાં પ્લેટોવાદનો ઈસ્માઈલી નિતિશાસ્ત્ર સાથે સંયોગ સાધવામાં આવેલો અને પરિણામે ઇસ્માઇલી વર્તુળોમાં સખત પ્રત્યાઘાતો અને કટુવિવાદ જન્મવા પામ્યા. તેમના સમકાલીન, રૈયતના મુખ્ય દા'ઈ, અબુ-હાતિમ-અલ-રાઝીએ અલ-મહસૂલમાં થયેલી ભૂલોને સુધારવા માટે તેમનું પુસ્તક કિતાબ-અલ-ઈસ્લાહ લખ્યું. તેઓ **'કદર' કરતાં 'કદા'નું પુરોગામીપણું, બુદ્ધિમાંથી આત્માના જન્મનું અવ્યવસ્થિતપણું** પહેલાં નાતિક એટલે કે આદમ અને શરિયતનું અસંબંધિત હોવું આવી બધી બૌદ્ધિક અટકળો સંબંધે અલ-નસફીની ટીકા કરે છે. થોડાજ સમય પછી અલ-સીઝીસ્તાનીએ તેમનું પુસ્તક કિતાબ-અલ-નુસરાન લખ્યું જેમાં તેઓએ અલ-રઝીની ટીકા કરેલી છે અને અલ-નસફીના અનુમાનોને મહત્ત્વ આપેલું છે. આના પરિણામ સ્વરૂપે હમિદ-અલ-દીન અહેમદ અલ કિરમાણીને (d. ૪૧૧/

૧૦૨૦ પછી) કે જેઓ ઇસ્માઈલી ઉપદેશોમાં દસ બૌદ્ધિક તત્ત્વોના લાવનારા તરીકે સુખ્યાત છે, તેમના પુસ્તક કિતાબ—અલ રિયાદ ફી, અલ હુકમ બયન અલ સાદયન (એટલે કે અલ ઇસલાહ અને અલ–નસરાહ)ના સંકલન માટે પ્રેરણા મળી.''[૨]

શકયતઃ ઈમામ અહમદ અલ મસ્તુર વડે લખવામાં આવેલી કિતાબ ઈખવાન અસ સફા ખરેખર તો ઈસ્લામને ગ્રીક વિચારસરણીના પ્રકાશમાં જોવાનો પ્રથમ વ્યવસ્થિત પ્રયાસ હતો અને તેજ કારણે કહેવાતા ૫૨ વિભાગો (રિસાલાઓ)માં વહેંચાએલા આ પુસ્તકને ઈસ્લામીઓ દ્વારા ખૂબ જ સન્માનની દૃષ્ટિથી નિહાળવામાં આવે છે. જુદા જુદા ઇતિહાસકારો અને વિદ્વાનોની વચ્ચે જુદા જુદા દષ્ટિબિંદુઓને કારણે આ પુસ્તકના લેખક અંગે સારો એવો વિવાદ પ્રવર્તમાન છે. ઇસ્માઇલી વર્તુળો જેવા કે યમનના દાઈ ઈદરીસના "ઉયુન અલઅકબર" અને "ઝાહર અલ માઅની" જણાવે છે કે આ રિસાલ-ઓનું સંકલન ઇમામ એહમદ અલ તકીએ કરેલું છે. આ મહત્ત્વના કાર્યના આવિર્ભાવ અંગે સૈયદના ઇદરિસનું શું કહેવું છે તે નોંધવું અહીં રસપ્રદ થઈ પડશે : ...અને ત્યારબાદ તેમના પિતા પછી ઈમામ તકી અહમદ બીન 'અબ્દુલ્લાહ બીન મુહમ્મદ બીન ઇસ્માઇલે ઈમામતની ધૂરા સંભાળી અને તેમના દાઈઓને સિલમિય્યાથી દરેક દિશાઓમાં મોકલ્યા. દાઈઓ તેમની સાથે સંબંધો સ્થાપિત રાખતા અને તેમના રહેઠાણ અને તેમની ઓળખાણ સંબંધે સંપૂર્ણ ગોપનીયતા જાળવી રાખતાં તેમના હેતુઓનો પ્રચાર કરતાં...અને જ્યારે મામુને (અબ્બાસી રાજવી) મુસાઅલ–રીદા બીન જાફર સાથે દગો કર્યો (તેમને ઝેર આપ્યું) ત્યારે તે એમ માનતા થયા કે ઈશ્વરની સત્તા (ની સાંકળ) તૂટી ગઈ છે અને તે (ઈશ્વર)ની સાબિતી આ વિશ્વમાંથી અદશ્ય થઈ ગઈ છે...અને જ્યારે મ'મુન અલ અબ્બાસીએ મુહમ્મદની શરિયતને ફેરવી નાખીને લોકોને ગ્રીક જ્ઞાન અને તત્ત્વજ્ઞાન સ્વીકારતા કરવા અંગે વિચાર્યું કે જે કરવા માટે તે સતત પ્રયત્નશીલ હતા...અને ઇમામને ડર લાગ્યો કે લોકો મ'મુનના દાદાની શરિયતના (એટલે કે ગ્રીક વિજ્ઞાનના) જૂઠા ભભકા ભણી દોરવાઈ જશે...... તેઓએ (ઈમામે) ઈખવાન અસ સફાના રિસાલાઓનું સંકલન કર્યું.[૩]

અહીં એ વાત ધ્યાનમાં રાખવા જેવી છે કે આજ લેખકે તેમના તે પછીના પુસ્તક 'ઝહરૂલમાની'માં આજ વાતનું જરા જુદું સ્વરૂપ પણ વર્ણ-વેલું છે. આ પાછળથી લખાએલા પુસ્તકમાં તેઓ આપણને કહે છે કે ઈખવાન અસ સફાનું સંકલનકાર્ય પૂરું થયા પછી ઈશના અશારી ઇમામ અલી રીદાને મ'મુન દ્વારા મારી નાખવામાં આવેલા.

અહીં આપણા માટે એટલું જ નોંધવું જરૂરી છે કે ઈખવાન અસ સફાના સંકલિત થવા પહેલાં ગ્રીક તત્ત્વજ્ઞાન મુસ્લીમ વિશ્વમાં સારી એવી લોકપ્રિયતા મેળવી ચૂક્યું હતું અને કેટલાંક ખાસ વર્તુળોમાં, ઓછામાં ઓછું, એટલું તો મનાતું થયું જ હતું કે આ નવો વળાંક જેટલી હદ સુધી ઈસ્લામી શરિયતને હાનીરૂપ થાય છે અને મુક્ત પ્રશ્નોને પોષે છે ત્યાં સુધી તે અતિ ભયંકર છે. સુન્ની ઇતિહાસકારો દ્વારા સામાન્યતઃ એવો આક્ષેપ મૂકવામાં આવેલો છે કે ઇસ્માઇલી ચળવળ એ ઈસ્લામના દુશ્મનો દ્વારા ઈસ્લામનો અંદરથી જ નાશ કરી નાખવાના આશયથી યોજવામાં આવેલું એક કાવત્રું માત્ર હતું. આ ઇતિહાસકારોનો આક્ષેપ એવો છે કે આજ કારણસર તેઓએ ગ્રીક તત્ત્વજ્ઞાનનો આશ્રય લીધો અને સંયુક્ત વિચારોને પ્રોત્સાહન આપ્યું. જો કે દા'ઈ ઈદરીસ આપણુને ઉપરોક્ત ફકરામાં જણાવ્યા મુજબ, જુદી જ વાત કહે છે. આપણને કહેવામાં આવ્યું છે (અને કેટલાંક તફાવતો સાથે બીજા વિદ્વાન દા'ઈઓ જેવા કે કાદી નુમાન, શરફફૂદ્દીન જાફર બીન મુહમ્મદ વગેરે દ્વારા પણ આ પ્રકારના હેવાલો મળી આવે છે) કે સત્ય તો એ હતું કે અબ્બાસી રાજ્યકર્તા મ'મુનને જ ગ્રીક તત્ત્વજ્ઞાનનો મોહ લાગ્યો હતો અને તેમની ઇચ્છા તેમના દાદા (મુહમ્મદ)ની શરિયતને ગ્રીકના સાનુકૂલન ધરાવતા તથા છૂટછાટો આપતા નીતિ નિયમો દ્વારા પ્રકાશમાં લાવવા માંગતા હતા અને આ રીતે ઈસ્લામી શરિયત ધોવાઈ જાય તેવો ભય ઉપસ્થિત થયો હતો. આ ઇસ્માઇલી વિદ્વાનો આપણુને આગળ જણાવે છે તે મુજબ મ'મુને માન્યું કે અલીના વારસદારોમાંના કોઈ પણ બચ્યા નથી (કે જેઓ સત્યનું મહત્ત્વ સમજાવી શકે), અને તેથી ઈસ્લામી શરિયત સાથે કોઈ પણ પ્રકારના ચેડાં કરવા માટે અને તેને કોઈ પણ ઈચ્છિત રંગે રંગવા માટે તેમની પાસે રસ્તો સાફ હતો. પરંતુ જ્યારે આ વિચારસરણી વૃદ્ધિ પામી રહી હતી ત્યારે તે સમયે ક્યાંક ગુપ્તવેશે છૂપાએલા ઈમામે પર ઈખવાન અસ સફાના રિસાલાઓનું સંકલન કર્યું અને તેમના દાઇઓની મદદથી સમગ્ર ઇસ્લામી વિશ્વમાં તેનું વિતરણ કર્યું. આપણુને જણાવવામાં આવ્યું છે તે મુજબ આ વિશાળ જ્ઞાનકોષનું સંકલન કરવા પાછળનો મુખ્ય ઉદ્દેશ્ય ગ્રીક તત્ત્વજ્ઞાનના પ્રકાશમાં મુહમ્મદની શરિયતની ગુરુતા પ્રસ્થાપિત કરીને તેને સિદ્ધાંતહીન અબ્બાસી રાજકર્તા અલ મ'મુન દ્વારા તેની સાથે થતા ચેડાંઓથી બચાવવાનો હતો.

ફાતેમી દા'ઇઓ દ્વારા અહીં જે રજુઆત થયેલી છે તેને જો તેઓની માન્યતાઓના દૃષ્ટિબિંદુથી ચકાસીએ તો તે ખોટી ન હોય તેમ લાગે છે.

આરબો કે જેઓ રણના રહેવાસીઓ હતા અને ખૂબ જ અલ્પ સાધનો ધરાવતા, સ્વભાવિક રીતે જ બાહ્ય આસક્તિઓ ધરાવતા અને કોઈ પણ પ્રકારની વૈચારિક તત્ત્વજ્ઞાનની રૂઢીઓ રહિત હતા. ઇસ્લામ પણ આજ અસર ધરાવે છે અને પ્રત્યાઘાત સ્વરૂપે તેના ઉપદેશો તુલનાત્મક દષ્ટિએ સાદા, કોઈ પણ જાતની ગૂઢતા વિનાના (શરૂઆતના ઇસ્લામમાં રહેલાં કેટલાંક ગૂઢતાના ઉદાહરણો જૂડીઓ–ક્રિશ્ચિયન રૂઢીના છે), ચિંતનાત્મક વિચારો રહિત અને બાહ્ય રીતભાતો ઉપર વધારે અવલંબિત છે. આરબોએ તેમનું સામ્રાજ્ય સ્થાપ્યું ત્યાર પછી એક સૈકા કરતાં પણ વધારે સમય પછી તેમની પાસે પૂરતી સાધન સંપત્તિ હતી અને તત્ત્વજ્ઞાન અને ચિંતનયુક્ત વિચારોની અદ્દભુત લાવણ્યમય દુનિયાને સમાવિષ્ઠ કરતી ઉચ્ચ સંસ્કૃતિના ફળો માણવાની ઈચ્છા પણ હતી. તેઓની પાસે તેમની આગવી આવી કોઈ પ્રણાલીઓ ન હોવાના કારણે તેઓને ગ્રીસ ભણી ઝૂકવું પડ્યું. ઈજીપ્તમાં મુસ્લીમોના જ તાબા હેઠળનું એલેકઝાન્ડ્રીયા ઉચ્ચ શિક્ષણ અને પ્લેટોવાદ તથા પાયથાગોરાસની વિચારધારાઓનું મહાન કેન્દ્ર હતું. થોડા જ સમયમાં ગ્રીક તત્ત્વજ્ઞાન એક શક્તિશાળી બૌદ્ધિક વલણ બની ગયું, અને દરેક બુદ્ધિશાળી હોવાનો દાવો ધરાવતી વ્યક્તિ તેનું ઉપરછલ્લું જ્ઞાન ધરાવતી થઈ. ઈસ્લામી મહાનગરી બગદાદે જુદા જુદા દેશોમાંથી મહાન વિદ્વાનોને આકર્ષ્યા. આ જુદી જુદી ધાર્મિક અને બૌદ્ધિક સમજૂતી ધરાવનારા લોકોએ ઉદાર દષ્ટિબિંદુને જન્મ આપ્યો અને આથી ઈસ્લામની રૂઢી ચૂસ્તતા ભયમાં આવી પડી. ખાસ કરીને તો જ્યારે અબ્બાસી રાજવી મ'મુન પોતે ઉદાત્ત અભિગમને પ્રોત્સાહિત કરવા લાગ્યા......

પ્રોફેસર નિકોલસન કહે છે કે :—

અબ્બાસી રાજ્યકાળનો પ્રથમ સૈકો બૌદ્ધિક ઉશ્કેરાટથી ભરેલો હતો. દરેક પ્રકારના નવા વિચારો વાતાવરણમાં હતાં. એ એક શોધખોળ અને જાગૃતિનો યુગ હતો. અતિશય ટૂંકા ગાળામાં બ્રહ્મવિદ્યા, કાયદાશાસ્ત્ર, વૈદક શાસ્ત્ર, તત્ત્વજ્ઞાન, ગણિતશાસ્ત્ર અને ખગોળશાસ્ત્ર, જુદા જુદા ક્ષેત્રે, જો સર્વોત્તમ ઉંચાઈ નહીં તો, પુખ્તતા તો પામ્યાજ. કેટલાંક પવિત્ર મુસ્લિમો પરદેશી વિદ્યાઓ અને અધ્યાપકોને અણગમાની દષ્ટિએ નિહાળતાં છતાં પણ **સામાન્યતઃ** હળવું દષ્ટિબિંદુ પ્રવર્તતું. લોકો એવા ન્યાયાલયને અનુસરતા કે જે વૈજ્ઞાનિક સંશોધનને અને યાંત્રિક વિચાર–ચિંતનને આશરો આપતાં અથવા કંઈ નહીં તો તેના તરફ સહિષ્ણુતા સેવતાં.[૪]

હવે રૂઢીચુસ્ત વર્તુળો સામે માત્ર બે જ વિકલ્પો રહ્યાં : કાં તો મુક્ત વિચારસરણી ધરાવતા વર્ગની પ્રચંડ હિલચાલની વિરુદ્ધમાં ખૂબજ ચુસ્ત વલણ અપનાવવું અથવા તો નવી વિચારસરણીઓને આવકારી તેને આત્મસાત કરી, મોહક ગ્રીક તત્ત્વજ્ઞાન અને વિનાનો સ્વીકાર્ય બને અને રૂઢી ચુસ્તતાંનો અંચળો પણ જળવાઈ રહે તેવું વિચારસરણીઓનું સંયોજન સાધવું. આમાંથી ઈસ્માઈલીઓએ પાછળ દર્શાવેલો વિકલ્પ સ્વીકાર્યો. આગળ ટાંકેલા ફકરા મુજબ સૈયદના ઇદરીસ ઈખવાન અસ સફાના સંકલન માટે જવાબદાર કારણોની ચર્ચા કરતાં આમ જ કહે છે. ત્યારે ગુપ્તવેશે રહેતાં ઈસ્માઇલી ઈમામને ગ્રીક વિજ્ઞાનોના મુક્ત વિચારો ઈસ્લામને માટે એક ધમકીરૂપ લાગ્યા અને તેઓએ ગ્રીક તત્ત્વજ્ઞાનના આધાર ઉપર જ પોતાની મહત્તા સાબિત કરવાનો નિર્ણય લીધો.

જેવી રીતે મ'મુનનું વિચાર સ્વાતંત્ર્ય ઇસ્માઇલીઓ માટે પયગમ્બરની શરિયત વિરુદ્ધના પરવાના સમાન અને તે કારણે ખંડનીય હતું તેજ પ્રમાણે ઈસ્માલીઓએ ઘડી કાઢેલું વૈચારિક સંયોજન, રૂઢીચુસ્તો માટે અક્ષમ્ય પાખંડ અને અસ્વીકાર્ય હતું. આજ કારણે (અને તેઓ સંપૂર્ણ રાજકીય સત્તા પર અધિકાર ઈચ્છતા તે કારણે પણ) તેઓના પ્રતિસ્પર્ધી સુન્નીઓ દ્વારા તેમને ખૂબ જ ભાંડવામાં આવતા અને તેઓના ઉપદેશોને, ઇસ્લામના આંતરિક વિધ્વંસક પરિબળો લેખી તેઓની ટીકા કરવામાં આવતી. અલબત્ત, આપણે ટૂંક સમયમાં જોઈશું તે પ્રમાણે તે માન્યતા સત્યથી ખૂબ જ વેગળી હતી.

મારા મંતવ્ય મુજબ અને આગળ જણાવ્યા અનુસાર સૈયદના ઇદરિસે આપેલા હેવાલ મુજબ પણ એ સ્પષ્ટ થાય છે કે નવા જ્ઞાનના પ્રવાહમાં ઇસ્લામ ધોવાઈ ન જાય તે આશયથી ઈસ્માઇલીઓ નવીન સંયોજનને નિપજાવવા પ્રયત્નો કરતાં હતાં. આ પ્રક્રિયા દરમિયાન એક નવી રૂઢી પણ નિષ્પન્ન થવા પામી હતી કે જે તેના ઉપદેશો વિવેકબુદ્ધિ અને ગૂઢજ્ઞાન પર આધારિત હોવાના કારણે મુ'તાઝાલીઓની જેમ મુસ્લિમ સમૂહોમાં બહુ જ આકર્ષક સિદ્ધ ન થઈ શક્યા. એક રીતે તે સમાજના ઉત્કૃષ્ટ બુદ્ધિવાદીઓનો ધર્મ હતો અને તેથી તે 'તાલિમિયા પંથ' એટલે કે જ્ઞાનના ફેલાવા પર આધારિત પંથ તેવા નામે પણ ઓળખાતો. ઇસ્માઇલી દા'વાની સંપૂર્ણ ધાર્મિક વ્યવસ્થા ઉચ્ચતર જ્ઞાનની પ્રાપ્તિ પર યોજાયેલી હતી. આ ધાર્મિક વ્યવસ્થા રાજકીય સત્તાની સ્થાપના અને તત્પશ્ચાત થયેલા તેના ઉન્મૂલન પછી પણ થોડા ઘણા અંશે ટકી રહી હતી. આપણે પછીથી જોઈશું તે પ્રમાણે

ફાતેમી ખલિફા દા'ઈ-અલ દુ'આત અથવા બાબ અલ-અબવાબ નામના મુખ્ય ધર્મ પ્રચારકની નિમણૂંક કરતાં, અને ઇમામની પૂર્વ પરવાનગીથી તેઓ ધાર્મિક વ્યાખ્યાનો આપતાં.

આટલું જાણ્યા પછી હવે આપણે એક લાંબો સમય સુધી અસરકારક રહેલા ઈસ્માઈલી ઉપદેશો અંગે ચર્ચા કરીએ. આપણે આ ઉપદેશો અંગે વિચારવાનું શરૂ કરીએ તે પહેલાં ફાતેમીઓની સાહિત્યિક પ્રવૃત્તિઓનું થોડું અવલોકન કરવું યોગ્ય ગણાશે. ફાતેમીઓ પાસેથી આપણને હઠાગ્રહી દષ્ટિબિંદુઓ યુક્ત સાહિત્યનો સમૃદ્ધ વારસો મળી આવે છે. આમાંનું મોટાભાગનું સર્જન ફાતેમી દા'વાના ખૂબ જ શરૂઆતના કાળમાં, હિ. સં. ૪૮૭ માં થયેલા ઈમામ અલ-મુસ્તનસીરના દેહાંત સુધીના કાળમાં જ થયું હતું. ત્યાર બાદ તેનું બે ભિન્ન શાખાઓમાં વિભાજન થયું. ફાતેમી પ્રચારકોએ એક બહુ જ વિશાળ જનસમુદાય ઉપર અસર પાડી હતી, જેમાંના ઘણાં તો તત્કાલીન શ્રેષ્ઠ બુદ્ધિશાળીઓ પણ હતાં. ડો. મુહમ્મદ કામીલ હુસેન આ પ્રમાણે નોંધે છે :

ચોથી, પાંચમો, અને છઠ્ઠી, સદીઓ દરમિયાન ઈસ્લામની બૌધિક ક્રાંતિને સ્વરૂપ આપતા પુરાણા દાવા (આગળ જણાવ્યા મુજબ જૂના વખતના) ની સત્યતા વિષે ઈસ્માઈલી અભ્યાસ અને જ્ઞાનને લાગેવળગે છે ત્યાં સુધી, આ સદીઓ દરમિયાન ઈસ્લામી દુનિયા (ઈસ્માઈલી) ઉપદેશકોએ કરેલા ધર્મપ્રચારમાં વ્યસ્ત હતી. થોડાં જ લોકોએ તેમનો ટેકો આપ્યો જ્યારે મોટાં ભાગના લોકો તે ધિક્કારતાં. ઈસ્માઈલીઓ અને તેમના વિરોધીઓ વચ્ચેનો વેરભાવ વધુને વધુ ઘેરો બનવા માંડયો, તેનો પડઘો ઘણાં મુસ્લિમ વિચારકોમાં સાંભળવા મળે છે. તત્ત્વચિંતક ઈબ્ને સિના ઈસ્માઈલી દુઆતો (પ્રચારકો) માંના એક હતાં અને તેઓ ઈસ્માઇલીઓની અસર તળે હતાં અને રાજકવિ મુતાનબ્બી, કારામિતાઓની અસર નીચે હતા, કે જેઓ ઈસ્માઇલીઓ સાથે સંબંધિત હતા. તેમ પણ કહેવાય છે કે મુતાનબ્બીએ તેઓનો ધર્મ અંગીકાર કરેલો અને તેમનું જીવન તથા કાવ્યો ઉપર તેઓની ભારે અસર હતી. અને અબુલ-અલા-અલ મા'રી પણ તેઓ જે ઈસ્માઈલી વાતાવરણમાં ઉછર્યા હતાં, તેની અસર નીચે હતાં, તે તેઓના મંતવ્યથી મુગ્ધ થયેલાં, તેઓ બૌધિક મુક્તતા મેળવ્યા પછી તેમની આસપાસની બધી જ વસ્તુઓને શંકાશીલ દૃષ્ટિએ જોવા લાગ્યા અને એક એવું તત્ત્વજ્ઞાન તેમણે તેમના માટે પસંદ કર્યું જેના માટે તેઓ નાસ્તિક લેખાયા. ઇમામ ગઝાલી એક વિચક્ષણ પુરુષ હતાં,

અને તે હકીક્ત છે કે તેમણે તેમનાં પુસ્તકોમાં ઈસ્માઇલીઓ પર હુમલા કર્યા છે, પરંતુ તેઓ પણ તે અસરમાંથી મુક્ત નહોતા રહી શકયા...આ તેમના પુસ્તક મિશ્કત અલ અનવાર ઉપરથી ખૂબ જ સ્પષ્ટ થાય છે...અને જેઓ ઇસ્લામી રહસ્યવાદનો અભ્યાસ કરે તેઓ ઘણી સહેલાઇથી સુફીઓના તત્ત્વજ્ઞાન ઉપર ઈસ્માઇલી અસર જોઈ શકે છે. ઇબ્ન 'અરાબી અને સુહરાવારડી વગેરે ઇસ્માઇલીવાદના અભ્યાસીઓ હતાં.[૬] જો કે આમાંનું ઘણું સાહિત્ય નાશ પામેલું છે. ડૉ. કામિલ હુસેન કહે છે :

ફાતેમીઓએ તેમના ઉદ્દેશ્યના ફેલાવા અર્થે સખત પુરુષાર્થ કર્યો અને તેમના ધાર્મિક સિદ્ધાંતો એક લાંબા કાળ સુધી છુપાવીને રાખવામાં આવેલાં તેમના વિવરાણત્મક સાહિત્યના પ્રચાર માટે સખત મહેનત કરી તે હકીકત છે છતાં (સુન્ની) લેખકો ફાતેમીઓના આ ધાર્મિક ધારાધોરણો અને વંશાવળી અંગેના તેઓના અભિપ્રાયોમાં હંમેશા વિરોધભાસી રહ્યા. ફાતેમીઓના અનુગામીઓ અય્યુબીઓએ તેમની ઘાતકી દુશ્મનાવટ અને ક્રૂરતાનો ભોગ ફાતેમી પુસ્તકાલયોને બનાવ્યા. તેઓએ બધાં પુસ્તકો વેરવિખેર કરી નાંખ્યા અને અલ-મુકાતામના ખડકો નજીક તે પુસ્તકો ફેંકી દીધા. આ પુસ્તકોનો ઢગલો એક ટેકરા જેવો દેખાતો હતો અને તેથી તેને 'પુસ્તકોનો ટેકરો' તેવું નામ આપવામાં આવ્યું, આમ જ્ઞાનના આ મૂલ્યવાન ભંડારનો અંધ પૂર્વગ્રહના કારણે નાશ કરવામાં આવ્યો અને આ ફાતેમી ઉદ્દેશ્ય પ્રચારકોના એકાંત વાસ માટેનું અને ફાતેમી ઉલમાઓ પાસેથી તેઓએ મેળવેલાં પુસ્તકો તેઓ છુપાવીને રાખતા તે માટેનું બીજું એક કારણ છે. આ રીતે આ પુસ્તકો એક ખૂબ જ મર્યાદીત વર્તુળમાં ગોંધાઇ રહ્યાં અને, ધાર્મિક મહાનુભાવો સિવાય કોઇ તે પુસ્તકો મેળવી શકતું નહીં.

ફાતેમી ઉપદેશો :

ઈસ્માઇલી સિદ્ધાંતોની બધી બાજુઓનો એક ટૂંકી જગ્યામાં સમાવેશ કરવો તે એક અતિ મુશ્કેલ કાર્ય છે. આપણે કેટલીક મહત્ત્વની બાબતોનો તેમની સ્પષ્ટ બાહ્ય રેખા પૂરતો જ અભ્યાસ કરીશું, કારણ કે વિવરણાત્મક અભ્યાસ માટે થકવી નાંખનાર નોંધોની આવશ્યકતા રહે છે. ઇસ્માઇલી ઉપદેશો અમુક ખાસ વિચારસરણીઓ પર આધારિત છે. ઇસ્માઇલીઓ માને છે કે દરેક મુખ્ય સમયગાળા દરમિયાન એક નાતિક (જણાવનાર, નીતિ-નિયમો આપનાર) હોય છે કે જે પોતાના સમય માટે શરિયતનું નિર્માણ કરે છે. નાત્તિક અલબત ! સીધી સાદી (કોઈપણ સંજ્ઞાત્મક ઉપમાઓ વગરની) ભાષામાં

બોલે છે, કારણ કે તેમને સામાન્ય લોકો સાથે પનારો હોય છે. દરેક નાતિક એક અસાર (પાયો, કાર્યપાલક)ની નિમણૂંક કરે છે. અસાસ ઇલ્મ-અલ-બાતિન (ગૂઢજ્ઞાન)નો પાયો નાંખે છે. શરિયતના દરેક પ્રચલિત (ઝાહિર) ક્રિયાકાંડ અથવા ઉપદેશનો એક ગુપ્ત અથવા સંજ્ઞાત્મક અર્થ (બાતિન) હોય છે. અસાર, જેઓ વસી પણ કહેવાય છે. આ અર્થોનું જ્ઞાન ધરાવતાં હોય છે અને તેઓ શ્રદ્ધાળુઓ (મો'મિનો)માંજ આ જ્ઞાનનો પ્રચાર કરવાની વ્યવસ્થા કરતાં. અસાર તેમને અનુસરતાં ઇમામો જોડે સંકળાયેલાં હોય છે, કે જે ઇમામો રહસ્યમય જ્ઞાનના આધાર ઉપર દા'વાની યોજના કરે છે. એક નાતિકનો સમયગાળો (દાવર) છ ઇમામો સુધીનો હોય છે અને સાતમા ઇમામ નાતિક બને છે કે જેઓ કાંતો જૂની શરિયતને બાજુ મૂકી નવી શરિયતની જાહેરાત કરે છે. અથવા પ્રચલિત શરિયતના-જાહેરનામા (ઝાહીર)ને રદ કરીને (તા'તિલ અલ શરિઅત) તે અંગે ગુપ્ત અર્થોનો (અસરારે બાતિન) આધાર ઉપર નવી જ સમજણ આપે છે. પયગમ્બર મહમ્મદ સાહેબ પહેલાં પાંચ નાતિકો આવ્યા જેમાંના દરેકે તેમના પૂરોગામીની શરિયતને રદ કરી. દરેક નાતિક અને તેમના અસાસ અને ઇમામો-આ બધું આપણે જ્યારે ઇમામ મુ'ઇઝની પ્રાર્થનાઓનો અભ્યાસ કરીએ છીએ ત્યારે ઘણું જ સ્પષ્ટ થાય છે.

પયગમ્બર મહમ્મદ છઠ્ઠા નાતિક હતાં; તેઓએ તેમના જમાઇ અલીને પોતાના વસી તરીકે નિમ્યાં અને ત્યારબાદ ઇસ્માઇલ સુધી બીજા છ ઇમામો આવ્યાં. પરિણામે પયગમ્બર મહમ્મદના દાવર (સમયગાળા)નો અંત આવ્યો. સાતમા ઇમામ મુહમ્મદ બીન ઇસ્માઇલ સાતમા નાતિક હતાં, જેઓએ પયગમ્બરે પ્રસિદ્ધ કરેલી શરિયત રદ કરી. જો કે ઇસ્માઇલી સાહિત્યમાં આ એક ખૂબ જ વિવાદાસ્પદ વિષય છે. ખરેખર સાતમા ઇમામ મુહમ્મદે શરિયતને રદબાતલ અથવા નિષ્ક્રિય ઠેરવી ? આ અંગે ઇમામ મુ'ઈઝના શબ્દો ખૂબ જ સ્પષ્ટ છે. વધારામાં યમનના બીજા દા'ઇ મુતલક સૌયદના ઇબ્રાહિમ બીન-અલ હુસેન તેમના "કનઝુલ વલાદ"માં અને સૌયદના મુહમ્મદ બિન તાહિર "અલ અનવાર અલ લતિફા"માં ઇમામ મુઇઝની પ્રાર્થનાઓના અનુસંધાનમાં સ્પષ્ટપણે જણાવે છે કે ઇમામ મુહમ્મદ બીન ઇસ્માઇલ સાતમા નાતિક હતાં અને સાતમાં પયગમ્બર પણ હતાં કે જેઓના પયગમ્બર હોવા વિષે ખુદ મુહમ્મદ પયગમ્બરે પોતે ખાતરી આપેલી હતી અને ઇમામ મુહમ્મદે સાતમા નાતિક હોવાના કારણે પયગમ્બરની શરિયત રદ કરેલી હતી.

તો પછી તેનો અર્થ એવો ખરો કે, ઘણાં સુન્ની ઇતિહાસકારોના આક્ષેપો મુજબ ઇસ્માઇલીઓ પયગમ્બર મુહમ્મદની શરિયતના રદ થવામાં માન્યતા

ધરાવે છે ? ડૉ. ઝહિદ હુસેન જેવાં કેટલાંક છે કે જેઓ તેમ માને છે કે ખરે-ખર તે તેમજ બન્યું હતું અને પછીથી અલબત્ત, શ્રદ્ધાળુઓને સંતોષવાના આશયથી કેટલાંક ખુલાસાઓ શોધી કાઢવામાં આવેલાં. ઈવાનોવ તેમના પુસ્તક "રાઇઝ ઑફ ધ ફાતિમિદ્દસ"માં નોંધે છે કે : "જો તમે આદમ, તેમના વસી અને ઇમામોનો વિચાર કરોતો તેઓમાંના છેલ્લાં નાતિક હશે...મુહમ્મદ બીન ઇસ્માઇલ સાતમા નાતિક...એક નાતિક કે જે ગુપ્ત અર્થોના ખુલાસાઓ દ્વારા શરિયતને રદ કરે છે...જો મુહમ્મદ બીન ઇસ્માઇલ, છઠ્ઠા સમયગાળાની શરિ-યતના ગુપ્ત અર્થો સમજાવી તેના નાસિખો (રદબાતલ ઠેરવનારા)ઓમાંના એક હોય તો પછી તાર્કિકપણે આપણે તેમ આશા રાખી શકીએ કે તેમના પહેલાંના અને તેમના પછીના બધા ઇમામો પણ સાતમાં નાતિકો હતાં, કારણ કે તેઓનો ઉદ્દેશ્ય પણ તેજ હતો, વહેમોભરી માન્યતાઓ અને તત્ત્વજ્ઞાન વચ્ચે સુમેળ સાધવા માટેનો આ પ્રકારનો અનિવાર્ય સંઘર્ષ એ ઇસ્માઇલી ગુઢ જ્ઞાનનું એક વિશિષ્ટ પાસું છે, તે તેના મહાન રહસ્યોમાનું એક રહસ્ય છે.[૧૦] અઢા-રમા દા'ઈ મુતલક સૈયદના ઈદરિસે આ નાતિલ અલ શરિયનના પ્રશ્નને સમજાવવાનો પ્રયત્ન તેમના "ઝહરૂલ નામા"માં કરેલો છે. તેઓ માને છે કે, દરેક શરિયતનો ઇમામ મુહમ્મદ બીન ઇસ્માઇલથી અંત આવે છે કે જેઓ હુદુદ (ઇશ્વરની મર્યાદાઓ, અથવા ઈસ્માઈલી પરિભાષા પ્રમાણે, ઇસ્માઈલી દાવાના વંશાવળીના કાર્યકરો) ને પોતાની પરિધમાં સમાવી દે છે અને તેઓની વંશાવળી તથા જ્ઞાનને પણ તેઓ એક શક્તિમાન કા'ઇમ (જે દાવર અલ કશ્ફ–ઇસ્માઇલી સહસ્ત્ર વર્ષાવધિની શરૂઆત કરે) છે અને નહીં કે સાચા કા'ઇમ કે જે માત્ર મહાન કયામતના (ન્યાયના છેલ્લા દિવસના) મહાન ઈશ્વર જ છે, કયા-મતો એક નહીં પણ અનેક છે. (અહીં એ નોંધવું રસપ્રદ થઈ પડશેકે ઈસ્માઇલીઓ જર્મન તત્ત્વચિંતક નેઈઝકની ભાષામાં–"અંનતની પુનરાવૃત્તિ"ની વિચારસરણીમાં માન્યના ધરાવે છે. આપણે આ દુનિયાની શરૂઆત, વૃદ્ધિ અને તેના અંતને સ્પર્શતા વિષયો અંગે લખાએલા એક ઈસ્માઈલી પુસ્તક માબદ-આ વ મ'આદમાં આ વિચારસરણી જોઈ શકીએ છીએ.) સૈયદના ઇદરિસ આગળ કહે છે કે સૈયદના ઇદરસિને નાતિક કહેવામાં આવે છે ફક્ત તે કારણે કે તેઓએ ઇશ્વરી શક્તિઓને સમજાવી હતી અને તેઓ એક વિશિષ્ટ ગૌરવાન્વિત સ્થિતિએ પહોંચેલાં હતાં. એ સિવાય:નતો તેઓ પયગમ્બર હતાં કે નતો સિદ્ધ પુરુષ (મુતિમુન) હતાં. તેઓને તે સ્થિતિ (નાતિક તરીકેની કે જે પોતાના પુરોગામીની શરિયતની ઉપર વટ જઇ શકે છે)–સ્થિતિ પ્રાપ્ત થઇ તેનું કારણ પણ તેજ હતું કે તેઓ ગુપ્તવાસ (દાવર અસ સતાર) દરમિયાનના ઇમામો

વચ્ચેની કડી સમાન હતાં. દાંઈ ઈદરિસ આપણુને તેમ પણ કહે છે કે મુહમ્મદ બીન ઇસ્માઇલ સાતમાં ઇમામ હતાં અને દરેક સાતમા ઈમામને તેમના પુરોગામી ઇમામો કરતાં ઉચ્ચત્તર હોદ્દો મળે છે, તેજ કારણે તેઓ નાતિક બન્યાં.[૧૧]

આમ આપણે જોઈએ છીએ કે સૈયદના ઇદરિસ, ઈમામ મુ'ઈઝના, મુહમ્મદ બીન ઈસ્માઇલને સાતમા નાતિક અને છઠ્ઠા નાતિક પયગમ્બર મહમ્મદની શરિયતને બાજુ પર મૂકનારા તરીકેના, ઉદ્‌ઘોષણ ઉપર ટીપ્પણી કરવાનો પ્રયત્ન કરે છે. તેઓ આપણુને તેમ સમજાવવા પ્રયત્ન કરે છે કે મુહમ્મદ બીન ઇસ્માઇલ દ્વારા નઆતિલ અલ શરિયતનો અર્થ તેને રદબાતલ અથવા બાજુ પર મૂકવી તેવો નથી થતો. તેનો માત્ર એટલો જ અર્થ થાય છે કે તેઓએ ગુપ્ત અર્થોને વધારે મહત્ત્વ આપ્યું. પરંતુ માનવ વિચારોના વિકાસની પ્રક્રિયામાં રસ ધરાવતા ઈતિહાસકાર માટે આ ખૂલાસા કરતાં ઘણું વધારે તેમાં છુપાએલું છે. ડો. ઝાહિર અલી તેમની તે વાતને મહત્ત્વ આપવામાં સંપૂર્ણ ખોટા નથી કે પ્રારંભકાલિન ઈસ્માઈલી સાહિત્ય મુહમ્મદ બીન ઇસ્માઈલ દ્વારા શરિયતને રદ કરવાના હેવાલને પુષ્ટિ આપે છે તે ફક્ત ઇસ્માઈલી પૂર્વકાલિન વિચારસરણી સાથે સુસંગત જ નહીં પરંતુ લયપૂર્વક સમાવિષ્ઠ પણ થાય છે. પૂર્વે જણાવ્યા પ્રમાણે તા'વિલ (કુરાન અને ઇસ્લામી શિક્ષણનો ગુપ્ત અને સંજ્ઞાત્મક ભાવાર્થ) સંપૂર્ણપણે નહીં તો મહદ અંશે, તર્ક બુદ્ધિ પર આધારિત હતો. તેઓના ઈતિહાસના અભ્યાસે તેઓને તેમ માનવા પ્રેર્યા હશે કે કાળક્રમે ઘણાં ફેરફારો થતાં જ રહે છે અને પુરાણા કાયદાઓ (અથવા શરિયત) લુપ્ત થઈ જાય છે અને તેની જગ્યા નવા કાયદાઓ લે છે. કુરાન પોતે પણ એક રીતે જોતાં આજ નિયમને અનુસરે છે. આદમથી મહમદ ત્યાં સુધીમાં છ મહાન પયગમ્બરો આવ્યાં અને દરેકે તેમના પુરોગામીની શરિયતને રદબાતલ ઠેરવી. ઇસ્માઈલી સિદ્ધાંત અસાસ અને છ ઇમામો દ્વારા બે પયગમ્બરો વચ્ચેનો ગાળો પૂરી દે છે કે જેઓને નવા પયગમ્બરની શરિયત અગાઉના પયગમ્બરની શરિયતનું સ્થાન લે ત્યાં સુધીના ગાળામાં તે શરિયતના ગુપ્ત અર્થો લોકોને સમજાવવાના રહેતાં--વળી, જ્યાં સુધી ઈસ્માઈલીઓને લાગેવળગે છે ત્યાં સુધી પયગમ્બર મુહમ્મદથી આ પ્રથાનો અંત આવતો નથી પયગમ્બરના પુત્રી ફાતિમાના વંશવેલામાં સાતમાં ઈમામ મુહમ્મદ બીન ઈસ્માઇલ એક નાતિક અને એક પયગમ્બર તરીકે હોદ્દા ઉપર આવ્યા કે જેમણે તેમના પુરોગામીની શરિયતને રદ થયેલી જાહેર કરી. ઈસ્માઈલી આયોજન પ્રમાણે આ સંપૂર્ણ સ્વાભાવિક હતું, કારણ કે છઠ્ઠા નાતિક પછી ઇતિહાસની પ્રક્રિયા સ્થગિત થઈ જતી નથી.

આ જાહેરાત એક બીજા દષ્ટિબિંદુએથી નિહાળતાં પણ જરૂરી હતી. ઈમામ મુહમ્મદ બીન ઈસ્માઈલનો કાર્યકાળ ઈસ્માઈલી ઉદ્દેશ્યના ઈતિહાસમાં એક પરિવર્તનશીલ કાળ હતો. હકીકતે, તેમના સમય દરમિયાનજ ધાર્મિક-સામાજીક ઉદ્દેશ્યે ભૂગર્ભ પ્રવૃતિનો આકાર ધારણ કર્યો. ઈમામ મુહમ્મદે ઈમામત સંભાળી તે સમયે અબ્બાસી ચળવળે ખૂબજ સુદૃઢ સ્થિતિ ધારણ કરી લીધી હતી, અને ખાસ કરીને પર્શિયન અસર અને સામાન્યતઃ ગ્રીક અસર બૌધિક વર્ગો પર દેખાવા માંડી હતી–ખાસ કરીને બ્રહ્મજ્ઞાનના ક્ષેત્રે. આપણે જોઈએ છીએ કે આ સમય દરમિયાન ઈસ્લામી જગત ક્રાંતિકારી ફેરફારોમાંથી પસાર થઈ રહ્યું હતું. ઝડપથી બદલતા વિશ્વ સાથે ઈસ્લામે કદમ મિલાવવાના હતા અને તેને અનુકૂળ પણ થવાનું હતું. ઈમામ મુહમ્મદે તેમનું કાર્ય ક્ષેત્ર મદીનાથી પર્શિયામાં કોઈક જગ્યાએ ફેરવ્યું હતું અને આથી તેઓ નવીન અસરોમાં જઈ પહોંચ્યા. જોકે તા'તીલ અલ–શરિયત વિષેની તેમની માન્યતા તેમના જીવનકાળ દરમિયાન મૂર્તિમંત થઈ શકી. હોય તેમ લાગતું નથી.

તાતિલ અલ શરિયતના પાછળથી આવેલા જાહેરનામા છતાં આપણાં વર્તુળો નવી શરિયત વિષે કશું જણાવતાં નથી. આ દિશામાં કદી કોઈ પ્રયત્ન પણ થયેલો કે નહીં તે અંગે પણ આપણે કશું જાણતા નથી મને લાગે છે કે આવો કોઈ ગંભીર પ્રયત્ન કદી કરવામાં આવ્યો નહોતો તેમ માનવા માટે આપણી પાસે સારૂં કારણ છે. જે કંઈ કરવામાં આવ્યું તે એટલું હતું કે ઉચ્ચકક્ષાના બુદ્ધિવાદીઓના કિસ્સાઓમાં શરિયતના રૂઢિચુસ્ત ક્રિયાકાંડોનું મહત્ત્વ દૂર કરાયું. પરંતુ તેમના કિસ્સાઓમાં પણ શરિયતની છુટછાટનો અર્થ પરવાનો અથવા તો નિરંકુશપણું તેવો નહોતો થતો. તેઓની આત્મ સંયમીઓમાં ગણના થતી. આ વાત શરિયત વિષેની ઈસ્માઈલીઓની સિયાસત અલ નફસ એટલે કે આત્માનું નિયોજન–તરીકેની માન્યતા પરથી, સ્પષ્ટ બને છે. સૈયદના એહમદ નિસાબુરી તેમના ઈસ્બાત અલ ઈમામામાં કહે છે કે સિયાસત (અધિપત્ય, આયોજન) ત્રણ વિભાગોમાં વહેંચી શકાય, સિયાસત અલ ખસ્સા (ખાસ, આગવો વિભાગ), સિયાસત અલ હમ્મા (રક્ષણ કરવાને લગતું) અને સિયાસત અલ–આમ્મા (સામાન્ય વિભાગ) સિયાસત અલ ખસ્સા એક વ્યક્તિને કાબુ રાખવાને અથવા તેના પર અધિપત્ય ધરાવવાને લગતી બાબતો અંગે, સિયાસત અલ હમ્મા, એક કુટુંબની ક્રિયાઓના નિયોજન અને તેની ઉપરના અધિપત્યને લગતી બાબતો અંગે, જ્યારે સિયાસત અલ–આમ્મા લોકો ઉપરના અધિપત્ય અંગે છે.[12] નિસાબુરી કહે છે કે, સિયાસત અલ નફસનો આગળ અર્થ

એવો થાય કે દરેક વ્યક્તિએ પોતાની જાતને ધૃણાજનક આદતો, ખરાબ રિતભાતો પાશવીક મનોવૃતિઓ અને કનિષ્ઠ પ્રકારની વિષયવાસનાઓથી દૂર રાખવી જોઇએ. ઉચ્ચ કક્ષાના લોકો આત્મ–સંયમ અને સંનિષ્ઠ પ્રયત્નો દ્વારા આ સિદ્ધ કરી શકે છે જ્યારે સામાન્ય કક્ષાના લોકો સરિયતના નિયમોને અનુસરતાં કરીને આ સિદ્ધિ મેળવવા શક્તિમાન કરવામાં આવે છે.

નાતિક અંગેની ઈસ્માઇલી માન્યતાના તાર્કિક પરિણામ સ્વરૂપ એમ કહેવામાં આવે છે કે મુહમ્મદ બીન ઈસ્માઈલે–સાતમા નાતિક હોવાના કારણે– પયગમ્બરની શરિયતને રદ કરી, પરંતુ હકિકતે તો તેઓએ નામનુંજ તે પ્રમાણે કર્યું અને તેમના પુરોગામી નાતિકોની જેમ તેમણે જૂની શરિયતના સ્થાને નવી શરિયત દાખલ કરી નહીં. ધાર્મિક ક્ષેત્રે રહેલા મહાનુભાવો માટે તેઓએ ફક્ત તેમાં રહેલાં ગુપ્ત અર્થોને વધારે મહત્ત્વ આપ્યું. શરિયત તથા કુરાનની આયાતોના ગૂઢાર્થોનો વ્યવસ્થિત અનુવાદ પણ પછીથી-ત્રીજી સદી દરમ્યાન થયો હોય તેમ લાગે છે. અહીં એ નોંધવું રસપ્રદ છે કે, એક કાળના અંત પછી નાતિકનું આગમન અને તેનું પૂરોગામીના નિયમોનું રદબાતલ કરવું એ ઈસ્માઈલી નિતિ એક રીતે જોતાં જુદા જુદા કાળમાં થતાં રહેતાં સામાજીક ફેરફારો અને તેને કારણે તદ્દન નિરુપયોગી બની જતાં એક સમયના વિકાસ પામતાં નિયમો અંગેના ઇતિહાસના આલેખનોનો આધ્યાત્મિક ખુલાસો પણ છે. એજ કાયદાઓના સ્થાને તાત્કાલિન બદલેલી પરિસ્થિતિને નજર સમક્ષ રાખીને ઘડવામાં આવેલાં નવા કાયદાઓ બેસાડવા પડે છે.

ઇસ્માઇલીવાદનો મધ્યવર્તી સિદ્ધાંત તે તેની ઇમામ વિષેની માન્યતા છે. ઇસ્માઇલી અને ઇશના અશારી આ બે ઇસ્લામના એવા પંથો છે કે જેમને માટે ઇમામ અંગેની માન્યના અત્યંત કેન્દ્રવર્તી રહેલી છે, જ્યારે કે ઇશના અશારીઓમાં ઇમામના વ્યક્તિત્વની આજુબાજુ કાર્યકરોનું કોઇ સુયોજીત તંત્ર વિકસ્યું નહીં કારણ કે તેઓએ સતા માટે કોઇ ગંભીર કે ગણતરી પૂર્વકનો આશય સેવ્યો નહોતો, ત્યારે ઈસમાઈલીઓમાં, આગળ જણાવ્યા મુજબ, ધાર્મિક તથા રાજકીય આશયને સિદ્ધ કરવા માટે એક ખૂબજ શક્તિશાળી આયોજન અને કાર્યકરોની વંશાવળીનું એક માળખું બાંધવાનો કાળજીપૂર્વક પ્રયત્ન થયો હતો. આમ, આ એક એવો અજોડ પંથ હતો કે જેમાં ધાર્મિક વડાની માન્યતા અસ્તિત્વ ધરાવતી જે અગર તો ઈસ્લામમાં ગેરહાજર છે. ઈસ્માઈલી માન્યતા પ્રમાણે ઈમામ સર્વોચ્ચ નેતા છે કે જેમના અસ્તિત્વ વિના શ્રદ્ધાળુઓની દુનિયા સંભવી ન શકે. "પયગમ્બરપણાથી અને વીસાયતથી વિપરિત" વાટી કિયોટીસ કહે

છે. "એક હોદ્દેદાર વારસ" ઇમામ, એ વિશ્વનું સ્થાયી પ્રેરણા સ્થળ છે તેનું સ્થાયીપણું એ કુદરતનો એક ભાગ છે. ઈમામ એ કોઇ શ્રદ્ધાળુ લોકોના સમાજ ઉપર પવિત્ર કાયદાઓ ઠોકી બેસાડનાર કે તેમના ઝઘડાઓનો ન્યાય આપનાર હંગામી કાર્યપાલક નથી. તેઓતો પયગમ્બરના પ્રધાનમંડળના એક વારસ અને પૃથ્વી પર ઈશ્વરની સાબિતિ છે. પયગમ્બરના ઉદ્દેશ્યના અધિકૃત વારસ હોવાના નાતે તેઓ પુસ્તક (કુરાન)ના તથા તેના ગૂઢાર્થો 'તાવિલ' અંગે ગૂઢજ્ઞાન ધરાવે છે અને જાણે છે. આમ ઇમામ ઇશ્વરના નામ ઉપર દોરવણી આપે છે. અને સત્તા ધરાવે છે.[૧૩] ઇસ્માઇલી મંતવ્ય મુજબ એક ચોક્કસ સમય (ગાળા) દરમિયાન એક નાતિક, એક અસાર અને તેમને અનુસરતા એક પછી એક ઈમામો હોય છે. તે કારણે ઈમામત અંગેની તેની વિચારસરણી ખૂબ મધ્યવર્તી બની ઇસ્માઈલી ચળવળની સંપૂર્ણ યોગ્યતા તેના ઉપર આધારિત હતી. હકિકતે, ઈમામ વિષેનો તેમનો ખ્યાલ એટલો બધો વિશાળ બન્યો કે, ઈમામ મુહમ્મદબીન ઇસ્માઈલ પછીથી દરેક સાતમા ઇમામ નાતિક હોવા અંગેની તેની વિચારસરણીને યોગ્ય મહત્ત્વ આપવામાં આવ્યું નહીં. હદીદુદ્દિન કિરમાણી, એહમદ નિસાબુરી વગેરેએ પણ ઈમામની આવશ્યકતા સિદ્ધ કરતાં કેટલાંક પુસ્તકો લખેલાં છે. એહમદ નિસાબુરી તેમના પુસ્તક ઇશ્બાત અલ ઈમામતમાં કહે છે કે,

"ઈમામનો સ્વીકાર એ રિસાલત (પયગમ્બરપણું)નો સ્વિકાર છે. અને ઈમામને માનનારો, રિસાલતને માનનારો છે. પરંતુ જે બધા રિસાલતને માને છે. તે બધાને માટે ઈમામ (ના સિદ્ધાંતો)ને માનવું અનિવાર્ય નથી. બેશક, પયગ્મ્બરનો સ્વિકાર તેના ઉપર (ઈમામતના સ્વિકાર ઉપર) આધારિત છે, ઈસ્લામના વર્તુળના બહારના લોકો સહિત (બિન ઈસ્લામીઓએ પણ પયગમ્બરના સ્વીકાર માટે ઈમામના માર્ગદર્શનનો સહારો લેવો જોઈએ). મુસ્લિમો કે જેઓ મો'મિનની નજીક હતા (શ્રદ્ધાળુઓ કે જેઓ ઈમામત સ્વિકારે) સહીત પયગમ્બરના સ્વિકાર માટે ઈમામતનો સ્વીકાર આવશ્યક છે."

આમ તે જોઇ શકાય છે કે ઈમામનો સિદ્ધાંત એ ઈસ્માઇલી ધર્મનો પાયાનો પત્થર હતો. ઇસ્માઇલીઓ એમ માને છે કે તેવો સમય ક્યારેય નથી હોતો જ્યારે ઈમામનું અસ્તિત્વ ન હોય, અલબત્ત, પયગમ્બર ગેરહાજર હોય તેવો સમય હોઇ શકે છે. હકિકતે પયગમ્બર શરિયત પ્રસિદ્ધ કરે છે (શરિયત પ્રસિદ્ધ કરતાં પહેલાં પયગમ્બર ઇમામ પણ હોઈ શકે છે) અને બીજા નવા નાતિક, નવી શરિયત લઈને આવે ત્યાં સુધી ઇમામો તે શરિયતનું પાલન

કરાવે છે. ઈમામતની સાથે સાથે હુદુદ અંગેનો ખ્યાલ (ઇશ્વરની મર્યાદાઓ હદરેખાઓ અથવા ઈસ્માઈલી પરિભાષામાં કાર્યસાધકોની આધ્યાત્મિક વંશાવલી) પણ ઇસ્માઈલી ધર્મમાં ઉચ્ચ વિશિષ્ટતા ધરાવે છે. આ હુદુદમાં બીજા ઘણાંની સાથે સાથે આશિર–એ–મુદાબ્બીર એટલે કે દસમી બુદ્ધિ કે જે આ બ્રહ્માંડ તથા તેની પ્રવૃત્તિઓનું આયોજન કરે છે (આ વિષે આપણે પછીથી વિગતવાર ચર્ચા કરીશું), નાતિક, અસાસ, ઈમામ, હુજ્જત, દાઈ, માઝૂન, મુકાસિર વગેરેનો સમાવેશ થાય છે. ખરેખરતો, માબંદ'આ વલ–મઆદ જેવાં કેટલાંક ઈસ્માઇલી પુસ્તકો અનુસાર તૌહિદનો ખરો અર્થ "આ હુદુદની ઓળખાણ એવોજ થાય છે. આ હુદુદની ઓળખાણ વગર કોઈપણ વ્યક્તિ તૌહિદમાં બરોબર શ્રદ્ધા ધરાવી શકે નહીં આ વાત આપણને ઈસ્માઈલી ધર્મમાં ઇશ્વર વિષેની માન્યતાના પ્રશ્ન સુધી લઇ આવે છે. ફકત ઇસ્લામી પથંજ એવો છે કે જે તેના–લાયલાયુ મા હુવા ઇલ્લા હુવા (એટલે કે તે (ઇશ્વર) છે–તે સિવાય તે શું છે તે કોઇ જાણતું નથી) એવા વ્યકિનવ્ય દ્વારા અજ્ઞેયવાદની પરિસીમાઓને સ્પર્શે છે. (ઇશ્વર)ને મુબદી અવ્વલ (પ્રથમ સર્જક) પણ કહેવાય છે. સૈયદના મુય્યાદ શિરાઝી તેમના પુસ્તક મજલીસ એ મુય્યાદીયામાં કહે છે કે ઈશ્વર વિષેના દરેક જ્ઞાનનો અસ્વિકાર કરવો તેજ તેના વિષેનું સાચું જ્ઞાન છે. અને તેના વિષે દરેક આરોપણો (વિશેષણો)નો ઈન્કાર તે જ તેના માટેનું સાચું આરોપણ (વિશેષણ) છે.[૧૫] ફાતેમીઓની માન્યતા મુજબ તોહિદ (ઈશ્વરનું ઐક્ય) નો એટલે કે તેને કોઈપણ વિશેષણથી અનાવૃત–નગ્ન રાખવો [૧૬]આમ આપણે જોઈએ છીએ કે ફાતેમીઓ માટે તોહિદ એટલે ઈશ્વરને સામાન્યતઃ મનુષ્યજાત તેના ઉપર આરોપી શકે તેવા બધાં વિશેષણોથી ઉપર માનવો. આ વખાણો અને વિશેષણો અને અતિ ઉચ્ચતા અને વિરોધાભાસ સૂચવે છે, દાખલા તરીકે જો આપણે કહીએ કે ઈશ્વર જીવંત (હય્યુન) છે, તો તે (આકસ્મિક રીતે જ અનેક બાબતોમાં) સંડોવાય જાય છે. જીવંતતા એ જીવનનો અર્ક છે અને જો ઇશ્વર શાશ્વત (મૃત્યુ ન પામે તેવું) જીવન ધરાવે છે. મનુષ્ય જીવન ધરાવે છે. પરંતું તેને જીવનના ઘણાં અકસ્માતોમાંથી પસાર થવું પડે છે તો તેનો અર્થ એવો થયો કે જીવન કંઈક એવી વસ્તુ છે. જેમાં મનુષ્ય ઈશ્વરનો હિસ્સેદાર છે અને જીવવું એ મરણ પામવાથી વિરૂદ્ધની પ્રક્રિયા છે અને આ અસંગતપણું છે. (અને ઇશ્વરમાં કદી અસંગતપણું હોય શકે નહીં)[૧૭]. ફાતેમીઓ તેમ માનતા કે જેઓ ઈશ્વર ઉપર વિશેષણોનું આરોપણ કરે છે. તેઓ છૂપા અનેકદૈવવાદીઓ છે. અને તેઓ પોતાના કથનના ટેકામાં પયગમ્બરની એક

નીતિને ટાંકતાં કે મયયુમાં (દેશ–લોકો)માં અનેક દૈવવાદ એક અંધારી રાતે એક ખડક ઉપર ચાલતી કીડી કરતાં પણ ગુપ્ત સ્વરૂપે હોય છે.[૧૮] અલી દ્વારા એમ વર્ણવવામાં આવ્યું છે કે તેઓને તૌહિદ વિષે પૂછતાં તેમણે જણાવ્યું હતું કે તૌહિદ એટલે કે તે (ઈશ્વર)ના વિષે કોઇએ અનુમાન બાંધવું જોઇએ નહી તમને એમ કહેતાં પણ નોંધવામાં આવ્યા છે. કે તે (ઈશ્વર)નું વર્ણન કરવું તેને કોઈકની જેવો જાણવા અથવા સરખાવવા સમાન છે, તેના વખાણ કરવા તે તેની અયોગ્ય રજુઆત કરવા સમાન છે, તેના તરફ અંગુલી નિર્દેશન કરવું તે તેને દાખલારૂપ બનાવવા સમાન છે, તેના વિષે ચુપ રહેવું તે નાસ્તિકતા થવા સમાન છે, તેના વિષે કલ્પવું તે તેનું અનુમાન બાંધવા સમાન છે, અને તેના વિષે વાત કરવી તે તેને સિમીત કરવા સમાન છે.[૧૯] આમ તે જોઇ શકાય છે કે બીજા મુસ્લિમો કરતાં ફાતેમીઓમાં તૌહિદ અંગેની માન્યતા ઘણી જ ભિન્ન હતી અને મુનાઝીલાઓની જેમ તેઓ ઇશ્વર વિષેના આરોપણોને લગતા કુરાનની આયાતોને જેવી કે અસમાં, હુસ્ના; સંજ્ઞાત્મક રૂપકો વડે અનુવાદિત કરવા અને જેઓ ઈશ્વરને વિશેષણોથી સજાવતા તેઓને ગુપ્ત અનેક ઈશ્વરવાદી ગણતાં. ફાતેમીઓ માને છે કે કુરાનમાં વર્ણવેલા ઈશ્વરના આરોપણો ઈશ્વરને લાગુ પડતા નથી, પરંતુ તેઓ વંશાવળી (હુદુદ)માં થઈ ગયેલા ઉચ્ચ આત્માઓ અને હોદ્દારી કાર્યકરો તરફ નિર્દેશન કરે છે. આ હુદુદ દ્વારા જ કોઈપણ ઇશ્વર વિષેનું જ્ઞાન પ્રાપ્ત કરી શકે અને આ આરોપણો–નિરુપણો દ્વારા ઈશ્વરને નહીં પરંતુ તેના ઉચ્ચ આત્માઓ અને હોદ્દારી હુદુદને સાદ કરવામાં આવે છે. સૈયદના મૌયાદ કહે છે કે વિલાયત (પયગમ્બરના અનુગામી પ્રતિનિધિઓની યોજના) માં અને ઈમામમાં માન્યતા ધરાવ્યા વગર કોઈપણ વ્યક્તિ તૌહિદ સાથે નિષ્ઠાપૂર્વક સમંત થઇ શકે નહીં, કારણ કે તેઓ આ પૃથ્વી પરના ઈશ્વરના મહત્વના હોદ્દારી કાર્યકરો (હુદુદ) છે. આ હુદુદમાં રહેલો વિશ્વાસ જ એક મુસ્લિમથી એક આસ્થાળુ (મુ'મિન) ને જુદો તારી દે છે.

ઈસ્માઈલીઓનો બીજો એક વિશ્વાસ તે સ્પષ્ટપણે જ ગ્રીક વર્તુળોમાંથી મેળવેલો ઈબદ'આ' એટલે કે સર્જન (સાહિત્યિક શબ્દાર્થ પ્રમાણે કંઈક નવું બનાવવું)નો ખ્યાલ છે. ઈબદઆ અંગેનો મત ઈલ્મ–અલ–હકીકતના ક્ષેત્ર નીચે આવે છે અને તે ફક્ત તેઓને જ શિખવવામાં આવે છે કે જેઓ વિદ્વતાના ઉચ્ચ શિખરો પર પહોંચ્યા હોય. આ મત બ્રહ્માંડની ઉત્પત્તિ વિષેના ફાતેમી મંતવ્ય સુધી દોરી જાય છે. તે મુજબ પ્રથમ ઉત્પત્તિ અકલ (બુદ્ધિ)ની થઈ.

ફાતેમીઓ ગ્રીક તત્વવેત્તાઓ સાથે એ વાતમાં સહમત થાય છે અસ્તિત્વમાં આવનારી પ્રથમ વસ્તુ અકૂલ હતી પરંતુ તેના અસ્તિત્વમાં આવવાની પદ્ધતિની બાબતમાં તેઓ તેમનાથી જુદા પડે છે. પ્લૂટોવાદીઓની માન્યતા મુજબ તે ખરેખર તે (ઈશ્વર)ની પાસેથી પ્રવાહિત થઈ કે પછી તે સર્જન (ઈબદઆ)ના એક પરિણામ સ્વરૂપે જ જન્મી? ફાતેમીઓ પણ તેઓના મંતવ્યમાં ભિન્નતા ધરાવે છે. ઉદાહરણ તરીકે ઈખવાન અસ-સફા પ્લેટોવાદને અનુસરે છે કારણ કે તેઓ કહે છે કે "અકૂલ-કે જે સૌ પ્રથમ આવનારી છે-ઈશ્વરના સારાપણામાંથી વહે છે."[૨૦] પરંતુ જેઓ ઈબદઆ' મત સાથે સહમત ન થયા. તેઓની વિરૂદ્ધમાં હમીદુલ દીન કિરમાણી દલીલ કરે છે. તેઓ રાહત અલ અકૂલમાં કહે છે કે તે ફાયદ (ઉભરો) સ્વરૂપે છે, તે તેજ તત્વની બનેલી છે કે જેમાંથી તે વહે છે, અને તે તેના જ ગુણ લક્ષણ ધરાવે છે...દાખલા તરીકે સૂર્યમાંથી વહેતો પ્રકાશ એ બીજું કંઈ જ નહીં પરંતુ તે સૂર્યનો જ એક ભાગ છે જેમાંથી તે વહે છે, કારણ કે સૂર્યનું તત્વ તેમાં પણ જોવા મળે છે અને તેથી આ દૃષ્ટિએ વિચારતાં તે બંનેમાં કોઈ ભેદ નથી આમ તેના જ એક ભાગ સ્વરૂપે અને બીજી કોઈ પણ દષ્ટિએ તેનાથી જુદા ન પડતાં આ વહેણનું મૂળ અનેક ગણું બને છે. તેની રચના બે વસ્તુઓથી થાય છે; એક વસ્તુતો તે કે જે તેનો જ એક ભાગ છે અને તેનાથી ભિન્ન નથી અને બીજી વસ્તુ તે કે જે તેનાથી ભિન્ન છે. જો આ ભિન્નતા ન હોત તો તે વસ્તુ આ વસ્તુથી જુદી છે અને આ વસ્તુ તે વસ્તુથી જુદી છે તેમ કહેવું શક્ય ન બન્યું હોત. ને (ફાયદ અંગેનો સિદ્ધાંત) સૂચવે છે કે; જો તે ઈશ્વરમાંથી વહેતી આવે છે તો ઇશ્વર-જાજ્વલ્યમાન ઈશ્વર-આ વિભાગ (તેમાંથી વહેતું તત્વ અને તેનું અનેક ગણું થવું)માં આવે છે, ઈશ્વર આ પ્રકારના ગુણોત્તર અને દુષ્પ્રાપ્યતાના આરોપણોથી પર છે, અને તેથી જે કંઈ અસ્તિત્વમાં આવ્યું તે બધું તે (ઈશ્વર)માંથી વહી આવ્યું છે તે માન્યતાની જેમ જ તે (ઈશ્વર) બે વસ્તુઓથી રચાએલો છે તે માન્યતા પણ અસત્ય પુરવાર થાય છે. આ વિશ્વમાં ઈબદઆ' (એટલે કે ઈશ્વર દ્વારા સર્જીત અને નહીં કે તેમાંથી વહી આવેલ) સિવાયના કોઇ મત અનુસાર કોઈ વસ્તુ અસ્તિત્વ ધરાવતી નથી.[૨૧]

ફાતેમી માન્યતા-તંત્રનું એક બીજું અગત્યનું તત્ત્વ તેઓથી-મશાલ અને મમશુલ વિષેની માન્યતા-એટલે કે દરેક બાહ્ય દેખાવ ધરાવનાર દેહધારી માટે એક ઉચ્ચત્તર આધ્યાત્મિક અથવા સર્વોચ્ચ સ્તરે અનુભવાય એવું સ્વરૂપ હોય છે (જેને મમ્શુલ કહેવાય છે). સૈયદના મુય્યાદ તેમના મિજાલિસમાં કહે છે કે

ઈશ્વરે બ્રહ્માંડની ડહાપણપૂર્વકની વ્યવસ્થા એવી રીતે રચી છે કે તેણે જે કાંઈ સર્જ્યું તે સર્જન પોતાનામાં મહસુસ (જે ઇન્દ્રિયજ્ઞાનના ક્ષેત્રમાં છે), મઆકુલ (તર્ક અથવા ઉચ્ચ સ્તરીય અનુભવ) અને મશાલ તથા મમશુલનો સમાવેશ કરે છે.[૨૨]

ડૉ. કામિલ હુસેન કહે છે:

મશાલ અને મમશુલ વિષેની ફાતેમીઓની માન્યતા તાવિલ અને દરેક ધાર્મિક ક્રિયાકાંડોમાં રહેલી તેઓની શ્રદ્ધાનો પાયો છે; તેઓના ડહાપણના બધા જ ન્યાયાલયો (વ્યાખ્યાનો)નો પાયો શરિયત અને અકૂલ (ઉચ્ચત્તર આધ્યાત્મિક ક્ષેત્ર) વચ્ચેની સરખામણી હતી–અને આમ કરતાં ધર્મમાંથી ઉદાહરણો લઈને સર્જનને લાગુ પાડે અને તત્ત્વોમાંથી ઉદાહરણો લઈ ધર્મને લાગુ પાડે. આમ આ ન્યાયાલયોમાં (ધાર્મિક વ્યાખ્યાનો ઉપર રચાએલી) તેઓ મશુલ અને મમશુલના તેઓના સિદ્ધાંતનો ઉપયોગ કરતાં. (આ સિદ્ધાંત વિષે આગળ ટીપ્પણી કરતાં તેઓ કહે છે) મશાલ અને મમશુલ અંગેનો સિદ્ધાંત ફાતેમીઓનું સર્જન નહોતો પરંતુ તે તો પ્લેટોએ તેના પુસ્તકોમાં વારંવાર દર્શાવેલી અને, એરિસ્ટોટલ, કે જે, તેનો અસ્વિકાર કરતા, દ્વારા ટિકા પામેલો જૂનો સિદ્ધાંત છે. તેના ઘણાં સંભાષણોમાં પ્લેટો તે દર્શાવવાનો પ્રયત્ન કરતાં કે, આ વિશ્વમાં જે કોઈ વસ્તુ અસ્તિત્વ ધરાવે છે તેનું (સમોવડિયું) એક તત્ત્વ આદિભૌતિક દુનિયામાં હોય છે, અને તેઓ તેને વારંવાર આદર્શ સ્વરૂપ કહે છે. આ તત્ત્વ નતો નુકસાન પામે છે નતો નાશ પામે છે, પરંતુ તે શાશ્વત છે જે કાળગ્રસ્ત થાય છે અથવા નાશ પામે છે તે તો માત્ર તેનું આ વિશ્વ પર અસ્તિત્વ ધરાવતું ખોળિયું છે.[૨૩]

ફાતેમીઓનું બ્રહ્માંડની ઉત્પત્તિ વિષેનું જ્ઞાન:

બ્રહ્માંડના ઉદ્ગમ સ્થાન વિષેનું મંતવ્ય પણ વધુ ઓછા અંશે ગ્રીક વર્તુળો પ્રેરિત છે. પરંતુ તે એક યાંત્રિક રીતે લાગુ પાડવામાં આવતી માન્યતા નહોતી, બલકે એક સર્જનાત્મક સંયોજન છે. રિસાલા–અલ–માબ્દઆ વલ મ'આદ નામના એક લખાણમાં આપણે આ મંતવ્યને સારી રીતે ચર્ચાએલું જોઈ શકીએ છીએ. આ રિસાલાના મત મુજબ, અલ–મુબદી અલ અવ્વલે (પ્રથમ સર્જકે) આલમ અલ ઈબદ'આ–એવી દુનિયા કે પ્રજ્વલિત સ્વરૂપોથી (સુવર અલ નુરાનિયા) ભરેલી હતી–નું સર્જન કર્યું–આ સ્વરૂપો એટલી મોટી સંખ્યામાં હતાં કે જે ગણી શકાય નહીં. શરૂઆતમાં આ બધા સ્વરૂપો કોઈ પણ જાતની ભિન્નતા વિનાના, એક સરખા સ્વરૂપના હતા. પછી આ બધા

સ્વરૂપોમાંના એક સ્વરૂપે સર્વત્ર છવાએલા બીજા સ્વરૂપો ઉપર અને પોતાના ઉપર એક દૃષ્ટિપાત કર્યો અને પછી તેણે તાજ્જુબી પામીને તેના સર્જકની તેજસ્વિતા અને મહાનતાનો સ્વિકાર કર્યો. આ સ્વિકારે તેને બીજી બધી વસ્તુઓ ઉપર પ્રાથમિકતા બક્ષી અને તેને અક્લ અલ અવ્વલ (પ્રથમ ચાતુર્ય)નો હોદ્દો અર્પવામાં આવ્યો. ત્યાર પછી બીજા બેએ તેનું અનુગમન કર્યું, કે જેઓએ પૂરોગામીની જેમ ફક્ત પ્રથમ સર્જકની મહાનતા અને તેજસ્વિતાનો સ્વિકાર કર્યો તેટલું જ નહીં પરંતુ તેઓએ અક્લ અલ અવ્વલની તેમના ઉપરની પ્રાથમિકતા પણ સ્વિકારી કારણ કે તે પ્રથમ તેના સર્જકની મહાનતાને ઓળખનાર હતી. બીજી વધારે સાત અકલોએ તેઓના સર્જકની મહાનતાને અને પૂરોગામી અકલોના પ્રાધાન્યનો સ્વિકાર કર્યો, અને તેઓ સબ'આત અલ અકલ કહેવાઈ. જેઓએ ઈશ્વરની મહાનતાનો તથા બીજી અક્લોના પૂરોગામી-પણાનો અસ્વિકાર કર્યો તેઓને નીમ્ન કક્ષાએ પહોંચાડવામાં આવ્યા અને અંધકારભણી વાળવામાં આવ્યાં. જે કોઇએ પસ્તાવો કર્યો તેને પુનઃ પ્રવેશ આપવામાં આવ્યો પરંતુ તેને દસમું સ્થાન આપવામાં આવ્યું. તેને 'આશિર એ–મુદાબ્બીર અથવા તો આશિર અલ અકલ (દસમી બુદ્ધિ–અથવા વિશ્વનો આયોજક) ફાતેમી બ્રહ્માંડજ્ઞાન મુજબ જેઓને પોતાની અસમંતિને કારણે અંધકાર ભણી વાળવામાં આવ્યા હતાં તેઓને પુનઃ પ્રકાશ તરફ લઇ જવાની ફરજ 'આશિર એ મુદાબ્બીરની છે. સુબહી' અવ્વલે (પ્રથમ સર્જક–અથવા ઈશ્વરે) અક્લ (બુદ્ધિ) અથવા તો આધ્યાત્મિક ક્ષેત્રોનું સર્જન કર્યું અને આ આધ્યાત્મિક પરદેશમાંથી જેઓએ તે (ઈશ્વર)નું આધિપત્ય, તે (ઈશ્વર)ની મહાનતા અથવા તે (ઈશ્વર)ની તેજસ્વિતા સ્વિકારી તેઓએ તેઓનો પ્રકાશ જાળવી રાખ્યો જ્યારે જેઓએ તેનો અસ્વિકાર કર્યો તેઓને અંધકાર ભણી વાળવામાં આવ્યાં. આ તત્ત્વમાંથી ભૌતિક દ્રવ્યનું સર્જન આશિર એ–મુદાબ્બીરે કરેલું છે. આપણું ભૌતિક બ્રહ્માંડ આશિરએ મુદાબ્બીર વડે સર્જવામાં આવેલું છે, અને તેજ આ બ્રહ્માંડની પ્રવૃત્તિઓ ઉપર કાબુ ધરાવે છે. આ પાર્થિવતાને શુદ્ધ બનાવી ફરી તેને તાત્વિક સ્વરૂપમાં લાવવાની ફરજ તેની છે આ બાબતમાં સુબહી' અવ્વલને કશો ભાગ ભજવવાનો હોતો નથી. સામાન્યતઃ લોકો વડે ઈશ્વર તરીકે જેને માનવામાં આવે છે તે આ 'આશિર એ મુદાબ્બીર છે.[૨૪]

ફાતેમીઓ કહે છે કે આપણાં વિશ્વના વિરોધાભાસો આ શુદ્ધિકરણની પ્રક્રિયામાંથી જન્મે છે. પીડા અને દૈત્યવૃત્તિ આ પ્રક્રિયાની બનાવટ છે અને આ બધા માટે 'આશિર–એ–મુદાબ્બીર જવાબદાર છે અને નહીં કે ઈશ્વર (એટલે

કે પ્રથમ સર્જક), શરૂઆતના સમયમાં તેઓમાં શ્રદ્ધા લાવવાની ઈચ્છા ધરાવનારાઓને ઈસ્માઈલીઓ સવાલ પૂછતાં કે ઈશ્વરે ન્યાયી અને માયાળુ જ છે તો પછી આ વિશ્વમાં આટલું બધું દૈત્યત્ત્વ અને પીડાઓ કેમ છે?–શું તે બધું તેના માયાળુપણા અને ન્યાયીપણા માટે નાલેશીભર્યું નથી? પછી ઉચ્ચ સ્તરે તેઓ એમ કહીને આ કોયડો સમજાવતા કે, 'આશિર–એ–મુદાબ્બીરજ આ વિશ્વની બધી પ્રવૃતિઓ માટે જવાબદાર છે અને નહીં કે ઈશ્વર કે જેને મુબદી અવ્વલ તરીકે ઓળખવામાં આવે છે. માબદ'આવા મ'આદા કાળચક્રોના સિદ્ધાંતનો પણ ઉલ્લેખ કરે છે. દરેક ચક્રની શરૂઆત આદમના અસ્તિત્વમાં આવવાથી અને તેનો અંત કાઈમ અલ કિયામત (કયામતના દિવસનો ઈશ્વર)ના ઉત્થાનથી થાય છે. દરેક કાળચક્ર દરમિયાન અમુક ખાસ જથ્થામાં પદાર્થની શુદ્ધિ થાય છે અને તે આધ્યાત્મિક ક્ષેત્રમાં પુન: પહોંચે છે. આમ ઘણાં આદમો જન્મ્યા અને જન્મતા રહેશે જ્યાં સુધી બધા જ દ્રવ્યો અણીશુદ્ધ ન થઇ જાય ત્યાં સુધી આ કાળચક્રો પુનરાવર્તિત થયા જ કરશે. તે સ્ત્રીઓ અને પુરુષો જેઓ પોતાની બુદ્ધિને અલ્લાહના હુદુદ (ઈશ્વરીય વંશાવળીના કાર્યકરો) પર આધારિત રાખશે, તેઓ 'આલમ અલ અબદ'આ સુધી ઉત્થાન પામશે અને આમ તેઓ આત્મદ્ધિકાર પ્રાપ્ત કરશે. જેઓ આમ નહીં કરે તેઓ ખતિફ (બોજા યુકત) રહેશે અને તેમનું ઉત્થાન નહીં થાય. હુદુદનું આધિપત્ય સ્વિકારવાથી મનુષ્ય લતિફ (હળવો, શુદ્ધ) બને છે અને પરિણામ સ્વરૂપે ઉત્થાન પામે છે. શુદ્ધિકરણની આ પ્રક્રિયાનું–કે જે સર્વોત્કર્ષ ન થાય ત્યાં સુધી ચાલુ રહેવાની છે, નિરીક્ષણ કરવાની 'આશિર એ મુદાબ્બીરની ફરજ છે. અને ત્યાર બાદ ભૌતિક વિશ્વનો લોપ થશે. આ કાળચક્રોનો પછી અંત આવશે.

આમ આપણે જોઈ શકિએ છીએ કે ફાતેમી બ્રહ્માંડજ્ઞાન એ ગ્રીક તત્ત્વજ્ઞાન, ઉત્કૃષ્ટ કલ્પના શક્તિ અને જુદા જુદા વાસ્તવિક તથા કલ્પનાતિત તત્વોના સંયોજનનું એક અસાધારણ મિશ્રણ છે. આ હુદુદનો સ્વિકાર તે આ માન્યતાનો સળંગદોર છે જે બીજું કશું જ નથી પરંતુ શ્રદ્ધાળુ ઇમામ તરફ સંપૂર્ણ વફાદારી દાખવે તે આશયથી દાખલ કરવામાં આવેલી ક્રમબદ્ધ વંશાવળી છે. જે સંજોગોમાં આ ચળવળ અસ્તિત્વમાં આવી તેમાં આ મંતવ્યની બધી જ માન્યતાઓએ ખૂબ જ અસર પાડી. તે બ્રહ્માંડજ્ઞાન હોય કે વલાયત (પ્રેમ સમર્પણ) જેવી બીજી કોઇ પણ માન્યતા હોય, બધાજમાં અધિપતિ તરફની વફાદારી અને સમર્પણની ભાવના ઉપર ભાર મૂકવામાં આવ્યો છે. ફાતેમી શ્રદ્ધા તંત્રનું કેન્દ્રિય તત્ત્વ, વલાયત એટલે કે ફાતેમી ઇમામો જે કૂળના હતા

તે, પયગમ્બરના વંશ સાથેની સંનિષ્ઠ મિત્રતા અને તેના તરફનો અનુરાગ છે. તેઓ સાબિતિ તરીકે કુરાનની આયાત ટાંકતા "કહો, હું મારા આ ધર્મોપદેશ માટે તમારી પાસેથી મારા સંબંધિઓ તરફના પ્રેમ સિવાય કોઇ બદલો માંગતો નથી." સૈયદના કાદી અલ નુ'માને તેમના પુસ્તક "દા'એમુ'લ ઇસ્લામમાં" પયગમ્બરના કુળ તરફના પ્રેમભાવ અને સમર્પણના ભાવની જરૂરિયાત વર્ણવતું એક આખું પ્રકરણ લખ્યું છે અને ઉપર ટાંકવામાં આવેલી આયાત તેમના માટેના (ફાતેમાના કૂળના ઇમામો માટેના) હેતુથી ઉતરી છે તેમ પૂરવાર કરવા માટે ઈમામ મુહમ્મદ અલ બાકિર્ અને ઈમામ જાફરૂસ સાદિકના સંખ્યાબંધ સંભાષણો તેમણે ટાંકયા છે.[૨૫] કાદી નુ'માન પણ આપણને કહે છે કે : "અધિકૃત ઈમામ-તેમના ઉપર ઈશ્વરના આશિર્વાદ હોજો અને તે (ઇશ્વરની કૃપા અને તેની અદ્દ્ભુત સહાયો (બરકત) એ બધું પ્રતિભાવાન ઇશ્વરનું અને તેમના ચૂનંદા જામીનોનાં જ સર્જનો છે. ઈશ્વરે તેવો આદેશ આપેલો છે કે દરેક ઈમામના સમય દરમિયાન જીવંત વ્યક્તિઓએ તેમની આજ્ઞાઓનું પાલન કરવું જોઈએ અને તેમના હુકમોનો સંપૂર્ણપણે સ્વીકાર કરવો જોઇએ. ઈશ્વરે મનુષ્યજાતિના માર્ગદર્શકોની રચના કરી છે અને તે (ઇશ્વરના) અસ્તિત્વ માટે તર્કની રચના કરી છે. તેણે (ઇશ્વરે) કુરાનમાં ઇમામના આજ્ઞાપાલન સાથે તે (ઈશ્વર)ના તથા તેના પયગમ્બરના આજ્ઞાપાલનનું સમીકરણ યોજ્યું છે. ઈમામો ઈશ્વરના પુરાવાઓ તથા પૃથ્વી પરના તેના પ્રતિનિધિઓ છે.[૨૬]

ઈસ્લામના કોઈ બીજા પંથમાં એક વંશનો વારસો ધરાવતી વ્યક્તિઓ તરફ આવી ચૂસ્ત સમર્પણ ભાવના જરૂરી માનવામાં આવી નથી. ઈશના અસારી સહિતના ઈસ્લામના બીજા બધા પંથો ખૂબ જ લોક સ્વાતંત્ર્ય ધરાવે છે અર્થાત્ આ પંથોને લાગે વળગે છે ત્યાં સુધી ધાર્મિક સત્તાધારીપણું એક જ વ્યક્તિને સુપરત થયેલું નથી. આ પંથોના ઉલેમાઓ જુદા જુદા મંતવ્યો ધરાવે છે અને આ મતમતાંતરોની અવગણના કરવામાં આવતી નથી. જ્યારે ફાતેમીઓમાં આ મતમતાંતરોને કુરાન તથા શરિયતના અયોગ્ય ખૂલાસા તરીકે લેખવામાં આવે છે અને તેથી તેને નિરુત્સાહી કરવામાં આવે છે. ઈમામને, કે જેને સંપૂર્ણ ક્ષતિરહિત માનવામાં આવે છે, આવી દરેક બાબતોમાં છેલ્લા અધિકારી માનવામાં આવે છે, અને તેમના શબ્દોને અંતિમ માનવામાં આવે છે. પરંતુ થોડાંકને બાદ કરતાં આ ઈમામોએ શરિયત અથવા ગૂપ્ત વિજ્ઞાનો (કુરાન અથવા શરિયતનાગૂપ્ત અર્થો)નું સંકલન રજૂ કરતાં પુસ્તકો લખેલાં નથી. તેઓનો

ફક્ત તેમના મુખ્ય દા'ઈઓ અથવા દા'ઈ અલ દુવાતો વડે જે કાંઈ લખવામાં આવતું તેના ઉપર બહાલીની મહોર મારતાં ફીકૂહ (કાયદાશાસ્ત્ર) અથવા રહસ્યમય વિજ્ઞાન વિષે લખાએલાં મોટા ભાગનાં ફાતેમી પુસ્તકો કાદીં નું'માન. મુય્યાદ શિરાજી વગેરે જેવા મુખ્ય દાઈઓ અથવા હુજ્જાઓ વડે લખાએલાં છે. દા'ઈઓ પણ ઘણીવાર એક બીજાથી ભિન્નતા ધરાવતા અને કેટલાંક કિસ્સાઓમાં આ ભિન્નતાઓ વાદવિવાદોમાં પણ પરિણમતી તેથી તેમ માનવું સાચું નથી કે સુન્નીઓની જેમ, ફાતેમી ઉલેમાઓમાં મતમતાંતર હતાં જ નહીં, પરંતુ એટલું ચોક્કસકે બીજા બધા પંથોની સરખામણીમાં તેઓની એકતાની ભાવના વધુ તિવ્ર હતી. વળી જ્યાં સુધી ફીકહ (કાયદાશાસ્ત્ર)ને લાગે વળગે છે ત્યાં સુધી તેઓમાં લગભગ સર્વસમંતિ પ્રવર્તે છે કારણ કે કાદીં નુ'માનના દાઈમુલ ઈસ્લામને કોઈએ નવીનતા આણી નથી.

તા'વિલ :–

બીજું એક અતિ મહત્ત્વનું–તેના આત્મા સમાન–તત્ત્વ ઈસ્માઈલીની તા'વિલ (ગૂઢાર્થ)માં રહેલી શ્રદ્ધા છે. રૂઢી ચૂસ્તતાની જડતાને ઓછી કરીને, નવી નવી સમજૂતિ માટે માર્ગ મોકળો કરીને આ પંથના બૌદ્ધિક વર્ગના વિદ્વાનોને તા'વિલ ઘણું સ્વાતંત્ર્ય પૂરું પાડે છે. તા'વિલમાં રહેલી–શ્રદ્ધાએ ઈસ્માઇલી વિદ્વાનોને ગ્રીક તત્ત્વજ્ઞાનના કેટલાંક વિચારો અને મંતવ્યોને પોતાના મંતવ્યો સાથે એકરુપ કરવા માટે અને તેનું સંયોજન કરવા માટે, તથા કુરાનની આયાતોની ઈસ્લામી શરિયતમાં નવાજ પ્રકારની સમજૂતિ આપવા માટે શક્તિમાન બનાવ્યાં. કોઈ પણ અતિશ્યોક્તિ કર્યા વિના તેમ કહી શકાય કે ઇસ્લામના ઈતિહાસના તે કાળ દરમિયાન તા'વિલે એક પ્રગતિશિલ આવેશ પૂરો પાડયો અને જ્ઞાનની નવી ક્ષિતિજો ખોલી. જોકે આ બૌધિક શિસ્ત, કે જેનું કેન્દ્ર, ક્રાંતિકારી હતું, (તેણે મુસ્લિમ વિચાર સરણી ઉપર હિ.સં. ૩૦૦ અને હિ.સં. ૪૦૦ દરમ્યિાન ક્રાંતિકારી અસર પાડી તેટલું જ નહીં પરંતુ આધિપત્ય પણ ભોગવ્યું) થોડા સમયમાં સત્વહીન તાર્કિક કસરતોમાં પરિણમી. અગાઉ જણાવ્યા મુજબ બુદ્ધિ અને તર્ક ઉપર વધારે ભાર મૂકતા ગ્રીક તત્ત્વજ્ઞાને ઇસ્માઈલી ચળવળ, કે જેણે તેનો સર્જનાત્મક સંયોગ સાધ્યો. ઈસ્માઇલીઓએ તા'વિલની ન્યાયયુકતના કુરાનની આયાતમાંથી શોધી કાઢી ઈશ્વર અને તેના દ્વારા જ્ઞાનની બાબતમાં માન્ય રખાએલાઓ (રાશીકુન ફી ઈલ્મ) સિવાય તેના તા'વિલ (કુરાનની આયાતોનો અમુક ખાસ દિક્ષિતોને જ ઉપલબ્ધ એવો અર્થ) કોઈ જાણતું નથી. અલબત, સંપૂર્ણ સુસંગત ગૂઢાર્થો'ની જ આશા રાખવી નિરર્થક છે,

પરંતુ કેટલાંક પાયાના સિદ્ધાંતો હતાં કે જે સર્વસામાન્ય પણે લાગુ પાડવામાં આવતાં અને આ પાયાગત સિદ્ધાંતો ઉપર જ તા'વિલનું સમગ્ર બંધારણ થયેલું હતું. આમ આપણે જોઈ શકિએ છીએ કે જુદા જુદા નિષ્ણાંતો, તેમની કુરાનની આયાતોના એક બીજાથી ભિન્ન તેવી સમજૂતિ છતાં, તેની એવી સમજૂતિ હંમેશા આપતા કે જેથી હુદુદ અલ્લાહ વિશેની માન્યતા સ્વિકાર્ય રહે.

આ ગૂઢજ્ઞાનની કેટલીક સમજૂતિઓ અહી નોંધવી રસપ્રદ થઈ પડશે. ઈસ્માઈલી શ્રદ્ધા સાત થાંભલાઓ (દા'ઇમ) અને તેના પ્રદર્શન ઉપર આધારિત છે, કાદી નુ'માનનું પુસ્તક દાઇમુલ ઈસ્લામ આ સાત થાંભલાને અનુલક્ષીને છે. તેઓએ આ સાત થાંભલાઓના ગૂઢાર્થો સમજાવવા માટે તા'વિલ અલ દા'ઈમ પણ લખ્યું છે. થાંભલાઓમાંનો પ્રથમ છે વલાયત. તેની મશાલ (આદર્શ ઉદાહરણ) આદમ છે. તેઓ પ્રથમ હતાં કે જેની (જેના પ્રતિ) વલાયત (સમર્પણ) અને વિલાયત (અધિકાર) બધા ઉપર જરૂરિ બનાવવામાં આવ્યા હતાં, અને ઈશ્વરે તેના ફરિસ્તાઓને તેને સાષ્ટાંગ પ્રણિપાત–સિઝદો–કરવાનો હૂકમ કર્યો. આમ તેઓએ તેમના પ્રતિ આત્મસમર્પણ કરવું અને તેમનું આધિપત્ય સ્વિકારવું) તેઓ આપણને આગળ કહે છે કે આદમ અને તેના અનુગામીઓ–એટલે કે બધા પયગમ્બરો, તેઓના અવસિયાતો (કાર્યપાલકો) અને ઇમામોને આત્મ-સમર્પણ કરવાનો કોઈ વિકલ્પ નથી, બીજો સ્તંભ છે. તહારત (શુદ્ધતા, સ્વચ્છતા). તાવિલમાં તેને નૂહ (નોહ) સાથે સાંકળવામાં આવે છે. (મનુષ્ય જાતને તેના પાપકર્મોમાંથી શુદ્ધ તથા સ્વચ્છ બનાવા માટેનો ઈશ્વરીય આદેશ લાવનારા તેઓ પહેલાં હતાં. આમ આપણે જોઈએ છીએ કે તહારતનો અર્થ શારિરીક સ્વચ્છતા જેવો થતો નથી. પરંતુ તેનો અર્થ આત્માની અશુદ્ધિ દૂર કરવા જેવો થાય છે. ત્રીજો સ્તંભ સલાત (ભક્તિ) છે તે ત્રીજા પયગમ્બર ઈબ્રાહિમ (અબ્રાહમ) તરફ નિર્દેશન કરે છે. મક્કામાં (બિયતુલ–હરામ કહેવાતા) ધર્મસ્થાન બાંધનાર ઈબ્રાહિમ હતાં. અને ઝકાતના મશાલ મુસા (પયગમ્બર મોઝીઝ) છે. શુદ્ધીકરણ (યાઝક્કા) કરવા માટે ઇશ્વરનો સૌ પ્રથમ આદેશ મેળવનાર તેઓ હતાં. છઠ્ઠો સ્તંભ સૌમ (ઉપવાસ કરવો) પયગમ્બર ઈસા (ક્રાઇસ્ટ) તરફ નિર્દેશન કરે છે. ઈસુની માતા મેરીને લોકો સાથે ન બોલવાનું કહેવામાં આવ્યું હતું, તેણીએ એક ઉપવાસ કરવાનું વ્રત લીધેલું જેથી તેણી કોઈ સાથે બોલે નહીં. વધુમાં ઈસુ ક'દી કોઈ સ્ત્રીની નજીક ગયા નહોતાં કારણ કે જેઓ અપવાસ કરતાં હોય તેઓએ સ્ત્રીઓનું સામિપ્ય નિવારવું જોઇએ. આજ પ્રમાણે ઇસ્લામના પયગમ્બર મહમ્મદને હજ (ધાર્મિક યાત્રા)

સાથે સાંકળવામાં આવે છે કારણ કે તેના ક્રિયાકાંડો નિર્ધારિત કરનારા તેઓ પહેલાં હતાં. હજ એ છેલ્લી એવી વસ્તુ છે કે જે ઈશ્વર દ્વારા ફરજીયાત બનાવવામાં આવી છે અને તેઓ પયગમ્બરોમાંના છેલ્લાં છે. હવે હજુ ઈસ્લામનાં સ્તંભો માંહેથી જીહાદનો સ્તંભ બાકી રહી જાય છે અને તે સાતમા ઈમામ તરફ નિર્દેશન કરે છે. કે જે સાત ઈમામોના મંડળમાંના સાતમા ઈમામ હશે તેઓ સાહિબ-અલ-કિયામત (કિયામતના દિવસના સત્તાધારી) પણ હશે.[૨૭]

વળી આપણે તાવિલ અલ દાઈમમાં વાંચીએ છીએ કે તહારતનો દેખિતો અર્થ ધાર્મિક રીત રીવાજ પ્રમાણે કરાયેલું સ્નાન અથવા ક્રિયાકાંડને લગતું સ્નાન (વુઝુ અને ગુસ્લ) અથવા તયમ્મુમ એટલે કે માટી વડે કરવામાં આવતી દેહશુદ્ધિ એવો થાય છે. પરંતુ વાસ્તવમાં તેનો અર્થ ઈલ્મ-અલ-હકિકત (તાત્વિક સત્ય અંગેનું જ્ઞાન) પ્રાપ્ત કરીને તે વડે આત્માની શુદ્ધિ કરવી તેવો થાય છે. જેવી રીતે દેહશુદ્ધિ અથવા સ્નાન શરીરની અશુદ્ધિ દૂર કરે છે તેવી જ રીતે જ્ઞાન આત્માની અશુદ્ધિઓને દૂર કરે છે. કુરાનની આયાત, કે જેમાં તેમ કહેવામાં આવ્યું છે કે ઈશ્વર આકાશોમાંથી વરસાદ તમોને શુદ્ધ કરવાના આશયથી મોકલે છે, ટાંકતાં કાદી નુ'માન કહે છે કે અહીં વરસાદના પાણીનો અર્થ ઈલ્મ (જ્ઞાન થાય છે.)[૨૮] જુદા જુદા દાઈઓએ કુરાનની ઘણી જુદી જુદી આયાતોના ભિન્ન ભિન્ન પ્રકારના અનુવાદો કરવાના પ્રયત્નો કર્યા છે. ઘણીવાર આ અનુવાદોનું એકબીજા સાથેનું અસંગતપણું, જે પરિસ્થિતિમાં જે તે અનુવાદ કરવામાં આવ્યો હોય તેના ઉપર આધારિત છે. જો કે, મોટા ભાગના અનુવાદો દા'વા (ફાતેમીઓનો ધાર્મિક ઉદ્દેશ્ય)ના બંધારણને ન્યાયયૂકત ઠેરવવાના આશયથી કરવામાં આવ્યાં છે. આમ કુરાનમાંના યાસિન નામના પ્રકરણમાં આપવામાં આવેલી આયાતમાં કહેવામાં આવ્યું છે. "સૂર્ય ચંદ્રને તેની પરિક્રમામાં પાછળ રાખીદે તે યોગ્ય નથી-રાત્રી દિવસને ઓળંગી જાય તે પણ યોગ્ય નથી, પરંતુ આમાંના દરેક પ્રકાશિત પદાર્થ તેના સુયોજીત પરિક્રમણ માર્ગમાં નિયમિત રીતે ફરે છે. તેની સૈયદના જાફર બીન મનસુર અલ યમન દ્વારા આ પ્રમાણે સમજુતિ આપવામાં આવી છે: અહીં સૂર્ય એટલે ઈમામ અને ચંદ્ર અર્થાત હુજ્જત (સાબિતિ) ગુપ્ત ઉદ્દેશ્ય (દા'વતુલ બાતિન)ને સંપૂર્ણ પણે સ્વિકૃત કર્યા સિવાય ઇમામ માટે (તેની હુજ્જતને અનુસરવું કે ઓળંગવું યોગ્ય ગણાય નહીં કારણ કે સૂર્ય કદી આકાશમાં ચંદ્રની સાથે દેખા દેતો નથી. રાત્રિ દિવસને ઓળંગી જતી નથી અર્થાત્ ગુપ્ત ઉદ્દેશ્યે ક'દી જાહેર ઉદ્દેશ્ય એટલે કે ઝાહીરી દા'વાને ઓળંગવો જોઈએ નહીં.[૨૯] ફાતેમીઓ માને છે કે પહેલાં નાતિક (બોલનાર) જાહેર

ઉદ્દેશ્યની જાહેરાત કરે છે અને પછી તેઓને અસાસ–એટલે કે જેઓ બાતિની (ગુપ્ત) ઉદ્દેશ્યનો પાયો નાંખે છે–અનુસરે છે. આજ પુસ્તકમાં સૈયદના જાફર બીન મનસુર અલ યમન આપણને જણાવે છે કે કાબા-(મક્કામાં આવેલી મસ્જીદ) મહમ્મદ–કે જે નાતિક છે તેમના સમાન છે જ્યારે હજર (મુસ્લિમો વડે આદરણીય માનવામાં આવતો પત્થર) તેમના વસી (કાર્યપાલક) બનનાર અલી સમાન છે. મકામ અને શુકન વચ્ચે સાત પ્રદક્ષિણાઓ હોય છે. મકામને મહમ્મદ સાથે અને શુકનને અલી સાથે સાંકળવામાં આવે છે, અને સાત પ્રદક્ષિણાઓ મહમ્મદ અને અલીના ઉદ્દેશ્ય તરફ લઈ જતાં સાત સ્થિતિઓની સૂચક છે.

આમ આપણે જોઈએ છીએ કે કેટલાક ઐતિહાસિક સંજોગોમાંથી નિષ્પન્ન પામેલા ઈસ્માઈલી દા'વા અને તેના બંધારણને મજબુત બનાવવા માટે કેટલાંક ફાતેમી દુઆતો (આમંત્રકો) અને બીજા ધાર્મિક કાર્યકરો કુરાનની આયાતો અને ઈસ્લામની ધાર્મિક વિધિઓ અને ઉપદેશોની તેને અનુરૂપ સમજૂતિ આપતાં. શરૂઆતમાં, હંમેશા દરેક ક્રાંતિકારી ચળવળમાં બને છે તેમ તે, એક માત્ર અબ્બાસીઓ માટે મહાન પડકાર રૂપ હતી તેટલું જ નહીં પરંતુ ઈસ્લામી અને બિન ઇસ્લામી ઉપદેશોનું ક્રિયાત્મક સંયોજન સાધતી અને આમ અરબી–ઈસ્લામની સીમાઓને વિસ્તારતી અને તેને બિન–આરબ વિચારોથી સમૃદ્ધ બનાવતી પ્રગતીશીલ બૌધિક ચળવળ પણ હતી. પરંતુ સત્તા હાથ કર્યા પછી તે એક વધુ મહેકમ માત્ર બની અને તેણે પોતાના પૂર્વકાળ દરમિયાનનું ક્રાંતિકારી આહ્વાનને ગુમાવી દીધું અને કદાચ આજ કારણસર કરામિતાઓ તેમના પૂર્વકાલિન ક્રાંતિના આહ્વાનને વળગી રહ્યા અને તેઓને માટે હવે રાજવીઓ તરીકે નવા પાઠમાં આવેલાં ફાતેમીઓ તથા તે પાઠને અનુરૂપ એવા તેમના આડંબરો, રાજકીય કાવાદાવાઓ, કાવતરાઓ વગેરે સાથે મનમેળ સાધવો દુષ્કર થઈ પડયો. પરંતુ ફાતેમીઓ વિશે નમ્રતાપૂર્વક એટલું સ્વીકારવું જ જોઈએ કે તેમના ધાર્મિક મહેકમ–એટલે કે દા'વાને તેની અલગ ઓળખ હતી એટલું જ નહીં પરંતુ તે સ્વશાસિત પણ હતો.

અંતે, બીજા મુસ્લિમોની જેમ શરિયતના પાલન અંગેનું ઈસ્માઈલી મંતવ્ય એ ખૂબ જ ચર્ચાએલો અને વિવાદાસ્પદ પ્રશ્ન છે. એક એવી વિચારસરણી પ્રવર્તમાન છે કે ઈસ્માઈલીઓ શરિયતના તાતીની અસરાર (ગુપ્ત અર્થો)માં જ માને છે અને ઝાહીરી શરિયતના બંધનોને સ્વીકારવા આવશ્યક ગણતાં

નથી. પ્રોફેસર નિકોલસન જેવાં ઘણાં પ્રાશ્ચાત્ય વિદ્વાનો કેટલીક જુદી જુદી સ્થિતિઓ કે જેમાંથી એક અભિલાષીને પસાર થવાનું હોય છે તે ભણી નિર્દેશન કરીને તેને એક કડીયાકામની પદ્ધતિ સાથે સરખાવે છે. આ વિદ્વાનો માને છે કે ઉચ્ચ સ્તરોમાં શરિયતના બંધનો તોડી નાંખવામાં આવેલાં અને તેઓ મુક્ત વિચારકો બન્યાં હતાં. આમ છતાં નિમ્ન વર્ગોમાં શરિયતનું પાલન ચાલુ જ રહ્યું હતું. આ બાબતમાં ખુબ જ ગૂંચવણો જન્મેલી હોય તેમ લાગે છે. ઈસ્માઇલીઓ પોતે સંખ્યાબંધ ઉપ–પંથોમાં વહેંચાઈ ગયા હતાં કે જેમાંના ઘણાં એકબીજાથી અસંગતતા ધરાવતાં. તેઓમાં કેટલાંક શરિયતને બાજુ પર મુકી દેવામાં માનતાં અને તેઓની માન્યતા મુજબ, બાનેની દા'વાના પ્રસ્થાપન પછી તેને અનુસરવું જરૂરી નહોતું. આમાંનાં કેટલાંક પંથો હજુ પણ અસ્તિત્વ ધરાવે છે અને તેવી માન્યતા પણ ધરાવી રહ્યા છે. કેટલાંક વિદ્વાનો માને છે કે ફાતેમીઓ પણ જેઓને આજના ભારતીય વ્હોરાઓ અનુસરે છે. શરિયતની નાબૂદીમાં વિશ્વાસ ધરાવતાં. ડો. ઝાહિદ'અલી ચૌદમા ઈમામ મુઈઝની એક સ્વગતોક્તિ ટાંકે છે જેમાં એમ કહેવાય છે કે તેઓએ સાતમાં ઈમામ મુહમ્મદ બીન ઈસ્માઈલ વડે શરિયતની નાબુદી અંગે ઉચ્ચારણ કરેલું. આ સ્વગતોક્તિના આધારે તેઓ આવેશપૂર્વક એવી દલીલ કરે છે કે ઈસ્માઈલીઓ (અને પરોક્ષપણે ફાતેમીઓ પણ) પયગમ્બરની શરિયતના નાબુદીકરણમાં માને છે. જો કે ડો. ઝાહિદ'અલી તેમનાં સાહિત્યિક સમજૂતિમાં સાચા પણ હોય. પરંતુ આ બાબત તેઓ ધારે છે તેટલી સામાન્ય નથી. દરેક સાતમા ઈમામ ઈમામત સંભાળે ત્યારબાદ તેઓ શરિયતનું પુનરાવલોકન અથવા જીર્ણોદ્ધાર કરે તેવા ઈસ્માઇલી નિયમના બૌદ્ધિક આધાર અંગે મેં અગાઉ વાત કરેલી છે (અને આજ કારણસર કેટલાંક મુસ્લિમ ઇતિહાસકારો તેમજ કેટલાંક પાશ્ચાત્ય પૂર્વીય દેશોના અભ્યાસીઓએ તેમને 'સાત વખતવાળાઓ' તરીકે વર્ણવ્યાં છે). પરંતુ આ પુનરાવલોકન અથવા જીર્ણોદ્ધારનો અર્થ તેનો સાહિત્યિક અથવા વાસ્તવિક જીર્ણોદ્ધાર અથવા તો નાબુદી જ થાય તેવું જરૂરી નથી... (કોઈ પણ ઈસ્માઇલી ઈમામ દ્વારા જુની શરિયતને જુની શરિયતના સ્થાને નવી શરિયત દાખલ કરવાનો એક પણ પુરાવો મળતો નથી); તેનો અર્થ માત્ર ઇમામ અને દા'વાની સત્તાને મજબુત કરે તેવો તેનો નવો–અનુવાદ કરવો તેવો જ થતો. અને આજ કારણસર કોઈ એક ચોક્કસ ઈમામના સમય દરમિયાન પ્રવર્તમાન પરિસ્થિતિ (રાજકીય તેમજ સામાજીક)ને અનુરૂપ, કુરાનનો, શરિયતને લગતી એક જ આયાતના અનુવાદમાં ભિન્નતા અને ઘણી વખત તો

વિરોધાભાસ પણ આપણને જોવા મળે છે. વળી ફાતેમી ઈમામો એક એવા દેશ ઉપર રાજ્યકર્તા જ્યાં બહુમતી સુન્ની રૂઢી ચુસ્ત માન્યતા અનુસરનારાઓની હતી. તેઓને માટે શરિયતની નાબુદીનો કોઈ પણ પ્રયાસ એક પવિત્રતાનું ખંડન કરવા સમાન હતો. પરંતુ આ ઉપરથી આપણે તેમ ન માનવું જોઈએ કે ફાતેમીઓ શરિયતને અનુસરતાં કારણ કે પરિસ્થિતિ તેમને તેમ કરવા દબાણ કરતી. મારા મંતવ્ય મુજબ તે તેમનો શ્રદ્ધાનો એક અતૂટ ભાગ હતો. તા'વિલના (રહસ્યમય અનુવાદના) થાંભલાઓ કહેવાતી વ્યક્તિઓ જેવી કે સૈયદના મુય્યાદ શિરાઝી, હમીદુલ દીન કિરમાણી પણ હંમેશા તેમના લખાણોમાં ભારપૂર્વક કહે છે કે ઝાહિર (શરિયતના બાહ્ય ઉપદેશ)ને પાળવું અત્યંત આવશ્યક છે કે જેના વિના બાતિન (ગુપ્ત અથવા રહસ્યમય બાજુઓ)ની જરા પણ વિશિષ્ઠતા નથી. આજ કારણને લીધે ઉલેમાઓ તથા દાવૂદી વ્હોરાઓના ધર્મ પુરુષોએ હંમેશા ઈસ્લામી શરિયતના ઉપદેશોનું ચિવટપૂર્વક પાલન કરેલું છે. ફક્ત મોડેથી, પાશ્ચાત્ય વિચારસરણીની અસર હેઠળ નવી પેઢીએ આ ઉપદેશોનો અનાદર કરવો શરૂ કર્યો છે. આથી એ હકીકતને રદિયો અપાતો નથી કે ઈસ્માઇલીઓ મધ્યે કારામાતિઓ અને ભારતના આગાખાનીઓ જેવા કેટલાંક એવા પંથો છે કે જેઓએ શરિયત નાબુદ થયેલી છે, અને તેને અનુસરવું હવે જરૂરી નથી તેવું તેઓનું મંતવ્ય જાળવી રાખેલું છે. પરંતુ ચોક્કસપણે આ વ્હોરાને લાગુ પડતું નથી કારણ કે તેઓએ શરિયતની યોગ્યતાને ટેકો આપેલો છે. વહોરાઓમાં આદરણીય એવા પુસ્તકોમાંના એક અલ-મજાલીસ અલ-મુસ્તનસિરિયામાં આપણે વાંચીએ છીએ કે ઝાહિર (સ્પષ્ટ, દેખીતું) અને બાતિન દેહ અને આત્મા સમાન છે, જ્યારે બંને એકત્ર થાય છે ત્યારે ફાયદાઓ નીકળે છે અને હેતુઓ બર આવે છે. આત્મા, બુદ્ધિઓ દ્વારા આ વિશ્વમાં જે કંઇ છે તેની સમજણ પ્રાપ્ત કરે છે, અને આમ સર્જનના અસ્તિત્વ દ્વારા સર્જક વિષેનું જ્ઞાન પ્રાપ્ત કરે છે.[31] આ આપણે જોઈએ છીએ કે તેઓની ગૂઢાર્થોમાં રહેલી શ્રદ્ધા છતાં, ઝાહીરી શરિયતના પાલનની બાબતમાં વ્હોરાઓ મુસ્લિમો કરતાં ભાગ્યે જ જુદા પડે છે. વળી ઈશના અશારીઓથી ભિન્નપણે તેઓ મુત'આ લગ્ન (એટલે કે હંગામી લગ્ન)ની માન્યતાને રદિયો આપે છે.

# ૩ ફાતેમી સામ્રાજ્ય અને તેનું રાજકારણ

શરૂઆતથી જ ઈસ્માઇલી ચળવળ પાછળ રાજકીય મહત્ત્વાકાંક્ષાઓ હતી અને યોગ્ય પળે સત્તા હાથ કરી લેવાના આશયથી તેની રચના થયેલી હતી. શક્તિશાળી અબ્બાસી રાજવીઓને જાહેરમાં પડકારવા શકય નહોતાં. તેથી તેઓના સમગ્ર સામ્રાજ્યમાં અને ખાસ કરીને નબળા વિસ્તારોમાં ભૂગર્ભ જાળ બિછાવવામાં આવી હતી. આ પહેલાંના પ્રકરણમાં જણાવ્યા મુજબ ઈસ્માઈલી સિદ્ધાંત પ્રમાણે ઈમામ સર્વોચ્ચ સત્તાધિશ હતાં અને તેથી માત્ર તેઓ જ યોગ્ય સત્તાધારી હતાં, જ્યારે બીજા બધા ફક્ત સત્તા પચાવી પાડનારા જ હતા સત્તા હડપ કરી જવા માટેનો આ એક બચાવ માત્ર જ નહીં પરંતુ બધા જ શિયા પંથીઓની આ એક સંનિષ્ઠ માન્યતા હતી. જ્યારે કે બીજા શિયા પંથો, અબ્બાસી રાજવીઓને પડકાર ફેંકી શકાય તેવું એક અસરકારક તંત્ર યોજી ન શકયા, ઈસ્માઈલીઓએ તે કર્યું. તેઓ અમુક દસકાઓ બાદ તેઓની સત્તા સ્થાપિત કરવામાં સફળ થઈ શકયા. ભૂગર્ભ પ્રવૃત્તિની મદદથી સધાએલા આ કાર્યમાં તેઓની ધીરજ, વ્યવહારિક શાણપણ, ખંત, ચાતુર્ય અને સર્વોચ્ચ કક્ષાની યુક્તિઓ યોજવાના કૌશલ્યની બાબતોમાં કસોટી થઈ, ઈમામ તેમની ઓળખ અંગે સખત ગોપનીયતા સેવતાં, એટલી હદ સુધી કે ખૂબ જ શક્તિ-શાળી સમાચાર સંસ્થાઓ ધરાવવાં છતાં અબ્બાસીઓ તેમાંના (ફાતેમી ઈમામો-માંના) એક પણના વાવડ મેળવવામાં સફળ થઈ શકયાં નહીં. આ ઈમામો છદ્મવેશે, ખાસ કરીને વેપારીઓના વેશમાં રહેતાં અને રાજવીઓની આશંકા-ઓને નિવારવા તેઓ સ્થાનાન્તરો કરતાં રહેતાં, જ્યાં જ્યાં તેઓ રહેતાં ત્યાં તેઓ કેટલીક કિમતી ભેટસોગાદો આપીને તથા પોતાની જાતોને નામચીન વેપારીઓ તરીકે રજૂ કરીને, તે વિસ્તારના રાજ્યપાલકો સાથે નિકટ સંબંધો ધરાવતાં......

જે જે નગરોમાં ફાતેમીઓ વસતા ત્યાં ફાતેમીઓ પૂરતી સંભાળ લેતાં. તેઓના સાહિત્યનો કાળજીપૂર્વકનો અભ્યાસ આ વાતને સ્પષ્ટ બનાવે છે. ઇમામ અલ કા'ઈમના એક ગુલામ જાફરે, જે પછીથી એક ઉચ્ચ હોદ્દા ઉપર પહોંચ્યા હતાં (ઇસ્લામી સામ્રાજ્યના ગુલામો માટે આ બહુ અસમાન્ય નહોતું), સિરત જાફર નામની પોતાની આત્મકથા લખેલી છે. આ પુસ્તકમાં ઘણાં અગત્યના બનાવો વર્ણવેલાં છે. એક બનાવનું વર્ણન કરતાં જાફર એક પ્રસંગ વર્ણવતાં આપણને કહે છે :

એક કે બે દિવસ પછી અલ–માહદીએ (અગિયારમા ઇમામ જે પછીથી પ્રથમ ફાતેમી સત્તાધારી બન્યાં). મને તેમના માટે એક હજામ લાવવા કહ્યું, અને મને એવી સૂચના આપી કે જે શહેરમાં સાવ અજાણ્યો હોય તેવો માણસ લાવવો. તેથી, હું ગયો, અને અકસ્માતે જ મને એક એવો હજામ મળી ગયો જેના ચહેરા પર મુસાફરીની રેખાઓ દેખાતી હતી. મેં તેને પૂછ્યું કે તે અજાણ્યો હતો, અને તેણે હા કહી. મેં તેને તેણે શહેરમાં પ્રવેશ ક્યારે કર્યો તે પૂછ્યું અને તેણે કહ્યું કે તે બે દિવસો પહેલાં જ આવ્યો હતો. હું તેને મારી સાથે લઈ ગયો, ઘરે લાવ્યો, અલ–માહદીને કહ્યું કે તે એક અજાણ્યો છે. જ્યારે ઇમામે તેને જોયો ત્યારે તેમણે તેને તેનું નામ, તેનું વતન, અને તે મુક્ત હતો કે ગુલામ તે બધું પૂછ્યું. તેઓની એવી આદત હતી કે તેઓ કોઈ માણસને પહેલી વખત મળતી વખતે, તેની સાથે વાર્તાલાપ અને સંબંધો ચાલુ કરતાં પહેલા, તેનું નામ અને તેની જન્મભૂમિ વિષે પૂછતાં.[1]

આમ આપણે જોઇએ છીએ કે અંદર દાખલ કરવામાં આવે તે પૂર્વે એક હજામને પણ તેનો ભૂતકાળ જણાવવો પડતો. ભૂગર્ભ પ્રવૃત્તિના આવા ભયસ્થાનો હતાં. આજ રીતે આપણે કાદી નુમાનના ઈફ્તિતાહ અલ દા'વાહમાં આપણે વાંચીએ છીએ :

જે કાંઇ બનતું તે બધું ઇમામના ધ્યાન પર આવતું, કે જેઓ અગાઉ વર્ણવેલી (અલમાહદીના) પરિસ્થિતિઓ જેવા સંજોગોમાં યમન જવાનું ઇચ્છતાં નહોતા, અને એક વેપારીના વેશે, ગુપ્તવેશે, ઇજીપ્તમાં રહેવાનું રાખતાં. આ સમય દરમિયાન બગદાદમાં ઇજીપ્તના ગવર્નર ઉપર અલ માહદીનું વર્ણન આપતાં અને તેમની ધરપકડના હુકમો આપતાં પત્રો આવતાં. આવાજ પત્રો તેમના પ્રતિનિધિ (આમિલ) ઉપર પણ આવતાં ગવર્નરના પ્રતિનિધિનાં હોદ્દેદારોમાંના એક શ્રદ્ધાળુ ભક્ત (ઈસ્માઇલી) હતાં. તેઓએ અલ માહદીને માહિતગાર કર્યાં અને તેમને છૂપાઈ જવા સલાહ આપી. ઇમામ તેમની સલાહ માટે તેમના આભારી હતાં અને તેઓએ તેમના પુત્ર અલ–કા'ઇમ સાથે, કેટલાંક ગુલામો અને ઊંટો પર લદાએલી મિલકત સહિત ઈજીપ્ત છોડયું. તેઓએ તેમના નાણાં વડે કેટલીક વસ્તુઓ ખરીદી અને આમ તેમના નાણાં છૂપાવ્યાં અને એક સામાન્ય વહેપારી તરીકે જુદા જુદા માણસો સાથે મુસાફરી કરી.[2]

આપણને આગળ કહેવામાં આવ્યું છે :

તેઓએ (અગાઉ જણાવ્યા મુજબ) આ મંડળને ઈજીપ્તમાંથી ગુમાવ્યા પછી, જ્યારે અબુલ અબ્બાસ કયરાવાનમાં આવ્યા ત્યારે, અલ માહદીના વર્ણનો

આપતાં અને તેમની ધરપકડ કરવાનો આદેશ આપતાં પત્રો ઝિયાદતુલ–લાહને પહોંચાડવામાં આવ્યાં. તે મુજબ ઝિયાદતુ'લ–લા'હે અલ માહદી વિશે માહિતીઓ એકઠી કરવાના હુકમો છોડયા, અને તેજ કાફલામાં મુસાફરી કરનારાઓ-માંના ઘણાએ તેમને એવી માહિતી આપી કે તેઓ ત્રિપોલીમાં જ રહ્યાં છે. તેઓએ જણાવ્યું કે અબુલ અબ્બાસ તેમના સાથીદારોમાંના એક હતાં. તેમની ધરપકડ કરવામાં આવી અને તેમને ખૂબ જ રીબાવવામાં આવ્યાં, પરંતુ તેમણે બધી વાતનો ઈન્કાર કર્યો, તેમણે જણાવ્યું કે તેઓ તો એક વહેપારી હતાં. તેમને કેદ કરવામાં આવ્યાં અને આ અંગેના સમાચાર અલ માહદીને મળ્યાં જેઓ હજુ સુધી ત્રિપોલીમાંજ હતાં. નસીબજોગે તેમને કાસતિલિપ્પા જતો એક કાફલો મળી ગયો અને તેની સાથે તેઓ ચાલી નીકળ્યાં. ઝિયાદતુ'લ–લા'હ તરફથી, ત્યાંના સ્થાનિક રાજ્યપાલને, તેમનું વર્ણન આપતો અને તેમને કબ્જે કરવાનો આદેશ આપતો પત્ર મળ્યો. જોકે અલ માહદી કેટલીક ભેટ સોગાદો દ્વારા ત્યાંના સ્થાનિકનો રાજ્યપાલનો પક્ષપાત જીતી લેવામાં સફળ થયા, અને તેથી ઉપરોક્ત રાજ્યપાલે જવાબમાં લખી નાખ્યું કે સંબંધિત વ્યક્તિ તે સ્થળ છોડી કાસનિલિપ્પા પહોંચી ચૂકેલી છે. અલ–માહદી ખરેખર તે સ્થળે પહોંચી ગયા અને 'ઈદ (બે મહાન મુસ્લિમ રજાના દિવસોમાંનો એક) ત્યાં વિતાવી.[3]

આમ આપણે જોઈએ કે અલ–માહદી અને તેમના અનુયાયીઓને ગુપ્ત-વેશે રહેવું પડતું એટલું જ નહીં પરંતુ સ્થળે સ્થળે ભટકવું પણ પડતું જેથી કરીને તેઓ તેમનો દરેક સ્થળે પીછો પકડતાં દુશ્મનોથી પોતાની ધરપકડ થતી નિવારી શકે. ફાતેમીઓએ રાજકીય પડકાર ફેંકેલો અને અબ્બાસીઓ તેમને સખત સજા કરવા બહાર પડયા હતાં. જોકે ફાતેમીઓ આવી બાબતોમાં એટલાં અનુભવી અને ચતુર હતાં કે અબ્બાસીઓ તેઓને તેઓની જ રમતમાં હરાવવામાં સફળ થઈ શકયાં નહીં. એક ખૂબ જ લાંબા સમયની ભૂગર્ભ પ્રવૃતિ પછી ફાતેમીઓને પણ એવી અનુભૂતિ થવા લાગી હતી કે, અબ્બાસીઓને તેમની સત્તાના સ્થળથી નજીકના કેન્દ્રોમાં સ્થાનચ્યૂત કરવા કે તેઓને પડકારવા સહેલી વાત નહોતી. આથી તેઓએ પરિઘ પરની નબળી કડીઓ શોધીને તેના ઉપર જ પ્રહાર કરવાનો નિર્ણય લીધો. સર્વ પ્રથમ તેઓની આંખો યમન ઉપર જઈ ઠરી, કે જે દક્ષિણે હતું અને ત્યાં તેઓ પાયો નાંખી શકશે તેવી તેઓને સંપૂર્ણ શ્રદ્ધા હતી. ગુપ્તવાસના સમય દરમિયાનના ત્રીજા ઈમામ હુસેન બીન એહમદ અલ રઝીએ તેમના ખૂબ જ વિશ્વાસુ દા'ઇ અબુ'લ કાસિમ

અલ-હસન બીન ફારહન (જેઓ પાછળથી-યમન ઉપર વિજેતા બનવાને કારણે, મનસુર અલ યમન કહેવાયા) યમન મોકલ્યાં. અબુ'લ કાસિમ મનસુર અલ-યમન હિ. સં. ૨૫૮ (ઈ. સ. ૮૮૧) માં હજ પડયા બાદ ત્યાં ગયા અને ત્યાં તેમણે સંખ્યાબંધ શહેરો અને કિલ્લાઓ જીતીને સારું એવું બળ પ્રાપ્ત કર્યું.[૪] ઓ. લીરી કહે છે :

આગળ, ઈમામ એહમદે એવું અનુમાન તારવ્યું કે શિયા પંથના પ્રચાર માટે યમન બહુ સુંદર ક્ષેત્ર પૂરું પાડી શકે તેમ હતું અને તેઓએ ઈબ્તે હૈશાબને દા'ઈ તરીકે યમન મોકલવાનું વિચાર્યું અને તેઓ હિ. સં. ૨૭૦ (ઈ. સ. ૮૮૩) માં ત્યાં બી. મુસા જાતિના જીલ્લામાં સના મુકામે સ્થાયી થયા હોય તેવું જોવા મળે છે. શરૂઆતમાં તેઓએ પોતાની જાતને એક સામાન્ય વહેપારી તરીકે જાહેર કરી, પરંતુ તેમના પાડોશીઓ થોડાં વખતમાં જ તેમના ગુપ્ત-વેશને પામી ગયા અને તેઓએ તેમને જાહેરમાં શિયા કાર્યકર તરીકે બહાર આવવા વિનંતિ કરી અને એવી ખાત્રી આપી કે તેમને બધી રીતે આવકાર-વામાં આવશે. (બિબારસ મનસુરી) આમ હિંમત લાધવાથી તેઓએ પોતાની જાતને એક શિયા પ્રતિનિધિ તરીકે જાહેર કરી દીધી, અને થોડા સમયમાં જ તેઓએ ફકત નજીકના પ્રદેશોના જ નહીં પરંતુ કારામિતા અને મેસોપોટેમિયા જેવા પ્રદેશમાંથી આવતાં અનુયાયીઓનું એક સારું એવું મંડળ રચી દીધું. જેવા તે લોકો પૂરતાં પ્રમાણમાં મજબૂત બન્યાં કે ઈબ્ને હૌશાબના સાથીઓએ હથિયાર ધારણ કર્યાં અને જે પડોશીઓએ શિયા આસ્થાનો સ્વીકાર કર્યો નહોતો તેઓની ઉપર ધાડ પાડવા માંડયા અને આમ સારી એવી લૂંટ કરવામાં સફળ થયાં.[૫]

આમ ઈમામ એહમદ અલ રઝીને ખાતરી થઈ ગઈ હતી કે ભવિષ્યમાં યમન ફાતેમી રાજ્યની ગાદી બનશે. જો કે કેટલાંક નવા ફણગાઓ પણ ફૂટી રહ્યાં હતાં. અબુ-અબ્દુલ્લાહ શિયા ઈબ્ત હૌશાબના કેટલાંક નિકટના વિશ્વાસુઓ-માંના એક હતાં. યમનનાં વિજેતા હતાં અને તેમના દ્વારા શિક્ષણ અને તાલીમ પામેલાં હતાં. જ્યારે ઉત્તર આફ્રિકાના દા'ઈ અબુ-સુફિયાન મૃત્યુ પામ્યાં ત્યારે ઈબન હૌશાબે શિયાને તે ખાલી સ્થાન માટે પસંદ કર્યા કારણ કે તેઓ તેમની એક વ્યવસ્થાપક તરીકેની શક્તિઓને ચકાસી ચૂકયા હતાં. તેમને ઉત્તર આફ્રિકા તરફ પ્રયાણ કરવાનું કહેવામાં આવ્યું. ત્યાં તેઓએ એક લાંબા સમય સુધી પોતાના રાજકીય હેતુઓને છુપાવી રાખ્યાં અને એક સાદા અને પવિત્ર પુરુષ તરીકે જીવન જીવ્યાં. પરંતુ તેઓએ એક બર્બર જાતિ

કુતામા સાથે નજીકના સંબંધો વિકસાવ્યાં. ઉત્તર આફ્રિકાના બર્બર લોકો ખૂબ જ સ્વતંત્ર દિમાગના હતાં અને તેમને પરાધિન બનાવવા એ ખૂબ જ કપરું કામ હતું. તેઓ આરબ સત્તાધિશોના આધિપત્યનો સખત વિરોધ કરતાં પ્રખ્યાત ઈતિહાસકાર ઈબ્ન–ખાલાદુન કહે છે :

આ બાબતમાં કોઈ, ઈસ્લામની શરૂઆતથી આજ સુધી ઇફ્રીકિયાહ અને મગરીબનાં જે કાંઈ બનતું આવ્યું છે તેની સરખામણી કરી શકે. તે ભૂમિના મૂળ વતનીઓ બર્બર જાતિ અને સમૂહો છે. તેમના ઉપર અને યુરોપના ખ્રિસ્તિઓ ઉપર (મગરીબમાં) મેળવેલી કંઈ ફાયદાકારક નહોતી, તેઓએ સમયે સમયે બળવો પોકારવાનું અને ધર્મત્યાગ કરવાનું ચાલુ જ રાખ્યું. મુસ્લિમોએ તેઓમાંના ઘણા ઉપર ખૂનરેજી વરસાવી. મુસ્લિમ ધર્મ તેમના પર સ્થાપિત કરી દેવામાં આવેલો ત્યાર પછી પણ તેઓએ બંડો પોકારવાનું, સંપ્રદાય ત્યાગ કરવાનું ચાલુ જ રાખ્યું અને ઘણી વખત તેઓ વિસંગત ધાર્મિક અભિપ્રાયો ધરાવતાં. તેઓ હંમેશા અવજ્ઞા કરનારા અને અનિયંત્રિત રહ્યાં પશ્ચિમમાં બર્બર જાતિના લોકો અસંખ્ય છે. તેઓમાનાં બધા બેડોયન્સ (અરબસ્તાનમાં ભટકતી જાતિના લોકો) અને સમૂહો અને કુટુંબોના સભ્યો છે. જ્યારે જ્યારે એક જાતિ નાશ પામે છે ત્યારે બીજી જાતિ તેનું સ્થાન લે છે અને તે એટલી જ અડિયલ અને ખંડખોર હોય છે કે જેટલી આગલી જાતિ હોય. આથી ઇફ્રિકિયાહ અને મગરીબમાં પોતાનું સામ્રાજ્ય જમાવવા માટે આરબોને ઘણો સમય લાગેલો છે.[૬]

અબુ અબ્દુલ્લાહે બર્બરોના અસંતોષનો પૂરતો લાભ ઉઠાવ્યો અને તેઓમાંના સંખ્યાબંધ લોકોને પોતાના પક્ષના બનાવી લીધા, જ્યારે ઈફ્રિકિયાહના રાજ્યકર્તા ઈબ્રાહિમ બીન એહમદ બીન અગલાબને આ જાણવા મળ્યું ત્યારે તેમણે તેમના મિલાહ સ્થિત પ્રતિનિધિને અબ્દુલ્લાહ શીયાને ડામી દેવા માટે લખ્યું. જો કે આ પ્રતિનિધિને એમ લાગ્યું કે અબ્દુલ્લાહ દુન્વયી ગતાગમ વિનાના છે, પવિત્ર જીવન વ્યતિત કરે છે, નિરુપદ્રવિ છે અને બરછટ કપડાંઓ પહેરે છે. પરંતુ અબ્દુલ્લાહની અસર વધતી જ ચાલી અને થોડા સમયમાં તો તેઓ ઇફ્રી–કિયાહના રાજવી માટે એક પડકારરૂપ બની ગયા. અબ્દુલ્લાહે કેટલાક મહત્ત્વના કુતામા સરદારોની મદદથી તાહિરત કબ્જે કરી લીધું કે જે મગરીબ એટલે કે ઉત્તર પશ્ચિમ આફ્રિકામાં ફાતેમી રાજ્યના પાયારૂપ હતું અબ્દુલ્લાહ શિયાને અલબત્ત, ઘણી ચડતી પડતી સામે ઝઝૂમવું પડયું, કયારેક સફળતા મળી તો કયારેક પરાજય પણ વેઠવો પડતો. પરંતુ તેઓ કદી તેમના નિશ્ચયમાંથી ચલાયમાન

થયાં નહીં અને તેમના હેતુ માટે સમર્પણની ભાવનાથી કાર્યશીલ રહ્યાં. ઇબ્રાહીમ બીન એહમદ બીન અગલાબના મૃત્યુ પછી તેમના પૌત્ર ઝિયાદત-અલ લાહ સત્તા ઉપર આવ્યાં. ઝિયાદત-અલલાહ જીવનની રંગીનીઓ પ્રતિ માયા ધરાવતાં, અને તેમના દેશના શક્તિશાળી વ્યવસ્થાતંત્રમાં ધ્યાન આપવાની ભાગ્યેજ દરકાર કરતાં. હિ. સં. ૨૯૧ (ઈ. સ. ૯૦૩) માં અમીરના મૃત્યુ પછી અલ શિયાને અનકીજાન પર્વતમાં આવેલાં "નાસી છૂટવા માટેનું મકાન" માંથી પોતાના પાયાને વધુ વિસ્તૃત બનાવવાની સારી એવી તક સાંપડી-મક-રીમીના જણાવવા મુજબ તેઓએ હિંમતપૂર્વક એવું જાહેર કરી દીધું કે માહદી હાથવેંતમાં જ છે અને ટૂંક સમયમાં તેઓ આફ્રિકામાં દેખા દેશે તથા કેટલાંક ચમત્કારો દ્વારા તેઓ પવિત્ર ઉદ્દેશય પુરવાર કરશે. ઝિયાદત્ત-અલ-લાહના લશ્કરનાં ઘણા અમલદારો અબ્દુલ્લાહ શિયા પ્રત્યે સહાનુભૂતિ ધરાવતાં અને તેઓમાંના કેટલાંક તો તેમની સાથે ગુપ્તપણે પત્ર વ્યવહાર પણ કરતાં.

અબ્દુલ્લાહ બિન શિયા, ક્યાંય ક્યાંય સાંપડેલા હંગામી પરાજયો છતાં, તેમની ચતુર મુત્સદ્દીગીરી અને વિશાળ અનુયાયી મંડળને કારણે નગરો પછી નગરો જીતતાં ગયાં. અંતે તેઓએ ઝિયાદત-અલ-લાહના પાટનગર કાઈરવાનથી ખૂબ જ નજીક આવેલાં રક્કાદાન ઉપર હુમલો કર્યો અને હી. સ. ૨૯૫ (૯૦૭)માં તે કબજે કર્યું તેના લશ્કરોના ભયંકર પરાજય પછી ઝિયાદત-અલ-લાહ રક્કાદાન છોડી ઈજીપ્ત ભણી નાસી છૂટયા. તેમના પ્રતિનિધિ ઈબ્રાહીમ બીન અગલાબ પણ લોકો પાસેથી કંઈ ટેકો ન સાંપડતા કાઈરવાન છોડીને ઝિયાદત અલ-લાહ સાથે તેમના ઈજીપ્તગમનમાં જોડાયા. આમ અબ્દુલ્લાહ શિયાએ અગલાબી સામ્રાજ્ય ઉપર પોતાનું આધિપત્ય સ્થાપ્યું અને તેના ઉપરના અબ્બાસી પરમ સ્વામિત્વનો અંત આણ્યો. આ બધી પ્રસંગ પરંપરાઓથી સીજીલમાસા જેલમાં ઈમામને ગુપ્ત સંદેશા વ્યવસ્થા દ્વારા માહિતગાર રાખવામાં આવતાં. હકીકતે તો અલ માહદીનો પહેલાં મગરીબમાં જવાનો આશય નહોતો. તેઓ યમનની પ્રવૃત્તિમાં વધારે આશાવાદી હતાં. પરંતુ આફ્રિકાની સરહદો પરના વિજયના સમાચારો સાંભળી તેઓએ તેમનો વિચાર બદલ્યો અને ઇફ્રીકિયાહ ભણી આગળ ધપવાનું નક્કી કર્યું. આમ ઇફ્તિતાહ અલ દા'વા મુજબ, જ્યારે અબ્બાસીઓએ તેઓના બધા જ રાજ્યપાલો ઉપર અલ માહદી જ્યાંથી પણ મળી આવે ત્યાંથી તેમની ધરપકડ કરવાના હુકમો જારી કરેલાં ત્યારે અબુ અબ્દુલ્લાહ શિયા મગરીબ (ઉત્તર આફ્રિકા) જીતી ચૂક્યા હતા અને તેઓએ તેમના માલિક માહદીને સિમિલિયાથી મગરીબમાં પોતે જ્યાં રહેતાં ત્યાં આવી

સત્તા સંભાળવા લખેલું હતું. સમાચાર મળ્યા પછી, તેઓ તેમના પુત્ર અલ-કાઈમ, શિયાના મોટાભાઈ અબુલ–અબ્બાસ અને થોડાં ગુલામો સાથે યમન જવા માટે નીકળ્યા. પરંતુ ત્યારે ત્યાં 'અલી બીન ફદલ એ બંડ કર્યું' હોવાના કારણે માહદીએ તેને બદલે મગરીબ જવાનું પસંદ કર્યું (ઇફ્તિતાહ અદ્ દાવાહ)

માહદીને તેમના મગરીબ તરફના રસ્તે ઘણાં સંકટોનો સામનો કરવો પડયો હતો. તેઓની ઈજીપ્તમાં લગભગ ધરપકડ જ થઈ ગઇ હતું પરંતુ ગમે તેમ કરીને છૂટી નીકળ્યા (ઈબ્ન અશિર આના બે જુદા વર્ણનો આપે છે). જો કે માહદી ધરપકડને લાંબો સમય ઠેલી શકયા નહીં અંતે તેમની સીજીલમાસાના આમિલ વડે ધરપકડ કરવામાં આવી અને તેમને કેદ કરવામાં આવ્યાં. અલ-શિયા ઈમામ માહદી અને તેમના પુત્ર અલ કાઈ'મને છોડાવવા સીજીલમાસા આવ્યા. પહેલાં તેઓએ સીજીલમાસાના આમિલને અલ–માહદી તથા બીજાઓને મુક્ત કરવા વિનંતિ કરતો એક નમ્ર પત્ર લખ્યો પરંતુ આ વિનંતી લઈ જનાર સંદેશવાહકને મોતને ઘાટ ઉતારવામાં આવ્યો. આમિલ અલ શિયા સાથે લડી લેવા આવ્યા પરંતુ થોડી ઝપાઝપી પછી નાસી છૂટયા. અલ માહદીને, તેમના પુત્ર, ગુલામો અને બીજાઓ સહિત કેદમાંથી મુક્ત કરવામાં આવ્યા. અલ શિયાને માહદી પ્રત્યેની તેમની વફાદારીનું બિરૂદ મળ્યું અને તેમને ઘોડાની પીઠ પર બેસાડી સમગ્ર સીજીલમાસા શહેરમાં ફેરવ્યાં જ્યારે તેઓ પગપાળા ચાલ્યા. તેઓની આંખો આનંદના અશ્રુઓથી ભીની થઈ ગઈ. તેઓએ આ દિવસ માટે ઘણા લાંબા સમયથી રાહ જોઈ હતી. બીજી એક વાર્તા કે, સીજીલમાસાના આમિલ ભાગી છૂટયા તે પહેલાં અલ માહદીને મોતને ઘાટ ઉતારી દેવામાં આવ્યા હતા તે એક કલ્પનાતિત વાર્તા લાગે છે. ઈબ્ન ખલુદન પણ તેને ફાતેમીઓના દુશ્મનો દ્વારા રચાએલી એક વાર્તા તરીકે ઓળખાવે છે આમ હી. સં. ૨૯૭ માં અલ માહદીએ અલ શિયા વડે જીતાએલા બધા વિસ્તારો ઉપર સત્તા સંભાળી અને ધીમે ધીમે બધી સત્તા હસ્તગત કરી.

અહીં 'અબ્દુલ્લાહ અલ માહદીના હુસેન અલ મસ્તુરના પુત્ર હોવાના વિષય પર કેટલોક વિવાદ પ્રવર્તમાન છે. કેટલાંક વિદ્વાનો કહે છે કે તેઓ નહોતા અલબત્ત, વહોરાની અધિકૃત માન્યતા એવી છે કે ઇમામ 'અબ્દુલ્લાહ અલ માહદી, ઈમામ હુસેન અલ મસ્તુરના પુત્ર હતા અને ઈમામ અલ કા'ઇમ તેમના પુત્ર હતાં. પરંતુ અહીં થોડી ગૂંચવણ લાગે છે. ફાતેમી સાહિત્ય પોતે જણાવે છે કે ઈમામ માહદી મુસ્તૌદા' (જગ્યા પર, હંગામી) હતા જે સામાન્યતઃ એક ઇમામના પુત્ર હોતા નથી. એક ઇમામના પુત્ર અને તેમના અનુગામી ઇમામના

પિતા હંમેશા એક મુસ્તકર (કાયમી અથવા અધિકૃત) ઈમામ હોય છે. તો પછી અલ માહદીનો હોદ્દો એક મુસ્તૌદા ઈમામ તરીકેનો શા માટે હોઇ શકે? એક વહોરા 'આલિમ શેખ હસન અલી માને છે કે સલામતી માટેના કારણોસર અને અબ્બાસી રાજવીઓનું ધ્યાન અલ–માહદી ઉપરથી ખસેડવાના આશયથી તેમ કરવામાં આવેલું. આ શકયતા તદ્દન નકારી ન શકાય તેમજ તે કંઈ બહુ ગળે ઉતરે તેવી નથી. વળી તે એક માત્ર શકયતા ન હોઈ શકે. આ બાબતમાં આપણી પાસે શકયતઃ સૈયદના અલ–ખત્તાબ વડે લખાયેલું એક ઈસ્માઈલી પુસ્તક ગયનુલ મવાલીદનો પુરાવો છે. (ઈવાનોવ તેમના પુસ્તક ધ રાઈઝ ઓફ ધ ફાતિમિદ્દસમાં આ પુસ્તકના લેખકની બાબતમાં કેટલાં બુદ્ધિગમ્ય કારણોસર આશંકા ધરાવે છે.) આ પુસ્તકમાંથી આપણે જાણી શકીએ છીએ કે અલ માહદી ઇમામ (મુસ્તકર ઈમામ) નહોતાં, અલ કા'ઇમ તેમના પુત્ર નહોતા અને એક ચોથા ગુપ્ત ઇમામ હતા (જેથી ઓળખ જાણીતી નથી). ઈવાનોવ આ માન્યતાઓનો વિરોધ કરે છે અને ગયારતના અધિકૃતપણા વિશે જ શંકા સેવે છે. જો કે તેનો અર્થ એવો નથી કે અલ માહદી ઈમામ હુસેન અલ મસ્તુરના પુત્ર હતા અને તેઓ, તેના અનુગામી, અલ કા'ઈમના પિતા હતાં તેવું આજનું વહોરા મંતવ્ય તેઓ કોઈપણ પ્રકારની ટીકા ટિપ્પણી વગર સ્વીકારી લે છે.

જો કે એક બીજા ઇસ્માઈલી વિદ્વાન, હુસેન એફ. અલ હમાદાની સૈયદના ખત્તાબના વ્યક્તવ્યને માનવા પ્રેરાય છે–તેઓ કહે છે :

માહદી થોડા સમય માટે ઝુહુર પડેલાંનો સમયગાળો ધરાવે છે અને તેમના મગરીબમાં આગમન પહેલાં અને પશ્ચાત વાસ્તવિક માહદીની બાબતમાં ગુપ્તતા સેવવામાં આવતી. માહદી તેઓનું પોતાનું સાચું નામ 'અલી બીન હુસેન, બીન અહેમદ તરીકે આપે છે, અને નહીં કે 'અલી બીન મોહમદ બીન એહમદ. અહેવાલ (અહીં લેખક અલ માહદી દ્વારા લખાએલાં અને યમન મોકલાએલા એક પત્રના અનુસંધાનમાં વાત કરે છે) એવો નિર્દેષ કરે છે કે મુહમ્મદ (હુસેન) બીન એહમદે ઈમામતની કુલ સત્તા તેમના ભત્રીજા સૈયદ બીન હુસેન બીન એહમદને સુપ્રત કરી અને સૈયદે 'થોડા સમય માટે' દા'વતનો હવાલો સંભળાવ્યો. આ અહેવાલની ભાષા હેતુપૂર્વક સંશયાત્મક અને નિરર્થક છે જ્યારે તે કહે છે : 'જ્યારે તેઓ દેખાયા તેઓએ 'અબ્દુલ્લાહનું' નામ જાહેર કર્યું', કારણ કે તેઓ આપણાં માલિક "ઇમામ અબ્દુલ્લાહ" છે. તે સ્પષ્ટપણે તેવું કહેતો નથી કે તેઓએ (સૈયદે) તેમના પિત્રાઈ અલી બીન એહમદની

કક્ષાને ઈમામ માહદી તરીકે જાહેર કરી, અને તે એમ પણ નહીં કે તેમણે પોતાની કક્ષાને જ માહદી તરીકે જાહેર કરી. આપણે આમાંના બીજા અનુવાદને ટેકો આપવા માટે અને યમનના દા'ઈ સુલતાન અલ ખત્તાબ બીન હસન અલ હજુરી અલ હમદાનીએ (લગભગ ૫૧૪–૧૧૩ની આસપાસ મૃત્યુ પામ્યા,) તેમના ગયતુલ મવાલિદ નામના પ્રબંધ ગ્રંથમાં આપેલું સ્પષ્ટ કથન કે મગરીબ જતાં 'અલી બીન એહમદ અદૃશ્ય થઈ ગયા અને તેમની પાછળ તેમના હુજ્જત સૈયદ અલ ખૈવરને મૂકતા ગયા કે જેઓએ માહદી નામ સ્વીકાર્યું', માનવા પ્રેરાઈએ છીએ. અલ ખત્તાબના મંતવ્ય મુજબ, માહદી 'અબ્દુલ્લાહ ખરેખર સૈયદ જ હતા કે જેઓએ તેમના મૃત્યુ પહેલાં દા'વતનો હવાલો તેમના 'આધ્યાત્મિક પુત્ર અને યોગ્ય મુસ્તકર ઈમામ અબ્દુલકાસિમ અલ કા'ઇમ મુહમ્મદ બીન 'અલી બીન મુહમ્મદ બીન એહમદને સોંપતા ગયા.[૮]

હમદાની પછી અનુમાન બાંધે છે :

અગાઉ જે કાંઇ જોયું તે ઉપરથી આપણે એવું અનુમાન બાંધીએ કે 'અલી બીન મુહમ્મદ બીન એહમદ ઇમામ–માહદી બન્યા હતા પરંતુ મગરીબ જતાં રસ્તામાં તેઓ મૃત્યુ પામ્યા. ત્યાર બાદ સૈયદે (કે જેઓ તેમના પિત્રાઈ અલી બીન મુહમ્મદના નિમિત્તે ઈમામ તરીકે ખરેખર રીતે અને હંગામીપણે બધી જ પ્રવૃત્તિઓનું નિયમન કરતાં) મૃત્યુ પામેલાની કક્ષા અને નામો ધારણ કરી લીધા અને આ સામ્રાજ્યના ધ્યેયને, કે જે હવે હાથવેંતમાં જ હતું. આભાર પશ્ચિમમાં દા'ઈ અબ્દુલ્લા અશ–શિયાએ મેળવેલી મહાન સફળતાઓને, સિદ્ધ કરવા માટે જ કરવામાં આવ્યું હતું. એ હકીકત કે માહદી અબ્દુલ્લાહ ખરેખર સૈયદ હતાં, રાજકીય અને સૈદ્ધાંતિક કારણોસર અહેવાલમાં સંશયાસ્પદ અને સંદિગ્ધ વાકયરચનાઓ દ્વારા છૂપાવી દેવી પડી હતી.[૯]

સત્ય ગમે તે હોય, પશ્ચિમમાં સ્થપાયેલાં ફાતેમી રાજ્યવંશના અલ માહદી પ્રથમ રાજ્યકર્તા બન્યા. હસન માને છે કે અલ માહદી, મયમુન અલ–કદ્દાહના કુટુંબના હતા અને તેઓએ અલ કાઈમ (જે ફાતેમી રાજ્યવંશ વારસદાર હતા) ને પોતાના અનુગામી તરીકે નીમીને જ્યાં ઈમામત હતી ત્યાંજ તેને કાયમ રાખી.[૧૦] પરંતુ તે સાચું લાગતું નથી. અગાઉ હુસેન હમદાનીએ જણાવ્યા મુજબ અલ માહદી તેમના પુરોગામી ઈમામ હુસેન અલ મસ્તુરના પિત્રાઈભાઈ હતા. આ આપણને ફાતેમી વંશાવળીને લગતા એક અગત્યના પ્રશ્ન તરફ લઈ આવે છે.) આ ઈમામો, તેઓના દાવા મુજબ ખરેખર પયગમ્બરના પુત્રી ફાતિમાના વંશજો હતા? અબ્બાસીઓનો એવો આક્ષેપ હતો કે તેઓ નહોતા, અને તેઓ

તો ઉલેમાઓની એક સમિતિ રચીને આ અંગેનો એક દસ્તાવેજ બનાવવાની હદ સુધી પણ ગયા હતા. બધા જ ઈતિહાસકારો અબ્બાસીઓના આક્ષેપો સાથે સહમત થતા નથી. દેખીતી રીતે જ તે રાજકીય સ્પર્ધાના કારણે હેતુપૂર્વક યોજવામાં આવેલા ફાતેમીઓની વંશાવળીને લગતા દસ્તાવેજો સાથે ઠગાઈ કરવામાં આવેલી અને ખાસ તો તેઓ કર્ણોપકર્ણ વાતો પર આધારિત હતા. બે વિદ્વાન ઈતિહાસકારો ઈબ્ન અને મકરીઝી ફાતેમીઓના ફાતિમાથી ઉતરી આવેલા હોવાના દાવાને ટેકો આપે છે. ઈબ્ને ખલદુનના મંતવ્ય મુજબ ફાતેમીઓના દાવાનો ઇન્કાર કરનારાઓમાંના મોટાભાગના લોકો ફાતેમીઓના રાજકીય પ્રતિસ્પર્ધી અબ્બાસીઓ દ્વારા ઠગવામાં આવેલી નબળી અનુશ્રુતિઓ ઉપર આધાર રાખનારાઓ છે. અબ્બાસીઓ તેઓના પ્રતિસ્પર્ધીઓને બેઆબરૂ કરીને આનંદ માણવાની ઇચ્છા ધરાવતા હતા. આવી અનુશ્રુતિઓના વર્ણન કરનારાઓએ વાસ્તવિકતા દર્શાવતાં સાચા પુરાવાઓ પ્રાપ્ત કરવાનો પ્રયત્ન ન કર્યો અને ન તો તેઓએ એ પરિસ્થિતિઓનો અભ્યાસ કર્યો કે જેથી અબ્બાસીઓના દાવાનું ખોટાપણું છતું થઈ શક્યું હોત.[૧૧]

ફાતેમી રાજ્યકર્તાઓ :

પહેલા ફાતેમી રાજ્યકર્તા ઉપર જણાવ્યા મુજબ, ઈમામ અલ માહદી હતા. તેમનો જન્મ હી. સં. ૨૬૦ માં થયેલો. હી. સં. ૨૯૭ માં તેઓએ મગરીબ (ઉત્તર આફ્રિકા)માં સત્તાની ધૂરી સંભાળી અને તેઓ હી. સં. ૩૨૨ માં મૃત્યુ પામ્યા.[૧૨] માહદી એક ચતુર રાજ્યકર્તા અને એક સુયોજક રાજનીતિજ્ઞ હતા. જ્યારે અબ્દુલ્લાહ શિયા, જેના તેઓ તેમના ઉત્તર આફ્રિકાના સામ્રાજ્ય માટે ઋણી હતાં. તેમના તરફનો તેમની સંપૂર્ણ વફાદારી માટે થોડા ચલાયમાન થયા ત્યારે તેમને ભૌતિક રીતે દૂર કરવામાં તેઓએ ખાસ સમય બગાડયો નહીં. અલ માહદી જ્યાં શિયા અને તેના ભાઈઓ મળતાં ત્યાં ગુપ્તચરો બીછાવી રાખતાં. અહેવાલોએ એવું નિર્દેશન કર્યું કે અબ્દુલ્લાહ શિયાએ તેમના ભાઈઓના પ્રભાવ તળે માહદી પ્રત્યેની તેમથી વફાદારીમાંથી ચલાયમાન થવાનું કર્યું હતું. ત્યાર પછી પરોક્ષ સૂચનોને સમજતાં તેમને બહુ વાર ન લાગી અને તેમણે તેમના અંગરક્ષકને તે જગ્યાએ પ્રવેશતી વખતે તેમનો નિકાલ કરી નાંખવાનો હુકમ આપ્યો. આમ શિયાને મૃત્યુ આપવામાં આવ્યું. માહદી તે પણ જાણતા હતા કે શિયા બર્બર જ્ઞાતિઓમાં લોકપ્રિય હતા અને તેમનો નિકાલ કેટલીક મુશ્કેલીઓ પેદા કરી શકે. તેથી તેઓએ પોતે તેમના મૃતદેહ પર પ્રાર્થના કરી તેમની દફન વિધિમાં ભાગ લીધો અને ધર્મગ્રંથોની અધિકૃત યાદીમાં તેમનું નામ દાખલ કર્યું.

સામાજિક અને આર્થિક સંબંધોમાં, ઈસ્માઈલી ચળવળે એક સમયે, ધરમૂળ ફેરફારોની આશા જન્માવી હતી. ઈરાન અને બાહરાઈન કારામાતિ-વાસીઓએ તેમના સમૂહો યોજી લીધા અને મિલકતોનો યોગ્ય પ્રબંધ પણ કરી લીધો હતો. જો કે અલ માહદીના શાસન નીચે ઉત્તર આફ્રિકામાં તેવું કશું બન્યું નહીં. તેનાથી વ્યસ્તજ તેઓએ જેઓની પાસેથી ઝિયાદત–અલ–લાહના સમય દરમિયાન જે સ્થાયી મિલકતો ઝુંટવી લેવામાં આવી હતી તે તેઓને પાછી અપાવી. આમ આપણે જોઈએ છીએ કે અલ માહદીએ યથાવત સ્થિતિ જ જાળવી રાખવા પગલાં ભર્યાં. મિલકત સંબંધે કંઈ ખાસ ફેરફારો લવાયા–કદાચ લાવી શકાયા–નહીં. તેઓ અખંડ રહ્યા. બીજી બાજુ તત્કાલિન મિલકતના વ્યવહારના આધાર ઉપર એક સ્થિર સરકાર પૂરી પાડીને અલ માહદીએ પોતાની સ્થિતિ સુદૃઢ બનાવવાનો સફળ પ્રયત્ન કર્યો. ઓ લીયરી આપણને કહે છે કે ધર્મની બાબતમાં તેનું વલણ પ્રહેલાં ઝનુની શિયાપણાથી ભરેલું હતું, જો કે એક તદ્દન નવાંગતુક તરીકે તેઓ સંપૂર્ણ સંનિષ્ઠ ન રહી શકયા હોય; એ વાત નિઃશક છે કે તેમના કરામિતા અને અબુ અબદુલ્લાહના નજીકના અનુયાયીઓના અવલોકન ઉપરથી તેમના હેતુઓ માટે જે કંઈ વસ્તુ-લક્ષી લાગતું તેમ તેઓ કરતાં; કૈયરવાનના લોકોના નજીકના પરિચયે તેમને તેમ દર્શાવ્યું કે તેમની ભૂલ થઈ હતી. સામાન્યતઃ લોકો એક માહદી અથવા જે કોઈ એક વ્યવસ્થિત સરકાર ચલાવી શકે તેને સ્વીકારવા તૈયાર હતાં પરંતુ પર્શિયન દિમાગોને આકર્ષતી અવતાર ધારણ કરવાની અને દેહપલટાની વિલક્ષણ વાતો સ્વીકારવાની આ લોકોની જરાપણ તૈયારી નહોતી. જ્યારે આ વાત સ્પષ્ટ થઈ ત્યારે માહદીએ એક ચોક્કસ પ્રકારના ઈસ્લામના બધાજ બાહ્ય ક્રિયાકાંડો સખત રીતે લાગુ પાડતી, નિષેધ કરવામાં આવેલાં ખોરાક અને દારૂની મનાઈ કરવાની બાબતમાં કડક અમલીકરણનો આગ્રહ સેવતી, અને ઈસ્માઈલી પંથોમાંના જે કોઈ ઉચ્ચ પ્રકારની રીત રસમોની બાબતમાં સ્વાતંત્ર્ય ભોગવવા પ્રયત્ન કરે તેમને આકરી સજા આપતી એક ધાર્મિક નીતિ ઘડી કાઢી.[13]

ઓ લીયરીના વ્યક્તવ્યમાં સત્ય, અર્ધસત્ય અને અસત્ય સમાયેલું છે. તેઓ તેમની માહિતીના સાધનો ટાંકતા નથી. પરંતુ એ શકય છે કે તેઓએ આ માહિતી એવા ઈતિહાસકારો પાસેથી એકઠી કરેલી છે કે જેઓ ફાતેમીઓના વિરોધી હતા. ફાતેમીઓ અને તેમના અનુયાયીઓ કયારેય અવતાર અને દેહ–પલટામાં વિશ્વાસ ધરાવતા નહોતા. તેમના ગૂઢઅર્થોના અને ગુપ્ત સાહિત્યમાં પણ આવી માન્યતાના નિશાનો નથી. તેઓ તા'વિલ (કુરાન અને શરિયતના)

ગુપ્ત અર્થો)માં આસ્થા રાખે છે તેમ છતાં તેઓએ ક્યારેય પણ ઈસ્લામી શરિયતને બરતરફ કરવાનો આદેશ આપેલો નથી. અલ–માહદી, એમ લાગે છે કે, એક નિરપેક્ષ માન્યતા ધરાવતા પુરુષ હતા (તેઓ ખરેખર એક ધાર્મિક વિચારક નહોતાં). પરંતુ તેનો અર્થ તેવો નથી કે તેઓ ઈસ્લામના સિદ્ધાંતોની ઉપેક્ષા કરી શકયા હોય. ગમે તેમ તોયે તેઓ તેમના ધાર્મિક મોભા–ઈમામ–તરીકે જે હતાં તે હતા જ.

ઈમામ માહદી ડહાપણ, હિંમત અને નિર્ભયપણે પગલું ભરવાની શક્તિ ધરાવતા પુરુષ હતા. અબ્દુલ્લાહ શિયા દ્વારા જેવો કે તેમનો રાજ્યાભિષેક કરવામાં આવ્યો, તેઓએ અસરકારક સત્તાઓ. હાથ કરી લીધી અને તેમનું આધિપત્ય સ્થાપિત કરી દીધું તેઓ કોઇનાથી પણ નિમ્ન કક્ષાએ કામ કરનાર વ્યક્તિ નહોતા. અલ સુયુતિ જેવા ઇતિહાસકાર, જેઓ ફાતેમી ઇમામો પ્રત્યેનો તેમનો વેરભાવ છુપાવતા નથી, પણ માહદીની ન્યાયપ્રિયતા અને તેમના પ્રમાણિક વ્યવહારનો સ્વીકાર કરે છે. ડો. ઝાહિદ અલી કે જેઓ પણ ફાતેમી ઈમામો, તેઓની માન્યતાઓ અને તેઓના કાર્યોની તરફેણમાં નથી, માહદી, વિષે કહે છે :

જો ત્યારે (જ્યારે તેઓએ તેમના નિકટના વિશ્વાસુ અબ્દુલ્લાહ શિયાને મરાવી નાખ્યા) માહદીએ ડહાપણપૂર્વક અને આત્મવિશ્વાસ પૂર્વક પગલું ન ભર્યું હોત તો, ફાતેમી રાજ્ય હંમેશાને માટે અદ્દશ્ય થઈ ગયું હોત. એ તેઓ હતા કે જેઓએ ફાતેમી રાજ્યવંશનો એટલો મજબૂત પાયો નાંખ્યો કે જે અઢીસો વર્ષો સુધી ટકી રહ્યો હતો. તેઓ તેમને જે કોઇ વિસ્તારો મળ્યા હતા તેનાથી સંતુષ્ટ નહોતા રહ્યા અને તેઓએ આફ્રિકાના બીજા ભાગો જીતીને તેને પરિસિમાઓને કાળા સમુદ્ર સુધી પહોંચાડી દીધી. તેઓએ બનુ ઈદરિસને પણ હરાવ્યા અને ઇજીપ્ત જીતી લેવા પ્રયત્ન કર્યા પરંતુ સફળ થયા નહીં. તેઓએ ત્યારબાદ તેમના નૌકા સૈન્યને મજબુત બનાવીને ફાતેમી સમુદ્ર–શક્તિ ને એટલી વધારી કે તે તત્કાલિન સૌથી બળવાન એવી રોમની સમુદ્ર–શક્તિ સાથે હરીફાઈ કરી શકી. તેઓએ દરેક ખાતામાં એવી યોગ્ય યોજનાઓ વિચારી કે જે તેઓના દેશના દરેક ખૂણામાં શાંતિરુપે પરિણમી.[૧૪]

માહદીએ તેમના અવસાન પૂર્વે તેમના પુત્ર અલ કા'ઈમને તેમના અનુગામી તરીકે નિમ્યા હતા. આમ હી. સં. ૩૨૨ (ઈ. સ. ૯૩૪)માં માહદીના મૃત્યુ પછી તેમણે સત્તા ધારણ કરી. અલ કા'ઈમે ઈજીપ્ત ઉપરની બે ચઢાઈઓમાં નેતા તરીકે અને યોદ્ધા તરીકે ભાગ લઇને પોતાની લશ્કરી યોગ્યતા પૂરવાર

કરેલી હતી. તેમના સત્તા પ્રાપ્તિ પછી તેઓએ પણ લશ્કરી ચડાઈઓ-યોજી. ફ્રાન્સની દક્ષિણે, જીનેવાના કિનારા ઉપર અને કાલાબ્રિયા ઉપર એક નૌકા દ્વારા હુમલો કરવામાં આવેલો. તે ઘણા બધા ગુલામો અને સમૃદ્ધ લૂંટના માલની આયાતમાં પરિણમ્યો. ઈજીપ્ત ઉપર ફરી એકવાર પ્રયત્ન કરવામાં આવ્યો. ઈજીપ્તના રાજવી ઇખશિદે તેના ભાઈ ઉબેદુલ્લાહને પડકાર ઝીલવા માટે મોકલ્યા. તેઓએ સફળતા પૂર્વક હુમલાને મારી હઠાવ્યો. આમ ઈજીપ્ત ઉપરની બીજી ચડાઇ નિષ્ફળતામાં પરિણમી.

જોકે ઘરઆંગણે જ ઈમામ અલ કા'ઈમ વધુ ગંભીર બળવાઓનો સામનો કરી રહ્યા હતા જેમાંનો મુખ્યત્વે કે'અમા પંથકની દક્ષિણે વસતી ઝેનાતા જ્ઞાતિઓમાં થયેલો હતો. આ બંડમાં ભાગ લેનારા બધા લોકો ખારિજી પંથના હતા અને તેઓ અબુ યઝીદની (ફાતેમી લેખકો વડે તેમને દાજ્જાલ એટલે કે ઠગ-ખ્રિસ્તનો વિરોધી પણ કહેવામાં આવ્યા છે) કે જેઓએ શ્રદ્ધાળુઓના શેખ એવું તખ્ખલુસ ધારણ કરેલું, નેતાગીરી વડે દોરવાતા હતા પરંતુ તેઓ સાહિબ અલ હિમાર એટલે કે એક ગધેડા સાથેના માણસ તરીકે લોકપ્રિય હતા. આ બળવો, કે જેણે પશ્ચિમનું ફાતેમી સામ્રાજ્ય ડોલાવી દીધું, બધા જ ફાતેમી લેખકો વડે ઉઘાડે પાડવામાં આવ્યો છે અને તેઓએ તેના નેતાને 'ઈસુ ખ્રિસ્ત વિરોધી' તરીકેનું ઉપનામ આપેલું છે. હકીકતે આ બળવામાં ભાગ લેનારા બર્બર લોકો આરબ આધિપત્ય વિરુદ્ધનો તેમનો સખત અણગમો દર્શાવી રહ્યા હતા. ફાતેમીઓએ પોતે સત્તા મેળવવા બર્બર લોકોના વિદેશી આધિપત્ય પ્રત્યેના તિરસ્કારનો ફાયદો ઉઠાવેલો હતો. હવે તેઓનો વારો હતો. આમ એ લીયરી કહે છે.

આ ચળવળ મુખ્યત્વે રાષ્ટ્રીય ભાવનાના ગુણવાળી હતી, અને તેનો ઉદ્દેશ્ય એક શુદ્ધ બર્બર રાજ્ય સ્થાપવાનો હતો જેમાં આરબોનું કોઈ સ્થાન ન હોય. બર્બરોએ સ્પેન જીતેલું હતું અને કાઈરવાનની ગાદી ઉપર ફાતેમીઓને બેસાડવા તેઓએ ઘણું જ કર્યું હતું, પરંતુ આ બન્ને કિસ્સાઓમાં તેઓને તેમના મહેનતના ફળોની બાબતમાં પ્રપંચી એશિયાવાસીઓ દ્વારા તેઓને છેતરવામાં આવ્યા હોય તેવું લાગ્યું અને તેથી આ બળવાનો હેતુ તેમના જાતિગત અધિકારોની દૃઢ માગણી હતી.[૧૫]

ખારીજી નેતાનો પડકાર શરૂઆતમાં ફાતેમીઓએ ધાર્યો તેના કરતાં કયાંય વધારે ગંભીર હતો. તેણે તેઓના સામ્રાજ્યને ડોલાવી મૂકયું. હિ. સં. ૩૨૨માં અબુ યઝીદ દક્ષિણની ઝેનાતા જાતિ (આ જાતિ ફાતેમીઓને ટેકો આપનારા કાતામાઓની પ્રતિસ્પર્ધિ હતી) અને બીજા બર્બર લોકોને મોખરે વેગપૂર્વક

ઉત્તર તરફ કૂચ કરી ગયા. તેમની ઈચ્છા કાઈરાવાન કબજે કરવાની હતી પરંતુ રસ્તામાં તેઓ ફાતેમી લશ્કર વડે પરાસ્ત થયા. જોકે તે તેમના માટે એક હંગામી ફટકો જ હતો. તેમણે તેમના બળોને ફરીવાર એકત્રિત કર્યા અને આ વખતે કાઇરવાન કબજે કરવાનો સફળ પ્રયાસ કર્યો. ઇમામ અલ કા'ઈમને અલ માહદિયા–તેમના પૂરોગામી અલ માહદી વડે સ્થાપવામાં આવેલા એક શહેર–માં આશરો શોધવો પડયો. તે શહેરને પણ અબુ યઝીદ વડે ઘેરી લેવામાં આવ્યું. પરંતુ કતામા અને સનહાની જ્ઞાતિઓએ શહેરને છોડાવવા માટે અલ કાઈ'મને શક્તિપૂર્ણ ટેકો આપ્યો અને અબુ યઝીદ અને તેના અનુયાયીઓને હટી જવાની ફરજ પડી. અલ કા'ઈમ દ્વારા તેમનો પીછો પકડવામાં આવ્યો અને અબુ યઝીદને પરાજય ઉપર પરાજય આપતા સમગ્ર ટ્યુનિસિયાને પુનઃ પ્રાપ્ત કર્યું. જ્યારે અબુ યઝીદે સુસા નગરને ઘેરો ગોઠવ્યો અને તેઓ વધુ હુમલાઓ માટે તૈયારી કરતા હતા ત્યારે અલ કા'ઈમ મૃત્યુ પામ્યા.

આમ આપણે જોઈએ છીએ કે અબુ કા'ઈમ એક અનુભવી સૈનિક હતા અને એક શક્તિશાળી સેનાધિપતિ પણ હતા કે જેઓ તેમના દળોને વિજય ભણી દોરી જઈ શકયા. અલ માહદીથી ભિન્નપણે, તેઓ લશ્કરી ચડાઈઓમાં ભાગ લેતા. તેઓ એક સબળ નૌકા કાફલાનું મહત્ત્વ પણ સારી પેઠે જાણતા હતા અને તેઓએ તૈયાર કર્યો પણ ખરો. તેમની આંખો રોમન સમુદ્ર પર ઠરી હતી. હી. સં. ૩૨૨–૩૨૩માં તેઓએ યાકુબ બીન ઈશાકને એક નૌકા કાફલા સાથે દક્ષિણ ઈટાલી જીતવા મોકલ્યા. આ હુમલો સફળ થયો અને જીનેવા સુધી પહોંચ્યો. એમ કહેવાય છે કે જો અબુ યઝીદે અલ કા'ઈમ સામે તેવો સંગીન બળવો ન પોકાર્યો હોત તો તેઓએ લગભગ સમગ્ર ઈટાલી જીતી લીધું હોત.[૧૬] હાથ ઉપરની આ બધી મુશ્કેલીઓ છતાં તેઓએ ઈટાલીના ઘણાં શહેરો જીતી લીધા.

અલ કા'ઈમ નિર્ભય અને હિંમતવાન હતા. તેમની પ્રવૃત્તિઓ માત્ર લશ્કરી ચડાઈઓમાં જ સમાવિષ્ટ થઇ જતી નથી, તેમને ધર્મ ફેલાવાના ઉદ્દેશ્યની પ્રવૃત્તિઓની યોજનાઓ કરવામાં પણ તેટલો જ રસ હતો. પરંતુ તેઓ કદી બળનો ઉપયોગ કરતા નહીં. તેઓ તેમના વિરોધીઓ પ્રતિ સખત નહોતા અને સ્વભાવે સહિષ્ણુ હતા. તેઓએ દા'ઈઓના જાળા દ્વારા ઈરાન તરફ ઉદ્દેશ્ય પ્રવૃત્તિઓ ફેલાવી. આ દા'ઈઓએ એક મોટી સંખ્યામાં સમર્થકો જીતી લીધા જેમાંનાં થોડા તો ખૂબ જ મહત્ત્વના કવિઓ અને બુદ્ધિશાળીઓ હતાં. તેઓએ ૧૨ વર્ષથી વધુ સમય માટે રાજ્ય કર્યું અને તેઓ હી. સં. ૩૩૪ (ઈ. સ. ૯૪૫–૪૬)માં મૃત્યુ પામ્યા.

અલ કાઈમે તેમના પુત્ર ઈસ્માઈલની તેમના નિકટતમ વારસ તરીકે નિમણુક કરેલી હતી, જેઓએ હી. સં. ૩૩૪માં તેમનું અનુસરણ કર્યું અને અલ–મનસુર બિલ્લાહ એવું ઉપનામ ધારણ કર્યું. તેઓ પણ આત્મવિશ્વાસ ધરાવતા પુરુષ હતા. જ્યારે અબુ યઝીદનો બળવો પરાકાષ્ટાએ હતો ત્યારે તેમના પિતા મૃત્યુ પામ્યા હતા. સુસા નગર ઘેરા હેઠળ હતું. આથી તેઓનું પ્રથમ કાર્ય આ શહેરને મુક્ત કરાવવાનું અને બળવાને ડામી દેવા માટે આગળ પગલાં લેવાનું હતું. ઈબ્ને આશિર આપણને કહે છે કે તેઓએ પોતે લશ્કરી પ્રવૃત્તિઓનો હવાલો સંભાળ્યો અને અબુ યઝીદ તરફના ભયનો અંત આણ્યો.૧૭ હજારો દુશ્મન ટોળીઓને મારી નાખવામાં આવી હતી. જો ઇમામ મનસુર આ ભયને નિવારવામાં નિષ્ફળ ગયા હોત તો ફાતેમી સામ્રાજ્ય લાંબો સમય નભી શક્યું ન હોત. આમ છતાં મનસુરે તેમના જક્કી દુશ્મનો સાથે ઉદાર વલણ દાખવ્યું. હી. સં. ૩૨૪ માં મનસુર કાઈરવાન આવ્યા અને અબુ યઝીદના કુટુંબના સભ્યોને રક્ષણ આપ્યું કે જેઓએ તો જીવતા રહેવાની આશા જ ત્યજી દીધી હતી. તેમણે અબુ યઝીદની પત્ની અને તેમના બાળકોને માટે માસિક ભથ્થું પણ મંજૂર કર્યું. તેમણે અબુ યઝીદની, તેમની પત્ની અને બાળકોને તેમની પાસે રહેવા દેવાની વિનંતિને પણ, તેઓ ફરીવાર યુદ્ધ ન કરે તે શરતે મંજૂર રાખી પરંતુ અબુ યઝીદે ટૂંક સમયમાં જ વચન તોડી નાખ્યું અને બીજું બંડ યોજવાનો પ્રયત્ન કર્યો. મનસુરે તે બળવો તોડી પાડવા માટે કઠોર પગલાં ભર્યા, અંતે તેમને, પ્રપંચી વર્તનને કારણે તેમનાજ સાથી વડે ગરદન મારવામાં આવ્યા અને આ વિપત્તિના અંધાણનો હી. સં. ૩૬૬માં અંત આવ્યો.

મનસુરના રાજ્યકાળના પ્રથમ બે વર્ષ અબુ યઝીદના બળવાને ડામવામાં વ્યતિત થઈ ગયા. ત્યાર બાદ તેઓ વધુ ૭ વર્ષ જીવ્યા. તેમનું મૃત્યુ હી. સં. ૩૪૧ (ઈ. સ. ૯૫૩)માં થયું. તેઓ એક મહાન વક્તા હતા અને પૂર્વ તૈયારી વિના પ્રવચન આપતાં. ઉદાર હોવા છતાં પરિસ્થિતિની માંગ મુજબ તેઓ તેમના વિરોધીઓ સાથે કડક હાથે કામ લેતા. તેઓએ સખતાઈપૂર્વક તેમના વખતના બધા બળવાઓને ડામી દીધા અને શાંતિ સ્થાપી. પરંતુ તેમના લાભોને એકત્રિત કરવા જેટલો સમય મૃત્યુએ તેમના માટે છોડયો નહીં. તેઓ બીજાઓની શ્રદ્ધાઓ પ્રતિ સહાનુભૂતિ દાખવતાં અને કદી સર્વસત્તાધિશ તરીકે વર્તતા નહીં.

અલ મુ'ઈઝનો શાસનકાળ :

ચોથા ફાતેમી ખલીફા અલ મુ'ઈઝનો શાસનકાળ ખૂબ જ અગત્યનો છે કારણ કે આ કાળ દરમિયાન ફાતેમીઓએ તેઓની સર્વોચ્ચ તેજસ્વિતા પ્રાપ્ત કરી હતી. તેઓ હી. સં. ૩૪૧માં ગાદી ઉપર આવ્યા અને લગભગ ૨૪ વર્ષો સુધી રાજ્ય કર્યું. તેમના પૂરોગામીની સરખામણીમાં ઘણો લાંબો સમય. વધારામાં તેઓ તે હતા જેમણે ઇજિપ્ત સર કર્યું અને તેને સામ્રાજ્યનું કેન્દ્ર બનાવ્યું. વળી તેઓ તે હતા જેમણે મહાન શહેર કાહિરાની સ્થાપના કરી. આપણે તેમના શાસનકાળને થોડી વધુ બારીકાઈથી ચર્ચીશું કારણ કે તે ફાતેમી સામ્રાજ્યની પાયાગત નીતિઓ અને પરિસ્થિતિ અન્વયે દૃષ્ટિકોણનું સંસ્કરણ પરિવર્તિત કરે છે. ઇમામ મુ'ઈઝ એક મહાન રાજનીતિજ્ઞ તેમજ ધાર્મિક વિદ્વાન હતા. તેઓએ ભિન્ન ભિન્ન ક્ષેત્રે મહાન શક્તિઓ ધરાવતાં માણસોને પોતાની આજુબાજુ એકઠાં કર્યા. તેઓએ વિશ્વના અલગ અલગ ભાગોમાંથી લોકોને આકર્ષ્યા અને તેઓને ઉત્તેજન આપ્યું.

અલ મુ'ઈઝ અસામાન્ય ચાતુર્ય ધરાવતા હતા અને તેમને ઉત્કૃષ્ટ તાલીમ મળેલી હતી. તેઓ હી. સં. ૩૧૯માં જન્મ્યા હતા જ્યારે ઈમામ માહદી જીવંત હતા. તેમણે ત્રણ ફાતેમી ખલીફા, અલ–માહદી, અલ કા'ઈમ અને અલ મનસુરને જોયા હતા. અલ–માહદીએ એવી ભવિષ્યવાણી ભાખી હતી કે તેઓ એટલે કે અલ મુ'ઇઝ એક મહાન તેજસ્વી પુરુષ બનશે. અલ મુ'ઈઝના બચપણનો એક બનાવ ટાંકવા જેવો છે. અહીં તે આપણને દર્શાવે છે કે તદ્દન બાલ્યાવસ્થાથી તેઓ કેટલા બુદ્ધિશાળી હતા. મુ'ઈઝ તે આપણા માટે આ રીતે યાદ કરે છે. "હું એ સમયની સ્મૃતિને તાજી કરું છું જ્યારે હું શિશુ હતો." મુ'ઈઝ આગળ યાદ કરે છે. "જે દિવસે મને તેમની (અલ માહદીની) હાજરીમાં લઇ જવામાં આવ્યો ત્યારે મને સ્તનપાન છોડાવવામાં આવ્યું હતું; અને હું જે કંઇ બન્યું તે બધું સમજી શકતો અને યાદ રાખી શકતો હતો. તેઓ મારી નજીક આવ્યા અને મને ચુંબન કર્યું તથા મને તેમના ઝભ્ભામાં લીધો...તેમણે મને તેમની બાજુમાં બેસાડયો અને મારા માટે કંઈક ખાવાનું લાવવાનો હુકમ કર્યો. એક સોનાનો અને ચાંદીનો થાળ લાવવામાં આવ્યો જેમાં સફરજનો, દ્રાક્ષ વગેરે હતું. તેમણે તે મારી સામે મૂકયો. મેં તેમાંથી કશું ખાધું નહીં. ત્યાર પછી તેમણે તે થાળ ઉપાડયો અને મને આપતાં કહ્યું "આ લઈજા અને તેમાં જે કાંઈ છે તે બધું ખાઈને થાળ અમુક અમુક સ્ત્રીને આપી દે"...મેં તેમને કહ્યું, "ના હું થાળ રાખીશ અને ફળાદિ તેણીને આપી દઇશ." અલ

માહદી હસ્યા અને મારી સૂઝ પ્રત્યે આશ્ચર્યચકિત થયા. તેમણે મારા માટે પ્રાર્થના કરી અને કહ્યું "તારુ ભવિષ્ય કીર્તિવંત હશે."[૧૮] હસન ઈબ્રાહિમ હસન આપણને કહે છે, "અલ મુ'ઇઝ લીદીનીલ્લાહને ફાતેમી સામ્રાજ્યના સાચા સ્થાપક માનવામાં આવે છે જેવી રીતે કે અબ્દુ મલિક બીન મરવાનને ઉમૈયા સામ્રાજ્યના અને અબુ જાફર અલ મનસુરને અબ્બાસી સામ્રાજ્યના સ્થાપક માનવામાં આવે છે કારણ કે તેમણે એવા નીતિનિયમોનું અમલીકરણ કરાવ્યું જેનું પછીથી ફાતેમી ખલીફાઓએ અને આગળ ઉપર અય્યુબીઓ અને મમલુકીઓએ પણ અનુસરણ કર્યું...."[૧૯]

મુ'ઈઝની મહાન અભિલાષા ઈજીપ્ત જીતવાની હતી. તેમણે તેમના સર્વ-શ્રેષ્ઠ સેનાપતિ (કા'ઈદ) જૌહરને આ હેતુ માટે ચૂંટયા. તેમને તેમનામાં ઘણોજ વિશ્વાસ હતો. જૌહરે આ ઐતિહાસિક ચડાઇ માટે ૧૪ મી રબી (૨), ૩૫૮ (ઈ.સ. ૯૬૯)માં પ્રયાણ કર્યું. અલ મુ'ઇઝ તેમના દરબારીઓ સહિત જાતે તેમને વિદાય આપવા આવ્યા. જૌહરે પહેલા એલેક્ઝાન્ડ્રિયા ભણી પ્રયાણ કર્યું. થોડા અવરોધ પછી તે શહેર જીતી લેવામાં આવ્યું. થોડી મૂઠભેડો પછી ફુસ્તાત, એટલે કે જૂનું ઈજીપ્ત, પણ કબજે કરવામાં આવ્યું. જૌહરે તે શહેરમાં વિજયોન્મત પ્રવેશ કર્યો. ઓ લીયરી આપણને કહે છે: અસ્ર અથવા તો બપોર પછીની નમાઝની એક કલાક બાદ જૌહરે પોતે ઢોલકાઓ અને ધજાઓને અનુ-સરતો પ્રવેશ કર્યો; તેમણે સોનાના ભરતકામથી લદાએલા રેશમી પરિધાન ધારણ કરેલાં, અને એક આછા–પીળા રંગના ઘોડા પર તેઓ સવાર હતા. તેઓ તેમના માણસો સહીત ઘોડો શહેરમાંથી સીધો હંકારી ગયા અને ઉત્તર પૂર્વ બાજુમાં નાખવામાં આવેલો પડાવ પસાર કરી ગયા.[૨૦] તેજ સાંજે તેમના માલિક અલ મુ'ઈઝની સૂચના મુજબ તેઓ નવા શહેરનું સીમાંકન કરવા નીકળી પડયા. શહેરનું નામ અલ કાહિરા પાડવામાં આવ્યું કારણ કે જ્યારે તેનો પાયો નંખાઇ રહ્યો હતો ત્યારે મંગળનો ગ્રહ (અ–કાહિર) ચડતી કળામાં હતો. માકરીઝીએ આ શહેરનું ઇ.સ. ૧૪૦૦ માં અવલોકન કરેલું અને તેમણે તેનું વર્ણન સાચવી રાખ્યું છે. તેમને ટાંકતા ઓ લીયરી લખે છે: નવા શહેરની ચોતરફ મોટી મોટી ઇંટોવાળી વિશાળ દીવાલ હતી જેના છેલ્લા ખંડિત ભાગો માકરીઝીએ ઇ.સ. ૧૪૦૦માં નિહાળેલા હતા. આ મહાન ઘેરાવાની વચ્ચે ખુલ્લી જગ્યા હતી, જેને પાછળથી બાયન અલ–કાસરાયન, 'બે સ્થળોની વચ્ચે' તરીકે ઓળખવામાં આવતી, ૧૦,૦૦૦ ટૂકડીઓને પરેડ કરાવી શકાય તેવી વિશાળ: આ ખુલ્લી જગ્યાનો નાનો એવો હિસ્સો સુક–અન–નાહાસીન તરીકે રહે છે.

પૂર્વ તરફ ખલિફાનો મહેલ હતો, તે સ્થળનો એક ખૂણો હવે ખાન અલ ખલીલી વડે અને બીજો હુસાનની મસ્જીદ વડે અંકિત થયેલો છે. ચોકનું નામ પ્રશ્ચાત સંમયમાં અને અલ મુ'ઈઝના અનુગામીઓએ કફુરે બનાવેલા સુંદર બગીચો કે જે ફાતેમી ખલીફાઓએ સાચવી રાખ્યો હતો તેના શરૂઆતના ભાગમાં, પહેલા મહેલથી પશ્ચિમે તેનાથી થોડો નાનો મહેલ બનાવ્યો હતો તે કારણે આપવામાં આવેલું હતું. **ખાઈરાની મધ્યમાંથી** બાબ–અલ મુવાયલાની ઉત્તર બાજુથી, પૂરાણા શહેર ફુસ્તાનને જોડતો અને બાયન અલ કાસરાયનમાંથી પસાર થતો ઉત્તરના ખુલ્લા દેશ ભણી દોરી જતો એક મહાન રાહદારી રસ્તો પસાર થતો હતો. ખલિફાના મહેલની ઉત્તરે વઝીરના સત્તાવાર રહેઠાણ સ્થળો આવેલા હતા અને દક્ષિણે અઝહારની મસ્જીદ આવેલી હતી, જે જૌહરે ખઈરાની સ્થાપના પછી તૂર્ત જ શરૂ કરેલી હતી અને ૭ મી રમઝાન ૩૬૧ના રોજ પૂર્ણ કરેલી હતી.[૨૧]

કા'ઇમ અલ જૌહર દ્વારા વારંવાર થતી વિનંતિઓને કારણે અલ મુ'ઇઝે હી. સં. ૩૬૩માં ઇજીપ્તમાં સત્તાની ધુરી સંભાળવાનો નિર્ણય લીધો. તેમણે સાનહજા જાતિના બોલુક્કીન બીન ઝીરીને ઈફ્રિકિયામાં પોતાના પ્રતિનિધિ તરીકે નિમ્યા અને ઇજીપ્ત જવા નીકળ્યા. ઈજીપ્ત આવ્યા પછી તેમને કારામિતાનો સામનો કરવો પડ્યો જેઓએ હજુ પણ ફાતેમીઓને રંજાડવાનું ચાલુ જ રાખેલું હતું. અલ માહદીએ પરિસ્થિતિને હોંશિયારીપૂર્વક સાચવી લીધી. તેમણે કારામિતાવાસીઓના સમર્થક બી. નાયાને તેઓનો પરિત્યાગ કરવા માટે લાંચ આપી (કારામિતાના લશ્કરનું તેઓ સૌથી બળવાન અંગ સમાન હતા), આ માટેની કિંમત ૧,૦૦,૦૦૦ દીનાર થઈ. ઓ લીયરી આપણને માહિતી આપે છે કે "તિજોરીમાં પૂરતું સોનું ન હોવાના કારણે આ સિક્કાઓ ખાસ સિસા અને સોનાના ઢોળ વડે બનાવવામાં આવ્યા હતા."[૨૨]

ફાતેમી ખલીફાઓ તેમના વ્યક્તિત્વમાં ધાર્મિક તેમજ ધર્મનિરપેક્ષતા બંને શક્તિઓનું એકીકરણ કરતાં અને તેથી તેઓને ઉમૈય્યા અથવા અબ્બાસી ખલીફાઓ કરતાં વધુ સન્માનવામાં આવતાં. આ ખલીફાઓ એક ધાર્મિક તેજસ્વિતા ધરાવતા. આમ હુસેન ઈબ્રાહીમ હસન આપણને કહે છે કે "...અલ મુ'ઈઝનું વ્યક્તિત્વ પવિત્રતા અને ભવ્યતાના વાઘાઓમાં લપેટાયેલું હતું. તેમના ઉમૈયા અને અબ્બાસી પ્રતિસ્પર્ધિઓથી ભિન્નપણે, ફાતેમી ખલીફા રાજ્યની પ્રવૃત્તિઓ ચલવવામાં અત્યાચારી નહોતા. નતો તેઓ આનંદ વિષે વધુ પડતાં અનુગ્રહી હતા. તેમના આશ્રિતો અને મદદનીશો તેમને ઉચ્ચ આદરભાવથી

જોતાં કારણ કે તેઓ પયગમ્બરના વંશમાંથી આવતા હતા. અલ મુ'ઇઝ પયગમ્બરની આખ્યાયીકા વર્ણવતા જે તેમના આશ્રિતો અને મદદનીશોને તેમને (અહાદીશ) અનુસરવાનો અને તેમની આજુબાજુ રહેવાનો અનુરોધ કરતી, અને જે સમજાવતી કે ઇશ્વર તેમના દ્વારા તે (ઇશ્વર)નું વચન પૂરું કરશે અને ઈસ્માઈલી ઇમામો અપવાદ વિના પૃથ્વી ઉપર માલિકી ધરાવશે અને પછી તેઓ (આશ્રિતો) "ઈશ્વરના રાજ્ય"ની સ્થાપના કરવામાં મદદ કરવા માટે 'ઇશ્વરનું સૈન્ય' બનશે.[૨૩]

આના ઉપર ટિપ્પણી કરતાં લેખકો કહે છે, "આ પોતે જ દર્શાવે છે કે મુ'ઈઝના વખતમાં ફાતેમીઓએ પશ્ચિમમાં તેમજ પૂર્વમાં અને ધરતી ઉપર તેમજ સમુદ્ર ઉપર કેવી રીતે વિજયો મેળવ્યા હતા. તે, તે પણ દર્શાવે છે કે ફાતેમી ખલીફાઓએ તેમની 'ખલીફત'ને કેટલી ગંભીરતાપૂર્વક લીધી હતી અને પોતાને લોકોના (આધ્યાત્મિક) માર્ગદર્શકો અને તેમની ઇચ્છાઓ અને ઉચ્ચ અભિલાષાઓનું કેન્દ્ર સમજતા. ફાતેમી રાજ્યગાદી કોઇને મળી શકતી નહીં સિવાય કે જેઓ ઈસ્માઇલી સિદ્ધાંતોના સંપૂર્ણ જ્ઞાતા હોય અને તેમના ફેલાવા અર્થે અને સમર્થકો જીતવા અર્થે સતત પ્રયત્નશીલ હોય.[૨૪]

વહીવટ શક્તિશાળી બનાવવા માટે અલ મુ'ઇઝે જુદા જુદા ખાતાઓનું યોગ્ય આયોજન કરેલું હતું. અલ મુ'ઇઝના શાસનકાળ દરમિયાન મગરિબ (પશ્ચિમ આફ્રિકા)નું નાણાં ખાતું ઇસ્માઈલીઓના પોતાના હસ્તક હતું. ફાતેમી રાજ્યનો નાણાંકીય આધાર મુખ્યત્વે; અલબત્ત જમીનવેરા ઉપર હતો. આ જમીનવેરો તેની પ્રગતિનો પાયો હતો, એટલે કે ખેતીવાડીમાંથી થતી વધારાની આવક લઇ લેવામાં આવતી. એક લેવી પણ લેવામાં આવતી જેને ખુમ્સ અલ ઇમામ (સમૃદ્ધિનો પાંચમો ભાગ ઇમામ માટે છે) કહેવામાં આવતી. પરંતુ આ લેવી ફક્ત ઈસ્માઇલી ઇમામોના અનુયાયીઓને જ બંધનકર્તા હતી. સુન્ની મુસ્લિમો અને બીજાઓ તેમાંથી બાકાત હતા. મુખ્ય આધાર જમીનવેરા ઉપર હતો તેમ છતાં ફાતેમી રાજ્ય, સામંત રાજ્ય તરીકે ગણી શકાય નહીં. કારણો સ્પષ્ટ છે. ત્યાં જાગીરોની વહેંચણીનો કોઈ વ્યવહાર હતો નહીં અને ત્યાં જાગીર ધરાવતાં અને લડાયક ટુકડીઓ રાખતા ઉમરાવોનો કોઇ વર્ગ હતો નહીં. કરજ (જમીનવેરો) સીધું સરકારી અમલદારો વડે ઉઘરાવવામાં આવતું અને રાજ્યની તિજોરીમાં જમા કરવામાં આવતું. ફાતેમી રાજ્ય ઈશ્વર સત્તાક–સરમુખત્યારશાહી રાજ્ય હતું. ખલિફાને, સર્વ સત્તાઓ આધિન હતી–ઓછામાં ઓછું મંતવ્યોની બાબતમાં–અને ઈમામતના અધિકૃત ધાર્મિક દફતરમાંથી તેઓ

પોતાની યોગ્યતા પ્રાપ્ત કરતાં અગાઉ જણાવ્યા મુજબ ફાતેમી તર્ક વિશેષજ્ઞોએ કુરાનની ઘણી આયાતોની ઈમામતની ગાદીની અનિવાર્યતા વર્ણવતી સમજૂતિઓ આપેલી છે. આ તર્કવેત્તાઓ એમ માનતા હતા કે આ વિશ્વ ઈમામ વિના ટકી શકે જ નહીં કે જેઓ એક માત્ર યોગ્યરાજ્યકર્તા ગણાતા અને બીજા બધા સત્તા પચાવી પાડનારાઓ.

તો પછી ત્યાં ખેડૂતવર્ગનું નિર્દય શોષણ અને ત્રાસદાયક કર વ્યવસ્થા હતી ? આ વાતની તદ્દન અવગણના ન થઇ શકે પરંતુ ખલીફા અલ મુ'ઇઝની બાબતમાં અલ મુ'ઇઝ લી દિનિલ્લાહના લેખકોને આમ કહેવાનું છે: "કરવેરા ઉઘરાવવાની બાબતમાં આ શાસને (ફાતેમી) કદી મર્યાદાઓ ઓળંગી નહોતી. ઘણાં પ્રસંગોએ આપણે કર ઉઘરાવવાની બાબતમાં અતિશયોક્તિ કરતાં અમલદારોને સજા કરતાં અલ-મુ'ઈઝને આપણે જોઈએ છીએ કારણ કે તેઓ જાણતા હતા કે રાજ્યની શુભ લાગણી લોકોના આનંદ ઉપર આધાર રાખે છે અને લોકોની સમૃદ્ધિની ઉચાપત અને તેમની દરિદ્રતા ગરીબીમાં પરિણમે છે.[૨૫] જમીનવેરા સિવાય મહેસુલના બીજા કયા કયા સાધનો હતા ? આપણને કહેવામાં આવે છે કે અલ મુ'ઇઝ વાણિજ્યને ટેકો આપતા ખાસ કરીને વિદેશ વાણિજ્યને અને તેમણે માલસામાનની લેવડ દેવડ ઉપર ખાસ લેવી દાખલ કરેલી. અલ મુ'ઈઝ, તેમની તિજોરીની વૃદ્ધિ માટે, જકાતવેરા (જમારિક) ઉપર પણ આધાર રાખતા જે જુદા જુદા બંદરોએ ઉતરતા વિદેશી માલ ઉપર લેવામાં આવતા. આ કારણે તેમણે વિદેશ વેપારને ઉત્તેજન આપ્યું અને જુદી જુદી દિશાઓમાં વેપાર અર્થે ઘણી સવલતો આપી જેથી આ શિ'યા રાજ્યની કોઇપણ જાતની રંજાડ વિના વહાણો ફાતેમી જળ વિસ્તારોમાં મુક્તપણે વિચરી શકતાં. આપણે વારંવાર સ્પેન અને બીજા દેશોના વેપારી વહાણોને બીઝાન્ટીયમ ફાતેમી બંદરો ભણી જતાં જોઈએ છીએ પરિમામે ફાતેમી પશ્ચિમના શહેરો ઉપર (વિદેશી) વસ્તુઓનું મોજું ફરી વળ્યું."[૨૬] મહેસુલ હેવાલ અને વેરા વસૂલીનું કામ જૌહર અસ સીકલીના હાથ નીચે હતું. તેઓનું ધ્યેય નાણાંભંડોળ અને રાજ્યના અર્થકારણને મજબૂત બનાવવાનું હતું તેથી તેમણે ઈજીપ્તવાસીઓને પ્રાપ્ય ખોરાકની મોટા જથ્થામાં નિકાસ કરી. તેમણે ઇજીપ્તવાસીઓને લાંબા સમયથી સામનો કરવા પડતા ભૂખમરાના ભયને દૂર કરવા જેટલો અનાજનો જથ્થો ઉપાર્જીત કર્યો તેટલું જ નહીં પરંતુ તેમણે સામાન્ય માણસો માટે અનાજની મોટી મોટી વખારો ખોલી. આ ખંતિલી નાણાંકીય વ્યવસ્થાને કારણે અનાજના સંગ્રહને નિવારવો શકય બન્યો, અને મોટા પ્રમાણમાં અનાજનો જથ્થો પ્રાપ્ય બનાવાયો,

ખાસ કરીને ગરીબ અને જરૂરિયાત વાળાઓ માટે.[૨૭]

ન્યાયની પદ્ધતિ :

ઈમામ મુ'ઈઝ કુરાન અને શરિયતના કાયદાઓના ફાતેમી વિચારકોએ તારવેલા અર્થો મુજબ ન્યાય તોળવાના વધુમાં વધુ આગ્રહી હતા. તેમના મુખ્ય કાદી–એટલે કે ન્યાયતંત્રના વડા કાદી નુ'માન હતા જેઓ એક ન્યાયનિષ્ઠ પુરુષ હતા. અલ મુ'ઇઝે કાદી નુ'માનને કહેલું હતું કે "કદા (ન્યાયનો વહીવટ) એ **ઈશ્વરનો પૃથ્વી પરનો ન્યાયનો છૂટકારો છે.** જે તેનાથી મોઢું ફેરવે છે અને તેની વિરુદ્ધના પ્રયત્નો કરે છે તે ઈશ્વરનો ગુસ્સો અને તેના મિત્રોનો અભિશાપ આમંત્રે છે. ન્યાયનો વહીવટ એક મહાન કાર્ય છે. તે એક વજનદાર પાલખી ઉપાડવા જેવું છે. લોકો અલી (બીન અલી તાલિબ)ની વિરુદ્ધમાં થઈ ગયા કારણ કે તેમણે તેઓને ન્યાય (ના માર્ગને) અનુસરવાનો અનુરોધ કર્યો અને તેમને સત્યના માર્ગે લઈ ગયા અને આ જ કારણે આપણે તેમને (અલીને) અનુસરીએ છીએ, અને તે આપણા લાભમાં છે. કાદી પાસેથી એવી અપેક્ષા સેવવામાં આવે છે કે તેમણે નબળા અને બળવાનો, ઉમરાવો અને બીજાઓને, ઉચ્ચારણમાં તેમજ કાર્યમાં, નજીકપણામાં કે દૂરપણામાં એક સમાન માવજત આપવી જોઈએ–જેમ કે આપણા પુરોગામીની પ્રથા હતી."[૨૮] અલ–મુ'ઈઝ હંમેશા તેમના મુખ્ય ન્યાયમૂર્તિને સદ્દગુણોની પરાકાષ્ટાએ અને બીજાઓ માટે ઉદાહરણરૂપ બને તે માટે પ્રયત્નશીલ રહેતા. તેઓને લોકોનો ન્યાય તોળવાની બાબતમાં તેઓ ગરીબ છે કે તવંગર તે ધ્યાનમાં ન લેવાની હંમેશા પ્રેરણા આપતાં. તેઓ જો કોઈ ઝઘડાના બન્ને પક્ષોમાંથી એક પણ પક્ષ પ્રત્યે કાદીને મૃદુતા અથવા પક્ષપાત દાખવતા જોતા તો તેઓ તેમને તેમ ન કરવા ભલામણ કરતાં અને સખત ઠપકો આપતાં. તેઓ તેમના કાદીઓને ઈશ્વરના પુસ્તકને તથા પયગમ્બરના રાહને અનુસરવાની પણ ભલામણ કરતાં. આમ આપણે જોઈએ છીએ, અને ઇતિહાસકારો પુષ્ટિનો સૂર પુરાવે છે કે અલ મુ'ઈઝે ન્યાય તોળવાની બાબતમાં કડક ધોરણો નિર્ધારિત કરેલાં અને તેમનું સખતાઈપૂર્વક પાલન કરાવતા.

અલ મુ'ઈઝ મનોહર ઈમારતો બંધાવવાના ભારે શોખીન હતા. જૌહરે કાહીરા શહેર તેમની સૂચના અનુસાર બાંધ્યું હતું. મહાન મસ્જીદ, જે કાળાંતરે ઈસ્લામી શિક્ષણની વિશ્વવિખ્યાત વિદ્યાપીઠમાં ફળીભૂત થઈ તે, અલ–જામીઆ અલ–અઝહાર અલ મુ'ઈઝના સૂચન હેઠળ જૌહરે બંધાવેલી હતી. કસ્ર અલ મુ'ઈઝા કહેવાતો તેમનો અંગત મહેલ સ્થાપત્યનો એક લાવણ્યમય નમૂનો

હતો. માકરીઝી આપણને કહે છે કે અલ-મુ'ઈઝે પોતે તેની રૂપરેખા ઘડી હતી અને તદનુસાર જૌહરે તે બંધાવ્યો હતો.[૨૯] પાછળથી અલ-અઝીઝ દ્વારા બાંધવામાં આવેલા એક મહેલથી ઓળખભેદ કરવાના આશયથી આ મહેલને 'મહાન પૂર્વીય રાજમહેલ' પણ કહેવામાં આવતો. આ મહેલ તે સમયના બાંધકામોમાં સૌથી મોટું અને કદાચ ઈજીપ્તના ઈતિહાસમાં પણ સૌથી મોટું બાંધકામ ધરાવતો હતો. તેને ૪,૦૦૦ ઓરડાઓ હતા; ઈસુના જન્મ પહેલાં ૧૮૦૧ માં બારમા રાજ્યવંશીની માલિકીનો સૌથી મોટો મહેલ ૩,૦૦૦ ઓરડાઓ ધરાવતો હતો. સલાહુદ્દીન અય્યુબીને કે જેણે પાછળથી ઈજીપ્ત જીત્યું, આ મહેલમાંથી ૧૨,૦૦૦ સ્ત્રીઓ મળી આવી હતી. જ્યારે સામ્રાજ્ય અદૃશ્ય થયું ત્યારે હી. સં. ૩૬૨ થી ૩૬૭ સુધી આ મહાન રાજ્ય મહેલ ફાતેમી ખલીફાઓનું રહેઠાણ રહ્યો. તે જમાનાના ઉત્પાદનના મુખ્ય સાધન ખેતીવાડીમાંથી વધારાની આવકનું મોટા પાયા પર શોષણ થયા વિના આવું ભવ્ય જીવનધોરણ શક્ય બન્યું ન હોય. નિઃશંકપણે આ મહેસૂલનો એક ભાગ આંતરરાષ્ટ્રીય વાણિજ્યમાંથી પણ આવતો પરંતુ તે કંઈ મહેસુલનો વિશેષતર હિસ્સો ન હોઈ શકે, જો કે કોઈ ચોક્કસ આંકડા પ્રાપ્ય નથી. આ રાજમહેલોના જતન અર્થે મોટી રકમો ખર્ચાણીજ હોવી જોઈએ. તે પણ સ્વીકારવું જોઈએ કે અલ મુ'ઈઝ તેમના સમયનો મોટો ભાગ એકાંત સ્થળોએ સંયમી અને સાદુ જીવન જીવવામાં વ્યતિત કરતા. તેઓ જ્ઞાન અને વિદ્વતાના મહાન ઉત્તેજક પણ હતા. જ્ઞાનના જુદા જુદા ક્ષેત્રોના વિદ્વાનો તેમનો આશ્રય મેળવવા માટે હંમેશા આવકાર્ય હતા. તેમના પ્રત્યે તેઓ અસામાન્ય ઉદારતા દાખવતા. હીજરત પછીના ચોથા સૈકાએ ઈસ્લામી જ્ઞાનને ફળતું-ફૂલતું નિહાળ્યું અને આ ક્ષેત્રમાં ફાતેમીઓનો હિસ્સો બુવાયહિદ, ઉમૈયાઓનો અન્દાલુસિયામાં-ખાસ કરીને 'અબ્દર રહમાન અને નાસિર (હી. સં. ૩૦૦ થી ૩૫૦)નો અને હમદાનીયુન, કરતાં જરા પણ ઓછો નહોતો. હકીકતે અલ મુ'ઈઝ ખૂબ જ આતુર હતા કે ઈસ્લામી જ્ઞાનનું આવું પુનરૂત્થાન પયગમ્બરના કુળના હાથે જ થવું જોઈએ. ઘણાં ઈસ્માઈલીઓ તેમજ સુન્નીઓ માનતા હતા કે ઈમામ જ્ઞાનનું સ્ત્રોત હતા. તેઓ પોતે અતિ વિદ્વાન હતા અને તેમની આજુબાજુના વિદ્વાનો પાસેથી ઉચ્ચ સ્તરીય વિદ્વતાની અપેક્ષા સેવતા. અલ-મનસુરીયાહ અને પછીથી અલ-કાઈરામાં તેમનું પુસ્તકાલય પુસ્તકોથી સમૃદ્ધ હતું. આ પુસ્તકો સાથેનો તેમનો પરિચય એટલો સંપૂર્ણ હતો કે તેઓ તેમનું સ્થાન અને તેમાં સમાવિષ્ઠ જ્ઞાન વિષે પૂરા માહિતગાર હતા. એમ

કહેવાયું છે કે અલ મુ'ઈઝે એકવાર તેમના ગ્રંથપાલને એક ચોક્કસ પુસ્તક લાવવાનું કહ્યું. તે તે શોધી શકયો નહીં. અલ-મુ'ઈઝે પછી તે શોધી કાઢયું અને તેની વિગતોએ તેમને એટલા આકર્ષ્યા કે તેમણે રાતનો મોટો ભાગ વાંચવામાં જ વિતાવ્યો. તેમાં કોઇ આશ્ચર્ય નથી કે તેઓ એમ કહેતા કે તેમના માટે સર્વોચ્ચ આનંદ જ્ઞાન અને તત્વજ્ઞાનની દુનિયા સાથે તેમની જાતને હંમેશા રોકાએલી રાખવી તે હતો.

કાદી અલ-નુ'માન આપણને કહે છે કે અલ-મુ'ઈઝ એવી ખાસ બેઠકો ગોઠવતા જેમાં ઉચ્ચ અમલદારો, આદરણીય ઉલેમાઓ, અને વિશારદો વગેરે ભાગ લેતાં. તેઓ તત્વજ્ઞાન, કુરાનના ગૂઢાર્થોની સમજણ, પયગમ્બરની વ્યાખ્યા-યીકાઓ, કાયદાશાસ્ત્ર વગેરે વિશેના તેઓના જ્ઞાનની કક્ષાઓ પુરવાર કરવા એક બીજા સાથે સ્પર્ધામાં ઉતરતાં. અલ-નુ'માન અનુસાર અલ-મુ'ઈઝ પાસે જુદા જુદા વિષયો અંગે માહિતીઓ હતી અને જ્ઞાનના જુદા જુદા ક્ષેત્રોમાં તેઓ ઉત્કૃષ્ટતા ધરાવતા. તેમનો વિદ્વતાપૂર્વકનો વાર્તાલાપ હંમેશા બીજા તર્કવેત્તાઓના જ્ઞાનમાં કંઈક ઉમેરતા. જયાં સુધી ગુઢ રહસ્યમય અર્થોને લાગેવળગે છે ત્યાં સુધી તેઓ એક મહાસાગર જેવા હતા જેની ઊંડાઈઓ આંકવી અશકય હતી. તૌહિદ (ઇશ્વરનું ઐકય), ધર્મની બાબતમાં દઢતા, અને નાસ્તિકો, નવી વિચાર-સરણીઓ પોષનારાઓ તથા પંથચ્યૂત કરાવવાનારોને રદિયો આપવામાં તેમના (મુ'ઈઝના) જ્ઞાનની જોડ જડી શકતી નહીં. તેઓ તે જ્ઞાનના પ્રતીક, મિનારો અને થાંભલો છે. કાયદાશાસ્ત્ર અંગે તથા શું પરવાનગી આપવાજોગ છે અને શું નિષેધપાત્ર છે અને શરિયતના આદેશોને લગતી મૂંઝવણો સંબંધે તેઓ સંપૂર્ણ સ્વસ્થ હતા, તે તેમનું પોતાનું ક્ષેત્ર હતું. વૈદકશાસ્ત્ર, ગણિતશાસ્ત્ર, તત્વજ્ઞાન અને ખગોળશાસ્ત્રના નિષ્ણાતો તેમની સામે શિખાઉ લાગતા. તેઓએ આ ક્ષેત્ર હંમેશા નવી શોધો કરી, નવા અર્થો શોધી કાઢયા અને સૂક્ષ્મતા ગ્રહી જેણે વિશારદોને પણ આશ્ચર્યમુગ્ધ બનાવી દીધા.[૩૦]

આમ આપણે જોઈએ છીએ કે અલ-મુ'ઈઝ બહુમુખી પ્રતિભા ધરાવતા હતા, અને તેમના સમયના સૌથી શક્તિશાળી રાજવી હતા. તેમની પાસે દ્વૈમાગિક તેમજ હાર્દિક ગુણો હતા. ઈબ્ન અશીર આપણને કહે છે કે તેઓ ધર્મના વડા હતા અને એક સક્રિય કાર્યકર હતા છતાં તેમણે કદી કોઈને ધર્મ અંગિકાર કરવા માટે દબાણ કર્યું નહોતું. તેઓ બીજાઓ સાથે ખૂબ જ સહિષ્ણુ અને ધીરજવાળા હતા.[૩૧] અને માકરીઝીના મંતવ્ય મુજબ તેઓ ઈશ્વરભીરુ અને સાર્વલૌકિક ભોગ ઉપભોગનો ત્યાગ કરનારા હતા, અને

સામાન્યતઃ આખી આખી રાત્રીઓ પ્રાર્થનામાં વિતાવતા.[32] જો કે આ રોકાણો છતાં તેમણે એક રાજયકર્તા અને વહીવટકર્તા તરીકેના પોતાના કામને કદી અવગણ્યું નહોતું. હકીકતે તેઓ જ હતા કે જેમણે સમગ્ર મહેસુલ પદ્ધતિનું પુનરાયોજન કર્યું. અલ-મુ'ઇઝે એક યહુદી, યાકુબ બીન કિલ્સને મહેસુલ પદ્ધતિની ફેર વ્યવસ્થા કરવા માટે નિમ્યા. હસન ઇબ્રાહિમ આપણને કહે છે કે:

મહેસુલ વસુલીની જુની પદ્ધતિ નાબૂદ કરવામાં આવી અને મિલકતનો અંદાજો કાઢવા માટે તથા વેરા માટેની આકારણી માટે નવી પદ્ધતિ દાખલ કરાઈ. બધું એકતાલ કરવામાં આવ્યું, કરની ઉઘરાણીમાં જો કોઈ તફાવત હોય તો તેની પૂછપરછ અને તપાસ થતી. નવી સરકાર કરની ચૂકવણીમાં વિલંબ ચલાવતી નહીં અને સખત નિયમિતતાપૂર્વક નાણાં વસૂલ કરતી. તે તે પણ કાળજી રાખતી કે વેરો ભરનારાઓ તરફથી થતી ફરિયાદો અંગે ધ્યાન આપવામાં આવે. સરકારે તેની નવી કર **નીતિ** ખૂબ જ મજબુતપણે દાખલ કરી અને કર ભરવાનું ટાળનારા તથા તેમના કરના નાણાં ભરવામાં અવરોધ કરનારાઓ સાથે સખત હાથે કામ લેતી. આ સાચી નીતિના પરિણામે મહેસુલીમાં અતિભારે વધારો થયો.[33]

માકરીઝીની ગણત્રી મુજબ ઈજીપ્તમાંથી હી. સં. ૩૫૮ની મહેસુલ વસુલી ત્રણ લાખ ચાળીસ હજાર દીનાર હતી.

અલ 'અઝીઝ : પાંચમા ફાતેમી ખલિફા—હી. સં. ૩૬૫ થી ૩૮૬ (ઈ. સં. ૯૭૫ થી ૯૯૮)

અલ-મુ'ઈઝ હી. સં. ૩૬૫ (ઈ. સ. ૯૭૫માં ) માં મૃત્યુ પામ્યા અને તેમના અનુગામી તરીકે તેમના પુત્ર અલ અઝીઝ આવ્યા. કેટલાંક રાજકીય કારણોસર અલ મુ'ઈઝના મૃત્યુને થોડા સમય માટે ગોપનીય રાખવામાં આવેલું. અલ-અઝિઝનું અનુગમન નિશ્ચિત થઈ ગયું પછીજ તેની જાહેરાત કરવામાં આવી હતી. અંતે રાજ્યાસનની તેમની પદપ્રાપ્તિ ૪ રમી (૮) હી. સ ૩૬૫માં જાહેર કરવામાં આવી. મોટા ભાગના ઈતિહાસકારોના મંતવ્ય મુજબ તેઓ ઉદાર, પ્રેમાળ, ખુબજ બુદ્ધિશાળી અને બહાદૂર હતા. તેઓ તેમના દુશ્મન સાથે બદલો લેવા કરતાં તેને માફ કરી દેવાનું પસંદ કરતા તેઓ એક ધર્મવેત્તા અને સારા વક્તા હોવાની સાથે સાથે એક કવિ પણ હતા. ઓ લીયરી આપણને કહે છે કે, "અલ-અઝીઝનું એક પ્રણાલિકાગત ચિત્ર આપણી સમક્ષ તેમને એક માયાળુ, ઉદાર, નિર્ભય શિકારી અને સફળ સેનાપતિ તરીકે રજૂ કરે છે. તેમના પિતાની જેમ તેમને પણ બાંધકામનો સખત શોખ હતા અને તેમણે

કાહિરામાં એક મહાન મસ્જીદ બંધાવી, જે સામાન્યતઃ અલ હાકિમની મસ્જીદ તરીકે જાણુતી છે, કારણુ કે તે તેમના પુત્ર હાકિમ વડે પૂર્ણ કરવામાં આવી હતી. બાબ અલ ફુતુહની બાજુમાં આ સિવાય તેમણે કાહીરાની મધ્યચોકની પેલી બાજુ આવેલા, તેમના પિતાના મહેલની સામે "સોનાનો મહેલ" પણુ બંધાવ્યો, અને અલ–ફારાકાના કબ્રસ્તાનમાં એક મસ્જીદ અને ઐન શમ્સમાં એક રાજ-મહેલ પણુ બંધાવ્યા હતા (ઈબ્ન કરાલ iii પ૨૫), આ બધાંને સાચા અર્થમાં જાહેર બાંધકામો ભાગ્યેજ કહી શકાય કારણુ કે તે બધાં રાજવી દરબાર સાથે સંકળાયેલા હતાં અને ખરેખર જોતાં "સુરક્ષિત શહેરની" સીમરેખાઓમાં હતાં અને જનતાને માટે સામાન્યતઃ અસાધ્ય હતાં.[૩૪]

હકીકતે અલ–'અઝિઝના વખતમાં ફાતેમી સામ્રાજ્યનો વધુ ફેલાવો થયો. તેમના જમાનામાં હમસ, હમાત અને હલ્બ જીતાયાં અને ફાતેમી સામ્રાજ્યમાં ઉમેરાયાં હતાં. મુસલ મુખલ્લાદના રાજવીઓએ પણુ ફાતેમીનું આધિરાજ્ય સ્વીકારેલું અને દર શુક્રવારના ધાર્મિક પ્રવચનમાં ફાતેમી ખલીફાનું નામ ઉચ્ચારતા. યમને પણુ ફાતેમી સાર્વભૌમ સત્તાનો સ્વીકાર કરેલો. આમ 'અઝિઝના સમય દરમિયાન આ સામ્રાજ્યનો ફેલાવો યુફ્રેટીસથી માંડીને એટલાન્ટિક મહાસાગર સુધી થયો. યમન સહિત સમગ્ર આરબ મગરિબ તેનો ભાગ બની ચૂકયો હતો. અલ અઝિઝની ધર્મનિરપેક્ષતા અંગેની માન્યતા વિષે આપણે ઓ લીયરીને ટાંકવા કરતાં વધુ સારું કંઈ કરી શકીએ નહીં–કે જેઓ કહે છે "તેમના પિતાની જેમ અલ 'અઝિઝ કોપ્ટ લોકો અને ક્રિશ્ચિયનો પ્રત્યે સહાનુભૂતિભર્યું વલણુ ધરાવતાં હતાં, પરંતુ તેમના કિસ્સામાં તેમની ક્રિશ્ચિયન પત્ની અને તેણીના બે ભાઈઓ જેમને ખલીફાની લાગવગથી **માલિકત** ખ્રિસ્તિધર્મ વડા, એટલે કે કોપ્ટલોકો જે જેકોબીયન વર્તુળના હતા તેનાથી રૂઢિચુસ્ત ગ્રીક ચર્ચ તરીકે જુદા પડતા દેવળના સંબંધિત દેવળના મુખ્ય ધાર્મિક વડા (**બિશપ**) તરીકે–એકને એલેકઝાન્ડ્રિયા અને બીજાને જેરુસલામમાં નિમવામાં આવેલા તેના આધારે તેમના ક્રિશ્ચિયન પ્રતિ પક્ષપાતને ટેકો મળે છે. માલિકત વર્તુળ કે જેમાંથી તેમના પત્ની આવતા હતા, ની જેમજ કોપ્ટિક દેવળ પ્રત્યે પણુ સદ્ભાવ દાખવ-વામાં આવ્યો હતો, અને ફુસ્તાતમાં આવેલા અબુ–સુફિયાનના જર્જરિત દેવળને નવેસરથી બાંધવા માટે કોપ્ટિક દેવળના વડા ઈફ્રાઈમને મંજૂરી આપવામાં આવી હતી.[૩૫]

અલ–'અઝિઝના સમય દરમિયાન એક વધારાનો ફેરફાર થવા પામ્યો જેણે અંતે સામ્રાજ્યને અસ્થિર કરી મૂકયું. અત્યાર સુધી જેમની મદદથી અબ્દુલ્લાહ

શિયાએ ફાતેમી સામ્રાજ્યની સ્થાપના કરી હતી તે બર્બર લોકો ફાતેમી સામ્રાજ્યનો મુખ્ય આધાર બની રહ્યા હતા. કદાચ તેમની અયોગ્ય લાગવગ અને સત્તા ઉપર કાબુ મેળવવાના આશયથી અલ અઝિઝે તૂર્ક અને પર્શિયન લોકોની પણ નિમણૂકો કરી. અંતે આનું પરિણામ લશ્કરના અને બંને સ્થાપિતહિતો વચ્ચેની સત્તાની સાઠમારી રૂપે આવ્યું કારણ કે બંને સ્વાર્થસાધુઓ લશ્કરમાં તેમજ વહીવટમાં અગત્યના સ્થાનો માટે મમત્વ ધરાવવા લાગ્યા અને સ્વાભાવિકપણેજ, વધુ શક્તિશાળી સ્વાર્થસાધુ પ્રતિ ખલીફાને તરફેણનો સૂર પૂરાવવો પડતો.

અલ 'અઝિઝ તેમના દુશ્મનો સાથેના વર્તનમાં ખૂબજ સૌમ્ય હોવા છતાં જરા પણ નબળા રાજવી નહોતા. તેઓ મુશ્કેલ પરિસ્થિતિઓ સાથે નિર્ભયપણે પનારો પાડી શકતા. અલ 'અઝિઝનો રાજ્યકાળ તકલીફોથી ખાલી નહોતો. અફતાકિનની દૃષ્ટિ સિરિયા ઉપર સ્થિર થઈ હતી. પહેલાંતો તેમણે સિરિયાના કિનારાના કેટલાંક ગામડાઓ જીતવાનો પ્રયત્ન કર્યો. જ્યારે અઝિઝે આ સાંભળ્યું ત્યારે તેમણે જોહરને એક વિશાળ લશ્કર સાથે હિ. સં. ૩૬૫માં, અફતાકિન સાથે લડી લેવા મોકલ્યા. જો કે આ અથડામણ નિર્ણાયક સાબિત થઈ નહીં અને જ્યારે જોહરે સાંભળ્યું કે હસન–બીન–એહમદ કારમાતિ, અફતાકિનને સાથ આપવા આવી રહ્યા છે ત્યારે તેમણે પોતાના દળોને પાછા ખેંચી લીધા જેથી તેઓ બે સૈન્યોની વચ્ચે ભિંસાઈ ન જવા પામે. જોહર અફતાકિનને વાટાઘાટ દ્વારા સમજૂતિ કરવા માટે પણ પ્રેરી ન શક્યા. તેઓ ઈજીપ્ત પાછા ફર્યા અને ખલિફાને તેમના કપરા સંજોગોનો ચિતાર આપ્યો. અઝિઝ પોતે જોહરને સાથે લઈને અફતાકિનનો સામનો કરવા ગયા. અફતાકિન ખૂબજ વીરતાપૂર્વક લડયા. ત્યાં સુધી કે અલ અઝિઝ પણ પ્રભાવિત થયા અને અફતાકિન સાથે શાંતિ સ્થાપવા વાટાઘાટો કરવાની ઈચ્છા દર્શાવી. પરંતુ, હસન અલ કારમાતિ વચમાં આવ્યા. પછી 'અઝિઝે દુશ્મન બળો ઉપર તેમની સર્વ શક્તિઓ સાથે હુમલો કર્યો અને તેમને પીછેહઠ કરવા માટે લાચાર કર્યા. અફતાકિન અને કારમાતિ ઉભી પૂંછડીએ નાઠા. અલ–'અઝિઝે અફતાકિનને હાજર કરવા માટે એક લાખ દીનારનું ઈનામ જાહેર કર્યું. વ્યંગાત્મક રીતે અફતાકિનને તેમના મિત્રોમાંના એક દ્વારાજ પકડવામાં આવ્યા અને અલ–'અઝિઝની સામે હાજર કરવામાં આવ્યા. પકડનારને તેનો બદલો આપવામાં આવ્યો અને 'અઝિઝ તેમના સ્વભાવગતજ અફતાકિન સાથે ઉદારતાપૂર્વક વર્ત્યા. તેમણે તેમની માલિકીની બધીજ વસ્તુઓ પરત કરી અને તેમના દરવાનો (હાજીબ)

માં તેમનો સમાવેશ કર્યો. દરવાનની જગ્યા એ ફાતેમી દરબારી તંત્રમાં ઘણો ઉંચો હોદ્દો હતો–તેમનું અફતાકિન સાથેનું વર્તન એટલું ઉદાર હતું કે ખુદ અફતાકિન કબુલ કરે છે કે : "મને અલ 'અઝિઝની સામે આવતાં શરમ આવે છે. તેમનો વિરોધ કરવા બધું જ કર્યું પરંતુ તેમણે કદી બદલો લીધો નહીં, તેનાથી વ્યસ્તપણેજ તેઓ મારા તરફ તેટલા ઉદાર હતા. સૈય્યદના ઈદરિસ ઈસ્માઈલના મંતવ્ય મુજબ ઈમામ અલ 'અઝિઝે એવી માનતા લીધી હતી કે જો તેઓ અફતાકિનને હરાવી શકશે તો તેઓ તેમને માફ કરી દેશે.[૩૬]

સમગ્રતાની દૃષ્ટિએ અલ 'અઝિઝનો સમય શાંતિનો અને સમૃદ્ધિનો હતો. તેમણે વિદ્વાનોને આશ્રય આપ્યો અને જ્ઞાનને ઉત્તેજન પણ આપ્યું. તેમની ઉદારતા જાણીતી બની ગઈ. તેમના શાસનમાં સામાન્ય લોકો સરખામણીમાં વધુ સુખી હતા. તેઓ હી. સં. ૩૮૬ (ઈ. સ. ૯૯૬)માં મૃત્યુ પામ્યા.

અલ હકિમ બીન અમરીલ્લાહ : છઠ્ઠા ફાતેમી ખલીફા (હી. સં. ૩૮૬ –૪૧૧) :

અલ હકિમ, આઠ વર્ષની વયે, ફાતેમી રાજગાદીના અનુગામી નિમાયા હતા. જ્યારે તેમના પિતા અલ 'અઝિઝ અવસાન પામ્યા ત્યારે હકિમ માત્ર અગિયાર વર્ષનાજ હતા. અલ 'અઝિઝે બાર્ઝવાન નામના એક સફેદ વ્યંઢળની નિમણૂક કરેલી કે જેમણે તેમની કાર્યદક્ષતા વડે 'અઝિઝનું ધ્યાન આકર્ષ્યું હતું અને તેઓ અલ–હકિમના શિક્ષક જેવી ઉચ્ચ પદવીએ પહોંચી ગયા હતા. અલ–હકિમના રાજગાદી પર થયેલા આગમનથી બાર્ઝવાને 'ઉસ્તાદ'નું બિરૂદ અને એક સગીર રાજ્યકર્તા વતી રાજ્યરક્ષક તરીકેનું પાત્ર પ્રાપ્ત કર્યું. અલ–હકિમ રાજ્યના કારભારમાં ભાગ લેવા માટે ઘણા નાના હતા. રાજ્યકારભાર ઉપર સત્તા મેળવવા માટેના સામાન્યતઃ થતા દરબારી કાવાદાવાઓ શરૂ થયા. ઉસ્તાદ બાર્જવાનની એક ખાસ મહત્તા હતી. તેમણે અલ–હકીમને ગાદી ઉપર બેસાડવાના કૃત્યમાં મહત્ત્વનો ભાગ ભજવ્યો હતો, અને તેમના માટે એક હકસી (રોયલ્ટી) દર્શાવતુ કરારનામું પણ મેળવી લીધું હતું. બાર્જવાન એક તુર્ક ગુલામ હતા અને તેથી ફાતેમી શાસન સ્થાપવામા ખૂબજ અગત્યનો ભાગ ભજવનારા કુતામા જ્ઞાતિના બર્બર ઉમરાવોને રાજ્યકારભારમાં રહેલી તેમની મહત્તાને કારણે ઈર્ષ્યાની લાગણી જન્મી.

હુસેન બીન 'અમ્માર કતામા પક્ષના જાણીતા નેતા હતા. તેમણે બાર્જવાનના આધિપત્યને રોકવાનો નિર્ણય કર્યો, પછી ભલે તેના પરિણામ

રૂપે ફાતેમી રાજ્ય નબળું પડે. ઇબ્ને 'અમ્મારે' ઈસા બીન નેસ્ટોરિયસને દૂર હઠાવીને મુખ્ય પ્રધાન પદું ઝૂંટવી લીધું અને અમીન અદ દૌલાનું બિરૂદ ધારણ કર્યું. દ સેસી ટાંકતા ઓ લીયરી કહે છે કે ફાતેમી રાજ્યમાં ત્યારે પ્રથમ વખત દૌલા સામ્રાજ્ય' શબ્દનો ઉપયોગ થયો અને તેણે નવા વલણનો ઉદય દર્શાવ્યો.[૩૭] આપણે અગાઉ જોયું તે પ્રમાણે ફાતેમી રાજ્ય થોડી **ઇશ્વરાધિકારી** અને થોડી એકાધિકારી પ્રકૃતિ ધરાવતું હતું. ખલિફા માત્ર એક ધર્મનિરપેક્ષ રાજ્યકર્તા નહોતા પરંતુ એક ઈમામ તરીકેનો હોદ્દો પણ ધરાવતાં હતાં જે ધાર્મિક દફતર હતું. જ્યારે અલ હકિમ ગાદી ઉપર આવ્યા ત્યારે તેઓ રાજ્ય ચલાવવા માટે ઘણાં નાના હતા અને તેથી તૂર્ક અને બર્બર લોકો વચ્ચે સત્તા માટે સાઠમારી શરૂ થઇ. હવે તેઓ રાજ્યની સત્તા પર અધિકાર ચલાવવા માંગતા હતા કારણ કે ખલીફા એક બાળક હતા. બર્બરો, કે જેમણે આ રાજ-વંશની સત્તા સ્થાપના માટે મદદ કરી હતી, પણ ફાતેમી રાજ્યકર્તાઓના ધાર્મિક દાવાઓને બહુ ગંભીરતાથી લેતા નહોતા. ભાગ્યે જ કોઈ ધાર્મિક પ્રતિભા પાડી શકે તેવા સગીર ખલીફાનો લાભ ઉઠાવીને ફાતેમી રાજ્યને સામ્રાજ્ય તરીકે જાહેર કરી દીધું.

હવે તુર્ક અને કુતામા દળો વચ્ચે, ધ્રુવીકરણની પ્રક્રિયા શરૂ થઈ. વડા પ્રધાનની જગ્યા હવે ખુબ જ અગત્યની બની ગઈ કારણ કે ખલીફા વધુને વધુ તેમના નિયમન નીચે આવતા ગયા. ઓ લીયરી લખે છે: "દ સેસી એવું સૂચન કરે છે કે ઈબ્ને 'અમ્મારનો પક્ષ સગીર સર્વોચ્ચ સત્તાધિશ ઉપર કાબુ જમાવીને એક સંપૂર્ણ બર્બર સત્તા સ્થાપવા આતુર હતા. આ સૂચનમાં ઘણી શકયતાનો ભાવ નજરે પડે છે. ઈશ્વરે નિમેલા માહદીના અદશ્ય થવાથી અને ફાતેમી રાજ્યનો અંત આવવાથી દેશ અમુક ખાસ પ્રકારના ઇસ્માઈલી ધાર્મિક દૃષ્ટિ-બિંદુમાંથી મુક્ત થઇ શકે કે જે રાષ્ટ્રિય વિકાસમાં ખરેખરા અવરોધરૂપ હતા અને તેમાંથી પરતંત્ર વસ્તીના એક મોટા સમૂહને મુક્ત કરી શકાય. આ તત્કા-લિન મનોસ્થિતિનું ખુબ જ શકય તેવું ચિત્ર દેખાય છે અને તેનો તે સામાન્ય અનુમાન કરતાં કંઇક ઉચ્ચ સ્તરીય વસ્તુ પર આધારિત છે, તેમ છતાં તે કબૂલ કરવું જોઈએ કે સ્થાનિક ઈતિહાસકારો 'દૌલા' શબ્દના ઉપ-યોગને આટલી ઉંડી વિશિષ્ઠતા આપતાં નથી.[૩૮]

સત્ય જે કંઈ હોય તે, એટલું સ્પષ્ટ છે કે પ્રતિસ્પર્ધિ પક્ષો સત્તા અને ખલિફા ઉપરનું નિયમન મેળવવા માટે સ્પર્ધામાં ઉતર્યા હતા. અનુગામી ખલિફાને પણ આ ચૂડને સંપૂર્ણ કાબુમાં લેવી ઘણી મુશ્કેલીજનક જણાઈ.

પ્રતિસ્પર્ધિ ઈબ્ને અમ્માર સામે મેદાને પડેલા ઉસ્તાદ બાર્જવાનને ખલિફાના સમર્થક બની રહેવાની ફરજ પડી. બાર્જવાન પાસેથી અસરકારક અધિકૃતપણું ઝૂંટવી લેવામાં આવ્યું હોવાથી તેઓ મદદ માટે એક તૂર્ક બંધુ અને સિરિયાના રાજ્યપાલ મનજુતાકિન પ્રતિ વળ્યા. તેમણે પોતાને તથા ખલિફાને ઇબ્ન 'અમ્મારના દાસત્વમાંથી મુક્ત કરાવવા માટે મનજુતાકિનને વિનંતિ કરી. બર્બર વિરૂદ્ધ તુર્કોને ટેકો આપવાના આશયથી મનજુતાકિને મદદ આપવા માટે તુર્તજ સંમતિ આપી દીધી. તેમણે ઈજીપ્ત ભણી કૂચ કરવા માટે દળો એકઠા કરવાની શરૂઆત કરી પરંતુ ઈબ્ને 'અમ્મારને આ ચાલનો ખ્યાલ આવી ગયો અને આને એક પરગણાના રાજ્યપાલ વડે કરાયેલા બંડમાં ખપાવીને તેને તોડી પાડવા માટે તેમણે સુલેમાન બીન જાફરના નેતૃત્વ તળે લશ્કર મોકલ્યું, મનજુતાકિનને હરાવવામાં આવ્યા અને એક કેદી તરીકે ઈજીપ્ત લાવવામાં આવ્યા. જોકે ઈબ્ને અમ્મારે તેમની સાથે સારૂં વર્તન દાખવ્યું કારણ કે તેઓ એમ માનતા હતા કે ફાતેમી ખલિફાઓના આધિપત્યનો અંત લાવવા માટે તૂર્ક અને બર્બરોએ ઐક્ય સાધવું જોઈએ.

પરંતુ મનજુતાકિન સાથે સારો વ્યવહાર કરવા છતાં પરિસ્થિતિ ઈબ્ન 'અમ્મારના પક્ષે ઢળી નહીં. તૂર્કો અને બર્બરો વચ્ચેના તફાવતો ખૂબ જ ઉંડા હતા. તેઓની વચ્ચે શેરીઓમાંના હુલ્લડો વારંવાર થતાં રહેતાં. તૂર્ક લાભવાંચ્છુઓ ઈબ્ન 'અમ્માર દ્વારા તેના બંધુ બર્બરો પ્રતિ દાખવવામાં આવતા પક્ષપાત ભણી ઈર્ષ્યાની લાગણી ધરાવતા હતા. બાર્જવાને આ પરિસ્થિતિનો તેમને અનુકૂળ એવો લાભ ઉઠાવ્યો અને જ્યારે લશ્કર સિરિયામાં ત્યાંના પ્રશ્નો પતાવવા માટે ગયું હતું ત્યારે તેમણે યોગ્ય પળે ઘા કર્યો અને ઈબ્ને 'અમ્મારને સમાજજીવનમાંથી નિવૃત્ત થવાની ફરજ પાડી. બાર્જવાન ફરીવાર સર્વશક્તિમાન બની ગયા અને લોકોમાં ખલિફાને આગળ લાવ્યા અને ફરીવાર તેમને ખલિફાનું તથા સાર્વભૌમ સત્તાધિશનું સ્થાન અપાવ્યું. પરંતુ બાર્જવાન પણ ખલિફાને ઈબ્ન 'અમ્માર કરતાં વધુ સમય માટે વફાદાર રહ્યા નહીં. તેઓને અલ–હાકિમને પોતાને આધીન રાખવાની ઇચ્છા હતી. તેઓ તેમને (અલ હાકિમને) તુચ્છકારયુક્ત શબ્દોમાં નાની "ગરોળી" કહીને પણ સંબોધતા. (ડૉ. ઝાહિદ 'અલીના મંતવ્ય મુજબ પૂર્વના ઈતિહાસ નિષ્ણાતોની અહીં ભૂલ થાય છે. બાર્જવાન હાકિમને "ગરોળી" કહીને નહોતા બોલાવતાં પરંતુ હાકિમ બાર્જવાનને "ગરોળી" કહેતા.) જ્યાં સુધી હાકિમ સગીર હતા અને પોતાના અધિકારો આગળ ધરવા અશક્તિમાન હતા ત્યાં સુધી બાર્જવાને

તેમને વશમાં રાખ્યા. પરંતુ જ્યારે તેઓ આ બધું સમજવા જેટલા પુખ્ત થઇ ગયા ત્યારે તેમણે વધુ સમય વેડફયો નહીં અને તેમને (બાર્જવાનને) પહોંચી વળવા નિર્ણય લીધો. હી. સં. ૩૯૦ માં તેમને સંદેશો મોકલ્યો કે, 'નાની ગરોળી એક મહાકાય પ્રાણી બની ગયું છે અને તમને બોલાવે છે."૩૯ જ્યારે બાર્જવાન આવ્યા ત્યારે રાજવી છત્ર ઉપાડનાર અબુલ ફદ્દલ રયદાને તેમનું પેટ ચીરી નાખ્યું.૪૦ બીજા ઇતિહાસકાર નુવાઇરિ બાર્જવાનના નાશની બીજી રીત જણાવે છે. તેમના મતાનુસાર રયદાન બાર્જવાનનો નાશ કરવા માટે હાકિમને પ્રેરી રહ્યા હતા અને એક દિવસે રાજવી બગીચાની રોજીંદી પ્રભાતકાલીન લટાર દરમિયાન રયદને બાર્જવાન ઉપર હુમલો કર્યો અને બીજા નોકરોએ તેમનો શિરચ્છેદ કર્યો.

જ્યારે બાર્જવાનના નાશ કરવાના સમાચારો લોકોમાં જાણિતા થયા ત્યારે કેરોની શેરીઓમાં હુલ્લડો ફાટી નીકળ્યા હતા. આમ છતાં અલ-હાકિમે અસામાન્ય હિંમત દાખવી અને બહાર શેરીઓમાં આવીને તેમણે લોકોને સંબોધન કર્યું: "બાર્જવાને મારી વિરૂદ્ધ કરેલાં એક કાવતરા વિષે મને માહિતી આપવામાં આવી અને તેથી મારે તેમને દેહાંતદંડ આપવો પડયો. હું તમોને મારો પક્ષ લેવા માટે અને મારી સાથે સખત થવા માટે વિનંતિ કરું છું કારણ કે હજુ હું એક બાળક જ છું," અને તેઓ અશ્રુ સારવા લાગ્યા.૧૪ અલી હાકિમના શાસનના એક નવા તબક્કાની આ શરૂઆત હતી. હવે તેઓ બરોબર સ્થિર થઇ ગયા હતા અને તેમણે પોતાના હક્કો સ્થાપવાની શરૂઆત કરી. તેમણે કા'ઇદ જોહરના પુત્ર હુસેનને પોતાના મુખ્ય પ્રધાન તરીકે પસંદ કર્યા. હવે પછી આગળ ઉપર હાકિમ એક ખૂબ જ વિવાદાસ્પદ વ્યક્તિ-બની જાય છે. તેમના આશ્ચર્યકારક વટહુકમોને, જુદા જુદા અંકુશોના નિષ્ઠુર અમલને, ખ્રિસ્તિઓ, યહુદીઓ વગેરે ઉપર ત્રાસ ગુજારવાને તેમના ન સમજાય તેવા વર્તનના ઉદાહરણો તરીકે ટાંકવામાં આવ્યા છે અને ઘણાં ઇતિહાસકારો તે વર્તનને "સ્કાઇઝોફ્રેનીક" (એક જાતનો માનસિક રોગ જેમાં વિચાર, વાણી અને વર્તન જુદા જુદા હોય છે) અથવા તો ગાંડપણની કક્ષાનું ગણે છે. મારા મત મુજબ ત્યારે પ્રવર્તમાન પરિસ્થિતિને સમજ્યા વગર આવું સ્વચ્છંદી અનુમાન બાંધવું ન્યાયી નહીં ગણાય.

હિ. સં. ૩૯૦ અને ૩૯૬ (ઇ. સં. ૧૦૦૧ અને ૧૦૦૭) વચ્ચેનો ગાળો દુષ્કાળ અને નાણાંકીય અછતને કારણે ગંભીર હતો. માકરિઝિ, ઇબ્ને ખલ્લિકાન વગેરે દ્વારા આપણે સહેલાઇથી એમ માની શકીએ કે હી. સં. ૩૯૫ થી ૪૧૧

વચ્ચે નાણાંકીય અને સામાજિક કાયદાઓને લગતા મોટાભાગના વટહુકમો અલ–હાકિમ વડે જાહેર કરવામાં આવ્યા હતા.[૪૨] હિ. સં. ૩૯૫ નું વર્ષ વિવાદાસ્પદ કાયદા ઘડવાના કાર્યક્રમની શરૂઆત સૂચવે છે. પી. જે. વાટિકિયેટિસ કહે છે, "આ કાયદાઓ ઘડવાની પ્રક્રિયા અલ–હાકિમના સમકાલિનોને ઘેલછાપૂર્ણ લાગી હશે પરંતુ આધુનિક ઈતિહાસકારો કે જેઓ નિષ્પક્ષપાતી સંશોધન કરી શકયા હોત તેઓએ આ ચુકાદાને કેમ સ્વીકારી લીધો તે આશ્ચર્યની વાત છે. જ્યારે ૩૯૮/૧૦૦૮ માં નાઈલ અસામાન્યપણે નીચે વહી રહી હતી ત્યારે મોજશોખમાં અતિશય ખર્ચાઓનો તેમણે કરેલો નિષેધ કે દુષ્કાળગ્રસ્ત ગંભીર સંજોગોમાં વસ્તુઓ ઉપર ઉંચા ભાવો ચડાવીને નફો મેળવવા સામેની તેમની લડત સમાજકલ્યાણ માટેના તેમના સુજ્ઞ કાયદાના ઘડતરના ઉદાહરણો છે. તેઓ આગળ કહે છે, "દાખલા તરીકે ચોર અને રખડુઓ ઉપરનું તેમનું નિયમન વિસ્મયકારક અને કદાચ તે વખતે ખૂબજ અસરકારક હતું. સ્ફિન્ક્ષ પૂતળા (સ્ત્રીનું મહોરૂં અને સિંહનું શરીર ધરાવતું એક પૂતળું) ની અંદર રહેલા 'માણસ'ને ચોર અંગેના સમાચાર આપવાની તેમની જાસૂસી પદ્ધતિ, જો તે ગુંડાગીરીને અટકાવવા માટે જ હતી તો, પ્રશંસનીય છે. સાંજે અલ–હાકિમ એક ચૌટા ભરે, જ્યાં વહેપારીઓ તેમની દુકાનોમાંથી ચોરાએલી વસ્તુઓની 'સ્ફિન્ક્ષ'ને જાણ કરે. પૂતળું, અગાઉ મળેલી માહિતીના આધારે, ચોરનું નામ આપે. મંદીના વખતમાં વિપુલ પ્રમાણમાં ફેલાએલા રખડુ ચોર–ડાકુઓને ડામવા માટેની આ એક રસપ્રદ અને ચતુર પદ્ધતિ જણાય છે. અલ–હાકિમ નિઃશંકપણે ચમત્કારોની મનોવૈજ્ઞાનિક શક્તિ અને લોક સમૂહો ઉપરની તેમની અસર સમજતા હતા."[૪૩]

વાટકિયેટિસ જે કહે છે તે કંઈક અર્થસૂચક છે. સંજોગોના દબાણે અલ–હાકિમને આવા પગલાઓ લેવાની ફરજ પડી હતી–પરંતુ તેમ દેખાય છે કે અલ–હાકિમ ઘણી વખત ઉગ્ર પગલાઓ લેતા અને ઘણી વખત તેમને પ્રત્યાઘાતો સામે પીછેહઠ પણ કરવી પડી હતી. ઉદાહરણ તરીકે તેમણે ખ્રિસ્તીઓ અને યહુદીઓ સામે લીધેલા પગલાને લ્યો. ત્યાં સુધી **ધીમ્મીસે** (એટલે કે ખ્રિસ્તીઓ અને યહુદીઓ) ફાતેમી સામ્રાજ્યમાં ઉચ્ચ હોદ્દાઓ ભોગવ્યા હતા અને મોટા ભાગના મહેસુલ અધિકારીઓ અને કર ઉઘરાવનારાઓની નિમણૂક આ બે જ્ઞાતિઓમાંથી થતી. તેઓ મુખ્ય પ્રધાન સહિતના ઉચ્ચ હોદ્દાઓ ધરાવતા હતા અને તેના પ્રત્યાઘાતો રૂપે તેઓ ખૂબ સમૃદ્ધ પણ બન્યા હતા. મુસ્લિમો, સ્વાભાવિક પણેજ, વહીવટી રાજ્યતંત્રમાં **ધીમ્મીસ** ના ઉચ્ચતરપણા સામે અસંતોષ ધરાવતા,

ઘણાં ખ્રિસ્તી અધિકારીઓએ તેમની સત્તાનો દુરુપયોગ પણ કરેલો અને ઘણી અતિશયોક્તિ કરેલી. આ કિસ્સાઓ હાકિમની જાણમાં લાવવામાં આવ્યા. તેમણે હી. સં. ૩૯૫ માં તેઓની સામે પગલા લેવાની શરૂઆત કરી. ઘણાં ભ્રષ્ટાચારી ખ્રિસ્તિઓને મારી નાખવામાં આવ્યા. કેટલાકને ત્રણ વિકલ્પો આપવામાં આવ્યા. હતા : કાં તો ઇસ્લામ સ્વીકારવો, દેશ છોડી જવો અથવા દેહાંતદંડ સ્વીકારવો ઘણાંએ ઈસ્લામ સ્વીકાર્યો જ્યારે થોડાએ મૃત્યુ પસંદ કર્યું. તેમણે ક્રિશ્ચિયનો માટે પાંચ રતલ વજનનો એક ક્રોસ પહેરવાનું અને તેનું પ્રદર્શન કરવાનું તથા યહુદીઓ માટે તેટલા જ વજનની વાછડાની આકૃતિ ધરાવવાનું પણ ફરજીયાત બનાવ્યું. આ વર્ણન માટે ડૉ. ઝાહિદ અલી માકરીઝીને ટાંકે છે. (તારીખ ફાતેમીન મીસ, ગ્રંથ–૧ પાનું–૨૨૩), પરંતુ પાંચ રતલનું વજન નક્કી થયું હોય તે અસંભવ લાગે છે. તે બુદ્ધિગમ્ય નથી. પહેલાં તો પાંચ રતલ એ એટલું બધું વજન છે કે તે ગળામાં પહેરી શકાય નહીં અને બીજું એક ક્રોસ માત્ર પહેરવાથી ઓળખનો હેતુ સરી જાય છે. કોઈ વજન નિશ્ચિત કરવું જરૂરી નથી. આમ પણ ખ્રિસ્તિઓ ક્રોસ પહેરવાને તેમની ધાર્મિક ફરજ ગણતા હતા. જ્યાં હાકિમે જેરૂસલામના **કિયામા** નામક પવિત્ર કબ્રસ્તાનમાં કોઈક છેતરપિંડી થવાનું સાંભળ્યું ત્યારે તેમણે તેનો વિધ્વંસ કરાવી નાખ્યો. ખ્રિસ્તીઓ અને યહુદીઓને ઘોડા પર બેસવાની પણ મનાઈ હતી. (અલબત્ત, આપણને તેમ પણ કહેવામાં આવ્યું છે કે કોઈ પણ ધર્મ ધરાવતા સામાન્ય પ્રજાજન માટે ઘોડેસ્વારીનો નિષેધ કરવામાં આવેલો.) આ પગલાંઓની ઉગ્રતા એક દાયકા સુધી ચાલુ રહી. ત્યારબાદ, હાકીમે આ હુકમોમાં ઢીલ મૂકી અને **ધીમ્મીસ** લોકોને, જો તેઓની ઈચ્છા હોય તો, મુક્તપણે તેઓના ધર્મને અનુસરવાની છૂટ આપવામાં આવી.

સુન્ની મુસ્લિમોને પણ કેટલાંક સખત પગલાઓનો અનુભવ કરવો પડયો. અલ–હાકિમ તેમના પ્રજાજનોને ઈસ્લામી પંથ અંગીકાર કરવા પ્રેરતા અને કયારેક તેઓના ઉપર દબાણ પણ લાવતા. હી. સં. ૩૯૫ માં તેમણે સુન્નીઓના પૂજ્ય એવા પ્રથમ ત્રણ ખલીફાઓને ભાંડતા લેખો મસ્જીદો, દુકાનો અને ઘરોના બારણાઓ ઉપર લખવા માટે બનાવ્યા. તેમણે લોકોને આવા લેખોને સોનેરી અક્ષરોમાં અને ચકચકિત રંગોમાં જાહેર કરવા માટે ફરજ પાડી. (માકરીઝી, ગ્રંથ–૨ પાનું. ૨૮૬). માકરીઝ આ જણાવે છે પરંતુ આ અપશબ્દોને કોતરવા માટે કોણે હુકમ આપ્યો હતો તે તેઓ જણાવતા નથી. હાકિમ સુન્નીઓ બહુમતીમાં છે તે બહુ સારી રીતે જાણતા હોવા છતાં આવો આત્મઘાતક આદેશ

આપે તે અસંભવ છે. એ વધારે શક્ય લાગે છે કે કેટલાંક અતિ ઉત્સાહી શિયા અધિકારીઓ આ પગલાં માટે જવાબદાર હતા. હાકિમે આવા સખત પગલાઓ શા માટે લીધા? વાટકિયોટિસના મંતવ્ય મુજબ–અને તેઓ લગભગ સાચા છે–ફાતેમી દાવા ને તેના પોતાના કર્યાની ગંભીરતાનો સામનો કરી રહ્યા હતા. તે માહદીના સિદ્ધાંત અને ફાતેમી શ્રદ્ધાના અખિલ બ્રહ્માંડને લગતા દાવા સંબંધિત છે. આ શ્રદ્ધાના સ્થાપકોએ વચન આપેલું હતું કે માહદીના દશ્યમાન થવા પછી આ પૃથ્વી અન્યાયોમાંથી મુક્ત બનશે અને બધા જ લોકો સાચી શ્રદ્ધાને ગળે લગાડશે. આમ છતાં ફાતેમી આસ્થા એક લઘુમતિની પરિસિમાઓમાં સિમીત રહી જેનાથી ફાતેમી દાવાઓની સત્યતા પ્રત્યે આશંકાઓ પેદા થવા લાગી. અલ–હાકિમે આથી તેમના લોકોમાં ફાતેમી ઉદ્દેશ્યના ફેલાવા માટે હામ ભીડી. અલ હાકિમની નીતિમાં બે વસ્તુઓ સિદ્ધ કરવા માટે ચિંતન કરવામાં આવેલું : (૧) ઓછામાં ઓછું થોડા સમય માટે લોકપ્રિય સામૂહિક અપેક્ષાની માંગને સંતોષવા માટે. આ માટે જેઓ ઈમામ ખલિફાનો ધર્મ અંગીકાર ન કરે તેઓને તોડી પાડવા જરૂરી હતા. (૨) ભયંકર વિદેશી દુશ્મન (બાયઝાંટીનો) ને સંબંધો માટે મજબૂર કરવા.[૪૪]

પરંતુ બહુમતી ધરવતા સુન્નીઓમાં આ નીતિ પ્રત્યે અસંતોષ ફેલાયો. અલ–હાકિમને બેશક થોડુંઘણું આ નીતિને કારણે–હી. સં. ૩૯૫ થી ૩૯૭ દરમિયાન ઉત્તર આફ્રિકામાં અબુ રિકવાના બંડનો સામનો કરવો પડયો. તેમણે, જોકે, હોંશિયારીપૂર્વક ચાલ બદલી અને પૂર્વે સંતાપવામાં આવેલા સુન્ની મુસ્લિમોને છૂટછાટો આપી. જે મુસ્લિમોએ ફાતેમી વટહુકમોનો અનાદર કર્યો તેઓએ તેમણે "સહિષ્ણુતાના પત્રો" આપ્યા. (માકરીઝે આ "પત્રોની" કથાવસ્તુ નોંધી છે.) અલ–હાકિમનું સ્ત્રીઓ પ્રત્યેનું વલણ થોડું ઈસ્લામી કાયદાઓ અને થોડું રાજમહેલમાં કેટલીક વગ ધરાવતી સ્ત્રીઓ વડે રચવામાં આવેલા કાવતરાનો તેમને સામનો કરવો પડેલો તેના પરિણામ સ્વરૂપ છે. તેમના બહેન સાત્ત–અલ–મુલ્ક પ્રચંડ સત્તા ધરાવતા હતા. પોતાની મિલકતનો ઉપયોગ કરીને તેઓ રાજકીય કાવતરાઓ યોજી શકતા હતા. અલ–હાકિમને સામાન્યતઃ સ્ત્રીઓ ઉપર કડક અંકુશો લાદ્યા અને તેમની માતા તથા બહેન સહિત બધીજ સ્ત્રીઓની મિલકતો ખાલસા કરી.

અલ હાકિમ, અનેકવિધ પડકારોને પહોંચી વળવા તેમણે લીધેલા સખત પગલાઓને કારણે, એક વિવાદાસ્પદ વ્યક્તિ બની ગયા છે. ઇતિહાસકારો જુદા જુદા મતો ધરાવે છે. મુસ્લિમ ઈતિહાસકારો જેવા કે અબુ'લ ફિદા, ઇબ્ને અલ

અશિર અને ઈબ્ને ખલ્લીકાન તેમને એક પાખંડી ધૂર્ત અત્યાચારી રાજવી તરીકે ચિતરે છે. બીજી બાજુ પ્રોફેસર હીટ્ટી તેમનો બચાવ કરે છે અને કહે છે : એ હકીકત છે કે, અલ હાકિમે ઘણાં ક્રાંતિકારી નિયંત્રણો અને પગલાઓ અમલી બનાવ્યા. અનૈતિકતાને સીપાઈઓના દળો વડે લડત આપી અને વિરોધી વાતાવરણમાં એક ધાર્મિક સમાજ (દ્રુઝે) સ્થાપવામાં સફળ થયા, કે જે નવ સદીઓ સુધી અશ્મિની જેમ ટકી રહ્યો—અને જો ખરેખર ઈતિહાસમાં કોઈ અશ્મિ હતું તો તે દ્રુઝે સમાજ હતો—દર્શાવે છે કે તેઓ ઘેલછા ધરવતા કે મૂર્ખ માણસ નહોતા કે જેની આત્મકથા આ પૂર્વકાલીન લેખકો આપણા માટે છોડી ગયા છે.[૪૫]

અલ-હાકિમ ખૂબ જ ધાર્મિક હતા. તેમના પૂર્વકાલીનો ખૂબ જ દમામ અને ભભકાથી જીવ્યા હતા. તેઓએ મોટા મોટા રાજમહેલો બંધાવ્યા હતા અને તેમની પાછળ છૂટાહાથે ખર્ચ કર્યો હતો. બીજી બાજુ અલ-હાકિમ સાદાઈને પસંદગી આપતા. તેમણે ઘોડેસવારી પણ છોડી દીધી. તે હેતુ માટે તેઓ એક ગધેડો રાખતા. તેઓ કોઈ જાતના જરઝવેરાત વિનાના સાદા કપડા પહેરતા. તેઓ ઘણી વખત તેમના ગધેડા ઉપર બહાર નીકળી પડતાં અને ફરિયાદો સાથે લોકો તેમની આજુબાજુ ટોળે મળતા. સાથે સાથે તેઓ ખૂબ ઉદાર હતા. તેઓ તેમના નોકરોને ઉદારહાથે બદલો આપતા. એહમદ બીન મુહમ્મદ નિશાણુરી ઈશ્બાત-અલ-ઈમામામાં લખે છે કે, "હાકિમ ઉદારહાથે લોકોને આપતી વખતે તેઓમાંના સારા અને ખરાબ માણસો વચ્ચે ભેદ પાડતા નહીં.[૪૬] હકીકતે એહમદ નિસાણુરી અલ એહમદના ગુણોને ઈશ્વરના ગુણો સાથે સરખાવે છે. ઈશ્વર જેવી રીતે પોતાની દયા બધા જ ઉપર, તેના કે તેણીના ધર્મના અથવા તે કે તેણીના સારા કે નરસાપણાને ધ્યાનમાં લીધા વિના, (સરખા પ્રમાણમાં) વરસાવે છે તેવી જ રીતે ઉપાસકોના ઉપરી (એટલે કે અલ-હાકિમ) પણ બદલો આપતી વખતે સારા કે નરસા વચ્ચે ભેદ પાડતા નથી.[૪૭] સૈયદના હમીદુદ્દિન કિરમાણી એક મહાન ઈસ્માઈલી બુદ્ધિપ્રતિભા હતા, જેમણે હકીકત (અંતીમ વાસ્તવિકતા) ઉપર ઘણાં પુસ્તકો લખ્યા છે તેઓ હાકિમને આ શબ્દોમાં અંજલિ આપે છે : હાકિમના કાર્યો અંધકારમય હતા, કે જેમણે માનવીય બુદ્ધિને ગૂંચવી દીધી. આ કાર્યો દા'વા માટે વિધ્વંસક અને એક મહાન કસોટી સમાન હતા. આ સમય પછી ઈશ્વર તેનું વચન પાળશે અને આ અંધકાર દૂર થશે. અને સત્ય તેની અખંડતા સહિત પયગમ્બરના કુળ ભણી પાછું આવશે."[૪૮]

ઉપરોક્ત અંજલિ એક સામાન્ય માણસને ગુંચવણુ પેદા કરવા માટે અપૂરતી નથી, શ્રદ્ધાળુઓ તેની ગમે તેવી સમજૂતિ આપે પરંતુ એટલું સ્પષ્ટ થાય છે કે ઈમામ હાકિમના કાર્યો વિસંગતાઓથી ભરેલા હતાં કે જે કાર્યોને ખુલાસાઓ અથવા તાર્કિક દલિલોની જરૂર પડે છે અથવા અનુયાયીઓએ તે કાર્યોને એક આસ્થા વસ્તુ તરીકે સ્વિકારવા પડે છે. મારા અભિપ્રાય મુજબ અલ હાકિમનું વ્યક્તિત્વ વિચિત્ર અને તેમના કાર્યો ગૂઢ હતા જેમણે તેમને એક અતિ વિવાદાસ્પદ વ્યક્તિ બનાવી દીધા. અલ–હાકિમનું અદશ્ય થવું અથવા તેમનું મૃત્યુ પણ રહસ્યમય સંજોગોથી ઘેરાયેલું છે. હાકિમ મુકાત્તામના પહાડ પર આવેલી એક ગુફામાં ઘણી વાર જતા. હી. સં. ૪૧૧ માં એક સાંજે તેઓ એક નોકર સાથે ત્યાં ગયા. હંમેશાની જેમજ તેઓ ગધેડા પર સવાર હતા. તે રાત્રે તેઓ રાજવી મહેલમાં પાછા ફર્યા નહીં. બીજે દિવસે ગુફાની બહાર ગધેડો મૃત હાલતમાં મળી આવ્યો પરંતુ ત્યાં અલ–હાકિમ કે તેમના દેહના કોઈ એંધાણુ નહોતા. તેઓ કદી પાછા ન આવવા માટે અદષ્ય થઈ ગયા હતા કે તેમનું ખૂન કરવામાં આવ્યું હતું? તે કહેવું મુશ્કેલ છે. તેમના દૈવત્વમાં આસ્થા ધરાવતા દુરાઝીઓ એમ માને છે કે તેઓ ફરીવાર દષ્યમાન થશે. ઈસ્માઈલીઓ આવી કોઈ માન્યતા ધરાવતા નથી. તેમજ તેઓની પાસે તેમના રહસ્યમયપણે અદશ્ય થવા અંગે કોઈ નિર્ણાયક જવાબ પણ નથી. જોકે કેટલાંક ઇતિહાસકારોની માન્યતા સંભવિત જણાતી નથી કે તેમના બહેન સીત્ત–અલ–મૂલ્કની ઈચ્છાથી તેમનું ખૂન કરવામાં આવ્યું હતું. ઈસ્માઈલીઓ માને છે કે તેમને મારી નાખવામાં નહોતા આવ્યા પરંતુ તેઓ અદશ્ય થઈ ગયા અને ઈસુની જેમ, સ્વર્ગ ગમન કરી ગયા. પરંતુ આનો અર્થ તેવો થતો નથી કે તેઓ ભૈહિકપણે જીવંત છે.[૪૯] ઇતિહાસના એક વિદ્યાર્થી માટે અલ-હાકિમના કાર્યો તેઓ જે પરિસ્થિતિઓનો સામનો કરી રહ્યા હતા તેના કરતાં વધારે વિસંગત નહોતા. જેટલી વિસંગતતાઓ તેમના વ્યક્તિત્વમાંથી નિતરતી હતી તેટલી જ વિસંગતતાઓ તેઓ જે પરિસ્થિતિનો સામનો કરી રહ્યા હતા તેમાંથી પણ જન્મતી હતી.

અલ ઝાહિર : સાતમા ફાતેમી ખલિફા (હી. સં. ૪૧૧ થી ૪૨૭)

માકરિઝિ જેવા કેટલાંક ઇતિહાસકારો માને છે કે અલ-હાકિમે, તેમના મૃત્યુથી સાત વર્ષ પૂર્વે, 'અબ્દુર રહિમ બીન ઈલ્યાસ બીન એહમદને પોતાના નિકટતમ વારસ નિમ્યા હતા. તેમનું નામ શુક્રવારની પ્રાર્થનાઓમાં ઉચ્ચારવામાં આવતું અને તેમણે વહીવટનો હવાલો સંભાળેલો હતો. જોકે આ વસ્તુ બે

કારણોસર અસંભાવ્ય લાગે છે: (૧) વંશાવળીની નીતિ મુજબ અનુગામીની પસંદગી વંશના સભ્યોમાંથી જ થાય જ્યારે 'અબ્દુર રહીમ બહારના હતા; (૨) ફાતેમી ખલિફાઓ ઈમામ તરીકેનું ધાર્મિક સ્થાન પણ સંભાળતા કે જે માત્ર પિતા પાસેથી પુત્ર તરફ જ પસાર થઈ શકતું, અને બીજા કોઈ તરફ નહીં. વધારે સંભવ એ લાગે છે કે હાકિમે 'અબ્દુર રહિમને રાજકર્તાના વાલી નિમ્યા હોય કારણ કે તેમના પુત્ર ઝાહિર હજુ સગીર હતા. જ્યારે હાકિમ મૃત્યુ પામ્યા ત્યારે તેઓ ૧૬ વર્ષના હતા.

ઈસ્માઈલી વર્તુળો માને છે કે ઈમામ અલ-હાકિમે તેમના અદૃશ્ય થવા પહેલાં પુત્ર ઝાહિરને તેમના નિકટતમ-વારસ નિમ્યા હતા. ઈમામ હાકિમના અંતર્ધાન થઈ જવાના સમાચાર થોડા સમય માટે લોકોથી છૂપાવવામાં આવેલા. એ સમય દરમિયાન ઝાહિરે તેમના સૌથી વધુ અનુયાયિઓ પાસેથી વફાદારીની પ્રતિજ્ઞા મેળવી લીધી. ઝાહિર ત્યારે લગભગ ૧૭ વર્ષના હતા. અલ-હાકિમના બહેન સાત્ત અલ મૂલ્ક, તેમના ભત્રીજા ઉપર સારો પ્રભાવ ધરાવતા હતા, અને રાજ્ય કારભારમાં પ્રત્યક્ષ રીતે ભાગ લેતા. તેમણે તે સમયે દમાસ્કસ ગયેલા 'અબ્દુર રહિમને બોલાવવા મોકલ્યા કારણ કે તેઓ તેમને પણ ખલિફા પ્રત્યેની તેમની વફાદારી માટે પ્રતિજ્ઞાબદ્ધ કરવા ઈચ્છતા હતા. અબ્દુર રહિમે પોતાને સિરિયાના સ્વતંત્ર રાજવી તરીકે જાહેર કરી દીધા અને આ માટે તેમને તે વિસ્તારના લોકોનો થોડો ટેકો પણ મળ્યો. જોકે, તેમના સખત આપખુદપણા છતાં લોકો થોડા જ વખતમાં તેમની વિરૂદ્ધ થઈ ગયા. સાત્ત અલ મુલ્કે તેમની ધરપકડ કરાવી. તેમને ઈજીપ્તમાં લાવવામાં આવ્યા અને જેલમાં ધકેલવામાં આવ્યા જ્યાં થોડા વર્ષો પછી તેઓ મૃત્યુ પામ્યા.

સાત્ત અલ મુલ્ક, હી. સં. ૪૧૫ માં તેમનું મૃત્યુ થયું ત્યાં સુધી, સંપૂર્ણ પ્રભાવશાળી રહ્યા. આ ચાર વર્ષ દરમિયાન વડા પ્રધાનો ત્વરિત ગતિએ બદલાતા રહ્યા અને વહીવટ સ્થિરતા પામી શક્યો નહીં. આ માટેના કારણો ગૂઢ રહ્યા છે પરંતુ આ બદલીઓ શક્યતઃ રાજ્ય મહેલના કાવાદાવાઓના કારણે થવા પામી હોવી જોઇએ. સાત અલ મુલ્કના નિધન પછી દરબારી ઉમરાવોમાંથી એક ત્રિપુટીને વહીવટનો હવાલો સોંપવામાં આવ્યો હતો. આ ત્રિપુટી દરેક અગત્યની બાબતમાં ખલિફાનો સંપર્ક સાધતી અને નિર્ણયો લેતી. હી. સં. ૪૧૬ થી પછીના ત્રણ વર્ષ સુધી નાઇલ પૂરતા પ્રમાણમાં વહી નહી. દુષ્કાળ પડયો અને લૂંટ અને ધાડ તે સમયની રોજીંદી ઘટનાઓ બની રહી. કેટલાંક હજાર ગુલામોએ બંડ પોકાર્યું અન સરકારી અધિકારીઓને લૂંટવાનું અને મારી નાંખ-

વાનું શરૂ કરી દીધું. જોકે આ બંડ ડામી દેવામાં આવ્યું અને નાઇલના પાણી વધવાની સાથે પરિસ્થિતિમાં સુધારો શરુ થયો. હી. સં. ૪૧૯ માં સામાન્ય સ્થિતિ સ્થપાઈ.

ખલિફા અલ–ઝાહિર મુત્સદ્દીગીરીના ગુણોમાં ઓછા નહોતા. હી. સં. ૪૧૮ માં જ્યારે સામાન્ય સ્થિતિ સ્થપાવામાં જ હતી ત્યારે તેઓ તત્કાલિન ગ્રીક સમ્રાટ કોન્સ્ટન્ટાઈન–૩ જા સાથે સાનુકૂળ કરાર કરવા માટે શક્તિમાન બન્યા. એવી સંમતિ અપાઇ કે બાયઝાન્ટાઈનના સત્તાધિકાર હેઠળની બધી મસ્જીદોમાં શુક્રવારના વ્યાખ્યાનોમાં ફાતેમી ખલિફાનું નામ ઉચ્ચારાય. તે વાત પણ સંમત થવામાં આવ્યું કે જેરૂસલેમમાંના રેઝૂરેક્ષન (પુનરુત્થાન) દેવળના કરવામાં આવેલા વિધ્વંસના પ્રતિશોધ રૂપે કોન્સ્ટનટિનોપલમાં તોડી પાડવામાં આવેલી મસ્જીદનો પુનરોધ્ધાર બીજી બાજુ ખલિફા જેરુસલેમ ખાતેના દેવળના પુનઃ બાંધકામ માટે પરવાનગી આપવા સંમત થયા. સિરિયા ઉપરનું આધિપત્ય જમાવી રાખવામાં પણ ઝાહિર સફળ થયા. કેટલાંક ઇતિહાસકારો માને છે કે ઝાહિરને માત્ર શોભારૂપ બનાવી મૂકવામાં આવ્યા હતા જ્યારે સાચો અધિકાર તો ત્રિપુટીને હસ્તક હતો. હી. સં. ૪૨૭ માં ઝાહિરને મરકી થઈ અને તેમની હાલત વધારે લથડવાથી તેમને માકૂસ (આજનું કેરોનું બંદર) ખાતે પાણીકાંઠાનો બાગ (ગાર્ડન ઓફ ધ સ્ટ્રેન્ડ)માં લઈ જવામાં આવ્યા. તેઓ ત્યાં પોતાની પાછળ તેમના ત્યારે સાત વર્ષના પુત્ર અલ–મુસ્તનસીરને છોડીને મૃત્યુ પામ્યા.

અલ–મુસ્તનસીર–હી. સં. ૪૨૭–૪૮૭ (ઇ. સં. ૧૦૩૫–૧૦૯૫)

અલ–મુસ્તનસિર–ફક્ત સાત વર્ષની વયે હી. સં. ૪૨૭ માં તેમના પિતાના અવસાન બાદ–ખલિફા જાહેર થયા. તેમના માતૃશ્રી એક સુદાની નીગ્રો સ્ત્રી સર્વ સત્તાધિશ બન્યા અને તેમણે ખલિફાના રાજ્યાસન પાછળથી સત્તા ચલાવી. બિન–ઈસ્માઈલી ઇતિહાસકારો માને છે કે રાણી–માતા એક ગુલામ કન્યા હતા. ખલિફા ઝાહિરે તેમને તેમના યહુદી માલિક પાસેથી મેળવેલા હતા. આ આમ પણ હોઇ શકે. પરંતુ ઇસ્માઇલી વર્તુળો એવી માન્યતા ધરાવે છે કે ઝાહિરે તેમની સાથે લગ્ન કરેલા અને મુસ્તનસીર આ લગ્ન બંધનનું સંતાન હતા. તૂર્કો અને નિગ્રો વચ્ચે યુદ્ધો શરૂ થયા અને રાણી માતાએ નિગ્રો દળોને પોતાનો ટેકો આપ્યો. સિરિયામાં પણ સંતાપ પ્રબળ થતો જતો હતો અને થોડા મહિના પછી એક પ્રચંડ બળવો ફાટી નિકળ્યો. વઝિર અલ જર્જરાઇન કે જેઓ એક શક્તિશાળી વહીવટકર્તા હતા, ના મૃત્યુ પછી હી. સં. ૪૩૬ માં

હિતસાધુઓના ઝઘડા અને દરબારી કાવાદાવાઓ વિપુલ પ્રમાણુમાં ફાટી નીકળ્યા હતા. હવે રાણી–માતા સામે કોઇ અવરોધ નહોતો. પ્રધાનોની બદલી ગતિશીલ બની અને બીજા છ વર્ષ દરમિયાન (હી. સં. ૪૩૬–૪૪૨) ઇજીપ્તનાં રાષ્ટ્રિય રાજકારણમાં તૂર્ક લડવૈયાઓ અને નિગ્રો દળો વચ્ચેની અથડામણો કેન્દ્રવર્તી બની રહી.

હી. સં. ૪૪૨ માં અલ–મુસ્તનસિર ને અલ–યાઝુરી નામે એક પ્રધાન મળી ગયા. તેઓ યાઝુરી ગામના એક નમ્ર માછીમારના પુત્ર હતા. તેઓ આઠ વર્ષ સુધી વહીવટી તંત્રના ઉપરી રહ્યા અને તેમણે ઘણાં સુધારાઓ દાખલ કર્યા. ઓ લિયરી કહે છે : "તેમના પહેલાં પગલાઓમાનું એક સરકારના ધાન્યના જથ્થાને સૌથી નીચી કિંમતે વેચવાનું હતું. આમ તેઓ દેશના વેપારીઓ ઉપર તેમના જથ્થાને બજાર ભાવે, કે લોકોને પોસાતા, વેચવા માટે દબાણ લાવી સમગ્ર દેશમાં ભાવો નીચા લાવ્યા. સાહજીક રીતે જ આનું પરિણામ મહેસૂલમાં સખત નુકસાન રૂપે આવ્યું અને વધુ ગંભીર પરિણામ એ આવ્યું કે થોડા જ સમય પછી જ્યારે અપૂરતી નાઇલે સર્વસામાન્ય અછતને જન્મ આપ્યો ત્યારે કશું જ પ્રાપ્ય નહોતું. તેથી દેશને ફરીવાર દુષ્કાળનો અનુભવ થયો અને પાછી મરકી[૫૦]. પરંતુ અલ–યાઝુરીએ, ગ્રીસના સમ્રાટ પાસેથી ખાદ્ય–ધાન્યની ઉપલબ્ધિ દ્વારા વિષમ પરિસ્થિતિનો પ્રશંસનીય સામનો કર્યો આ સહકાર હી. સં. ૪૪૭ સુધી ચાલુ રહ્યો જ્યારે કે સમ્રાટ મૃત્યુ પામ્યા. તેમના અનુગામી સામ્રાજ્ઞી થિયેડોરાને વધુ મૂલ્ય મેળવવાની ઈચ્છા હતી પરંતુ યાઝુરી સહમત થયા નહીં. સદ્‌ભાગ્યે બીજા વર્ષે નાઇલ અસામાન્યપણે સારી હતી અને ફરી એક વાર ઈજીપ્તમાં છતની રેલમછેલ આવી. યાઝુરીએ ગરીબ ખેડૂતોના હિતોના રક્ષણ અર્થે પણ કડક પગલાં લીધાં. તેમણે નાણાં ધિરનારા શરાફોને ઉભા માલનો કબજો લેવાનો અને વેપારીઓને ઓછી કિંમતે અપરિપક્વ ધાન્ય ખરીદવાનો નિષેધ કરતા કાયદા ઘડયા. આમ છતાં યાઝુરી ઠપકાથી પર નહોતા. તેમણે ખૂબજ સંપત્તિનો સંચય કરેલો અને અબ્બાસીઓ સાથે રાષ્ટ્રદ્રોહી પત્રવ્યવહાર ધરાવવાનો પણ તેમના ઉપર આક્ષેપ છે. ખલિફાની સંમતિથી રાણી માતા વડે તેમને હી. સં. ૪૫૦ માં ઝેર અપાયું હોવાનું કહેવાય છે.

અહીં સુખ્યાત પર્શિયન કવિ નાસીર ખુસરો ઈજીપ્તના પાટનગર કાહિરા, કે જેની તેમણે હી. સં. ૪૩૯ માં મૂલાકાત લીધી હતી, ત્યાંના જીવન વિશે શું કહે છે તેના ઉપર થોડો પ્રકાશ ફેંકવો રસપ્રદ થઇ પડશે. તેમણે તે શહેરમાં સાત

વર્ષ વિતાવ્યા અને ત્યાંના જીવનના દરેક પાસા સાથે પરિચય સાધ્યો. તેઓ સૂક્ષ્મ અવલોકન કરનારા હતા અને પ્રમાણમાં અવ્યવસ્થિત તેવા તે સમયની પણ ફાતેમી દરબારોની સમૃદ્ધિ અને ભવ્યતાના તથા કેરોની જાહોજહાલીના તાદૃશ્ય ચિતારો તેઓ છોડતા ગયા છે. એ નોંધવું જોઈએ કે આ પ્રવાસી, જેઓ એક ઈસ્માઈલી દા'ઈ પણ હતા, ની આંખો પર્શિયા અને ઈરાક અતિ સમૃદ્ધ અને સુસંસ્કૃત શહેરોથી પરિચિત હતી. તેમની આંખોને પણ કેરોની તને તેના દરબારની ભવ્યતા દંગ કરી મૂકનારી લાગી. તેઓ આપણને તેમના સફરનામા (પ્રવાસ વર્ણન) માં કહે છે કે કેરો પાંચ દરવાજાઓ ધરાવતું એક ભવ્ય શહેર છે. તેની ચોફરતે દીવાલ નથી, પરંતુ શહેરોની આજુબાજુ બાંધવામાં આવેલી એવી કોઈ પણ દીવાલ કરતાં તેના મકાનો ઊંચા છે. મકાનોની કુલ સંખ્યા ૨૦,૦૦૦ ની આજુબાજુ હશે જેમાંના મોટા ભાગના પાંચ કે છ માળો ધરાવે છે. મકાનો એક બીજાથી દૂર બાંધવામાં આવ્યા છે. ચો તરફ શુશોભિત બાગ-બગીચાઓ છે જેમાં કૂવા અને પવનચક્કિઓ દ્વારા પાણી પાવામાં આવે છે. સર્વ સામાન્ય કદના ચાર માળના મકાનનું ભાડું અગિયાર દીનાર છે. મુસ્તનસિરના રાજમહેલનું વર્ણન કરતાં તેઓ કહે છે કે તે એક વિશાળ અને મજબુત ઈમારત છે જે દૂરથી એક પહાડ જેવી લાગે છે. તે વિશાળ ખુલ્લા ખેતરો વડે ઘેરાએલી છે અને ૫૦૦ સવારો અને ૫૦૦ પાયદળ વડે રક્ષિત છે. તેમાં રહેનારાઓની સંખ્યા ૩૦,૦૦૦ થવા જાય છે જેમાં ૧૨૦૦૦ ગુલામો તથા નોકરો છે. આ વિશાળ ઈમારત સમૂહનો દરેક ભાગ મહેલ કહેવાય છે. રાજ્યગાદી વિશે લખતાં તેઓ કહે છે કે એક સારું એવું લાંબુ પુસ્તક પણ તેની અજોડ સુંદરતાનું વર્ણન કરવા માટે પૂરું ન પડે.[૫૧]

તેમના લાંબા શાસનકાળ દરમિયાન ખલિફા અલ-મુસ્તનસિર જુદા જુદા તબક્કાઓમાંથી પસાર થયા. કયારેક તેઓ પ્રભાવશાળી આધિપત્ય માણતા તો કયારેક વળી તેઓ તેમના ખંધા અને પ્રપંચી પ્રધાનોના કેદી માત્ર બની રહેતા. અલ યુઝુરીના મૃત્યુ પછી તૂર્ક દળોએ ધીમે ધીમે પોતાનો પ્રભાવ વધાર્યો અને તેમના નેતાઓ વધુ અને વધુ અધિકાર ગ્રહણ કરતા ગયા. ૧૫ વર્ષના ગાળામાં એક પછી એક ચાળીસ પ્રધાનો નિમાયા હતા. તૂર્ક અને નિગ્રો સતત રીતે એકબીજા સાથે બાખડયા કરતા. ઈ. સં. ૪૬૦ માં તૂર્ક સેનાપતિ નાસિર-અદ-દૌલાએ નિગ્રો દળો ઉપર નિર્ણાયક ઘા કર્યો અને તેમને વેર-વિખેર કરી મૂકયા. નાસિર-અદ-દૌલા હવે ખૂબ શક્તિશાળી બની ગયા અને તેમણે ખલિફાનો મહેલ લૂંટયો. અલ-મુસ્તનસિર ઘોર સંકટમાં આવી પડયા.

તેમણે એલેકઝાન્ડ્રિયા કબજે કર્યું અને ઈજીપ્ત ભણી ખાદ્ય ધાન્યનો સંચાર બંધ કરી દીધો. આના પરિણામે ઈજીપ્તમાં ખાદ્યપદાર્થોની એટલી અછત ઉપસ્થિત થઈ કે મૂલ્યવાન પત્થરો અને કિંમતી ઘરેણાઓના બદલામાં પણ કોઈ રોટલી ખરીદી શકતું નહીં. સેંકડો નાશ પામ્યા અને ઘણા સ્થળાંતરો કરી ગયા. ખલીફાને પણ એક દિવસના રોટલીના બે ટૂકડાથી વધુ મળતું નહીં. નાસિર–અદ–દૌલા અત્યાચારી હતા અને તેમના પોતાના જ માણસે તેમને ઈ. સ. ૪૬૫ માં મારી નાંખ્યા.

નાસિર અલ દૌલાના નાશ પછી અલ મુસ્તનસિરે એક આર્મેનિયન ગુલામ બદ્‌–અલ–જમાલીને પ્રધાનપદનો હવાલો લેવા આમંત્ર્યા જેનો તેમણે કેટલીક શરતો સાથે સ્વીકાર કર્યો. બદ્ર–અલ–જમાલીએ પરિસ્થિતિને થોડા જ સમયમાં કાબુમાં આણી અને ખલિફાના આધિપત્યને સ્થિર કર્યું. ફરી એક વાર સમૃદ્ધિ ઇજીપ્ત ભણી આવી અને વાર્ષિક મહેસુલ નવી ઊંચાઈને સ્પર્શી ગયું. તેમાં વીસ લાખ દીનારથી ત્રીસ લાખ દીનાર સુધી વૃદ્ધિ થઈ. ફાતેમીઓ ભપકા અને ભવ્યતા માટે જાણીતા હતા. નાસિર–અદ–દૌલાની અવિચારી લૂંટ પછી પણ ખલિફાના મહેલમાં લાખો દિનારની કિંમતના મૂલ્યવાન પત્થરો, જર–ઝવેરાત અને સોના તથા ચાંદીના વાસણો રહી જવા પામ્યા હતા. આ કલા કારીગીરીઓ અજોડ સૌંદર્ય ધરાવતી હતી. માકરીઝી અને બીજાઓએ આ કિંમતી નમૂનાઓની વિગતવાર યાદી આપેલી છે. ખલીફા અલ-મુસ્તન સિરને ઈસ્માઇલી ઉદ્દેશ્યના ફેલાવામાં તેટલો જ રસ હતો. મહાન દા'ઈ સૈયદના મુય્યાદ શિરાઝી તેમના જ સમયમાં ઉચ્ચ ખ્યાતિ પામ્યા અને તેઓ ખલિફાના મહેલમાં ધાર્મિક વ્યાખ્યાનો ગોઠવતા. મુય્યાદ શિરાઝી એક મહાન પ્રતિભા-સંપન્ન પુરુષ અને ઈસ્માઈલી દા'વાના સૌથી વિદ્વાન દા'ઈઓમાંના એક હતા. મુસ્તનસિર પોતે તેમની કાવ્ય પંક્તિઓમાંની એકમાં તેમને જ્ઞાનનો પર્વત કહે છે, જે ચડવો ખૂબ જ મુશ્કેલ છે.

સૈયદના ઇદરિસના 'ઉયુન અલ અખબાર' મુજબ અલ–મુસ્તનસિરને ઝેર આપવામાં આવ્યું અને તેઓ ઈ. સ. ૪૮૭ માં મૃત્યુ પામ્યા. જ્યારે તેમના છેલ્લા શ્વાસો ગણાયા ત્યારે તેઓ ૬૭ વર્ષના હતા. અલ–મુસ્તનસિરના શાસન કાળ ફાતેમી શાસનના પતનની શરૂઆતનો કાળ સાબિત થયો. હકીકતે, એ બદ્ર અલ જમાલીની મુત્સદ્દીગીરી હતી કે જેને પરિણામે પતનની પ્રક્રિયા થોડો સમય માટે થંભી ગઈ. ઈ. સં. ૪૫૯ થી ૪૬૫ સુધીનો કરુણ દુષ્કાળ, તૂર્ક અને નિગ્રો વચ્ચે હિતોની સાઠમારી, ઉત્તર આફ્રિકાનો બળવો, અબ્બાસીઓ

સામેના યુદ્ધનો વિપુલ ખર્ચ અને ધર્મયુદ્ધોના હુમલા, આ બધા ફાતેમી સત્તાના અધઃપતન માટેના કારણોમાંના કેટલાંક છે. પી. જે. વાટિકિયોટિસ કહે છે કે "અલ-મુસ્તનસિરના શાસનના આંતરિક તબક્કાનું સર્વેક્ષણ કરતાં રાજકીય કાવાદાવા, બળવો અને વહીવટી અક્ષમતા તેના વ્યાપક અધઃપતનના આગળ પડતા કારણો જણાય છે. જેવી નમૂનેદાર પળોએ બગદાદમાં રૂઢિચુસ્ત ખલિફા-ના આધિપત્યનો ધ્વંસ કરેલો તે પળો ત્યારે ઈજીપ્તમાં પુનરાવર્તિત થઈ. ખૂબ જ ત્વરિત ગતિએ ઇમામ-ખલિફાના વ્યક્તિગત અધિકારનું સ્થાન પ્રધાન મંડળના શાસને લીધું. આ પરિસ્થિતિ તે હતી કે જેના વિષે અલ મુસ્તન-સિરના વિખ્યાત દાઈ, અલ-મુય્યાદ ફીદ્દીન તેમની આત્મકથામાં ભારે અફસોસ કરે છે."[૫૨]

અલ મુસ્તાલી હી. સ. ૪૮૭ થી ૪૯૫ (ઇ. સ. ૧૦૯૪ થી ૧૧૦૧)

મુસ્તાલી અલ મુસ્તનસિરના સૌથી નાના પુત્ર હતા અને જ્યારે હી. સ. ૪૮૭ માં તેમના પિતાના અનુગામી તરીકે આવ્યા ત્યારે તેઓ ૨૧ વર્ષના હતા. જો કે, મુસ્તાલીનું અનુગમન પડકાર રહિત ન રહ્યું, અને બિનસાંપ્રદાયિક અને સાંપ્રદાયિક વિચારસરણીઓ વચ્ચે વિવાદ જન્મવા પામ્યો, અને તેના પ્રત્યાઘાત રૂપે ફાતેમીઓ બે વિભાગોમાં વહેંચાઈ ગયા : (૧) તેઓ કે જેઓએ મુસ્તાલીને ઈમામ તરીકે સ્વીકાર્યા અને (૨) તેઓ કે જેઓએ જયેષ્ઠ પુત્ર નાઝિરને સાચા અનુગામી માનીને તેમને ઈમામ અને ખલિફા તરીકે સ્વીકાર્યા. વહોરાઓ આમાંના પ્રથમ વિભાગમાં આવે છે અને નાઝિર અથવા ખોજાઓ બીજા વિભાગમાં આવે છે.

ઈસ્માઇલી ઇતિહાસ 'ઉયુન અલ અખબારના લેખક દા'ઈ ઇદરિસના જણાવવા મુજબ અલ મુસ્તનસિરે મુસ્તાલીને તેમના જન્મ પહેલાં, પોતાના વારસ નિમવાનો નિર્ણય લીધેલો. જ્યારે મુસ્તનસિરના બે મોટા પુત્રો નિઝાર અને અબ્દુલ્લાહ ઇમામત માટે ઝઘડતા હતા ત્યારે તેમણે તેઓને કહ્યું, "જે વસ્તુ તમને મળવાની નથી તે માટે ઝઘડો નહીં" અને પોતાની પીઠ ભણી નિર્દેશન કરતાં તેઓએ કહ્યું, "સાચા ઈમામ અહીં છે," અર્થાત્ તેઓ હજુ જન્મવાના છે. જ્યારે તેમનો જન્મ થયો ત્યારે અલ-મુસ્તનસિરે ઈસ્માઇલી દા'વાના અનુયાયીઓને, તેમને ઈમામ બનાવવાના શુભ સમાચાર આપ્યા. અલ-મુસ્તનસિરે યમનના દા'ઇને પણ તેમ જણાવતો પત્ર લખ્યો કે, "ઇશ્વરે શ્રદ્ધાળુઓના ઉપરી ઉપર એક પુત્ર આપવાની કૃપા કરી છે જેમના દ્વારા ઈમામત (નું સ્થાન) મજબૂત બનશે અને જેમના વંશ મધ્યે ઈશ્વરનું વચન

ન્યાયના દિવસ સુધી ચાલુ રહેશે. તેમનો જન્મ ૪૬૭ ના મુહર્રમ માસમાં થયેલો છે." દા'ઈ ઈદરિસ આપણને તેમ પણ કહે છે કે અલ મુસ્તનસિરના મૃત્યુ પછી બીજા દિવસે મુસ્તાલી પ્રત્યેની વફાદારીના સોગંદ (બૈત) પણ લેવામાં આવ્યા હતા. તે સમયે તેઓ ૨૧ વર્ષના હતા અને તેમના પ્રત્યેની વફાદારીના પહેલાં સોગંદ લેનારાઓમાં તેમના બન્ને ભાઈ નિઝાર અને 'અબ્દુલ્લાહ હતા. પરંતુ તેઓ બન્નેએ પોતાના સોગંદ પાળ્યા નહીં.[૫૩]

મુસ્તાલિયન પંથના એક વિખ્યાત ઇતિહાસકારે આ સાંપ્રદાયિક ઝઘડા વિશે આપેલો આ એક અધિકૃત અહેવાલ છે. પરંતુ એક જુદો જ ચિતાર આપે છે. તેમના મંતવ્ય મુજબ મુસ્તનસિરના મૃત્યુ પછી તેમના વઝીર અફ્દલ મહેલમાં પ્રવેશ્યા અને તેમણે અલ-મુસ્તનસિરના સૌથી નાના પુત્ર અલ-મુસ્તાલીને રાજગાદીએ બેસાડયા. ત્યારબાદ તેમણે તેમના બીજા ભાઈઓ નિઝાર, અબ્દુલ્લાહ અને ઈસ્માઇલને બોલાવવા મોકલ્યા. જ્યારે તેઓ દરબારમાં પહોંચ્યા ત્યારે તેઓએ જોયું કે તેમના નાનેરા ભાઈ રાજગાદી ઉપર બેઠા હતા. તેમના માટે આ તદ્દન વણકલ્પ્યું હતું. એમ કહીને કે અલ-મુસ્તનસિરે અલ-મુસ્તાલીને પોતાના અનુગામી નીમેલા હતા, અફદલે તેઓને મૌલાના મુસ્તાલી પ્રત્યે સંનિષ્ઠાના સોગંદ લેવાનું તથા તેમને સાષ્ઠાંગ પ્રણિપાત કરવાનુ કહ્યું. બન્ને ભાઈઓએ ઈન્કાર કર્યો, તેઓમાંના દરેક એમ માનતા હતા કે તેમના પિતાએ પોતાને જ ઈમામ તરીકે નિમેલા હતા. માકરીઝીનો અહેવાલ પણ તદ્દન અવગણી ન શકાય. એ દિવસોમાં વઝીરો સર્વ-સત્તાધિશ બની ગયા હતા, અને પૂરોગામી ખલિફાના અનુગામી તરીકે કોઈ એક કે બીજાને પસંદ કરી શકતા. એ પણ સંભવિત છે કે ખલિફા મુસ્તનસિરે મુસ્તાલીને પોતાના અનુગામી નિમ્યા હતા અને તરુણ તથા અંકુશમાં રાખવા સહેલા થઈ પડે તેવા હોવાથી અફદલે પણ પોતાનો ટેકો તેમને આપ્યો હતો. આ સાંપ્રદાયિક વૈમનસ્યની યથાર્થતા જે હોય તે, અલ-મુસ્તનસિર પછી અલ-મુસ્તાલી ઈમામ-ખલિફા બની ગયા અને નિઝારે, તેમના અનુયાયીઓ સહિત, પોતાના નાના ભાઈની ખલિફતની વિરુદ્ધમાં યુદ્ધ જાહેર કરી દીધું. તેમને ખલિફાના લશ્કર વડે હરાવવામાં આવ્યા અને શાંતિ માટે અરજ કરવી પડી. તેમને ક્ષમા આપવામાં આવી અને ફેરો પતિઆગમન કરવા માટે રજા આપવામાં આવી... ઓ લીયરી કહે છે, "નિઝારનું તે પછીનું જીવન તદ્દન અજાણ્યું છે. કાં તો તેમને સંપૂર્ણ ગુપ્તતા હેઠળ કેદ રાખવામાં આવેલા અને કાં તો તેમને મારી નાંખવામાં આવેલા. આ બન્ને અંતો વર્ણવતી વાતો કહેવાઈ હતી પરંતુ

ચોક્કસપણે ક્યારેય કશું જાણી શકાયું નહોતું. તે પછી કોઈ એક મુહમ્મ નાઝિરના પુત્ર હોવાનો દાવો કર્યો હતો, અને યમનમાં અનુયાયી મંડળ ધરાવતા હતા. તેમને કેરો લાવવામાં આવ્યા અને ૫૨૩ માં દેહાંતદંડ આપવામાં આવ્યો. સંભવતઃ તેઓ એક વેશધારી ઠગ હતા.[૫૪]

હી. સં. ૪૯૫ માં અલ–મુસ્તાલી મૃત્યુ પામ્યા. તેમના મૃત્યુ વખતે તેમની ઉંમર ૨૮ વર્ષ હતી. એમ કહેવાય છે કે તેમને કોઇ વડે ઝેર આપવામાં આવ્યું હતું. પહેલું ધર્મયુદ્ધ હી. સં. ૪૮૯ માં મુસ્તાલીના શાસનકાળ દરમિયાન થયું હતું. તેણે ફાતેમી સામ્રાજ્યને વધુ નબળું પાડયું. ઈમામ મુસ્તાલી યુવાનવયે મૃત્યુ પામ્યા પરંતુ તેમને લશ્કર તથા લોકોનો પ્રેમ સાંપડયો હતો. જોકે પ્રભાવ-શાળી સત્તા તો વઝીર અફદલના હસ્તક જ રહેતી. તેઓ શોભાના પૂતળા રૂપ બની ગયા હતા.

અલ અમિર–દસમા ફાતેમી ખલિફા : હી. સ. ૪૯૫–૫૨૪

અમીર, તેમના પિતાના મૃત્યુ સમયે માત્ર પાંચ જ વર્ષના હતા. અફદલે તેમની ખલિફત જાહેર કરી અને પોતે જ શાસન કરવાનું ચાલુ રાખ્યું. ધર્મ યોદ્ધાઓએ પણ પોતાના હુમલાઓ ચાલુ રાખ્યા હતા અને તેઓ પેલેસ્ટાઇનમાં પાયો નાંખવામાં સફળ થયા અને ઈજીપ્તને ધમકી આપી રહ્યા હતા. તેમ છતાં ધર્મયોદ્ધાઓ ઈજીપ્ત મેળવી શકયા નહીં. વઝીર અફદલે તેમને દૂર રાખ્યા. પરંતુ ખલિફા અમીરે હવે અફદલના આધિપત્ય સામે અસંતોષ દાખવવાનું શરૂ કર્યું. હી. સં. ૫૧૫ માં એક દિવસ જ્યારે વઝીર નાઇલ ભણી ઘોડેસવારી કરી રહ્યા હતા ત્યારે તેમના ઉપર હુમલો કરવામાં આવ્યો અને ગંભીર ઈજા પહોંચાડવામાં આવી–અમિરે તેમની મૃત્યુ–શૈયાની મુલાકાત લીધી, પરંતુ તેમના વઝીર ઉપરના આ ખૂની હુમલામાં તેઓનો હાથ હતો કે કેમ તે કહેવું મુશ્કેલ છે. ઈમામ અમિરને પોતાને પણ તેઓ જ્યારે શિકારે અથવા તો કુસ્તાત ખાતેના તેમના મહેલે જઈ રહ્યા હતા હતા ત્યારે હી. સં. ૪૧૫ માં કરપીણ હત્યારા-ઓની એક ટુકડી વડે મારી નાખવામાં આવ્યા હતા. આ ટુકડી નાઝીરના સમર્થકોની હોવાનું મનાય છે. કેટલાંક ઈતિહાસકારો કહે છે કે મહેલ ખરેખર તો તેમની અતિ પ્રીતિપાત્ર રખાતની માલિકીમાં હતો. ઇસ્માઈલીઓ જોકે આને ફાતેમીઓના દુશ્મનો વડે ફેલાવાયેલી અફવા તરીકે ગણાવે છે.

મુસ્તાલિયનોના મંતવ્ય મુજબ અમીરે તેના મૃત્યુ પહેલાં તેમના પુત્ર તૈયબને ગાદી વારસ નિમ્યા કે જેઓ ત્યારે બે વર્ષ અને ઉપર થોડા માહના-ઓના હતા. બીજા કેટલાંક વર્તુળો અનુસાર અમીરના પુત્ર માત્ર ૭ માસના

જ હતા અને કોઇપણુ વિસ્મય વિના, ઘણાં ઈતિહાસકારો માને છે કે અમીર જ્યારે મૃત્યુ પામ્યા ત્યારે તેમને પુત્ર હતો જ નહીં. હજુ કેટલાંક બીજા ઈતિહાસકારો કહે છે કે જ્યારે અમીર મૃત્યુ પામ્યા ત્યારે તેમની પત્નીઓમાંની એક ગર્ભવતી હતા અને ખલિફાએ આગાહી કરી હતી કે તેણી એક પુત્રને જન્મ આપશે જે તેમને ઈમામ તરીકે અનુસરશે.[૫૫] પરંતુ મુસ્તાલી ઈસ્માઈલીઓ માને છે કે ઈમામ અમીરના મૃત્યુ પહેલાં તૈયબ જન્મી ચૂકયા હતા. તેઓએ તેમના યમનના રાજ્યપાલિકા હુર્રા મલિકાને તેમના પુત્રના જન્મના સમાચાર આપતો પત્ર લખ્યો હોવાનું પણ નોંધાયું છે. 'અમ્મરત અલ-યમાની વડે આ પત્ર તેમના તારિખ અલ-યમનમાં ટાંકવામાં આવ્યો છે.' 'અમ્મરત-અલ-યમાની ખલિફા અમીરના સમકાલિન હતા.[૫૬] તૈયબ હજુ એક શિશુ માત્ર હોવાથી, અમીરે તેમના પિત્રાઈ 'અબ્દલ માજીદને રાજ્યના રક્ષક તરીકે નિમ્યા. પરંતુ સાંપ્રદાયિક વર્તુળો આપણને જણાવે છે કે; 'અબ્દુલ મજીદનો ઈરાદો બદલ્યો અને તેમણે ગાદી પચાવી પાડવાનું વિચાર્યું. વહોરાઓ માને છે કે દા'વા પ્રત્યેના વફાદાર લોકો ઈમામ તૈયબના જીવન ઉપર તોળાતા ભયને પામી ગયા અને તેથી તેઓને તેમને છુપાવી દેવા પડયા. યમનના હુર્રા મલિકા ઈમામ તૈયબના દા'વાને વફાદાર રહ્યા અને તેના ધ્યેયની મદદ અર્થે બનતું બધું જ કરી છૂટયા. આ ઈમામ ગૂપ્તવાસમાં ચાલ્યા ગયા, અને વહોરાઓના વિશ્વાસ મુજબ ઈમામ તૈયબ પછીના ઈમામોની ઓળખ જાણિતી નથી તેમ છતાં ઈમામ તેમના વંશમાં સતત ચાલુ જ છે. મુસ્તાલી ઈસ્માઈલીઓ માને છે કે હુર્રા મલિકાને હુજ્જા તરીકે તથા વધુમાં દા'વાના સંપૂર્ણ હવાલેદાર તરીકે નિમવામાં આવ્યા હતા. ફાતેમી ખલિફત ઈજીપ્તમાં હી. સં. ૫૬૭ સુધી ચાલુ રહી જ્યારે કે એક રુઢીચુસ્ત સુન્ની સલાહ-અદ-દિન અય્યુબીએ બગદાદના અબ્બાસી ખલીફાના નામે સત્તા પોતાના હાથમાં લઈ લીધી. આમ ઈજીપ્ત અને ઉત્તર આફ્રિકામાં ફાતેમી શાસનનો અંત હતો.

# હિંદુસ્તાનમાં વહોરાઓનું મૂળ–૪

તેના પ્રારંભથી જ ઈસ્માઈલી ચળવળ એક ધર્માન્તરનો ઉદ્દેશ્ય ધરાવતી ચળવળ હતી જેણે તેના ઉપદેશકોની જાળ આફ્રિકા, પર્શિયા, મધ્ય એશિયા, યમન અને હિંદુસ્તાનમાં ફેલાવી. જો કે હિંદુસ્તાનમાં આ ઉપદેશ પ્રવૃત્તિઓ સિંધુખીણની પેલે પાર ફેલાઈ નહોતી. અલ–મુસ્તનશીરના શાસનકાળ દરમિયાન (ઈ. સ. ૧૦૩૫–૧૦૯૫) સિંધુ નદીની ખીણની પેલે પાર ઉપદેશકો મોકલવાનું નક્કી થયું. ઈજીપ્તથી બે વિખ્યાત દા'ઈઓ એહમદ અને 'અબ્દુલ્લાહને યમન થઈને હિંદુસ્તાન મોકલવામાં આવ્યા. તેઓ ખંભાત બંદરે ઊતર્યા. વહોરાઓ જેને પોતાનો અધિકૃત ઈતિહાસ માને છે તે પુસ્તક **'માસુમ–એ–બહાર'** (હકીકતે આ એક પૌરાણિક કથા છે જે વાસ્તવિકતાઓ કરતાં કલ્પના અને ધાર્મિક અહોભાવ પર વધુ આધારિત છે) ના લેખક એક વૃત્તાંત આપે છે કે જેને બીજા વર્તુળો દ્વારા ચકાસવો મુશ્કેલ છે. તેમના મત મુજબ પાટણના રાજા સિદ્ધરાજ જયસિંહ મુસ્લિમોને મારી નાંખવા તત્પર હતા. ઈજીપ્તના રાજકર્તા અલ–મુસ્તનસિરને જ્યારે આ સમાચાર મળ્યા ત્યાં સુધીમાં ઘણી મોટી સંખ્યામાં મુસ્લિમોને મારી નાંખવામાં આવ્યા હતા. બધું વ્યવસ્થિત કરવા માટે એહમદ અને અબ્દુલ્લાહ નામક બે ઉપદેશકોને હિંદુસ્તાન મોકલવામાં આવ્યા અને તેઓએ ખંભાત નજીક ઉતરાણ કર્યું.[1] આ ઉપદેશકોની પ્રવૃત્તિ સંપૂર્ણ શાંતિમય હતી અને એમ લાગે છે કે, તેઓને કોઈ રાજકીય મહત્ત્વાકાંક્ષા હતી નહીં. આમ સતિષ સી. મિશ્રા કહે છે: "ગુજરાતમાં ઈસ્માઈલી જનસમૂહોનો નંખાએલો પાયો હિન્દુસ્તાનના ઇતિહાસમાં એક અજોડ હકીકત છે. હિંદુસ્તાનમાં બીજે કયાંય આ જ્ઞાતિઓ આટલા પ્રમાણમાં વિસ્તરી નહીં; કયાંય ઈસ્લામનો પ્રવેશ આટલો શાંતિપૂર્વકનો કે નવી જ્ઞાતિનો વિકાસ આટલો સાહજીક નહોતો. મૂર્તિપૂજાનું ખંડન કરનારા સુન્ની રાજાઓના હાથે બીજી કોઈ મુસ્લિમ જ્ઞાતિઓએ વધુ સહન કર્યું નથી અને અંતે બીજા કોઈએ ધંધાકીય દૃષ્ટિબિંદુ કેળવ્યું નથી કે જે મુસ્લિમ જ્ઞાતિઓની લાક્ષણિકતા છે. આ બાબતમાં તેઓની એક માત્ર સમોવડી ગુજરાતની મેમણ જ્ઞાતિ છે.[2]"

આ ઉપદેશકો વિષેની ઐતિહાસિક વિગતો મેળવવી મુશ્કેલ છે કારણ કે કોઈ ઈતિહાસકારે તેવી વિગતો નોંધી નથી. આ માટે આપણે મુખ્યત્વે જ્ઞાતિમાં હાલ પ્રચલિત એવી દંતકથાઓ ઉપર અથવા કેટલાંક અપૂર્ણ અહેવાલો, જે પોતે

પણ ગૂંચવણોથી ખાલી નથી, ઉપર આધાર રાખવો પડે છે. ઇતિહાસકારોએ આપેલી 'અનેકવિધ' વિગતોમાં આ પહેલા ઉપદેશકોના નામ સુદ્ધાં જુદા પડે છે. કોનોલી (જર્નલ ઑફ ધ એસિયાસ્ટિક સોસાયટી, V. I. 2 ૮૨૪) આ ઉપદેશકને અબ્દુલ્લાહ નહીં, મુહમ્મદ કહે છે. મિરાત–ઈ–એહમદી (પર્શિયન લખાણ II ૮૭) એમ કહેવામાં કોનોલી સાથે સહમત થાય છે કે પ્રથમ વહોરા ઉપદેશકનું નામ મુલ્લા મુહમ્મદ અલી હતું અને તેઓ કહે છે કે પીર–એ–રવાં અથવા તો હંમેશા જીવંત સંત તરીકે જાણીતો આ પીરનો ખંભાત ખાતે આવેલો મકબરો ગુજરાતના બધા જ ભાગોમાંથી એક વિશાળ વહોરા સમુદાયને દર વર્ષે પોતાના ભણી આકર્ષે છે. મિરાતના લેખકે આપેલી વિગત અનુસાર જ્યારે મુલ્લા મુહમ્મદ અલી ખંભાતના કિનારે ઉતર્યા ત્યારે ગુજરાતના લોકો ઈસ્લામ વિશે અજ્ઞાત હતા. હિન્દુ સંત શ્રદ્ધાનો વિષય હતા. મુલ્લાને આ સંતનો છડેચોક વિરોધ કરવાનું ભયંકર તેમજ અશકય જણાતા તેઓ તેમના અનુયાયીઓમાં ભળી ગયા. તેમનું ચાતુર્ય થોડા સમયમાં જ સંતના ધ્યાન ઉપર આવ્યું. પ્રાદેશિક ભાષા પર પ્રભુત્વ મેળવી લીધા પછી, તેમણે સંતના પવિત્ર પુસ્તકોનો અભ્યાસ કર્યો અને આમ તેમણે તેમને પોતાના વિચારોના બનાવવા માટે તેમના દિમાગ ઉપર પ્રભાવ પાડયો. સંતના ઘણાં મુખ્ય મુખ્ય અનુયાયીઓએ નવો પંથ અંગિકાર કર્યો. અંતે પોતાના પ્રધાને ધર્મપલટો કર્યો છે તેવા સમાચાર રાજાના કાને પહોંચ્યા. રાજાએ તેમના પ્રધાનને પ્રાર્થના કરતા જોઈને તેમને પૂછ્યું કે તેઓ શું કરતા હતા. "એક સાપને શોધતો હતો," પ્રધાને કહ્યું. ખૂણામાં સાપ દેખાયો અને રાજાએ પણ ધર્માન્તર અપનાવ્યું. પરંતુ તેમણે તેમની મૃત્યુશૈયા ઉપર એવો આદેશ આપ્યો કે તેમના મૃતદેહને દફનાવવામાં આવે ત્યાં સુધી તેઓએ તે ધર્માન્તર ગુપ્ત રાખ્યું.

જોકે, મૌસમે બહાર એક જુદું જ વૃતાંત આપે છે. તેના લેખકના મંતવ્ય મુજબ દા'ઈ અબ્દુલ્લાહ ખંભાતના કિનારે ઉતર્યા અને જમીન રસ્તે આગળ વધ્યા. તેમને સખત તરસ લાગી અને તેઓ નજીકના એક બાગમાં પાણીની શોધમાં ગયા; પરંતુ બાગના માળી કાકા અકેલા અને તેમની પત્ની કાકી અકેલીએ તેમને કહ્યું કે, દુષ્કાળના કારણે કૂવો સૂકો હતો. મૌલાઈ અબ્દુલ્લાહ કૂવા નજીક ગયા અને તેમાં એક ભાલું ફેંક્યું અને જુઓ તો ખરા ! ત્યાં મધુર અને ઠંડા પાણીનું એક ઝરણું ઉછળવા લાગ્યું. આ ચમત્કાર જોઈને પતિ–પત્ની બન્નેએ ઈસ્લામ અંગીકાર કર્યો. અબ્દુલ્લાહ પ્રાદેશિક ભાષા શિખ્યા અને નજીકના મંદીરના પૂરોહિત સાથે પણ સંબંધ સ્થાપિત કર્યો. ધાર્મિક

વાદવિવાદમાં તેમને હરાવ્યા પછી તેમણે તેમને ઈસ્લામધર્મ અંગિકાર કરાવ્યો. પૂરોહિત દ્વારા તેમણે પ્રધાન ભારમલ પાસે ધર્માન્તર કરાવ્યું. તેઓ બધાએ નવા પંથ પ્રતિના તેઓના ધર્માન્તરને ગુપ્ત રાખ્યું કે જેથી પાટણના રાજા સિદ્ધરાજ જયસિંહ દ્વારા તેમને સજા કરવામાં ન આવે. જો કે ભારમલનું ધર્માન્તર રાજાના ધ્યાન ઉપર લાવવામાં આવ્યું હતું અને જ્યારે તેઓ પોતાના પ્રધાનના ઘરે ચકાસણી કરવા માટે ગયા ત્યારે તેઓ પ્રાર્થના કરતા હતા. સાપ દેખાયો અને તેણે પ્રધાનને બચાવ્યા. પરંતુ હવે અબ્દુલાહને રાજાનું પોતાનું જ ધર્મપરિવર્તન કરાવવામાં રસ હતો કે જેથી વ્યાપક ટેકો જીતી શકાય. પુરોહિતે તેમને જણાવ્યું કે રાજાનો સહકાર તો જ જીતી શકાય જો તેમને જેના પ્રતિ બહુ આદર છે તેવા મંદિરમાંના હાથી–દેવતાને તેની હવામાં તરતી સ્થિતિ પરથી નીચે પછાડી શકાય. બારીકાઇપૂર્વકના પરિક્ષણ દ્વારા અબ્દુલ્લાહે શોધી કાઢ્યું કે કોઈપણ જાતના આધાર વિના હવામાં હાથી લટકી રહ્યો હતો ! તેનું કારણ એ હતું કે મંદિરની ચારે દીવાલોમાં ચાર સમાન આકર્ષણ ધરાવતા શક્તિશાળી લોહચુંબકો ગોઠવવામાં આવેલાં હતાં. એક પછી એક લોહચુંબકને હટાવીને હાથી દેવતાને મંદિરના ભોંયતળિયા ઉપર લાવવામાં આવ્યા. રાજા ભયના માર્યા ધ્રુજી ઉઠયા. ધર્મોપદેશકે થોડા વધુ ચમત્કારો બતાવ્યા જેથી તેમણે નવા પંથનો અંગીકાર કર્યો.[3]

સતિષ મિશ્રાની માન્યતા મુજબ રાજા સિદ્ધરાજ જયસિંહ (૧૦૯૪–૧૧૪૩) પરધર્મો પ્રતિ સહિષ્ણુ હતા પરંતુ તેમણે પોતે કદી ધર્મપલટો કર્યો નહોતો. તેઓ કહે છે, "સિદ્ધરાજ જયસિંહનો રાજ્યકાળ રાજપૂત–ગુજરાતના ઇતિહાસનો સૌથી વધુ તેજસ્વી અને આ ધરતીનો સૌથી યાદગાર સમય હતો એટલું જ નહીં પરંતુ તે મુસ્લિમ જ્ઞાતિઓના શરૂઆતના ઈતિહાસમાં એક મહત્ત્વનું સીમાચિહ્ન પણ બનેલો છે. પ્રચલિત કલ્પનાઓ મુજબ 'ગુજરાતની બધી જ મહત્ત્વની જ્ઞાતિઓના સ્થાપક સિદ્ધરાજ જયસિંહ હતા ઓછામાં ઓછા ત્રણ મુસ્લિમ પીરોએ તેમને પોતાના અમુક ચોક્કસ સંપ્રદાયમાં પરિવર્તિત કર્યા હોવાનું નોંધાયું છે. વહોરાઓની પૌરાણિક માહિતીઓ ખાતરી ધરાવે છે કે તેમણે તેઓનો સંપ્રદાય સ્વીકાર્યો હતો, અને વહોરા વંશોમાંના એક નોંધનીય વંશની વંશાવળી તેમના સુધી દોરી જવામાં આવી છે, એવી વંશાવળી કે જેણે કેટલાંક દાઇઓને જન્મ આપેલો છે. ખોજાઓની યાદદાસ્ત મુજબ તેઓના પ્રથમ ઉપદેશક નુર સતગુર દ્વારા તેમનો ધર્મપલટો કરવામાં આવ્યો હતો. અંતે, મિરાતે એહમદીમાં એવી અનુશ્રુતિ નોંધવામાં

આવેલી છે કે તેઓ ગુપ્તપણે સુન્ની પંથમાં, તે પંથના એક પીર દ્વારા પરિવર્તિત થયેલા હતા."[4] મિશ્રા બરોબર જ દર્શાવે છે કે આ બધી કોઈ પણ પ્રકારના ઐતિહાસિક અધિકૃતપણા વિનાની લોકોચિત દંતકથાઓ છે. કોઈપણ ગંભીર ઐતિહાસિક નોંધ તેમને ટેકો આપતી નથી. કોઇપણ પુરાવો એવું નિર્દેશન કરતો નથી કે મહાન રાજપૂત રાજવી તેમના બાપદાદાના સંપ્રદાય સિવાયના બીજા કોઈ સંપ્રદાયમાં મૃત્યુ પામ્યા હતા. આ દંતકથાઓએ જો કોઈ હેતુ બર લાવેલો છે તો તે એજ કે તેમણે દરેક જ્ઞાતિઓને એક અદ્ભુત વ્યક્તિને પોતાના સૂત્રધાર તરીકે પૂરી પાડી અને તે દ્વારા તેને એક રોમાંચક ભાવનાજન્ય વર્તુળ સાથે સાંકળી.[5]

હવે ચાલો આપણે ધર્મપલટાના પ્રશ્નને તેના સામાજિક–રાજકારણના પાસાથી વિચારીએ. આરંભથી જ એ સ્પષ્ટ છે કે આ આરબ ધર્મોપદેશકોનું હિન્દુસ્તાનમાં કોઈ રાજકીય ધ્યેય હતું નહીં જેવી રીતે કે અરબસ્તાનમાં ત્રીજી અને ચોથી હીજરી સદીઓ દરમિયાન રાજ્ય સત્તા મેળવી લેવાનું એક ચોક્કસ રાજકીય ધ્યેય ઇસ્માઇલી ઉપદેશકોનું હતું. ઓછામાં ઓછું, એવું કોઈ નિર્દેશન મળતું નથી–ન તો શબ્દોમાં કે ન તો કાર્યમાં–કે આ આરબ પ્રચારકોને હિન્દુસ્તાનમાં કોઈ પણ પ્રકારનો રાજકીય હેતુ હોય. તેમના સાંપ્રદાયિક કાર્યક્રમમાં હિન્દ પણ જઝીરાઓ (પ્રદેશો) માંનો એક હતો કે જ્યાં ઉદ્દેશ્યનો ફેલાવો કરવાનો હતો. આ પ્રચારકોની કાર્યપદ્ધતિ એટલી શાંતિપૂર્ણ હતી કે દંતકથાઓમાં પણ ત્યાંનાં સ્થાનિક ધર્મના અનુયાયીઓ ઉપર કોઈપણ પ્રકારનો ત્રાસદાયક પ્રસંગ વર્ણવવામાં આવ્યો નથી. હવે પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે, કયા વર્ગના લોકોમાં ઈસ્માઈલી પ્રચારકો સૌથી વધુ સફળ થયા અને બીજા વર્ગો સાથેના વિરોધાભાસમાં આ વર્ગમાં કઈ કઈ સામાજિક અને રાજકીય વિભિન્નતાઓ હતી ?

પાટણના રાજા સિદ્ધરાજ જયસિંહ, જેમણે પોતાનું શાસન ઈ. સ. ૧૦૯૩ માં શરૂ કર્યું, એક લોકપ્રિય શાસક હોવાનું જણાય છે. તેઓ બીજા શ્રદ્ધાળુઓ પ્રત્યે પણ સહિષ્ણુ હતા. આરબ દા'ઈઓએ, લોકોક્તિ જણાવે છે તે મુજબ, "શાસકો તેમજ શાસિતો બન્નેમાંથી, નગરો તેમજ ગામડાઓમાંથી ધર્મપલટાઓ પ્રાપ્ત કરવા પ્રયત્નો કર્યા. તો શું તેનો અર્થ એવો થાય છે કે આ નવા શ્રદ્ધાના પ્રચારકો દ્વારા જેનો લાભ ઉઠાવી શકાય તેવા વિરોધી ભાવો આ વર્ગો વચ્ચે હતા જ નહીં ? આ વિરોધાભાસો હતા જ પરંતુ બહુ સ્પષ્ટ નહોતા, ન તો આ પ્રચારકો તે અંગે બહુ સભાન હોય તેવું લાગે છે. પરંતુ જેઓએ

ધર્મપલટો કરેલો હતો તેઓ અને તેઓના વર્ગો ઉપરથી આપણુને આ વિરોધાભાસોના નિર્દેશનો—ભલે તેઓ અતિ સૂક્ષ્મ હોય—મળે છે. લોકોક્તિઓ દર્શાવે છે કે ઇસ્માઇલી ઉપદેશક અબ્દુલ્લાહ પહેલાં દુષ્કાળથી પિડાતા એક માળી અને તેની પત્નીને મળ્યા. તેમણે તેઓને એક "ચમત્કાર" બતાવીને, એટલે કે તેઓના સુકા કૂવામાં પાણી પેદા કરીને, તેઓને પોતાનો પંથ અંગિકાર કરાવ્યો ! આ તેમ બતાવે છે કે દા'ઈ પહેલા સ્થાનિક ગરીબ માણુસને મળતા કે જેને માટે ધર્મ એક તત્ત્વજ્ઞાનને લગતા ચિંતન મનન રૂપી બૌદ્ધિક કસરત ન હોય, પરંતુ 'આંસુઓની ખીણ'માં, આ દુનિયા તેઓ માટે છે તેવું એક સાંત્વન માત્ર હોય. આ પંથના પ્રથમ શહીદ પણ એક મૌલાઈ ફખરૂદ્દીન હતા, કે જેમને રાજસ્થાનમાં એક આદિવાસી વસ્તીમાંથી પસાર થતી વખતે ગલિયાકોટમાં શહીદ કરવામાં આવ્યા હતા. દેખિતી રીતે જ, તેઓ ધર્મોપદેશની પ્રવૃત્તિ કરતાં હતા; જો આદિવાસી વસ્તી મધ્યે નહીં તો, કંઈ નહીં તો બિનઆદિવાસી ગામડિયાઓ મધ્યે. મુખ્યત્વે તેમની પ્રવૃત્તિઓને કારણે જ આપણુને રાજસ્થાનના વાગર વિસ્તારમાં મોટી સંખ્યામાં વહોરાઓ (જેઓ મોટા ભાગે ગરીબ છે અને ગામડામાં નજીવી દુકાનો ધરાવે છે), જોવા મળે છે. આ પણ સ્પષ્ટપણે બતાવે છે કે પહેલાં પ્રચારકો શહેરી અને ગ્રામ્ય વિસ્તારોના ગરીબોમાં ફેલાયા હતા. બીજા શરૂઆતના પ્રચારક મૌલાઈ નુરુદ્દીન, મહારાષ્ટ્રના ઔરંગાબાદ જિલ્લામાં ડોંગાઉ નામના ગામડામાં દફનાવવામાં આવેલા છે. મૌલાઈ નુરુદ્દીન ડેક્કન સપાટીના વિસ્તારમાંની પ્રવૃત્તિઓનો હવાલો સંભાળતા હતા. જ્યારે તેઓ ડોંગાઉમાં મૃત્યુ પામ્યા ત્યારે તેઓ દૂર દૂરના ગામડાઓ અને નગરોના લોકોનો ધર્મપલટો કરાવવા પ્રયત્ન કરી રહ્યા હતા...

જો કે તેમ કહેવું અસત્ય છે તેમ સાબિત કરવા માટે આપણી પાસે નિશ્ચિત અહેવાલો નથી તેમ છતાં તેમ કહેવું બહુ અયોગ્ય નથી કે રાજકર્તા ઉમરાવોમાંથી ઘણાં થોડાએ ધર્માન્તર સ્વીકાર્યું હતું. આ પ્રકારના ધર્મપલટાઓ અંગત માન્યતાઓને આધારે જ થવા પામ્યા હોય અને આમ થોડાક જ જવલ્લેજ બન્યા હોય, જ્યારે સમાજના નિમ્ન વર્ગોમાં કેટલાંક ખાસ સામાજિક વિરોધીભાવોએ ધર્મપલટાનું કાર્ય સરખામણીએ સહેલું બનાવ્યું હતું. હિન્દુસ્તાનમાં જ્ઞાતિગત વંશાવળી તેમાં રહેલાં નિમ્ન સ્તરો અને તેની બહારના લોકો માટે ખૂબ જ ત્રાસદાયી તેમજ શોષક હતી. ઈસ્લામ આવા કોઈ સામાજિક કલંકથી પિડાતો નહોતો; તે લોકશાહી તત્વ વધારે ધરાવતો હતો અને સમાનતા ઉપર ખૂબ જ ભાર મૂકતો હતો કારણ કે તે મક્કાના સામંતશાહી—પૂર્વેના

વહેપારીવર્ગ અને અરબસ્તાનની ભ્રમણશીલ જાતિઓ મધ્યે ઉદ્દભવ પામ્યો હતો. ઇસ્લામમાં આવી કોઈ સામાજિક વંશાવળીઓની જગ્યાએ સમાનતાને વધુ મહત્ત્વ આપવામાં આવે છે. આમ નિમ્ન જ્ઞાતિઓ માટે ઇસ્લામ પાસે સારૂં એવું આકર્ષણ હતું કારણ કે તે તેઓને બીજા મુસલમાનોની સાથે સમાન મોભાની ખાતરી આપતો હતો (જો કે ભારતીય સામાજિક વાતાવરણમાં આ વાત વાસ્તવિક કરતાં ભ્રામક વધુ હતી). જો કે, ઇસ્માઇલી સંપ્રદાયના કિસ્સામાં, બીજુ એક લક્ષ્યમાં લેવા જેવું પાસું છે: આ સંપ્રદાય પર્શિયાના સામંતશાહી વાતાવરણમાં વિકસ્યો હતો અને તેના ધાર્મિક–સંસ્કૃતિને લગતા દષ્ટિબિંદુમાંનાં ઘણાં તેણે ગ્રહણ કરેલાં હતાં. આના પરિણામ સ્વરૂપે અને તેને ભૂગર્ભ પ્રવૃત્તિઓ કરવા માટે પડેલી ફરજના કારણે પણ તેમાં ધાર્મિક વંશપ્રથા વિકસી કે જે મૂળભૂતપણે જ વધુ લોકશાહીના સમર્થકો અને રૂઢીચુસ્ત એવા સુન્ની સંપ્રદાયથી વિરૂદ્ધ ગઈ.

આ પ્રકારનું વંશ–વારસાને લગતું દષ્ટિબિંદુ કે જે જ્ઞાતિવાદના કલંકથી મુક્ત હતું, હિન્દુસ્તાનમાં અમુક વર્ગો માટે ખાસ આકર્ષણ ધરાવતું હતું. રાજ્ય સત્તાધિશોને બીજો કોઈ ધર્મ શોધવો પડતો નહીં કારણ કે તેઓ જે કંઈ કરતા તેની હિન્દુ ધર્મ પોતે જ મંજૂરી આપતો હતો. બીજી બાજુ, સમાજના સૌથી વધુ નિમ્ન લોકો, અસ્પૃશ્યો, રૂઢીચુસ્ત સુન્ની ઈસ્લામ ભણી વધુ આકર્ષાયા હતા કારણ કે તે વધુ લોક સંચાલિત અને વંશપ્રથાના ખ્યાલોથી મુક્ત હતો. જો કે એવી મધ્ય–જ્ઞાતિઓ અને પેટા જ્ઞાતિઓ, જેવી કે વેપારીઓની, અસ્તિત્વમાં હતી કે જેઓને માત્ર રાજ્યકર્તા સામંત ઉમરાવો સાથે જ નહીં પરંતુ અસ્પૃષ્ય જેવી નીચી કક્ષાની જ્ઞાતિના વંશજો સાથે પણ વિસંગતતાઓ હતી. આ મધ્ય જ્ઞાતિઓ વંશ પ્રથાના ખ્યાલોથી મુક્ત નહોતી અને તેથી જ તેઓ ઈસ્માઈલીવાદ જેવા પક્ષપાતિ વંશપ્રથામાં વિશ્વાસ ધરાવતા પંથને અંગિકાર કરવા પ્રતિ વધુ ઢળ્યા. સંભવતઃ આજ કારણસર આ આરબ ઉપદેશકો તેમના મોટાભાગના ધર્માન્તર કરનારાઓ આ વહેપારી જ્ઞાતિઓમાંથી મેળવી શકયા. આ વિષય ઉપરના મોટાભાગના લેખકોની માન્યતા મુજબ "વહોરા" શબ્દ 'વહોરવું' અથવા 'વ્યવહાર' એટલે કે લેણ–દેણ અથવા વહેપાર શબ્દ પરથી આવ્યો હોય તેમ જણાય છે. બોમ્બે પ્રેસીડેન્સી ગેઝેટીઅરમાં આપણને આમ વાંચવા મળે છે,: "વહોરા" નામનું ઉદ્દભવસ્થાન શંકાયુક્ત છે. સામાન્યતઃ તેનું પગેરું હિન્દુ વહોરાઓ સુધી ખોળવામાં આવે છે કે જેઓ હજુ મારવાડ, રાજપૂતાના અને ઉત્તર–પશ્ચિમ વિસ્તારોમાં મળી આવે છે. પરંતુ

ગુજરાતમાં હિન્દુ વહોરાઓનો કોઈ નિશ્ચિત અહેવાલ ન હોવાથી, આ શબ્દને ગુજરાતી વહોરવું, વહેવાર કરવો, કે જે પહેલા ઈસ્લામ અંગિકાર કરનારા હિન્દુઓનો વ્યવસાય હતો તે ઉપરથી સાધવો વધુ યોગ્ય લાગે છે."[૬]

આપણને ગેઝેટીઅરમાં જે આગળ વાંચવા મળે છે તે ઘણું રસપ્રદ છે, તે કહે છે:

વહેપારીઓની સાથે સાથે એક વધુ વિસ્તૃત અને ઓછા સમૃદ્ધ નહીં તેવા ખેતરખેડૂ અને ધર્મ સુન્ની એવા ગામઠી વહોરાઓનો એક વર્ગ છે. આ બે ભિન્ન ભિન્ન વર્ગોનું અસ્તિત્વ એ હકીકતનું ઉદાહરણ પુરું પાડે છે કે ગુજરાતમાં શિયાવાદ ઉપદેશકોના ઉપદેશ વડે ફેલાવવામાં આવ્યો હતો જ્યારે કે સુન્નીવાદ શાસકોની સત્તા વડે. શરૂઆતના શિયા ઉપદેશકો (ઈ. સ. ૧૦૬૭), અણહિલવાડ (પાટણ)ના રાજાઓના સારા વર્તનના કારણે સ્થાયી થયા અને તેઓએ ધર્માન્તરો કરાવ્યા ખાસ કરીને મોટા વહેપાર કેન્દ્રોમાં, જ્યારે કે મુસલમાન રાજ્યપાલકો માટે નબળા અને શાંતિ-પ્રિય વહેપારીઓ કરતાં અડતલ અને દૂર દૂરના ગ્રામ્યજનોને પોતાના ધર્મના બનાવવાનું કાર્ય વધુ રાજકીય મહત્ત્વ ધરાવતું હતું. આમ આટલા ભિન્ન વર્ગો માટે શહેરી અને ગ્રામ્ય વહોરા એવું એક જ નામ, ગુજરાતની વસ્તીના હથિયારબંધ ધરાળા અને હથિયાર વિહોણા એવા બે મોટા વિભાગોને કારણે હોય તેમ લાગે છે. હથિયારધારી રાજપૂત અને કોળી જ્ઞાતિઓમાંથી ધર્માન્તર પામેલાઓને ઓળખવા માટે મુસલમાન રાજ્યપાલકોએ મોલેસલામ, મલિક અને સિપાહી જેવાં નામો વહેવારમાં આણ્યાં વહેપારી વર્ગના ધર્મપલટો કરનારાઓ માટે વહોરા શબ્દ ઉપયોગમાં હતો, અને આ શબ્દને તેમણે બધી જ હથિયાર વિહોણી જ્ઞાતિઓ, બ્રાહ્મણ, કૃષિકાર અને કસબીઓ સુધી વિસ્તૃત કર્યો.[૭]

આમ આપણે જોઈએ છીએ કે શિયા ઈસ્માઈલી સંપ્રદાયમાં રૂપાંતરિત થયા પહેલા વહોરાઓ વહેપારીઓ હતા અને મોટેભાગે નાના કે મોટા શહેરી વિસ્તારોમાં વસતા હતા. ખેડૂત વર્ગો-બધી રીતે તેના પરિઘની બહાર રહ્યા. મિરાતે અહમદી તેમજ જ્ઞાતિમાં પ્રવર્તમાન કેટલીક આખ્યાયિકાઓ ઉપરથી આપણને જાણવા મળે છે કે ઘણાં બ્રાહ્મણો અને વાણિયા-વહેપારીઓ પણ આ નવા સંપ્રદાયમાં પરિવર્તિત થયા હતા. પરંતુ-અને આ નવા સંપ્રદાયના ઉપદેશકોની એ કંઈ નાની સુની સિદ્ધિ નહોતી કે-આ નવા પરિવર્તિત લોકો મધ્યે કોઈ પણ જાતની જ્ઞાતિ-સભાનતા રહી નહીં. ખાસ કરીને કદાચ

આજ કારણસર એક જ થાળીમાં જમવાની પ્રથા દાખલ કરવામાં આવી અને તેને મજબૂતપણે વળગી રહેવામાં આવી. આજ પર્યંત વહોરાઓ એકીસાથે એક જ થાળીમાંથી જમે છે. જ્ઞાતિને લાગેવળગે છે ત્યાં સુધી એક જ હારમાં ઉભા રહી પ્રાર્થના કરવાનું પગલું એટલું બધું પાયાનું નહોતું જેટલું કે એકીસાથે એક જ વાસણમાં જમવાનું હતું. વધુમાં, બીજી આવી જ જ્ઞાતિઓની સરખામણીમાં આ જ્ઞાતિમાં સાંસ્કૃતિક સમાનતા વધુ છે. ખોજા ધર્મ અંગીકાર કરનારાઓ કરતા વિપરિત, વહોરાઓએ નવા ધર્મની પ્રણાલીઓને સાચી ઢબે ગ્રહણ પણ કરી છે. પાયાગત રૂપે તે એક બાતિનિ પંથ (અગાઉના પ્રકરણમાં જણાવ્યા મુજબ કુરાન અને શરિયતની સહસ્યમય સમજૂતીમાં માન્યતા ધરાવનાર) હતો તેમ છતાં તેના હિન્દુસ્તાનમાંના અનુયાયીઓ ઈસ્લામની શરિયત દ્વારા સૂચિત કરવામાં આવેલી બધી વિધિઓના ખૂબ જ પાપભીરૂ પાલકો છે. ઈસ્લામમાં સૂચવવા પ્રમાણેની પ્રાર્થના (નમાઝ) પઢવી, રમઝાન માસમાં ઉપવાસ કરવા, હજ્જ પઢવી, ઝકાત ચૂકવવી અને બીજા બધા જ ઈસ્લામી આદેશો–ફરજીયાત કે સ્વૈચ્છિક–ચિવટ પૂર્વક પાળવામાં આવતા. એક રીતે, તે ભૂતકાળથી તદ્દન વિખુટાપણું હતું તેમ છતાં, આપણે આગળ જોઈશું તે મુજબ ભૂતકાલિન પ્રથાઓના ચીલાઓ એક યા બીજા સ્વરૂપે ચાલુ જ રહ્યા.

નવા સંપ્રદાયમાં રૂપાંતર પામેલાઓ, જાણ્યે કે અજાણ્યે, એક સંપૂર્ણ સાંસ્કૃતિક ક્રાંતિમાંથી પસાર થયા. તેમના સામાજીક અને ધાર્મિક દૃષ્ટિબિંદુએ એક સમૂળગું પરિવર્તન અનુભવ્યું. હિન્દુવાદ સંગીત, નૃત્ય અને ચિત્રકામ જેવી લલિતકળાઓનો નિષેધ કરતો નથી. વાસ્તવમાં તો તેની ધાર્મિક આખ્યાયિકાઓમાંની ઘણી આ કળાઓના માધ્યમ દ્વારા વર્ણવામાં આવે છે. બીજી જ બાજુ, ઈસ્લામે આ કળાઓની મનાઈ કરેલી છે. નવો સંપ્રદાય અંગીકાર કર્યા પછી તૂર્તજ આ કળાઓ નિષિદ્ધ બની જતી અને આજ સુધી વહોરાઓ, બધી જ રીતે, આ નિષેધથી બંધિત છે. સુન્ની મુસ્લિમોને પણ આ એટલી જ સખ્તાઈપૂર્વક લાગુ પડે છે; પરંતુ આ મુસ્લિમોએ, આપણે જાણીએ છીએ તે પ્રમાણે, ઘણી મોટી સંખ્યામાં મહાન સંગીતકારો અને ચિત્રકારોને જન્મ આપ્યો છે, જો કે નૃત્યકારો નહીં. મારા મંતવ્ય મુજબ, આ માટેનું કારણ ધાર્મિક નિષેધમાં નહીં પરંતુ સામાજીક અર્થકારણના માળખામાં શોધાવું જોઈએ. આપણે આગળ જોઈ ગયા છીએ તે મુજબ, વહોરાઓ સામાન્ય વહેપારી વર્ગમાંથી આવતા હતા કે જેનું માનસિક વલણ રૂઢિચૂસ્તતા અને

સંકુચિત દષ્ટિબિંદુ પ્રતિનું હોય છે. વધુમાં સામંતશાહી સમાજરચનામાં તેની પાસે પૂરતું નાણાં ભંડોળ પણ રહેતું નહીં (કારણ કે વહેપારી વર્ગને પોતાના કરતાં નીચી કક્ષાએ રાખવા માટે સામંતશાહી સમાજમાં રાજકર્તાઓ દ્વારા વહેપાર અવરોધક નીતિઓ અમલમાં મૂકવામાં આવતી) કે જે દ્વારા લલિત કળાઓની અભિરુચિ પોષી શકાય. બીજી બાજુ, સામંત વર્ગ અને તેના સાગરિતો આવાં કળાના સંસ્કરણ અને વિકાસ પાછળ ખર્ચ કરવા માટે સારું એવું નાણાંભંડોળ ખેડૂતવર્ગ પાસેથી શોષી લેતા. મુસ્લિમો દ્વારા હિન્દુસ્તાનમાં સ્થાપિત રાજ્યસત્તાના એક ભાગ તરીકે તેઓની પાસે સંગીતકારો, ચિત્રકારો અને કવિઓને પ્રોત્સાહન આપવા માટે પૂરતું નાણું રહેતું, ધાર્મિક નિષેધ છતાં વહોરાઓમાં ફક્ત સંગીત, ચિત્રકામ અને નૃત્યનો નિષેધ કરવામાં આવ્યો છે તેટલું જ નહીં પરંતુ તેઓમાં સાહિત્યનો પણ અભાવ છે. વધુમાં વધુ કોઈક ધાર્મિક કાવ્ય મળી આવે કાં તો ઉપદેશકાવ્ય હોય, વિલાપ કાવ્ય હોય અથવા પ્રશંસા કાવ્ય હોય પરંતુ કોઈ સર્જનાત્મક કવિતા ન હોય. વહોરાઓમાં સૌથી વધુ પૂજનીય ભારતીય કવિ શેખ સાદિક અલી છે. તેમણે ઉપદેશ કાવ્યો સભર કેટલાંક પુસ્તકો લખેલાં છે, પરંતુ સર્જનાત્મક સાહિત્યને દષ્ટિબિંદુ સમક્ષ રાખીને જોતાં તેઓ પ્રકૃતિદત્ત સૂઝ ધરાવતા કવિ નહોતાં અને વહોરાઓમાં બીજા કોઈએ કાવ્યલેખનની બાબતમાં શેખ સાદિક અલી જેટલો મોભો પ્રાપ્ત કરેલો નથી. વહોરાઓના જીવનની આ સામાજીક સંસ્કૃતિને લગતી બાબતો આપણે પછી ચર્ચીશું.

કોઈ અધિકૃત અહેવાલોના અભાવે મૌલાઈ અબ્દુલ્લાહ અને મૌલાઈ એહમદ દ્વારા ગુજરાતમાંના કેટલા સ્થાનિક લોકોએ નવો ધર્મ અંગીકાર કર્યો હતો તે પ્રસ્થાપિત કરવું વિકટ છે. મૌસમે બહારમાં જણાવ્યા મુજબ પાટણના રાજા સહિત ઘણાં માણસોએ નવો ધર્મ અંગિકાર કર્યો હતો અને તે દિવસે ઉતારવામાં આવેલી જનોઇનું વજન ૨૬૦ અરેબીક રતલ કરતાં ઓછું નહોતું.[૮] આ વાત આશ્ચર્યકારક છે. જો આ પુસ્તકના લેખકને સાચા માનવામાં આવે તો તેનો અર્થ એવો થયો કે એક જ દિવસે લાખો માણસોએ ઈસ્લામને ગળે લગાડયો. આ બહુ વિવેકયુક્ત અહેવાલ નથી અને એટલે તેને ગણતરીમાં ન લેવો જોઈએ. કોઈપણ પ્રકારની નિશ્ચિતતા સહિત કોઈ પણ આંકડો આપી શકાય એમ નથી પરંતુ એમ કહી શકાય કે, ઉપદેશકોના ઉત્સાહને માન્ય રાખતાં, નવા ધર્માન્તર કરનારાઓની સંખ્યામાં સ્થિર ગતિએ વૃદ્ધિ થઈ હોય. દાઉદી વ્હોરા ઉપરના તેમના લેખમાં મુલ્લા અબ્દુલ હુસેન કહે છે, "ધર્મ

પરિવર્તન કરનારાઓ સારી એવી સંખ્યામાં વધતા ગયા અને ઈ. સ. ૧૧૩૦ થી ૧૩૮૦ સુધી અઢી સૈકાઓ દરમિયાન ગુજરાતના ઈતિહાસમાં, ઈસ્માઈલી પંથને રોકવા માટે ખાસ કશું હતું નહીં. યમનના મસ્તુર (ગુપ્ત) ઇમામોના દા'ઇઓએ પોતાના કાર્યપાલકોને હિન્દુસ્તાનના શહેરો તથા નાના વિસ્તારોમાં મોકલ્યા કે જ્યાં ઈસ્માઈલી શિયાઓ ફેલાએલા હતા. આ કાર્યપાલકો આવકનો **દસમો ભાગ** (ઝકાત) યમનમાં રહેતા દા'ઈ માટે ઉઘરાવતા અને તેમના ધાર્મિક–સહકાર્યકરો યમન, પર્શિયા અને સિરિયામાં આપી શકતા હતા તેના કરતાં વધારે મુક્તપણે તેઓ (અહીં) ઈસ્માઈલી ધર્મનો ઉપદેશ આપી શકતા હતા.[૯] આ વાત સ્પષ્ટપણે દર્શાવે છે કે બીજા દેશના લોકો કરતાં ભારતીય લોકો બીજા ધર્મો પ્રતિ વધુ સહિષ્ણુ હતા.

---

# વર્તમાન વહોરા કોમ વિષે એક ટૂંકી નોંધ—૫

આપણી સમક્ષ પહેલો સવાલ દાઉદી વોહરાઓની વસ્તી વિષે ઉભો થાય છે. સત્તાવાર વસ્તી ગણત્રીના આંકડાઓના અભાવે આનો જવાબ આપવો મુશ્કેલ છે. ભારત સરકાર ભારતીય મુસલમાનોના વિભાગો અને પેટા-વિભાગોના આંકડા પ્રકાશિત કરતી નથી. આને કારણે કોયડો વધુ મુશ્કેલ થઇ જાય છે. વડા મુલ્લાજીનું વહીવટીતંત્ર જે ધાર્મિક કરવેરાનું મધ્યસ્થ રજીસ્ટર રાખે છે તે આ માહિતીનું એક સાધન છે. આ આંકડાઓ ભરોસાપાત્ર ગણી શકાય, કારણ કે કરવેરા પાકી નિયમિતતાથી ઉઘરાવાય છે. પણ આ મધ્યસ્થ રજીસ્ટર પાસે પહોંચવું સહેલું નથી કારણ કે તે એક ખાનગી દસ્તાવેજ છે. વડા મુલ્લાજીના કુટુંબના માત્ર થોડા સભ્યો અથવા તે કુટુંબના અમુક કરીબના ભરોસાપાત્ર શખ્સો જ આવી નોંધપોથીઓ જોઈ શકે છે. અમુક જાણકાર લોકોનો દાવો છે કે દાઉદી વોહરાની વસ્તીનો આંકડો દસ લાખ સુધી પહોંચે છે. પણ આ આંકડો અતિશયોક્તિભર્યો લાગે છે.

અબ્દુલ હુસેનના કથન અનુસાર ઓગણીસમી સદીના બીજા દાયકામાં વોહરાઓની વસ્તી લગભગ બે લાખની હતી. તે કહે છે: "હિન્દુસ્તાનની છેલ્લામાં છેલ્લી વસ્તી ગણત્રી પ્રમાણે વોહરાઓની વસ્તી લગભગ ૨૦૦,૦૦૦ × જ હતી, પણ આ આંકડો આધારભૂત નથી કારણ કે ઘણા ખરા વોહરાઓએ પોતાને શિઆ ગણાવ્યા અને ઘણી મોટી સંખ્યાના શખ્સોએ પોતાનો સુન્ની વોહરાઓ સાથે ગુંચવાડો કર્યો."[1]

| | |
|---|---|
| × મુંબઈ પ્રાન્ત | ૧,૩૦,૦૦૦ |
| સેન્ટ્રલ ઈન્ડીઆ | ૩૬,૦૦૦ |
| સેન્ટ્રલ પ્રોવીન્સ | ૫,૦૦૦ |
| રજપુતાના | ૧૦,૦૦૦ |
| નિઝામનો મુલ્ક | ૫,૦૦૦ |
| હિન્દુસ્તાન, બર્મા, સિલોન વગેરે બીજા ભાગો | ૧૫,૦૦૦ |
| | ૨,૦૦,૦૦૦ |

મુંબઇ પ્રાન્ત માટે આ આંકડાઓ છેલ્લી વસ્તી ગણત્રી મુજબ છે અને બીજી જગ્યાઓની આ સંખ્યાઓ વસ્તી ગણત્રીના આંકડાઓને આધારે છે અને 'એકયુરેટ' નથી.

આ વક્તવ્યનો સાફ એવો અર્થ રહેલો છે કે ઉપર દર્શાવેલ આંકડા નીચા છે. જો કે બીજા માહિતી સ્થળો ઉપરથી પણ આ લેખક વધુ અલગ આંકડા તરફ જઈ શકતા નથી. તે આગળ લખે છે, "વડા મુલ્લાંજીનું કરવેરાનું જે રજીસ્ટર સુરતમાં છે તેમાંથી ઉત્તમ વસ્તી ગણત્રી થાય. દર વર્ષે રમજાનના મહીનામાં (રોજા રાખવાના મહીનામાં) વડા મુલ્લાંજીના આમિલો દરેક મર્દ અને બૈરાના માથાદીઠ ચાર આના **'સીલો ફીત્રો'** (poli tax) ઉઘરાવે છે. બાળકોને પણ બાકાત નથી રખાતા. પેટમાંના ગર્ભને પણ બાકાત નથી રખાતા. દુરના સ્થળોએ રહેતા વોહરાઓ **'સીલો ફીત્રો'** એક ધાર્મિક ફરજ તરીકે આપે છે. વડા મુલ્લાંજીનું રજીસ્ટર સાર્વજનિક તપાસ માટે ખુલ્લું નથી રખાતું, પણ સુન્ની વોહરાઓ અને વિરોધીઓને બાદ કરતાં વોહરાઓની વસ્તી આ રજીસ્ટર પ્રમાણે અંદાજે બે લાખની માનવામાં આવે છે." (૨)

આમ ૧૯૨૦ માં અબ્દુલ હુસેન એવા નિષ્કર્ષ ઉપર પહોંચેલ કે દાઉદીની વસ્તી લગભગ બે લાખની હતી. જો વોહરાની વસ્તીની વૃદ્ધિ સરેરાશ ત્રણ ટકા લઈએ તો અત્યારે વસ્તી લગભગ ૫,૬૦,૦૦૦ હોય. ઈ. સ. ૧૮૯૯ના **ગેઝેટીઅર ઓફ ધી બોમ્બે પ્રેસીડન્સીમાં** મુંબઈ પ્રાન્તની દાઉદી વસ્તી ૧,૩૦,૦૦૦ આપવામાં આવી છે, અને એમ લાગે છે કે બે દાયકા પછી અબ્દુલહુસેને **ગેઝેટીઅર**માંથી આ આંકડો લઈ તેમાં બીજા પ્રાન્તોની વસ્તીના આંકડાઓ ઉમેરેલ છે. માટે આ અંદાજ પણ બહુ આધારભૂત લાગતો નથી. **'મહાગુજરાતના મુસલમાનો'**ના લેખક કરીમ મહમ્મદ માસ્તર વોહરાઓની વસ્તીનો અંદાજ આપતા નથી. પણ **'ધી શિઆ ઓફ ઈન્ડીઆ'**ના લેખક જહોન હોલીસ્ટરે વસ્તીના આંકડાઓ આપેલા છે. તે લખે છે: "દાઉદી વોહરાઓની સંખ્યા તેમના નેતાની કોર્ટમાં સાક્ષી અનુસાર ત્રણ લાખની છે. આ સંખ્યા જરા વધારે લાગે છે, જો કે મુલ્લા સાહેબ પાસે સમુચી કૌમનું પાકું લીસ્ટ રહે છે એમ કહેવાય છે. સાચા આંકડાઓ મેળવવા મુશ્કેલ છે. ૧૯૩૧ ની વસ્તી ગણત્રી મુજબ હિન્દુસ્તાનની વોહરાની વસ્તી ૨, ૧૨, ૭૫૨ છે. બીજી શિયા કૌમો વિષે જેમ છે તેમ આ સંખ્યા ઓછી હોવા સંભવ છે અને સાચા આંકડાથી વધુ હોવા સંભવ નથી. યમનમાં આ કૌમની સારી વસ્તી છે, અને પચીસથી ત્રીસ હજારના આંકડાને ફૈઝી 'મધ્યમ અંદાજ' કહે છે. આ ઉપરાંત વોહરાઓ એટલે મુસ્તા અલિયા ઈસ્માઈલીઓ દક્ષિણ અરબસ્તાન, ઈરાની અખાત, પૂર્વ આફ્રિકા, ખાડીઓની વસાહતો, બર્મા અને બસો જેટલા તો સ્પેનમાં પણ છે." (૪) હોલીસ્ટરનું પુસ્તક ૧૯૫૩ માં પ્રકા-

શિત થયેલ પણ તેણે વસ્તીના આંકડાને વર્તમાન સમયના કર્યા નથી અને ૧૯૩૧ ની વસ્તી ગણત્રી ઉપર જ છોડેલ છે.

ઉજ્જૈનના એસ. કે. રયાક નામના એક વોહરા ભાઈએ એક **'ડાયરેકટરી'** તૈયાર કરેલી છે જે આપણા માટે માહિતીનું બીજું સ્થળ છે. **'ગુલશને માલુમાત'** નામની આ ડાયરેકટરી ૧૯૭૫ માં પ્રકાશિત કરાએલ હતી. (૫) આ ડાયરેકટરીના કર્તા પરંપરાગત વોહરા છે અને તેઓ વસ્તી ગણત્રાની આધુનિક શાસ્ત્રીય પદ્ધતિથી વાકેફ હોય તે શંકાભરેલું છે. છતાં પણ હિન્દુસ્તાનમાં અને બહાર દાઉદી કોમ વિષેની ઘણી ઉપયોગી માહિતી તે પુસ્તકમાં રહેલી છે. દાઉદીઓની વર્તમાન વસ્તી તે ડાયરેકટરી અનુસાર ૩,૧૭,૮૪૪ની છે. આ આંકડો હિન્દુસ્તાનમાં વસતા વોહરાઓનો લાગે છે, જો કે તેમાં એ વાત સ્પષ્ટ કરેલ નથી. દેખીતી રીતે આ આંકડો ઓછો જણાય છે. ઉપર જણાવ્યું તેમ જો અબ્દુલ હુસેનનો ૧૯૨૦ નો બે લાખનો આંકડો બરાબર હોય, તો અત્યારે વસ્તીનો આંકડો પાંચ લાખ સાઠ હજારનો ગણી શકાય. મને કહેવામાં આવેલ છે કે હાલના **દાઇ**ના નાના ભાઈ ડૉ. યુસુફ નજમુદ્દીને બીજા દેશોની વોહરાઓની વસ્તી મીલાવીને આ આંકડો દશ લાખનો જણાવ્યો છે, જો કે તેની સચ્ચાઇ **'ચેક'** કરવી મુશ્કેલ છે. જો ડૉ. નજમુદ્દીને આવો દાવો કયારે પણ કર્યો હોય તો પણ તે આંકડો અતિશયોક્તિભર્યો જણાય છે. આ બધા આંકડાઓ ધ્યાનમાં રાખીને જો એવું અનુમાન કરવામાં આવે કે દાઉદીઓની વસ્તી લગભગ પાંચ લાખ અથવા થોડી વધારે હશે તો એ અનુમાન નિશાનથી વધુ વેગળું નહીં ગણાય.

વિકટો જેક મેં નામનો એક ફ્રેન્ચ લેખક અને ઈતિહાસકાર ઇ. સ. ૧૮૩૨માં હિન્દુસ્તાનમાં આવેલ અને હિન્દની વિવિધ ધાર્મિક જાતિઓ વિષે એક પુસ્તક લખેલ. તેના કથન મુજબ વોહરાઓની વિશ્વની કુલ વસ્તી ત્યારે ૬ લાખ હતી. કોઈ સત્તાવાર સાધન ઉપર આ આંકડો નિર્ભર હોય તેવું જણાતું નથી. કદાચ એ તેની પોતાની અથવા તેને માહિતી આપનારાની કલ્પના માત્ર હશે. દેખીતી રીતે આ આંકડો ઉપરના સ્તરે ભુલભરેલો છે. આ આંકડો જો સાચો ગણવામાં આવે તો આજે વસ્તી દશ લાખ કરતાં પણ વધુ હોય, ત્રણ ટકા વૃદ્ધિનો દર લઈએ તો. પચાસ ટકાથી વધુ દાઉદીઓ ગુજરાતમાં વસે છે. મહારાષ્ટ્રનો ક્રમાંક બીજો આવે છે. દાઉદીઓની સૌથી વધુ વસ્તી મુંબઇમાં છે. આ મહાનગરમાં ૬૦,૦૦૦ ની વસ્તી હોઇને ભારતની બહાર સૌથી મોટી વોહરાઓની સંખ્યા લગભગ ૨૫૦૦૦ કરાંચીમાં માલુમ પડે છે. ભારતમાં મધ્ય

પ્રદેશ (૧૭૦ ગામ) ગુજરાત (૧૬૪ ગામ), મહારાષ્ટ્ર (૧૦૧ ગામ), રાજસ્થાન (૫૩ ગામ), કેરાલા (૫ ગામ), તામિલનાડુ (૪ ગામ), ઉત્તરપ્રદેશ (૪ ગામ), મૈસુર (૩ ગામ), આન્ધ્રપ્રદેશ (૩ ગામ), બિહાર (૨ ગામ), ઓરિસા (૨ ગામ), ગોવા (૧ ગામ). અને પશ્ચિમ બંગાલ (૧ ગામ)માં વોહરાઓ વસવાટ કરે છે.

(૬) ભારતમાં મુંબઇ પછીના વોહરાઓની વસ્તીના મુખ્ય કેન્દ્રો આ પ્રમાણે છે : દોહદ, ગુજરાત (૧૧,૨૦૦), ઉદેપુર, રાજસ્થાન (૧૦,૦૦૦), ઇન્દોર, મ.પ્ર. (૭,૭૫૦), ઉજ્જૈન, મ. પ્ર. (૭,૧૪૩) સુરત, ગુજરાત (૭,૬૦૧), અમદાવાદ, ગુજરાત (૭,૮૦૩), સિદ્ધપુર, ગુજરાત (૬,૬૭૫), કલકત્તા, પ. બંગાળ (૫,૪૦૦), ગોધરા, ગુજરાત (૫,૨૦૦), જામનગર, ગુજરાત (૪,૮૩૩), પુના, મહારાષ્ટ્ર (૪,૧૨૭) અને મદ્રાસ, તામિલનાડુ (૨,૭૫૭).

ભારત બહાર ૩૧ દેશોમાં દાઉદીઓ વસેલા છે. પરદેશની દાઉદી વસ્તી લગભગ ૭૫,૦૦૦ છે. વિદેશોમાં જ્યાં વોહરાઓ વસ્યા છે તે આ મુજબ છે : પાકિસ્તાન (૩૦,૦૦૦), ટાન્ઝાનિયા (૭,૫૦૦), માડાગાસ્કર (૬,૫૦૦), સિલોન (૨,૫૦૦), કુવૈત (૨,૫૦૦), કેન્યા (૫,૮૦૦), યુ. કે (૨૦૦૦), યુગાન્ડા (૧,૫૦૦), યમન (૨,૫૦૦), સિંગાપુર (૫૫૦), મલેશિયા (૫૦૦), હોંગકોંગ (૨૦૦), થાઇલેન્ડ (૯૦૦), જાપાન (૧૫), કોમોરિઝ (૨૦૦), દુબાઇ (૭૫૦), ઇન્ડોનેશિયા (૮૦૦), બર્મા (બ્રહ્મદેશ) (૧૫૦), બેહરીન (૫૦૦), બાંગલાદેશ (૭૫૦), એડન (૯૫૦), ઇરાક (૧૨૫), ઇથિયોપિયા (૩૫૦), અમેરિકા (૮૭૫), ફ્રાન્સ (૧૦૦), મસ્કત (૧૦૦), માલદેવી (૫), મોરિશ્યસ (૫), સોદી અરેબિયા (૫૫૦) અને સ્વીડન (૯૦).[૭]

અગાઉ જણાવ્યું છે તે મુજબ ઘણાખરા દાઉદીઓ વેપારમાં રોકાએલા છે. પણ ભારતમાં તો નહીં પણ દુનિયામાં બીજે કોઇ સ્થળે મોટા વેપાર કે ઉદ્યોગ તેમના નિયંત્રણમાં નથી. ઘણી મોટી સંખ્યા નાની દુકાનદારીમાં જ રોકાએલ છે, અને માત્ર થોડા મધ્યમ વર્ગના વેપારમાં ગણી શકાય. વોહરાઓમાં ઔદ્યોગિક સાહસનો અભાવ ઘણા કારણોસર છે. પરંપરાગત તેઓ નાના વ્યાપારમાં જ કામ કરી રહ્યા છે અને ઔદ્યોગિક સાહસ માટે જરૂર પડતી મૂડી એકઠી કરવાનું તેમના માટે સરળ ન હતું. વોહરા કોમ પજવણી અને કનડગત કરાએલી કોમ છે, અને ભૂતકાળમાં પોતાનું ઈમાન અથવા માન સાચવવા માટે તવંગરોએ પોતાની સંપત્તિ જતી કરવી પડતી હતી. ધાર્મિક અવરોધને કારણે ધાર્મિક નેતાઓ પશ્ચિમી કેળવણી તેમજ બેન્ક વગેરે જેવી સંસ્થાઓને પ્રોત્સાહન આપતાં નહીં. આનાથી દાઉદીઓ ઔદ્યોગિક સાહસની

ખીલવણીનું મહત્વ સમજી શક્યા નહીં. વળી બિન-મુસલમાન મોટા ઉદ્યોગ-પતિઓ સાથે સ્પર્ધા કરવી એ પણ તેમને માટે મુશ્કેલ હતું. છતાં પણ પાકિસ્તાનમાં વાલિકા જેવા અમુક કુળ મોટા ઉદ્યોગનો વિકાસ કરવામાં ફળીભુત થયા. પણ એ માત્ર એક અપવાદ જ છે. નાના દુકાનદારોની કોમ હોઈને વળી કેળવણીનું પ્રમાણ પણ બહુ ઉંચું નથી અને આ કારણે એકેડેમિશ્યન, યુનિવર્સિટીના શિક્ષકો, ડોકટરો, વકીલો, મેનેજમેન્ટના નિષ્ણાતો વગેરે પણ સરખામણીમાં ઘણા ઓછા છે; અને વિખ્યાત વિજ્ઞાનીઓ, કવિઓ, નવલકથાકારો, ચિત્રકારો વગેરે તો ભાગ્યે જ જોવા મળે છે. પારસીઓ સાથે સરખામણી કરવામાં આવે તો વોહરાઓ સાવ ઝાંખા પડી જાય છે.

દાઉદીઓની સરખામણીમાં પારસીઓની સંખ્યા એટલી મોટી નથી અને છતાં પણ તેઓએ વિશ્વવિખ્યાત વિજ્ઞાનીઓ, કલાકારો, કાયદાના જવલંત નિષ્ણાતો તેમજ મોટા ઉદ્યોગપતિઓ પેદા કરેલા છે. પારસીઓમાં, અને ખાસ કરીને સ્ત્રીવર્ગમાં કેળવણીની ટકાવારી દાઉદી વોહરા કરતાં ઘણી વધારે છે. દાઉદીઓ પણ એક વેપારીકોમ હોવાથી ઊંચી કેળવણીને પ્રોત્સાહન આપવા માટે તેમની પાસે વધુ સારા સાધનો હતા. પણ કોમમાં સુધારાની ચળવળ વિષે આપણે ચર્ચા કરીશું ત્યારે જેમ જોઈ શકશું તેમ ધર્મગુરુ વર્ગ તે દિશામાં એક આડખિલીરૂપ બની રહ્યો અને આધુનિક કેળવણીના ફેલાવા માટે નિરુત્સાહી બની બેઠો. કેળવણીનું મહત્વ તેમણે હમણાં હમણાંજ પારખ્યું. પણ પરિણામે કેળવણીને જોરદાર પ્રોત્સાહન આપવાના બદલે જરા છૂટ જ આપી. કેળવ-ણીના ફેલાવાથી ચોક્કસ ધર્મગુરુવર્ગની સત્તા ઓછી ચાલે છે. સુલેમાની વોહરાઓ જે સંખ્યામાં દાઉદીથી ઘણા ઓછા છે અને ધર્મગુરુ વર્ગનું જેમાં સખત નિયંત્રણ નથી તેઓએ દાઉદીની સરખામણીમાં ઘણી વિશ્વવિખ્યાત વ્યક્તિઓ પેદા કરી છે. આગલા પ્રકરણમાં આપણે આ વિષે વધુ વિગતમાં ચર્ચા કરીશું. **'ગુલશને–માલુમાત'** ના કર્તાઓ અનુસાર દાઉદી વોહરાઓની દુકાનો લગભગ ૧૮,૩૨૧ છે, જેમાંથી ૩૦૯૦ લોખંડની અને પછી કરીયાણાની દુકાનો લગભગ ૨૦૮૮ આવે છે. તે પછી કટલરી અને કાપડની દુકાનો અનુક્રમે ૧૨૯૦ અને ૧૦૨૭ થાય છે. બીજી વેપારી પ્રવૃત્તિઓમાં ટીનનું કામ, કાચની ફ્રેમનું કામ, પગરખાનું વેચાણ, અત્તર અને પરફ્યુમરી, ટીમ્બરની લાટીઓ, જનરલ મર્ચન્ટ, કાગળ અને ઈલેકટ્રિક સામાન, ઘડિયાળનું રીપેરકામ, સોડા–લેમન, પાઈપફીટીંગ, દવાઓ, પુસ્તક વિક્રય, બુકબાઈન્ડીંગ, મીઠાઈ, હોઝીયરી, આટાની ચક્કી, રસી અને કાથો, સોની અને ઝવેરીકામ વગેરે. આ લિસ્ટના છેવાડે

આતશબાજી—ફટાકડાની દુકાનો આવે છે જે માત્ર ૨૫ છે. ઉપરના લિસ્ટમાં જોઈ શકાશે કે શરાબનું વેચાણ, તમાકુ કે કેફી પદાર્થોનો વેપાર વગેરે જોવા મળતા જ નથી. દારૂ પીવા તેમજ ધૂમ્રપાન ઉપર વોહરાઓમાં સખ્ત પ્રતિબંધ છે. જો કે તમાકુવાળા પાન ચાવવા અસાધારણ નથી. આધુનિક પ્રથાની અસરથી જો કે ઘણા વોહરાઓ દારૂ પીએ છે અને ધુમ્રપાન કરે છે છતાં આ ચીજોનો વેપાર તેએ કરતાં જ નથી.

ઉપરના આંકડાઓ બતાવે છે તેમ વોહરાઓ નાના દુકાનદારો હોવાથી તેમનું વિશ્વનું દૃષ્ટિબિંદુ સંકુચિત છે. મુંબઈ જેવા મોટા શહેરમાં પણ તેઓ પોતાની પરંપરા અને જુના રિવાજો જાળવી રાખવા માંગે છે, અને આ વલણ સ્ત્રીઓમાં વધુ જોવા મળે છે. બીજી કોમોની સ્ત્રીઓ સાથે વોહરા સ્ત્રીઓ ઝાઝી ભળતી નથી તે કારણે તેઓ વધુ રૂઢિચુસ્ત રહે છે અને તેમના પતિઓ જે વિવિધ પ્રકારના લોકો સાથે ભળે છે તેમના ઉપર એક પ્રકારનો અંકુશ મુકે છે. દાઉદી સ્ત્રીઓમાં કેળવાએલી ભણેલી સ્ત્રીઓની ટકાવારી ઘણી ઓછી છે. સ્ત્રીઓમાં આવી સંકુચિત માનસિક વૃત્તિ અને ઉચ્ચ શિક્ષણના અભાવને ધર્મગુરુવર્ગ ઉત્તેજન આપે છે કારણ કે આવી સ્થિતિની સ્ત્રીઓ ધર્મગુરુવર્ગની તાનાશાહીના ગઢ બને છે.

દાઉદી વોહરાઓ ઘણું કરીને નોકરી પસંદ કરતા નથી; કમસેકમ થોડા દાયકાઓ પહેલાં આવી સ્થિતિ હતી જ. બીજે નોકરી કરવા કરતાં ઘણાખરા નાના ફેરીયાનો ધંધો પસંદ કરે છે, જો કે એમાંના ઘણાને તો શિક્ષણના અભાવે તેમ કરવું પડે છે. નાની વેપારી કોમ હોવાને કારણે પણ બીજાઓને ત્યાં નોકરી કરવી એ તેઓના સિદ્ધાંત વિરૂદ્ધ હતું. પણ હવે આધુનિક શિક્ષણના ફેલાવાથી અને ત્વરિત ઔદ્યોગિકરણની અસરથી આ સ્થિતિ ઝડપથી બદલી રહી છે. જો કે હજુ તે મોટા પ્રમાણમાં નાની વેપારી કોમ ચાલુ રહી છે, છતાં ઘણા વોહરાઓ વકીલ, ડૉકટર, શિક્ષક, ઈજનેરી વગેરે વ્યવસાયો અપનાવી રહ્યા છે. સરકારી અને અર્ધસરકારી નોકરીઓ પણ થોડા વોહરાઓ હવે કરી રહ્યા છે. ઈ. સ. ૧૯૨૦માં મુલ્લાં અબ્દુલ હુસેને લખેલ' "ધોળકા અને ઉત્તર ગુજરાતના થોડા ગામોના રહેવાસીઓ જેઓ ખેડૂત છે અને જેઓ અમુક સરકારી નોકરીઓમાં ઉંચી પદવીએ પહોંચ્યા છે, જેવા કે અબ્દેઅલી કાઝીજી, હાઈકોર્ટ જજ, અબ્દુલ્લા યુસુફઅલી, કમિશનર, ઉ. પ્ર. માં અને થોડા પ્રાન્તિય અને તબીબી સર્વિસોમાં છે, તે સિવાય લગભગ બધા દાઉદી વોહરાઓ વેપારથી ગુજરાન ચલાવે છે, અને અમુક વ્યાપારીઓ અરબસ્તાન, ચિન, સિઆમ, અને ઝાંઝીબાર સાથે

મોટા વેપાર ખેડે છે. શેખ મહમ્મદઅલી અનીકના એક પુત્ર નામે અનીકનો લંડનમાં નિકાસ (એક્સ્પોર્ટ) નો ધંધો છે અને લંડન મેસોનિક લોજના તે ગયાં વર્ષે વર્શિપફલ માસ્ટર હતા. ઘણુ કરીને વોહરાઓ લોખંડ, રેશમ, ચામડા, શિંગડા અને જીવતા ઢોરના સ્થાનિક વેપારીઓ છે પણ ઘણાખરા નગરો અને ગામડાઓના દુકાનદારો છે જ્યાં લોખંડ, કાપડ, સ્ટેશનરી, પુસ્તકો, કરિયાણા અને તેજાનાનો વેપાર કરે છે અને અમદાવાદ, વડોદરા, સુરત અને મુંબઈમાં થોડા મિઠાઈવાળા અને હોટેલ ચલાવનારા પણ છે."[૮]

ઉદ્યોગીકરણ અને આધુનિક શિક્ષણના પ્રભાવથી જો કે અત્યારે સ્થિતિ ઘણીજ પરીવર્તિત થઈ ગઈ છે. બીજા ઘણા વોહરાઓ વિવિધ વ્યવસાયો તેમજ ખાનગી અને સરકારી નોકરીઓ અપનાવેલ છે. **'ગુલશને માલુમાત'** ના કર્તાઓના કથન મુજબ ૬૦૮ ઈજનેરો અને ૫૩૪ ડોકટરો છે. આવા બધા વ્યવસાય કરનારાઓમાંથી ઘણાખરા મોટા શહેરોમાં કેન્દ્રિત છે. આમ માત્ર મુંબઈમાંજ લગભગ ૧૦૦ ડોકટરો અને ત્યારપછી હૈદરાબાદમાં ૬૦ ડોકટરો છે. હૈદરાબાદમાં દાઉદીઓમાં મોટી સખ્યામાં ઈજનેરો પણ છે જેઓ મુલ્કી (એટલે સ્થાનિક વતની) કહેવાય છે તેઓ ઠીકઠીક સમૃદ્ધ અને કેળવણીના ક્ષેત્રમાં આગળ વધેલા છે. અમુક મુલ્કી ખાનદાન હૈદ્રાબાદના નિઝામની કોર્ટ સાથે સંકળાએલા અને ઉંચા અગત્યના હોદ્દાઓ ધરાવનારા હતા. અરસ્તુ ખાનદાન તેમાંનુ એક છે અને હાલમાં તે ખાનદાનમાંથી ઘણા ડોકટરો અને ઈજનેરો બન્યા છે. ત્રીજો લોકપ્રિય વ્યવસાય કાયદાનો છે. વકીલોની સૌથી મોટી સંખ્યા નાગપુરમાંથી છે. વોહરાઓમાં યુનીવર્સીટીના શિક્ષકોના આંકડા ઉપલબ્ધ નથી. પણ ઝાઝા નથી. પંદર ન્યાયાધિશો છે એમ કહેવાય છે. આધુનિક ઉદ્યોગોમાં નવા વ્યાવસાયિક વર્ગો (મેનેજરીઅલ અને તે સંબંધીના વર્ગો, નાણાકિય નિષ્ણાંતો, ઈકોનોમેટ્રીશ્યન, સ્ટેટીસટિશ્યન)માં ભાગ્યે જ કોઈ વોહરા દેખાય છે. ઉપર જણાવ્યું તેમ નામાંકિત વિજ્ઞાનીઓ, કલાકારો અથવા લેખકો નથી.

ઘણાખરા વોહરાઓ અને ખાસકરીને દાઉદીઓ સ્વચ્છતા ઉપર ઘણો ભાર દયે છે; હકીકતમાં તે એક ધાર્મિક કર્તવ્ય મનાય છે. ઈસ્લામનો તે એક જ ફીરકો છે જે **'તહારત'** (પવિત્રતા; સ્વચ્છતા!)ને ઈમાનના સાત સ્તંભોમાં ગણે છે. બીજી મુસલમાનોની જેમ તેઓ પોતાના રોજીંદા વસ્ત્રોમાં નમાજ પણ નથી પડતા. આ હેતુ માટે તેઓ અલગ કપડા રાખે છે—એક લુંગી, સફેદ મલમલનો કુર્તો, દોરા અને કસબની ગુંથેલી ટોપી અને મસલ્લો. અમુક પ્રસંગોએ **'વઝુ'** (ધાર્મિક મંત્રો ઉચ્ચારી હાથ મોઢું ધોવા) ઉપરાંત નમાઝ પહેલાં **'ગુસલ'**

(મંત્ર ઉચ્ચારેલ સ્નાન) કરવું પણ ફરજીઆત છે. વળી સફાઈ માત્ર નમાઝ અને બીજી ધાર્મિક ક્રિયાકાંડો માટે જ મુકરર કરાએલ નથી, જીવનના બધા પાસાઓમાં તે ચીવટથી પાળવામાં આવે છે. ગરીબ વોહરાઓ પણ જેઓને પોતાના ઘરો શણગારવા પોસાય નહીં તેઓ સંપૂર્ણ સ્વચ્છતા રાખે છે. મધ્યમ આવકના તેમજ શ્રીમંતવર્ગના વોહરાઓને મકાનો શણગારવાનો ખાસ પણ શોખ છે.

'બોમ્બે પ્રેસીડન્સી ગેઝેટિયર' પણ આ હકીકત સ્વીકારે છે. વિવિધ માહિતીઓ ટાંકતા તે વર્ણવે છે :

સર જહોન માલકોમ (ઈ. સ. ૧૮૨૩) કહે છે (સેન્ટ્રલ ઈન્ડીઆ, બીજો ભાગ. પાને ૩) 'વોહરાઓએ તેમના મકાનો અને ફર્નીચર બનાવવામાં યુરોપી સુધારાઓ દાખલ કર્યા છે.' રાસ માલા (ભાગ ૧. પાને ૬૩) માં ફોર્બિસ સિદ્ધપુરના વોહરાઓના મકાનો ને ઘાટમાં અડધા યુરોપી અગાશિયો કઠેરાવાળી અને બારીઓ વેનેશિયન પડદાવાળી બતાવે છે. રાંદેરમાં વોહરાઓના મકાનો શહેરમાં મુખ્ય જોવા લાયક સ્થળોમાં ગણાય છે. (અહી કાંઈક ગોટાળો માલુમ પડે છે કારણ કે રાંદેરમાં ઘણાખરા સુન્ની વોહરાઓ છે અને આ મકાનો તેમના છે.) સુરતમાં આધુનિક મકાનો ઘણા ખરા સર્વશ્રેષ્ઠ વોહરાઓના છે. સુરતના શ્રીમંત વોહરાના મકાનો નીચેની વાત કંઈક ચિતાર આપશે. રસ્તાના સ્તરથી ૬ થી ૭ ફુટ ઉંચી પ્લીન્થ પર મકાન ઉપાડવામાં આવે છે. તે ત્રણ મંઝીલા ઉંચુ છે, ઈંટોના બાંધકામ વચ્ચે સુંદર કોતરકામ વાળું લાકડું હોય છે અને લગભગ અઢાર ફૂટના ચોરસ આંગણામાં ઉભું કરાએલું છે. અંધારી અને અવ્યવસ્થિત ચાલમાંથી પસાર થઈ સીધા ચઢાણવાળી સાંકડી લાકડાની સીડી ચઢી પહેલા માળના આગલા ભાગમાં બાર ફુટનો ચોરસ બેઠક ખંડ છે. યુરોપિય ધાતુના દીવાઓ અને કાચના ઝુમરો નજીક નજીક સિલીંગ ઉપરથી લટકી રહ્યા છે; અને ઈંગ્લેન્ડમાં બનાવેલ રંગીન કાચની પ્લેટો ઉપર કુરાનની આયાતોથી શણગારાએલ તખ્તીઓથી મઢેલ બારીઓ છે. ફર્સ ઉપર કિંમતી જાજમો બીછાવેલ;છે. દીવાલોની આજુબાજુ તકિયાઓ ગોઠવેલા છે અને મધ્યમાં ટેબલો ઉપર શણગારના દાગીનાઓ છે......મકાનના પાછલા ભાગમાં બીજે માળે ત્રીસફૂટ બાય સોળ ફુટનો મોટો કમરો છે જેની દિવાલો રંગેલી છે, ફર્સ કિંમતી જાજમોથી બીછાવેલ છે અને દીવાલોની આસપાસ નજીક નજીક સોફાઓ અને ખુરશીઓ ગોઠવેલ છે. આના ઉપર ત્રીજો સાર્વજનિક ઓરડો જેમાં ફર્નીચર ભરેલું છે અને મોટા જર્મન વાજીંત્રને માનનું સ્થાન આપેલ

છે; અને ચીની અને જાપાની પ્યાલાઓ, અંગ્રેજી ફુલદાનીઓ અને કોન્સ્ટન્ટીનોપલના સોનેરી રંગની ભાતના કાચના મગ (mugs)થી ભરેલા કબાટો અને અલમારિયો દીવાલોમાં મુકેલી છે. કબાટો ઉપર દીવાલોની અભેરાઈઓ ઉપર ચીની કામની થાળીઓની હારની હાર છે. (૯)

સુરત, સિદ્ધપુર, ઉજ્જૈન, ઈન્દોર વગેરે શહેરોમાં ઘણી જગ્યાએ આજ પણ ઉપર વર્ણવિલ સજાવટવાળા પરંપરાગત પ્રથાવાળા મકાનો જોવા મળે છે. જો કે મુંબઈ જેવા શહેરોમાં શ્રીમંત વોહરાઓ ફ્લેટોમાં રહે છે જેની સજાવટ બીજા ફ્લેટો (apartment houses) જેવી જ હોય છે. વળી મુંબઈ જેવા ઔદ્યોગિક શહેરોમાં સેંકડો દાઉદી વોહરાઓ ગલીચ લત્તામાં ઝુંપડપટ્ટીઓમાં રહે છે. દાખલા તરીકે મુંબઈમાં ગોલીબાર, સાન્તાક્રુઝ, જોગેશ્વરી ધારાવી વગેરે પરાઓના નામચીન ગલીચ લત્તાઓમાં સેંકડો પરીવારો ૧૦' × ૧૦' અથવા તેનાથી પણ નાના ઝૂંપડાઓમાં રહે છે. જો કે આવા દયાજનક ઝુંપડાઓમા પણ તેઓ પરંપરાનુસાર સફાઈ રાખવા પ્રયત્ન કરે છે, એ મુસ્કેલ હોવા છતાં, કારણ કે ઘણાખરા ઝૂંપડાઓ ગંદા નાલા અને ગટરના પ્રવાહ નજીક છે. આવા ઝુંપડામાં રહેતા ઘણા ખરા વોહરાઓ કાં તો નાના ફેરિયાઓ હોય છે અથવા નાની દુકાનો કે પેઢીઓમાં નોકરી કરતા હોય છે' તેમાંના અમુક મધ્યમ અથવા નાના પાયાના ઉદ્યોગોમાં નોકરી કરે છે. મોટા ઉદ્યોગોમાં કામ કરતા હોય તો એવા જુજ જ છે. નૈતિક દૃષ્ટિએ અને મુલ્ય-સૂચક મનોવૃત્તિની દિશામાં વોહરાઓ ઘણું કરીને 'નાના મધ્યમ વર્ગ' (petty bourgeorsie)માં ગણાય.

રસોઈકલા અને વસ્ત્રાભૂષણની આદતોમાં વોહરાઓ જુદા તરી આવે છે. થોડા અતિ આધુનિક કુટુંબો સિવાય વોહરાઓ સમુભોજનકર્તા (Commensal= સાથે બેસીને જમનારા) છે. સમુહભોજનનો રિવાજ માત્ર કુટુંબના સભ્યો પુરતો સિમિત નથી, જ્ઞાતીભોજનો (જુમાતો)માં બધા વોહરાઓ આઠથી દશ માણસોના થાલ કરી જમવા બેસે છે (એક જ થાળમાંથી આ આઠ-દશ જણા જમે છે). (વોહરાઓમા જ્ઞાતીભોજનો સામાન્ય છે. ઉર્સના પ્રસંગોએ, વડામુલ્લાંની સાલેગ્રાહ (જન્મદિવસ)ના પ્રસંગે, મોહરમ મહીનાના પહેલાં દશ દિવસોએ અને બીજા અનેક પ્રસંગોએ આવા જ્ઞાતીભોજનો થાય છે.) સારી થાળીઓ અને નાજુક વાનગીઓ બનાવવાની કલામાં વોહરાઓ પ્રખ્યાત છે. ઉત્સવ પ્રસંગે તેઓ અવનવી વાનગીઓ બનાવે છે જે ઘણી સ્વાદિષ્ટ હોય છે. એ એક નોંધપાત્ર વાત છે કે વોહરાઓમાં ગાય કે પાડાનો માસ (ગોસ્ત) ખાવાની પ્રથા સામાન્ય નથી. હરામ ન હોવા છતાં તેઓ તેનાથી દુર રહે છે. આનુ' કારણ ધાર્મિક નહી'

પણ આર્થિક જણાય છે. એક સરેરાશ વોહરની આવક એક સરેરાશ મુસલમાનની આવક કરતાં ઉંચી છે. મુસલમાનોમાં પણ ગાય કે પાડાનો ગોસ્ત ખાવાની પ્રથા નીચલા વર્ગોમાં વધુ સામાન્ય છે. એક સામાન્ય વોહરા કુટુંબમાં બકરાનો ગોસ્ત વધુ ખવાતો નથી. તે રોજ પકાવાતો નથી, પણ ઘણું કરીને જુમાના દિવસે, રવિવારે અને બીજા ઉત્સવના દિવસોએ પકાવાય છે. જ્ઞાતીભોજનોમાં જો કે ગોસ્તની વાનગીઓ હોવી જ જોઈએ. ઈ. સ. ૧૭૮૯માં અલીઆ વોહરાઓના એક નાના ભાગે (જે હવે અદૃશ્ય થઈ ગયો છે) માંસ ખાવાનું બંધ કર્યું હતું અને તેઓ "નગોશિયા" કહેવાતા હતા (એટલે કે જેઓ ગોસ્ત ખાતા નથી પણ શાકાહારી છે.) પ્રાણી ને ખોરાક તરીકે ખાવાને તેઓ પાપ માનતા હતા.

બીજા મુસલમાનોથી વોહરાઓ તેમના પોશાકથી જુદા પડી જાય છે. જુનવાણી વોહરાઓ સોનેરી ફેંટો પહેરે છે જેનો આકાર જુદી જુદી જગ્યાએ જુદો જુદો છે, પણ અત્યારે ગોળ આકાર વધુ સામાન્ય છે. ખાસ કરીને ધાર્મિક અને ઉજવણીના પ્રસંગે શેરવાણી સાથે ફેંટો પહેરાય છે (શેરવાણી ઉપરનો પોશાક છે જે બીજા મુસલમાનોમાં પણ સામાન્ય છે). આજકાલ વોહરા પુરુષો બીજાઓની જેમ પશ્ચિમ ઢબના કપડાઓ પહેરવા લાગ્યા છે અને કોમી લેબાસ ધાર્મિક પ્રસંગો ઉપર જ પહેરે છે. પણ વોહરા મહીલાઓ આમતૌર પર હજુ કોમી લેબાસ પહેરે છે. આ પોશાક જો કે મૂળરૂપે ભારતીય છે છતાં બીજાઓ કરતાં એ જુદો છે. લેહંગા (કમરથી કે ઘુંટી સુધી લટકતો ઘાઘરો) પોલકું અને ઓઢણી વોહરા સ્ત્રીઓના પોશાકના જુદા જુદા ભાગ છે. (મલમલ અથવા કોઈ સરસ કપડાનું ઓઢણું સોનાચાંદીની જરીથી ભરતકામ કરાએલ માથે ઓઢવામાં આવે છે અને ગરદન અને છાતી ઉપર છુટું લટકે છે) બધી વોહરાસ્ત્રીઓમાં થોડાઘણા સ્થાનિક પરિવર્તન મુજબ આ પોશાક પહેરાય છે. મુંબઈ જેવા મોટા શહેરોમાં વોહરાસ્ત્રીઓ પરદો કરતી નથી અને છુટથી ફરે છે. છતાં નાના ગામોમાં તેઓ હજુ **'રીદા'** પહેરે છે ('રીદા' એટલે એક એવું વસ્ત્ર જે આખા શરીરને ઢાંકે છે અને ચહેરો ઢાંકવા માટે તેમાં બુરખો હોય છે.) ઉજ્જૈન અને ઈન્દોર જેવા અમુક શહેરોમાં મોટી ઉમરની સ્ત્રીઓ **'ખેસ'** પહેરે છે (ખેસ શરીરનો ઉપરનો ભાગ ઢાંકવા માટે જાડા કાળા કપડાનું બનાવેલું હોય છે, પણ ચહેરો ખુલ્લો રહે છે). સૌરાષ્ટ્રમાં અને અમુક બીજી જગ્યાએ (ઘણું કરીને નાના ગામોમાં) વોહરા સ્ત્રીઓ અને હિન્દુસ્ત્રીઓનો તફાવત પારખી શકાતો નથી, કારણ કે તેઓ એકસરખા વસ્ત્રો પહેરે છે.

તેઓના નામ પણ હિન્દુ નામ સાથે મળતા આવે છે. સાધરણ રીતે જેમ માનવામાં આવે છે તેમ વોહરા સંસ્કૃતિ એકસરખી નથી. પ્રાદેશિક પરિવર્તનો જોવા મળે છે. માળવાના વોહરાઓ ગુજરાતના વોહરાઓથી અલગ પડી જાય છે, અને અગાઉના સી. પી. અને વરાડ પ્રાન્તોના વોહરાઓ આ બન્નેથી અલગ પડી જાય છે. જો કે આ પરિવર્તનોને અતિશયોક્તીભરી રીતે ન જોવા જોઈએ. તે જ પ્રમાણે એક પ્રદેશ અને બીજા પ્રદેશની બોલીમાં પણ તફાવત છે. જ્યારે કે ગુજરાતના વોહરાઓ "વધુ શુદ્ધ" ગુજરાતી બોલે છે, ત્યારે માળવા (ઈન્દોર, ઉજ્જૈન, રતલામ, રામપુરા વગેરે)ના વોહરાઓ હિન્દી મિશ્રિત ગુજરતી બોલે છે. ઘણા અરબી શબ્દો, ખાસકરીને મજહબને લગતા શબ્દો વોહરાની ભાષામાં વપરાતા થઈ ગયા છે સામાન્ય જનતા માટે લખાએલી તેમની દીની કિતાબો (ધાર્મિક પુસ્તકો) અરબી લિપિમાં લખાએલી પણ ગુજરાતી ભાષામાં અરબી શબ્દોથી ભરપુર છે. ગુજરાતી લિપિમાં પણ અમુક સાહિત્ય જોવા મળે છે. ધર્મગુરૂવર્ગ સામાન્ય જનતા સાથે જે ભાષા વાપરે છે તેમાં અરબી શબ્દો પુષ્કળ પ્રમાણમાં રહે છે. આવી "વાએઝો" અને બયાનો" (પ્રવચનો) ઝાઝું કરીને અરબીમાં અલ્લાહની પ્રસંશા અને તેના પાક નબી અને તેના વંશ જો, ઈમામો અને દાઈઓ ઉપર સલામ બોલીને શરૂ કરાય છે. ઘણા વોહરાઓ જે અરબીથી વાકેફ નથી તેઓ ભાગ્યે જ આવા "બયાનો" સમજી શકે છે, એટલે, સ્થાનિક "આમીલ" પછી તેમને સમજાવે છે.

## સામાજિક રીતરિવાજો અને વિધિઓ

ઘણીખરી વિધિઓ અને રીતરિવાજો (ધાર્મિક ક્રિયાકાંડો બાદ કરતાં) મુળરૂપે ભારતીય છે અને એક પ્રદેશથી બીજા પ્રદેશમાં બદલાતાં રહે છે. સામાજિક જલસાઓ જેવા કે શાદી, તહેવારોની ઉજવણી વગેરે સ્થાનિક રીતરિવાજો મુજબ મનાવાય છે. લગ્ન પ્રસંગે મનાવાતા અમુક રીતરિવાજોમાં વરરાજાને હળદર (પીઠી) ચોપડવાની વિધિ પણ આવી જાય છે. સાસુ અને બીજા મહિલા વર્ગના સગાઓ વરરાજાની આરતી ઉતારે છે, કન્યા (દુલ્હન) ને વરરાજાના ઘરે લઈ જતાં દીવો સાથે રાખવામાં આવે છે અને તેણી જેટલાં ઉંબરા વટાવે છે તે ઉંબરા ઉપર અમુક સિક્કાઓ મુકતા જાય છે. મરણ થઈ જાય છે ત્યારે ત્રીજીયા, નોમિયા, ચેહલમ અને વરસી ઉપર જ્ઞાતીભોજનો થાય છે. કુટુંબમાં વફાત (અવસાન) થઈ જાય તે પછી ૪૦ દિવસથી એક વરસ સુધીના સમયમાં લગ્ન અને એવા બીજા ખુશીના પ્રસંગો મણાવાતા નથી. ઘણા વહેમો જેવા કે "પનમાં આવ્યું છે" તેની માન્યતા, મૃતદેહને

ઓળંગવું એ અપશુકન, ખરાબ નજર અને બીજી કોઈ આફતથી બચવા તલિસ્માન પહેરવું, શુભશુકન માટે અકીક પન્ના વગેરે કિંમતી નંગો પહેરવા, જ્યોતિષશાસ્ત્રની દૃષ્ટિએ 'શુભ 'મુહૂર્ત' જોઈને કાર્ય આરંભવા, અમુક દિશામાં અમુક દિવસે સફર (પ્રવાસ) ન કરવો વગેરે વગેરે વહેમો હજુ પ્રચલિત છે. ઘણા વોહરાઓ અને ખાસ કરીને સ્ત્રીઓ, માને છે કે વડા મુલ્લાંજી અથવા તેણે નિમેલ આમિલ કે મુલ્લાં જે પ્યાલા અથવા શીશીના પાણીમાં ફુંક મારી હોય તે પાણી પીવાથી અમુક બીમારી મટી જાય છે. ઘણા વિદ્યાર્થીઓ પરીક્ષા આપતાં પહેલાં ધર્મગુરુ વર્ગના કુટુંબીજનો પાસે જાય છે અને તેમને વિનંતી કરે છે કે તેની કલમની ટાંક ઉપર ફુંક મારી આપે. એમ લાગે છે કે ધર્મગુરુ વર્ગ આવા રિવાજોને ઉત્તેજન આપે છે. જો કે ધાર્મિક સિદ્ધાંતો કે માન્યતા સાથે આવા રીતરિવાજો કે વહેમોને કાંઈ જ સંબંધ નથી. એ બધા વહેમો સ્થાનિક રીતે ઉદ્ભવેલા છે અને પછાત વર્ગોમાં વધુ પ્રચલિત છે.

બીજા મુસલમાનો માફક જ વોહરાઓમાં લગ્ન એક કરાર છે. પવિત્ર–પાવન ક્રિયા નથી. પાછલું (પવિત્રતાનું) વલણ રાખવું–જેમ અમુક લોકો રાખે છે–તે પાક કુરાનના ભાવ સાથે મેળ ખાતું નથી. એ આ કારણે છે કે અબ્બાસઅલી નજફઅલી–જે આ પાછલું વલણ ધરાવે છે–તેને વિરોધાભાસી મંતવ્યો આપવા પડેલા. Law of Marriage Governing Dawoodi Bohra Muslims (દાઉદી વોહરા મુસલમાનોને લાગુ પડતો લગ્નનો કાયદો) નામના પુસ્તકમાં તે આમ કહે છે : "ખાસ આ ફીરકાના લગ્નના લક્ષણો અનુસાર, શાદી અથવા નિકાહને સાફસાફ માત્ર કરારની વ્યાખ્યા આપવી એ સંભવ નથી. લગ્નના અમુક મહત્વના અંગો **બેશક એવા છે જે કરારમાં જોવામાં આવે છે,** પણ આ ફીરકામાં નિકાહ માત્ર ત્યાં જ ખતમ નથી થતાં (રેખાંકિત મેં કરેલ છે). આ ફીરકા અનુસાર તે કરાર અને પાવનક્રિયા બન્ને છે, ખરેખર તો કરાર કરતાં પાવનક્રિયા વધુ છે." આ માટે કારણો ટાંકતા તે કહે છે, "ઈસ્લામના બીજા ફીરકાઓની વિરૂદ્ધ, કોઈ નિકાહ પઢી ન શકાય, સિવાય કે કાઝી–લ–હક્ક એટલે કે ખરા અને અધિકાર ધરાવતા કાઝીના મારફત જ પઢાયા હોય."[૧૦]

એ એક સ્થાપિત થએલ હકીકત છે કે દાઉદીઓ ઈસ્લામના એક ફીરકાના છે અને બીજા બધા મુસલમાન ફીરકાઓ જેમ તેઓના કાયદાઓનું મૂળ કુરાને પાક છે. અબ્બાસઅલી નજફઅલી સાફસાફ આ વક્તવ્ય આપે છે જ્યારે તે કહે છે, "ઈમામ કાયદો આપનાર છે એમ કહેવું તે સત્ય નથી.

કુરાને કાયદો આપેલ છે. ઈમામ તેનો છેવટનો ભાવાર્થ કરનારા અને 'તાવિલ' કરનારા છે. તેઓ કાયદાઓ ઘડતા નથી પણ માત્ર તેની 'તાવિલ' કરે છે. જુના કાયદાઓ પાછા ખેંચી લઈને તેઓ નવા કાયદા બનાવી શકતા નથી."[૧૧] અને કુરાન અનુસાર લગ્ન કરારબદ્ધ છે, પાવનકાર્ય (Sacramental) નથી, એ અર્થમાં કે કાજી નિકાહ પઢે ત્યારે બન્ને પક્ષોની મંજુરીની જરૂરત પડે છે. જો એમાંથી એક પક્ષ કબૂલ ન થાય તો લગ્ન ગેરકાનૂની સમજવામાં આવશે. તો પછી કઈ ક્રિયા તેને પાવનકૃત્યમાં ફેરવી નાખે છે? અબ્બાસઅલી નજફઅલીના મત અનુસાર નિકાહ પઢવા માટે કાઝી–અલ–હક્ક (ખરા અને અધિકાર ધરાવનાર કાઝી) ની જરૂરત તેને આવું લક્ષણ આપે છે. પણ આ ભુલભરેલો વિચાર છે અને વધુમાં વધુ તે એક નબળી દલીલ છે જે ઈસમાઈલી કાનૂન વ્યવસ્થાના મૂળ ગ્રન્થોથી સાબિત થઈ શકતી નથી. કોઈ પણ કાયદાની કોર્ટે આ અભિપ્રાય માન્ય રાખેલ નથી.

દાઉદીઓમાં નિકાહ પઢવાની કાર્યપદ્ધતિનું પહેલાં વર્ણન કરવું દિલચસ્પ જણાય છે. જ્યારે કાઝીને નિકાહ પઢવા માટે અર્જ કરવામાં આવે છે ત્યારે તે પૂછે છે કે કન્યાની શાદીના વાલીઓ કોણ છે? (દાઉદી કાયદા પ્રમાણે શાદી માટે કન્યાએ લવાદ તરીકે વાલી નીમવાની જરૂરત છે જે કાઝી પાસે તેણીનું પ્રતિનિધિત્વ કરે છે, કારણ કે પરદાના કારણે તેણી કાઝી સમક્ષ હાજર થઈ શકતી નથી.) કાજી એ પણ પૂછે છે કે વર અને કન્યા ઉંમરલાયક થઇ ગયા છે કે નહીં? જો પરણનાર સ્ત્રી તલાક લીધેલ હોય તો તેણે (કાજીએ) તલાક સમયે જે બે સાક્ષીઓ બન્યા હોય તેની પાસેથી તલાક હકીકત છે તે જાણી લેવું પડે છે. આ બધી બાબતોથી સંતૃષ્ટ થયા પછી તે એ બે સાક્ષીઓને બોલાવે છે, જેની હાજરીમાં કન્યાએ નિકાહના વાલી નીમી, તે વાલીને મુકરર રકમની મહેર લઈ, કાજી સમક્ષ પોતાના નિકાહ પઢવા કબુલાત આપી હોય (મહેરની રકમ કન્યા પોતે નક્કી કરે છે.)

ત્યારપછી તે 'ખુત્બો' (શ્લોક) પઢે છે જેમાં અલ્લાહનો હમ્દ (પ્રશંસા) અને તેના પૈગમ્બર અને તેના પવિત્ર વશંજો ઉપર સલામ (શાંતિ) પઢવામાં આવે છે. ત્યાર પછી તે વરરાજા અને કન્યાના નિકાહના વાલીના જમણા હાથ એકમીજા સાથે જોડે છે અને તેના ઉપર રૂમાલ ઢાંકે છે. ત્યાર પછી તે વરરાજાને કહે છે કે તે વાલીને આ શબ્દોમાં શાદીનો પ્રસ્તાવ કરે: "અલ્લાહના નામે અને મહમ્મદની શરિઅત મુજબ તમે ......(કન્યાનું નામ) ને મારી સાથે પરણાવો, જેની શાદીના તમે વાલી છો અને જેણે તમને

કાયદેસર રૂ... મહેર રોકડ લઈ ઉધાર રાખી શાદીની તેણીના વતી કબુલાત આપવા વકીલ (એટલે ટ્રસ્ટી) નીમ્યા છે." (મહેરની રકમ સાધારણ રીતે રૂ. ૪૧ થી રૂ. ૧૦૧ રોકડ હોય છે.) તે પછી કાઝી વાલીને નીચે મુજબ જાહેર કરવા કહે છે : "અલ્લાહના નામે અને શરીઅત મુજબ હું......ને તમારી સાથે પરણાવું છું જેનો વાલી હું છું અને જેણે **તેના વતી તમારી સાથે શાદાની કબુલાત આપવા મને તેણીનો વકીલ બનાવેલ છે.** રૂ...... મહેરના લઈને. (રેખાંકિત મેં કરેલ છે.)

ત્યાર પછી કાઝી વરરાજાને નીચેના શબ્દોમાં પ્રસ્તાવ સ્વીકાર કરવા કહે છે : "તમે જે શરતો કહી એ શરતે હું શાદી કરવા કબુલ થાઉં છું." ભરોસાપાત્ર વ્યક્તિઓને, કાઝી નિકાહની વિધિના સાક્ષીઓ બનવા કહે છે. નિકાહની શરૂઆતમાં **'ખુત્બા'** પઢવા વિષે રખેને ગેરસમજણ થાય એટલે એ સાફ સમજી લેવું જોઈએકે ખુત્બા પઢવાનું ફરજિઆત નથી જ. અઢારમા દાઈ–ઉલ–મુતલક સૈયદના ઇદરીસ ઈમાદુદ્દીનના સત્તાધીશ હવાલાથી એમ કહેવાયું છે કે "અકદ" (શાદીની ગાંઠ અથવા પ્રસ્તાવ અને જાહેર કરવું, જેને **ઇજાબો કબુલ** પણ કહેવાય છે) તે ફરજિઆત છે, પણ પ્રાર્થના (ખુત્બો) જતો કરી શકાય છે.[૧૨] એ સ્પષ્ટ છે કે શાદી વિધિસર કરવામાં વરરાજા અને વાલીના પ્રસ્તાવ અને સ્વીકૃતિને પ્રાથમિક મહત્વ અપાય છે.

અમારી દલીલ છે કે દાઉદી વોહરાઓમાં પણ શાદી કરારબદ્ધ (contractual) છે અને પાવનક્રિયા નથી તેને વધુ ટેકો આપવા લેખક તેથી ઉલટું કહે છે. તેના જ શબ્દો ટાંકવા અમને યોગ્ય જણાય છે : "સૈયદના કાઝી નોમાને મુખ્તસર–ઉલ–અ'સાર, ભાગ–૨ જામાં જે દાઉદી વોહરાઓનો શાદીનો કાનૂન મૂકયો છે તે અનુસાર શાદી કરનાર પક્ષો તેમની શાદી વખતે જે ધર્મ (faith) પાળતા હોય તે ધર્મના સિદ્ધાંત મુજબ જે નિકાહ વિધિસર થયા હોય તે કાયદેસર ગણવા જોઈએ અને **જ્યારે તેઓ દાઉદી વોહરા ફીરકો અંગીકાર કરે ત્યારે તે ફીરકાના સિદ્ધાંત મુજબ ફરી વિધિસર કરવાની જરૂરત નથી.**" (રેખાંકિત કરી ભાર મેં મુકેલ છે.)[૧૩] દાઉદી વોહરામાં શાદી પાવનક્રિયા છે કારણ કે કાઝી–અલ–હક જ તે વિધિસર કરે છે એ લેખકની દલીલને આ વકતવ્ય ઉપરછલ્લી (Superfluous) બનાવી દે છે. જો એમ હોત તો મહાન ફાતેમી ન્યાયશાસ્ત્રી સૈયદના કાઝી નોમાને જ સાફ સાફ મુકયું હોત કે ફાતેમી ધર્મ અપનાવ્યા પછી શાદી ફરી વિધસર થવી જોઈએ. પણ સૈયદના નોમાન સાફસાફ જણાવે છે કે એમ કરવાની જરૂરત

નથી મુંબઈ હાઈકોર્ટમાં કેસ નં. ૫૪૭ અને ૫૪૮ ના સંબંધમાં ઈ. સ. ૧૯૩૮ માં આ કારણોસર ત્યારના દાઈ સૈયદના તાહેર સૈફૂદીનને તે લોકો સાથે સમાધાન કરવું પડેલ જેના નિકાહ તેણે અથવા તેના અધિકાર ધરાવતા મુલ્લાંએ નહીં પઢેલ માટે તે અવૈધ છે તેવું તેણે જાહેર કરેલ. આ બન્ને કેસમાં તેને માન્ય રાખવું પડેલ કે જોકે તે શાદીઓ બિનદાઉદીવોહરા કાઝીએ વિધિસર કરેલી તો પણ તે સંપૂર્ણરીતે કાનુનસર હતી. ઉપર વર્ણવેલ આખી કાર્યપદ્ધતિ સ્પષ્ટ રીતે દર્શાવે છે કે દાઉદીઓમાં શાદી મુખ્યતર કરાર બદ્ધ (contractual) છે અને પાવનક્રિયા (Sacramental) નથી, શાદી નાવાલી અને કાઝી–અલ–હકની જરૂરતને કારણે એને પાવનક્રિયાનું લક્ષણ નથી મળી જતું. આમતૌર પર બધા વોહરાઓમાં અને ખાસ કરીને દાઉદીઓમાં કરીયાવર (dowry) નો રિવાજ નથી. બીજા મુસલમાનો કરતાં વિપરીત 'મહેર' (dowr) ની રકમ પણ બહુ ઝાઝી નથી હોતી. અગાઉ જણાવ્યું તેમ તે રકમ રૂા. ૧૦૧ થી વધુ ભાગ્યે જ હોય છે અને તુરત જ ચુકવાય છે, જ્યારે કે બીજા મુસલમાનોમાં ખાસ કરીને હનીફીયા ફીરકાના સુન્ની મુસલમાનોમાં સાધારણ રીતે હજારોમાં હોય છે અને કોઈ કોઈવાર તો લાખોમાં અને તે હંમેશા ઉધાર રહે છે. વળી એક કરતાં વધુ પત્ની કરવી સંપૂર્ણ રીતે કાયદેસર હોવા છતાં વોહરાઓમાં તેનો ભાગ્યે જ અમલ કરાય છે. તેઓ ઘણું કરીને એક પત્નીવ્રતા રહે છે. તેવી જ રીતે તલાક કાયદેસર હોવા છતાં તેનો સામાજિક રીતે સખ્ત વિરોધ છે. તેમના સુન્ની બિરાદરોથી વિપરીત વોહરાઓમાં તલાકનું પ્રમાણ વધુ નથી. આ પ્રથાઓ પ્રત્યેનો સામાજિક વિરોધ વોહરાઓ નાની અને સંગઠિત કોમ હોવાથી સહેલાઈથી કામ કરે છે. આપણે આગળ જોઈશું તેમ આવા સંગઠિત અને બંધ–વણાટની કોમના માળખાના ફાયદાઓ તેમજ ગેરફાયદાઓ પણ છે.

વોહરાઓમાં ધાર્મિક સત્તાધારી શ્રૃંખલાનું માળખું કેમ કામ કરે છે તે અમે અગાઉ વર્ણવેલ છે. જ્યારે ઈમામ પરદે છે, ત્યારે તેના નાયબ જેને દાઇ–ઉલ–મુતલક કહે છે તે તેની ગેરહાજરીમાં સત્તા સંભાળે છે અને ધાર્મિક માર્ગદર્શન (હિદાયત) પુરી પાડે છે. એકવીસમાં ઈમામ તૈયબ પરદે થયા ત્યારથી દાઈ મુતલકની જે શ્રૃંખલા શરૂ થઈ તેમાં અત્યારના દાઇ બાવનમાં છે. દરેક દાઈ એક **'માઝુન'** (જે શ્રૃંખલામાં તેના પછી છે) અને એક **'મુકાસિર'** નીમે છે. પહેલાં પ્રકરણમાં આપણે જોયું તેમ શરૂશરૂમાં ફાતેમી **'દાવત'** નો ફેલાવો કરવાના કાર્યમાં આ અધિકારીઓના પૂર્વ નિર્ધારિત

કર્તવ્યો હતા. ઈમામના પરદે થવા પછી દાવતની પ્રવૃત્તિઓ બિલકુલ અટકી ગઈ છે. ત્યાર પછી દાવતનો ફેલાવો કરવાના કે ભુગર્ભ ચળવળ સંગઠિત કરવાના પ્રયાસો થયા નથી. હિન્દુસ્તાનમાં પણ ધર્મપરીવર્તન ત્યારે થયેલ જ્યારે મિસરમાં ફાતેમી ઇમામો શાસન કરતા હતા. ફાતેમી ઈમામોની પડતી સાથે હિન્દુસ્તાનમાં પણ ધર્મપરીવર્તનનો જુસ્સો મરી પરવાર્યો. વધુમાં આ દેશમાં અરબસ્તાનથી વિપરીત દાવતને કોઇ રાજકીય આકાંક્ષા ન હતી. અહીંઆ એક સમય પર્યંત દાવતનું પ્રયોજન ધર્મ પરિવર્તનનું રહ્યું હતું. એટલે હવે **માઝુન** અને **મુકાસિર**ના પદો પ્રવૃતિમય કર્તવ્ય વિના માત્ર ભૂતકાળના અવશેષો જ રહ્યા છે. અલબત્ત દાઈ-ઉલ-મુતલક આ દાવતનું જે કાંઈ બચ્યું છે એટલે કે કૌમ, તેના વડા તરીકે ચાલુ છે. અત્યારના દાઇ-ઉલ-મુતલક સૈયદના મહમ્મદ બુરહાનુદીન, મર્હુમ સૈયદના તાહિર સૈફુદીનના પુત્ર છે. સૈયદી ખુઝેમા ભાઇસાહેબ તેમના **માઝુન** છે અને સૈયદી સાલેહ ભાઈસાહેબ સફીયુદીન તેમના **મુકાસિર** છે. દાઈના ખાનદાનના બીજા ઘણા સભ્યો છે જેઓ પ્રસાશનિય ગોઠવણમાં મહત્ત્વના સ્થાને છે. આ સભ્યોના હાથમાં અગત્યના હોદ્દાઓ છે અને તેઓ કરોડોમાં પહોંચતા ફન્ડનું નિયંત્રણ કરે છે. ખાનદાન બહારના કૌમના બીજા સભ્યોને કૌમના કારોબારમાં કાંઇ કહેવાનો અધિકાર નથી. કૌમના આલિમ અને બુઝુર્ગ સભ્યો જેઓ આ ખાનદાનના નથી તેમના કરતાં સૈયદનાના કુટુંબના નાનામાં નાના બાળકે પણ વધુ મહત્ત્વ હાંસિલ કરેલ છે. આ ખાનદાનના બધા સભ્યો પોતાને શાહજાદાઓ અને શાહજાદિઓ કહેવડાવે છે અને પોતાના અનુયાયિઓ પાસે શાહી ખિદમતની આશા રાખે છે. શાહી કુટુંબના સભ્યો કહેવડાવવામાં તેઓ ગર્વ લે છે. કૌમના લોકો તેમના હાથ ચુમે એટલું જ નહીં પણ કદમ ચુમે એવી તેઓ આશા રાખે છે. સૌથી વધુ આલિમ (વિદ્વાન) અને સૌથી વધુ બુઝુર્ગ માણસે પણ નાનામાં નાના અને ઓછામાં ઓછી તાલીમ પામેલા આ "શાહી ખાનદાન"ના સભ્ય સામે ઝુકવું પડે છે. ભૂતકાળમાં દાઈના સગાવ્હાલાઓને આવો મરતબો મળ્યો ન હતો. બેશક દાઈને મોટું સન્માન અપાતું, પણ તેના ખાનદાનના સભ્યો સાથે તેની પૂજા થતી નહીં. ભૂતકાળમાં દાઈના ખાનદાનનો ન હોય તેવો કૌમનો નમ્ર સભ્ય પણ દાઈના મરતબા સુધી પહોંચી શકતો, કારણ કે આ પદવી કાંઈ વારસાગત નથી. પણ હવે એમ લાગે છે કે તે એક કુટુંબનો જ ઈજારો (monopoly) બની ગએલ છે.

વર્તમાન રિવાજ મુજબ (અલબત્ત આ રિવાજ સદીઓ જુનો છે) દરેક પુખ્તવયનો વોહરો જ્યારે યુવાવસ્થામાં આવે છે ત્યારે તેણે **મિસાક**થી ઓળ-

ખાતી સોગંદ વિધિ લેવી પડે છે. આગલા પ્રકરણોમાં વર્ણવ્યું છે તેમ અગાઉ તે સમયે ઈસ્માઈલી ચળવળ ભૂગર્ભમાં રહેલી હતી એટલે જેઓ તેમાં જોડાતા તેની વફાદારી પાકી રાખવા માટે આ સોગંદવિધિની ક્રિયાનો જન્મ થયો હતો. આ રીવાજની રાજકીય ઉપયોગીતા ખતમ થઈ ગયા પછી પણ તે આજ સુધી ચાલુ છે. અદાલતના પાછલા કેસોમાં એકાવનમા દાઈ સૈયદના તાહેર સૈફુદ્દીને એવો દાવો કર્યો હતો કે સોગંદવિધિનો મસોદો (text) હવે પરિવર્તિત કરાએલ છે. ફાતેમી વંશની સ્થાપના થઈ તે અગાઉ મિસાકનો મૂળ મસોદો કેવો હતો તે શોધી કાઢવું ઘણું કઠીન છે, કારણ કે એ વખતે તે કાર્યવિધિનું ખરું મૂલ્ય હતું. ફાતેમી શાસનકાળના વિખ્યાત ઇતિહાસકાર મકરીઝીએ જુનામાં જુના મસોદાનો અહેવાલ આપ્યો છે. આ મસોદા મુજબ જેઓ મિસાકનો ભંગ કરે છે તેઓ માટે કઠીન સજાના પગલાંઓ મુકરર થએલા હતા. આગલા એક પ્રકરણમાં અમે આ મસોદો ટાંકયો છે.

વર્તમાન દાઈ અને તેમના પૂર્વજો તેમના અનુયાયીઓ ઉપર સંપૂર્ણ અધિકાર ધરાવવાનો દાવો કરવા મિસાકનો ઉપયોગ કર્યો છે. બુરહાનપુર દરગાહ કેસના વાદીઓએ દાઈ મિસાકના જે મસોદાનો ઉપયોગ કરે છે તેનો જ પડકાર કરેલો. તેઓએ એવો દાવો કરેલો કે એકાવનમા દાઈએ હાલના મસોદામાં ઘાલમેલ કરેલ છે અને તેની સાબિતીમાં ત્રીજા દાઈ મુતલક સૈયદના હાતિમે હિ. સં. ૫૬૦ની આસપાસ તૈયાર કરેલ **"તહુફ્ત અલ-કુલુબ"**માંથી મૂળ મિસાકનો મસોદ્દો તેઓએ રજૂ કર્યો હતો. બધા વોહરાઓ આ પુસ્તકને સૌથી વધુ ભરોસાપાત્ર માને છે. **"તહુફ્ત અલ-કુલુબ"**માં મિસાકનો જે મસોદો નોંધાએલ છે અને અદાલતમાં જે રજૂ કરાએલ તે નીચે મુજબ છે:

ત્યાર પછી તેની (મિસાક લેવાતો હોય તેની) પાસેથી અલ્લાહ તરફ, તેના ફરિસ્તાઓ, તેના નબીઓ, વસીઓ અને ઈમામો તરફ અને તેના જમાનાના ઈમામ તરફ વફાદારીના સોગંદ લેતી વખતે, તેણે (દાઈએ) અલ્લાહનો **હમ્દ** અને પ્રસંશા, અને તેના નબી અને પવિત્ર ઈમામો ઉપર અલ્લાહ આશીર્વાદ (**બરકત**) બક્ષે એવી **દોઆ**થી શરૂઆત કરવી. તેઓ સર્વેને અલ્લાહ **બરકત** આપે, અને તેની (ઈમામની) તરફ ધાર્મિક કરાર (covenant)ની કિતાબ મુજબ વફાદારીના કસમ (પાળવાની સદ્દબુદ્ધિ) આપે, અને તે (મિસાક દેનાર) કસમ ખાય કે તે અલ્લાહમાં ઈમાન (શ્રદ્ધા) રાખશે, તેના ફરિસ્તાઓમાં તેના નબીઓમાં અને વસીથી લઈને આજના ઈમામ સુધીના બધા ઈમામોમાં તે ઈમાન લાવશે, અને તે બાહ્ય રીતે તેમજ આંતરિક રીતે ભક્તિ (devotion)

કરશે, અને તેના હાજર ઈમામને તે મદદ કરશે અને તેના પ્રત્યે બેવફા નહીં થાય, અને **દીન** (ધર્મ)ની કોઈ પણ ખાનગી વાત, જે લાયક ન હોય તેને તેમજ જેણે ધાર્મિક કરાર (અહદ ?) ન કર્યો હોય તેને, જાહેર નહીં કરે; અને **અહદ**માં જે મોમિનો તેની સાથે છે તેમના તરફ અપ્રમાણિક નહીં બને, અને જેઓ ઈમામો તરફ મોહબ્બત રાખે છે તેમની તરફ મોહબ્બત રાખશે, અને જેઓ ઈમામોની દુશ્મની કરે છે તેઓ તરફ દુશ્મની રાખશે, અને ઈમામના દુશ્મનોથી સંબંધ તોડી નાખશે, અને અલ્લાહ તરફ તેમજ તેના ઈમામો તરફ નિષ્ઠા રાખશે; અને જો તે અહદનો ભંગ કરશે તો અહદના ભંગ કરનારાઓ ઉપર (જે સજા થાય છે) તેની જ સજા તેના ઉપર ઠોકવામાં આવશે. **તેઓના જમાનાના ઈમામ તરફ તે ( દાઇ ) તેઓને બોલાવશે, અને ઇલ્મ (જ્ઞાન) તેનું (ઈમામનું) છે (તેવો દાવો કરશે), અને તેનો એક અક્ષર પણ તે (દાઈ) પોતાને લાગુ નહીં પાડે.** (હાઈકોર્ટ ઓફ જયુડીકેચર નાગપુરની પ્રાવી કાઉન્સિલમાં અપીલ થએલ તેની બુક ઓફ એકઝીબીટસના પૃષ્ઠ ૮૩૫, ભાગ બીજો, જુઓ.)

તુહફ્ત અલ–કુલુબમાં આપેલ મિસાકના મસોદામાં ઈમામની સત્તા ઉપર કુલ વજન મુકેલ છે. આ મસોદાની છેવાડે એ વસ્તુ સાફસાફ કહેવાએલ છે કે "ઝમાનાના ઈમામ તરફ તેણે (દાઈએ) તેઓને બોલાવવા જોઈએ, ઈલ્મનો જશ તેને (ઈમામને) આપવો, અને તેનો એક અક્ષર પણ તે (દાઈ) પોતાને લાગુ પાડે નહીં." પણ દાઈ અથવા તો તેના અધિકૃત પ્રતિનિધિઓ જે મસોદાનો ઉપયોગ કરે છે તે સૈયદના હાતિમ બિન ઈબ્રાહીમના મસોદા સાથે મેળ ખાતો નથી અને વધુ જશ અને સત્તા દાઈને આપે છે. આ મસોદામાં ઈમામની સાથેસાથે જ દાઈનો ઉલ્લેખ છે. તેમાં આમ કહેવાય છે :

(૧) અને ઝમાનાના ઈમામ અથવા તેમના દાઈ દુશ્મન સામે જંગ કરવાનું તમને કહે તો તમારે જંગ કરવો જોઈએ. તમારા જાન અને માલથી તમારે મદદ કરવી જોઇએ અને ઝમાનાના ઈમામ અથવા **તેમના દાઈની** આજ્ઞાનું તમારે નિષ્ઠાથી પાલન કરવું જોઈએ. કહો હા.

(૨) અને ઝમાનાના ઈમામ અથવા તેમના દાઈ તમને જે કાંઈ હુકમ કરે તમારે દાઈની આજ્ઞા પાળવી જોઈએ અને તમે ગુન્હેગાર નહીં બનો (આજ્ઞાનું ઉલ્લંઘન કરીને); અને તમે દાઇ તરફ દ્વેષ નહીં કરો. તમે દાવતનો દાવો નહી કરો. દાઈ સાચા છે તેમ તમે ટેકો આપશો અને દાઇને જૂઠા પાડશો નહીં.........

(૩) અને બધી બાબતોમાં તમે ઈમામના દાઇનો હુકમ માનશો **અને દાઈ તમને મના કરે તે ચીજનો તમે ઉપયોગ નહીં કરો અને તમે (તે તરફ) પગલાં નહીં ભરો. દાઇ જેને મોહબ્બત કરે તેને તમે મોહબ્બત કરશો. દાઈ જેના તરફ દ્વેષ રાખે છે તેના તમે દુશ્મન બનશો. દાઈ જેના સામે જંગ કરે છે તેના સામે તમે પણ જંગ કરશો. જે કોઈ શખ્સ દાઈના આદેશોનું ઉલ્લંઘન કરે છે તે દીનની બહાર છે, પછી તે મોટો હોય કે નાનો, પછી તે નજીકનો સગો હોય કે દૂરનો. તેની સાથે તમે કાંઇ પણ સમાગમ નહીં કરો. ખુલ્લી રીતે અથવા ખાનગી રીતે તમે તેની સાથે પત્રવ્યવહાર નહીં કરો. તમે તેની સાથે મિત્રાચારીભરેલું હોય તેવું કોઇ કૃત્ય નહીં કરો અને કોઇ પણ રીતે અથવા કોઇ પણ બહાનાસર તમે દાઈના દુશ્મનને મળશો નહીં. દાઇનો દુશ્મન તમારો દુશ્મન છે. કહો હા.**[૧૪]

આમ આપણે જોઈએ છીએ કે ત્રીજા દાઈ મુતલક સૈયદના હાતિમ બિન ઇબ્રાહીમે તૈયાર કરેલ પુરા મસોદામાં ઘાલમેલ કરાએલ છે, અને તેમની સાફ સૂચના છે કે દાઈએ પોતાના માટે કાંઈ પણ જશ ન લેવો જોઈએ તેનો નામોશીભરેલી રીતે ભંગ થયો છે. મજકુર કેસમાં એકાવનમા દાઈ સૈયદના તાહેર સૈફુદ્દીનને અદાલતની કચેરીમાં આ સ્વીકારવું પડેલ. એમ જણાય છે કે સુધારકોના પડકારને કારણે મિસાકનો જે વસ્તુમાં પરિવર્તિત કરવાનો ઇરાદો ન હતો તેમાં પરિવર્તિત કરાએલ છે. દીનની જુની પરંપરા જે પાછલી અમુક સદીઓથી ચાલી રહે છે તે, **મિસાકના** આ પરિવર્તનને ટેકો નહીં આપી શકે. અગાઉ **દાઇ** જે વધુ આગળ પડતું સ્થાન ભોગવતા ન હતા, તેવું સ્થાન તેને નવા **મિસાક**માં અપાએલ છે. આપણે આગળ જોઈશું તેમ સુધારક ચળવળમાં આ વસ્તુ અગત્યનો ભાગ ભજવે છે.

**કરવેરા અને ધાર્મિક વસુલી :-**

એક દાઉદી વોહરાને આજે ઘણા ફરજીયાત ભરણાઓ ભરવા પડે છે. આ ભરણાઓ (Levies) નિયમિત રીતે ઉઘરાવાય છે. તેમાં નીચેનાનો સમાવેશ થાય: ૧. ઝકાત ૨. સીલા ૩. ફીત્રા ૪. નઝર મુકામ ૫. હકકુન નફસ ૬. ખુમ્સ અને ૭. સલામ એટલે કે સૈયદનાને વ્યક્તિગત નજરાણું. આમાંથી પહેલાં, ત્રીજા અને છઠ્ઠા માટે ઈસ્લામી આદેશ છે. મુસ્લીમ ઉલેમાઓ અઢી ટકા લેખે ઝકાત નિર્ધારિત કરેલી છે. (કુરાન શરીફે ઝકાત નિર્ધારિત કરેલી છે પણ તેનો દર (Rate) નહીં.) ફાતેમીઓના મહાન ન્યાયશાસ્ત્રી સૈયદના કાઝી

નેમાને પણ તેમના **દ 'આઈમ-અલ-ઈસ્લામં** નામની કિતાબમાં એજ દર નિર્ધારિત કરેલ છે. ફીત્રા પણ ઇસ્લામી શરિઅત મુજબ છે અને તે ઈદુલ ફીત્રના દિવસે ગરીબો અને હાજતમંદોને આપવાનો હોય છે. કુટુંબના બધા સભ્યો વતી તે આપવાનો રહે છે. **સિલત-અલ-ઇમામ**માં અથવા ટુંકમાં **સિલા** ઘણો પાછળથી શોધી કાઢેલ છે અને ન તો ઈસ્લામી શરિઅત મુજબ તે ફરજીઆત છે કે ન તો **દ'આઈમ-અલ-ઈસ્લામ**માં પણ તેનો ઉલ્લેખ છે. પણ તે પણ ફરજીઆત ભરણું કહીને **"પરદે"** (છુપા) ઈમામના નજરાણાના મોટા નામે ઉઘરાવાય છે.

નઝર મુકામ ખરેખર તો મિન્નત (vow વૃત્ત)ના નાણા છે. વોહરાઓ ઘણું કરીને મુશ્કેલીના સમયે વૃત્ત (મિન્નત) લે છે કે તેમની મુશ્કેલી દુર થશે તો અમુક રકમના મિન્નતના પૈસા એક બાજુ મુકશે. આ રકમ પણ આવા કુટુંબો પાસેથી ધર્મગુરુ વર્ગ ઉઘરાવે છે. સાધારણ રીતે દરેક વોહરા કુટુંબ દર વર્ષે અમુક રકમ **નઝરમુકામ**ની એક બાજુ મુકે છે. ઈસ્લામી શરિઅત મુજબ લડાઈમાં દુશ્મનોનો જપ્ત કરાએલ માલ, (warlooty) ખાણમાંથી કાઢેલ ખનીજ અથવા ધાતુ, છુપા ખજાનામાંથી થયેલ અણધાર્યો ફાયદો વગેરે ઉપર **ખુમ્સ**નો કર નાખેલ છે. (**ખુમ્સ**નો શબ્દાર્થ છે પાંચમો ભાગ). છતાં પણ વોહરાનો ધર્મગુરુ વર્ગ આપમેળે આપખુદ રીતે ખુમ્સનો **વેરો** નાખે છે, અને ખાસ કરીને વેપારીઓ ઉપર હકકુન નફસ પણ પાછળથી શોધી કઢાએલ છે અને તે વેરો વફાત થએલાના સગાઓ ઉપર નખાય છે. મહુંમના મરતબા મુજબ તે ૧૧૯ પાવલી (ચારઆના)થી માંડીને ૧૧૯ ગીની સુધી ઉઘરાવાય છે. હકકુન નફસ શરીઅતે નિર્ધારિત કરેલ નથી. **"ગુલઝારે દાઉદી"**ના લેખકે ૧૯૨૦ માં આ બધા વેરાઓથી, ૫૧ મા દાઈની આવક લગભગ રૂપિયા ૧૧ લાખ અંદાજેલી. તેણે લખેલ છે: "આમ વડા મુલ્લાજીની વાર્ષિક આવક સરેરાશ રૂ. ૧૧ લાખથી ઓછી નથી. (ફૂટનોટમાં લેખકે ખાતાવાર આ આવકની વિગત આપેલ છે.) લડાઈના છેલ્લા ચાર વર્ષોમાં વોહરા વેપારીઓને નફાખોરીથી અપૂર્વ મોટી રકમોની કમાણી થઈ હતી ત્યારે સૈયદનાની આવકમાં પણ મોટો વધારો થયો હતો."[૧૫] સૈયદના અને તેમના કુટુંબની અત્યારે કેટલી આવક છે તેનો અંદાજ લગાડવો ઘણો મુશ્કેલ છે કારણ કે હિસાબ જાહેર થતો જ નથી (હકીકતમાં સુધારક ચળવળના મુખ્ય મુદ્દાઓમાં હિસાબ રજૂ કરવાની જવાબદારી પણ એક અગત્યનો મુદ્દો છે, જે આપણે પાછળથી જોઈશું.) આ વેરાઓ અને ધાર્મિક વસુલીનું ઉઘરાણું કેન્દ્રિત કરાએલ

છે અને તેના રજીસ્ટરો કોઈને જોવા મળતાં નથી. સિવાય કે કદાચ સૈયદનાના પોતાના કુટુંબીજનોને એક સુધારક નેતા નોમાન એલ. કોન્ટ્રેક્ટરે વિવિધ માહિતી-સ્થળો દ્વારા સૈયદનાની વર્તમાન આવક વિશે એક કાચો અંદાજ તૈયાર કરેલ. આ અંદાજ મુજબ વડા મુલ્લાંજીના ખાનદાનને નીચે મુજબ રકમો મળે છે: **સિલા ફીત્રા**, ભારતમાંથી અને પરદેશથી રૂપિયા ૬૩,૦૦,૦૦૦, **નઝર મુકામ** રૂ. ૮૦,૦૦,૦૦૦ ભારતમાંથી અને બીજી એટલી જ રકમ પરદેશથી, સૈયદનાનો વ્યક્તિગત **સલામ** રૂ. ૪૧,૨૦,૦૦૦ ભારતમાંથી તેમજ પરદેશથી, **ઝકાત** રૂ. ૪,૪૮,૦૦,૦૦૦ ભારતમાંથી તેમજ પરદેશથી, **હકકુન નફ્સ**ના આંકડા આપેલ નથી, સૈયદનાને રૂબરૂમાં મળીને અપાતો **સલામન** રૂ. ૨૦,૭૭,૦૦૦, અને દિવાળી પ્રસંગે ચોપડાઓમાં **બિસ્મિલ્લાહ** લખાવતા લેવાએલ **સલામ** રૂ. ૩,૦૦,૦૦૦. આ ઉપરાંત ગરીબ કુટુંબો પાસેથી **નઝર મુકામ** લગભગ રૂ. ૮,૦૦,૦૦૦. આ બધાનો સરવાળો વાર્ષિક રૂપિયા ૭,૪૩,૯૩,૦૦૦ ની આવકનો થાય. વળી ભારતમાં જુદી જુદી જગ્યાએ પીરોનાં મકબરા, મજારો, કુબાઓમાં ગલ્લા રખાય છે જેમાંથી લગભગ રૂ. ૧,૮૦,૦૦,૦૦૦ મળતા હશે અને તેવી જ રીતે પરદેશમાંથી રૂ. ૧,૨૦,૦૦,૦૦૦. આ બધાનો સરવાળો વાર્ષિક રૂ. ૧૧,૪૩,૯૩,૦૦૦ ની રકમનો થાય છે[૧૬] પણ આ આંકડાઓ થોડા અતિશયોક્તિભરેલા જણાય છે, કારણ કે તેમાં વસ્તીનો અંદાજ ભારતમાં ૧,૬૦,૦૦૦ કુટુંબોનો અને પરદેશમાં ૪૦,૦૦૦ કુટુંબોનો લીધેલ છે. પણ દાઉદી વોહરાની વસ્તી એટલી બધી નથી. જો કે સાચા આંકડા વિષે તો કોઇ પણ માણસ પોતપોતાનો અંદાજ કરે પણ સહીસલામત રીતે એવી ધારણા થઈ શકે કે આ રકમ ભારતમાંથી અને પરદેશમાંથી કેટલાય કરોડની થતી હશે.

આગલા પ્રકરણમાં જણાવ્યું તેમ વોહરાઓનું સ્થાનિક ધર્મ પરિવર્તન થએલ છે. તેથી તેઓ ઘણાં હિન્દુસ્તાની રીત રિવાજો પાળે છે, જો કે ખોજાઓ કરતા તેઓ વધુ ઈસ્લામીકરણ કરેલ કોમ છે. દાખલા તરીકે વેપારી કોમ હોવાથી તેમનું નાણાકીય હિસાબ-કિતાબનું વર્ષ ઘણી ખરી બાબતમાં દિવાળીથી શરૂ થાય છે. નવા હિસાબના ચોપડાઓ, બીજા હિન્દુ વેપારીઓની જેમ હિન્દુ નવા વર્ષથી શરૂ થાય છે અને દિવાળી ઘણી ધુમધામથી મનાવાય છે. ઘણા ખરા વોહરા વેપારીઓ દિવાળીને દિવસે મુંબઈમાં સૈયદના પાસે અને બીજા શહેરોમાં સ્થાનિક આમીલની પાસે (તેમના ચોપડામાં) **બિસ્મિલ્લાહ** લખાવવા જાય છે અને આ પ્રસંગે વોહરાઓ વડા મુલ્લાંજીને મોટી રકમનો સલામ આપે છે.

વળી જો કે વોહરાઓ ઈસ્લામી કેલેન્ડરને અનુસરે છે, છતાં પણ બીજા મુસલમાનોની જેમ તેઓ દર મહીને બીજનો ચાંદ જોઈને મહિનો શરૂ કરવામાં માનતા નથી. તેના બદલે તેઓ ઇજિપ્તમાં ફાતેમી શાસન દરમ્યાન ઈમામોએ રાખેલ નિષ્ણાત ખગોળશાસ્ત્રીઓ જે ચન્દ્રકળા-પંચાંગ બનાવેલ તે મિસરી કેલેન્ડરને અનુસરે છે. આ કારણે વોહરાઓ ઈદ અને બીજા ઉત્સવો એકાદ બે દિવસ પહેલાં મનાવે છે.

વોહરાઓ શિઆ પંથના હોઇને મોહર્રમ મહિનામાં દસ દિવસ સોગ પાળે છે, કારણ કે આ મહિનાની દસમી તારીખે ઈસ્લામના પૈગમ્બરના પૌત્ર ઇમામ હુસૈનને ઉમૈયા ખલીફા યઝીદે શહીદ કરેલ હતા. મોહર્રમની બીજી તારીખથી દર વરસે સવારના ૧૦ વાગ્યાથી બપોરના દોઢ વાગ્યા સુધી દસમી તારીખ સુધી **વાએઝો** (વ્યાખ્યાનો) થાય છે. આ દિવસોમાં **વાએઝ** પછી જ્ઞાતિ ભોજન પણ ગોઠવાય છે. મોહર્રમની દસમી તારીખે રોઝું (અપવાસ) રખાય છે, કારણ કે તે દિવસે ઈમામ હુસૈન તેમના સાથીઓ સાથે ભૂખ્યા અને તરસ્યા શહીદ થયા હતા. સોગ તરીકે આખો દિવસ વિલાપ અને રૂદનમાં **માતમ** કરીને (છાતી કુટીને) પસાર કરે છે. સાંજે જ્ઞાતિભોજન (જમાત) થાય છે જ્યારે **ખીચડો** પીરસાય છે. (ખીચડો બાફીને કુટેલા ઘઉં તથા ગોશ્તનો બનેલો હોય છે.) મોહર્રમની દસમી તારીખથી ૪૦ દિવસ સુધી (**ચહેલમ** સુધી) વોહરાઓ શાદી કે બીજી કોઈ ઉજવણી કરતા નથી.

**મૃતદેહનું દફન**

વોહરાઓમાં દફનક્રિયાની વિધિ બીજા મુસલમાનો કરતાં વધુ જુદી નથી, એક બાબત સિવાય. મૃતદેહને જે **કફન**માં દફનાવવામાં આવે છે તેમાં એક કાગળની ચિઠ્ઠી મુકે છે. આ ચિઠ્ઠીમાં અરબી ભાષામાં જે **દોઆ** (પ્રાર્થના) લખવામાં આવે છે તેનો ગુજરાતી અનુવાદ નીચે મુજબ છે:

મહાન અલ્લાહ પાસે હું આશ્રય માંગુ છું અને તેના શ્રેષ્ઠ સ્વભાવથી શેતાનથી બચવા (આશ્રય માંગું છું), જેના ઉપર પત્થરની વર્ષા હજો. હે અલ્લાહ! આ બન્દો જે મૃત્યુ પામ્યો છે અને જેના ઉપર તેં મૃત્યુનો આદેશ દીધેલ છે તે નિર્બળ અને ગરીબ છે અને તેને તારી દયાની જરૂરત છે. તેના ગુનાઓ માફ કરજે, તેના ઉપર બરકત દેજે અને તેના આત્માને નબીઓના અને સત્યવાદીઓના, શહીદોના અને પાક જીવોના આત્મા સાથે ઉઠાડજે, કારણ કે તેઓની સંગત સારી છે. આ તારી **નિઆમત** છે. હે અલ્લાહ જમીનમાં દટાઈ રહેલ તેના દેહ ઉપર દયા કરજે અને તેના ઉપર તારી રહેમત કરજે, કે જેથી તે

દર્દથી મુક્ત થાય અને તેની આસરાની જગ્યા સારી બને. તારા માનીતા ફરીસ્તાઓ થકી; તારા શાંતિ પ્રાપ્ત ફરીસ્તાઓ થકી, તારા સર્જનમાં સર્વોત્તમ તારા રસુલો (સંદેશવાહક) તારા નબીઓ (પૈગમ્બરો) થકી; અને જેઓ આ દુનિયામાં આવેલા અને જેમને સ્વર્ગની છત્રછાયા મળી તેઓમાંના સર્વશ્રેષ્ઠ **અમીન** (ભરોસાપાત્ર) મહમ્મદ જે પસંદ કરાએલ પૈગમ્બર હતા તેના થકી; અને તેના **વસી** (ઉત્તરાધિકારી) અબુ તાલિબના પુત્ર અલી જે ઉમદા ઈમામોના પિતા બન્યા અને જેણે તારા નબી (મહમ્મદ)ના ખંભા ઉપરથી ભારે બોજ ઉઠાવ્યો તે અલી થકી; અને અમારા મૌલા તેના ફાતેમા ઝેહરા થકી અને તેણીના સુપુત્રો ઈમામ હસન અને હુસૈન થકી જે તારા નબીના વંશજો હતા; અને હુસૈનના પુત્ર અલી થકી; અને અલીના પુત્ર મહમ્મદ થકી; અને મહમ્મદના પુત્ર જાફર અને જાફરના પુત્ર ઈસ્માઈલ અને ઈસ્માઈલના પુત્ર મહમ્મદ થકી; અને અબ્દુલ્લાહ અલ–મસ્તુર; અને એહમદ અલ–મસ્તુર અને હુસૈન અલ–મસ્તુર (મહમ્મદ બિન ઈસ્માઈલ પછીના પરદે રહેલા (અલ–મસ્તુર) આ ત્રણ ઈમામો હતા થકી અને અમારા મૌલા મેહદી થકી; અને અમારા મૌલા કાએમ અને અમારા મૌલા મન્સુર થકી; અને અમારા મૌલા મોએઝ, અને અમારા મૌલા અઝીઝ, અને અમારા મૌલા હાકિમ, અને અમારા મૌલા ઝાહિર, અને અમારા મૌલા મુસ્તનસિર અને અમારા મૌલા મુસ્તાઅલી, અને અમારા મૌલા આમિર અને અમારા મૌલા ઈમામ અલ–તૈયબ અબુલ કાસિમ અમિરૂલમોમિનિન થકી; અને તેમના નાયબો અને તેમના પ્રતિનિધિઓ થકી; અને નબીઓ (apostles) થકી; અને કાઈમિ–આખિર–અલ–ઝમાન (अ) અને તેના પ્રતિનિધિઓ થકી; તેના (મહુર્મના) ઝમાનાના **દીની** ઈમામ થકી (**વસીલો** લઈએ છીએ ?) તેઓના ઉપર અલ્લાહની **બરકત** (આશીર્વાદ) થાવ અને હાલ માટે અમારા સૈયદ અને મૌલા દાઈ મુતલક થકી (ब, क)...અને સૈયદના જે મૌલાનાના પાડોશી (?) (ड)...અને કાનૂનના મંત્રીઓ (Ministers) જેઓ આલિમ (વિદ્વાન) અને ન્યાયી છે. અલ્લાહના સર્વશ્રેષ્ઠ પ્રતિનિધિ છે અને સર્વશ્રેષ્ઠ રક્ષક છે. અલ્લાહ સિવાય કોઈનામાં તાકાત કે સદ્ગુણ નથી. [૧૭]

વોહરા–શબ્દાવલીમાં આને "રૂક્કુ ચિઠ્ઠી" કહે છે અને કોઈ પણ અવસાન થએલ દેહને વડા મુલ્લાંજી અથવા તેના નિમાએલ પ્રતિનિધિ પાસેથી આવી રૂક્કુ ચિઠ્ઠી મેળવ્યા વગર દફન કરી શકાય નહીં. સૈયદના કાઝી નોમાનના દ આઈમ અલ–ઈસ્લામમાં તેનો ઉલ્લેખ નથી. માટે દેખીતી રીતે તે પાછળથી શોધાએલ છે.

તો પણ વોહરાઓની દફનવિધિનું એ ફરજિયાત અંગ બનેલ છે. એ મેળવ્યા વગર કોઈ વોહરો પોતાના મરેલાને દફનાવવાનું વિચારી પણ ન શકે.

જો કે વોહરાઓ શિઆ પંથના છે, તો પણ સુન્ની મુસલમાનોની જેમ તેઓમાં **"મુતા"** શાદીની મના છે. (**મુતા** શાદી એક કામચલાઉ લગ્ન–કરાર છે જે નિર્દેશિત સમય પછી રદ થાય છે.) **ઈસ્ના અસરી** શિઆઓમાં **મુતાશાદી**ની છુટ છે. વળી બીજા શિઆ પેટા–ફીરકાઓથી વિપરિત વોહરાઓ **હજ્જ** કરવા માટે કાળજી રાખે છે. પણ કરબલામાં ઈમામ હુસૈનની દરગાહ અને નજફમાં હજરત અલીની દરગાહની ઝયારતને એટલું જ મહત્ત્વ આપે છે. (આ બન્ને સ્થાનો ઈરાકમાં છે.) પ્રત્યેક વોહરાની હજ્જ કરવાની અને કરબલાની ઝયારત કરવાની આકાંક્ષા હોય છે. ઘણાં વોહરાઓ આ બન્ને કર્તવ્યો હકીકતમાં એક જ સફરમાં પુરા કરવા પ્રયત્ન કરે છે, જો તેમના આર્થિક સાધનો અને રાજદ્વારી સ્થિતિ એમ કરવા દે તો. વોહરાઓ તેમની જમણુની આદતોમાં બીજા મુસલમાનોથી એક જ બાબતમાં જુદા પડે છે અને તે મચ્છી ખાવામાં બીજા મુસલમાનોથી વિપરિત તેઓ મુરદાલ મચ્છી ખાતા નથી. રૂઢિચુસ્ત વોહરાઓ આ બાબતમાં ઘણી કાળજી રાખે છે. તેઓ મચ્છી તો જ ખાય જો એવી ખાત્રી થાય કે વોહરાએ તે મચ્છી પકડી એ મરી જાય તે પહેલાં "બિસ્મિલ્લાહ અર–રહમાના અર–રહીમ અલ્લાહો અકબર" એ શબ્દો પઢયા હતા. આ બાબતમાં તેઓ બીજા મુસલમાનો ઉપર ભરોસો કરતા નથી કારણુ કે બીજા મુસલમાનો મચ્છી મરે તે પહેલાં આ શબ્દો ઉચ્ચારવાને ફરજ સમજતા નથી. આને લગતી કુરાનની આયાતનો વોહરાઓ એવો અર્થ કરે છે કે તેઓની માન્યતા સાચી પુરવાર થાય. મચ્છી સિવાય મુસલમાનોએ આપેલ કોઈ પણ ખાદ્ય વાનગી વોહરાઓ ખાય છે. રૂઢીચુસ્ત વોહરાઓ હિન્દુના હાથની બનાવેલી કોઈ ચીજ જમતા નથી. પણ આ બધા અવરોધો હવે તુટી રહ્યા છે.

---

# ૬. સુધારક ચળવળનો ઈતિહાસ

સુધારક ચળવળનો ઇતિહાસ લાંબો અને વળાંકદાર છે. તે ક્યારથી શરૂ થાય છે? મૂલ્યાંકનની આપણે શી વ્યાખ્યા કરીએ છીએ તે ઉપર એનો જવાબ નિર્ભર કરે છે. સુધારક ચળવળ શું છે? એ એવા સુધારા અથવા પરિવર્તનની હિમાયત કરે છે જેમાં ધાર્મિક પ્રત્યાઘાતો હોય? અથવા એ ધાર્મિક ક્ષેત્રથી દૂર રહી સંસારિક ક્ષેત્રમાં ફેરફારો લાવવા ઈરાદો રાખે છે? વર્તમાન નેતૃત્વ આગ્રહ રાખે છે—અને એ ખરું જ છે—કે એ માત્ર દુન્યવી (સંસારિક) ક્ષેત્રમાં ફેરફારોની હિમાયત કરે છે અને દીની (આસ્માની) ક્ષેત્રમાં નહીં. આ કારણસર છેતાલિસમા **દાઇ**ના વફાત પછી ઉત્તરાધિકારનો સવાલ જેઓએ ઉઠાવેલ તેમની સાથે સુધારક નેતાઓ પોતાને નથી ઓળખાવતા. (ચોથા પ્રકરણના અંતમાં આ બાબત ચર્ચાએલ છે.) થીઓડોર રાઈટ, જુનિયર તેના એક લેખમાં કહે છે:

દાઉદી વોહરાઓમાં સુધારક ચળવળ ૪૬ મા દાઇ મોહમ્મદ બદરૂદ્દીનના ૧૮૪૦માં વફાત થયા પછી એક વિવાદ ઊભો થયો ત્યાં સુધી જાય છે. નવા **દાઇ** અબ્દુલ કાદર નજમુદ્દીનને, પોતાના હોદ્દાની કાયદેસરતા વિષે શંકાઓ શાંત કરવા, શેખ જેવા મરતબા વ્હેંચીને અને દરબારમાં ધાર્મિક કાર્યકર્તાઓ અને સગા-સંબંધીઓને વસુલી ઉઘરાવવાના અધિકારો સોંપવા પડેલ...ધાર્મિક **દાઇઓ** તરફ અમુક **ઉલેમાઓ** (ઇસ્લામી વિદ્વાન પંડિતો)નો સતત પણ તબકકે તબકકે થએલ વિરોધ ધાર્મિક હતો, આધુનિક રીતનો નહીં, અને ગુજરાતી ભાષામાં વાદવિવાદ થતો તેથી કોમની (સમજણ) સીમાઓમાં રહેતો માર્ટીન લ્યુથર અથવા જહોન કેલવીને જાણ્યે અજાણ્યે પણ યુરોપના આધુનિકરણમાં ફાળો આપેલ એ અર્થમાં કહી શકાય કે દાઉદીઓમાં આ માણસોએ એવો ભાગ ભજવેલ.

(૧) વિસમી સદી આવતાં આધુનિકતાની ચળવળ શરૂ થઈ. પચાસમા દાઈ સૌયદના અબ્દુલ્લા બદરૂદ્દીન તેમના અનુયાયીઓમાં પશ્ચિમી શિક્ષણના ફેલાવાનો વિરોધ કરતા હતા, જ્યારે અમુક વોહરાઓએ બ્રિટીશ શાસનના પ્રભાવથી કોમ માટે કેળવણી સંસ્થાઓ સ્થાપવાનો નિશ્ચય કર્યો હતો. પહેલાં તો ૧૯૦૧ની આસપાસ મદ્રસા એ હકિમિયા નામની પ્રાથમિક શાળા સ્થાપવામાં આવી હતી. જમાતખાના (જ્ઞાતિભોજનનું સ્થળ)માં વર્ગો લેવાતા. આ

મદ્રસાને ૧૯૧૦માં માધ્યમિક શાળામાં બદલી નાખવાનું નક્કી થયું હતું. સૈયદના અબ્દુલ્લા બદરૂદ્દીનને આ પસંદ ન આવ્યું એટલે એપ્રિલ ૧૯૧૦માં મેનેજિંગ કમિટી ઉપર તેણે અમુક શરતો લાદી. એમાંની એક એ હતી કે તેનો સ્થાનિક આમિલ શાળામાં અપાતા શિક્ષણની દેખરેખ રાખશે અને પોતાની મરજીથી તે બંધ કરી દેશે. (૨) એટલું જ નહીં પણ આ શાળાને નીચી ઉતારી પાડવા સૈયદનાએ બીજી કાદરિયા સ્કૂલ નામની શાળા સ્થાપી. પણ ડેપ્યુટી કમીશનર લેફટ વિચના પ્રયત્નોથી સપ્ટેમ્બર ૧૯૧૧માં આ બન્ને શાળાઓને સાથે કરી દેવાઈ. પણ એક સ્વતંત્ર કમિટી આ સ્કૂલ ચલાવે તે વડા મુલ્લાંજી સહમત થયા નહીં. તેણે ઘણી રીતે તેઓને સતાવવાનું ચાલુ રાખ્યું. આ કમિટીને નાણાભીડનો અનુભવ થઇ રહ્યો હતો પણ વડા મુલ્લાંજીએ તેના આમિલોને કાગળો લખ્યા કે હકિમિયા સ્કૂલને તેના અનુયાયીઓ મદદ ન કરે. પછી નક્કી કરવામાં આવ્યું કે સૈયદના બદરૂદ્દીન પાસેથી રજા મેળવવા એક ડેપ્યુટેશન મોકલવામાં આવે.

જૂન ૧૯૧૨માં જ્યારે ડેપ્યુટેશન તેમને મળ્યું ત્યારે તેમણે અમુક શરતો મુકી જે શરતો સંસ્થાના મુળીયાઓ ઉપર જ પ્રહાર કરતી હતી. આમાંની અમુક શરતો આમ હતી.: (૧) કે દરરોજ દીની તાલીમ અને અરબી સાહીત્ય માટે ત્રણ કલાક અને અંગ્રેજી કેળવણી માટે ત્રણ કલાક રાખવામાં આવશે અને દરેક પીરિઅડ ૪૫ મિનિટના બદલે ૬૦ મિનિટનો રાખવામાં આવે; (૨) કે અરબી શિક્ષકોની નિમણૂક અને ડિસમિસ કરવાના અધિકાર સૈયદના પાસે રહેશે અને અરબી અભ્યાસ માટેનો કરીક્યુલમ તેઓ નક્કી કરશે; (૩) કે મૌલાનાની રજા વગર સંસ્થા કોઈ પણ નાણાકીય કે બીજી મદદ સ્વીકારશે નહીં; (૪) કે અંગ્રેજી કેળવણી જરૂરત જેટલી જ એટલે કે ૬ અથવા ૭ ચોપડીઓ સુધી જ આપવાની, અને સ્કુલ કોઈ કોલેજ (યુનિવર્સિટી) સાથે જોડવામાં (affiliate) નહીં આવે અને ઊંચી કેળવણી માટે કોઇ વિદ્યાર્થી જવા માંગતો હોય તો તેને કોઈ સ્કોલરશીપ કે એક સાથે રકમ આપવામાં નહીં આવે; અને (૫) કે જો એમ જાણવા મળે કે અમારી (વડા મુલ્લાંજીની) સૂચનાઓ મુજબ સ્કુલ ચલાવાતી નથી તો તપાસ કર્યા પછી તે બંધ કરી દેવાશે.[3]

આ શરતોથી કમિટી પાસે અસરકારક સત્તા રહેતી જ ન હતી અને જે ધ્યેયથી સ્કુલ સ્થાપવામાં આવી હતી તે ધ્યેય જ નકારાતો હતો એટલે કમિટીએ એ શરતો નામંજુર કરી. આથી સ્કુલ અને તેના મેનેજમેન્ટ વિરૂદ્ધ

બદનામીની વડા મુલ્લાંજીની ઝુંબેશે જોર પકડયું અને પરિણામ એ આવ્યું કે સ્કુલ પાસે આવતા ફાળાઓ બિલકુલ બંધ થઈ ગયાં. જ્યારે ૫૧મા દાઇ સૈયદના તાહેર સૈફુદ્દીને જાન્યુઆરી ૧૯૧૫ માં દાવતનો કાર્યભાર સંભાળ્યો ત્યારે સ્કૂલના સત્તાવાળાઓએ તેમની પાસે ફરી રજૂઆત કરી અને આખરે બન્ને વચ્ચે એક સમજુતી થઈ. અમુક શરતો મૂકવામાં આવેલ તે આ હતી: (૧) કે અત્યારની કેળવણી પ્રથા યુનીવર્સીટી કરીકયુલમ પ્રમાણે મેટ્રીકયુલેશન સુધી ચાલુ રાખવામાં આવશે. અરબી તાલીમ માટે જે વિદ્યાર્થીઓને દાખલ કરવામાં આવશે તેમને અંગ્રેજી શિક્ષણ સાથે કાંઈ સંબંધ નહીં હોય, દીની તાલીમ માટે સૈયદના મોઅલ્લીમોની નિમણુક કરશે અને આ વિભાગ તેમના સંપૂર્ણ નિયંત્રણમાં રહેશે; (૨) કે સૈયદનાની રજા વગર હાઈસ્કૂલની વર્તમાન કેળવણીમાં કાંઈ પરિવર્તન કે ફેરફાર કરવામાં નહી આવે; (૩) કોઈપણ ટ્રસ્ટીના રાજીનામાની અથવા મૃત્યુની ઘટના બનતાં, અથવા જો ટ્રસ્ટ કમિટી ટ્રસ્ટીની સંખ્યામાં વધારો કરવા માંગતી હોય તો કમીટી અમુક નામોની પેનલ રજૂ કરશે જેમાંથી વડા મુલ્લાંજી એકની પસંદગી કરશે, (૪) કે હાઈસ્કૂલના મકાનો પુરા કરવા માટે રૂા. ૨૫૦૦૦ નો ફાળો ઉઘરાવવા માટે સૈયદનાને જેમ ઠીક લાગે તેમ નીચેના સ્થળોના નાયબ મુલ્લાંઓને હુકમ જારી કરશે. ટ્રસ્ટ કમિટીના સભ્યોએ ઉપર દર્શાવેલ સ્થળો સિવાય કયાંય જવું ન જોઇએ. (૪) આ એગ્રીમેન્ટ ઉપર ૨૯ ઓગસ્ટ ૧૯૧૫ ના સહીઓ થઇ હતી.

સ્કુલની કમિટીએ એગ્રીમેન્ટના પોતાના હિસ્સાનું પાલન કરેલું એમ જણાય છે પણ વડા મુલ્લાંજી વિષે એમ કહી શકાય નહીં. કૌમમાં ધર્મનિર્પેક્ષ (Secular) કેળવણીનો ફેલાવો રોકવાનો વડા મુલ્લાંજીનો મુખ્ય ધ્યેય હતો એટલે તેમણે નવી અડચણો ઉભી કરવા માંડી. ત્યારે હકીમિયા સ્કુલ સોસાયટીને રજીસ્ટર કરાવવાનો કમિટીએ નિર્ણય લીધો અને સૈયદનાનો સખ્ત વિરોધ હોવા છતાં ગવર્નમેન્ટની ગ્રાન્ટ સ્વીકારી સૈયદનાના ફીદાઇ અનુયાયિઓ કમિટીમાંથી નીકળી ગયા અને સખ્ત કોમી લાગણી ઉભી થઈ.

આ દરમ્યાન એક બીજો બનાવ બન્યો જેનાથી વસ્તુસ્થિતિ વધુ ગુંચવાઈ. એપ્રિલ ૧૯૧૭ માં અસગરઅલી નામના એક વકીલની શાદી હતી. તેની શાદીના જમણમાં "ગુલઝાર" મેગેઝિનના તંત્રી હસનઅલી શામિલ થએલ. વડા મુલ્લાંજીએ આ અગાઉ હસનઅલીનો સલામ બંધ કરેલ (સલામ બંધ = નાત બહાર) અને તેને જ્ઞાતિ ભોજન માટે આમંત્રિત કરવો તે "મહાપાપ"થી કાંઈ કમ ન હતું. આમીલે અસગરઅલીના પિતાનો, નાત બહાર માણસને

જમણનું ઈજ્જન આપવા માટે દંડ કર્યો. આનાથી નારાજ થઈને તેણે આમીલ ઉપર extortion (પરાણે પૈસા કઢાવવા)નો કોર્ટમાં કેસ કર્યો. આમીલે આના જવાબમાં વડી (અસગરઅલીનો ભાઈ), તેના પિતા, કે. બી. ફખરૂદ્દીન, હબીબુલ્લાહ, વકીલ અને ઈમ્રાનઅલી વકીલનો ઓગષ્ટ ૧૯૧૭માં સલામ બંધ કર્યો. (છેલ્લા ત્રણ મેનેજિંગ કમિટીના સભ્યો હતા અને હકીમિયા સ્કુલના જીસ્મોજાન હતા.) મુંબઈમાં બીજા વધુ બનાવો બન્યા જેને પરિણામે સર આદમજી પીરભાઈના પુત્રો અને બીજાઓના જુલાઈ ૧૯૧૭માં સલામ બંધ કરાયા. આ વિષે પણ આપણે વિગતવાર ચર્ચા કરીશું કારણ કે વોહરા સુધારક ચળવળના ઇતિહાસમાં એ એક અગત્યની ઘટના છે.

ત્યાર પછી વોહરાના વડા મુલ્લાંજીએ હકીમિયા સ્કુલના વિદ્યાર્થીઓની સતામણી પણ શરૂ કરી. નાત બહાર થવાનો ભય હંમેશા તેમના ઉપર ઝઝુમતો રહ્યો. હકીમિયા સ્કુલના ટ્રસ્ટીઓ અને વિદ્યાર્થીઓને બુરહાનપુરની સૈયદના હકીમુદ્દીનની દરગાહમાં દાખલ થતાં પણ અટકાવવામાં આવતા, જેને કારણે બુરહાનપુર દરગાહ કેસથી જાણીતો સિવિલ સુટ નં. ૩૨–૧૯૨૫નો કોર્ટમાં દાખલ કરવામાં આવ્યો.

ત્યારના રાજાશાહી રાજ ભોપાલમાં અમુક ઘટનાઓ બની તેની અસર પણ સુધારક ચળવળ પર થઈ. ભોપાલની એક સુન્ની મસ્જીદમાં એક વોહરાના મકાનનો ભાગ અડીને હતો. એ મસ્જીદના આંગણામાં ડિસેમ્બર ૧૯૧૪માં એક લોહીથી ખરડાએલો કપડાનો ટુકડો મળ્યો. એ કપડાનો ટુકડો સ્ત્રીના માસિક લોહીવાળો હતો એવી શંકા ઉભી થઈ અને તે બાજુના વોહરાના ઘરમાંથી ફેંકાએલ હશે એમ માનવામાં આવ્યું. આથી હુલ્લડ થયું અને ભોપાલના સુન્ની મુસલમાનોએ વોહરાની ૧૩૪ દુકાનોમાંથી ૧૨૦ દુકાનો લૂંટી અથવા આગ લગાડી દીધી. આ વિચાર્યા વગરની ક્રૂર આગ અને લૂંટને કારણે આઠસો જેટલા વોહરાઓને ભોપાલથી ભાગી જવું પડયું. ઉજ્જૈનમાં વોહરા મુસાફરખાનામાં તેમને આસરો લેવો પડયો. જ્યારે આદમજી પીરભાઈના પુત્રોને આ વાતની જાણ થઈ ત્યારે તેમણે તેમના પ્રતિનિધિઓ વાઈસરોય અને ભોપાલના પોલીટીકલ એજન્ટ પાસે મોકલ્યા અને વોહરાઓએ ભોગવેલ નુકસાનનું વળતર માંગવા ભોપાલની બેગમને તાર કર્યા. હુલ્લડના ભોગ બનેલા લોકોનું એક ડેપ્યુટેશન સૈયદના અબ્દુલ્લા બદરૂદ્દીનને પણ મળ્યું અને ભોપાલના બનાવોની તેમને જાણ કરી. સર આદમજી પીરભાઈના પુત્રોએ જે પગલા લીધેલ તે તરફ સૈયદનાએ સંતોષ વ્યક્ત કર્યો.

પણ સૈયદના અબ્દુલ્લા બદરૂદ્દીન ૨૪ જાન્યુઆરી ૧૯૧૫ના વફાત થયા અને સૈયદના તાહેર સૈફુદીન ગાદી ઉપર આવ્યા. ભોપાલના હુલ્લડના ભોગ બનેલાઓના પુનર્વસવાટ અને નુકસાનીનું વળતર મેળવવા સર આદમજીના પુત્રોએ આરંભેલ કાર્યો નવા સૈયદનાને પસંદ ન આવ્યા. સૈયદનાએ બેગમના વજીર પાસે એચ. એ. હુસેન નામના બારીસ્ટર અને ભોપાલના રહીશ ઝામિન હુસૈનને મોકલી બેગમને એવો સંદેશો પહોંચાડયો કે હુલ્લડના ભોગ બનેલાઓને રાહત માટે સૈયદનાએ રૂ. ૧૦ લાખનું ફન્ડ ઉભુ કર્યું છે અને આદમજીના પુત્રોએ માંગેલ વળતરની ગોઠવણ કરવાની જરૂરત નથી. જ્યારે ભોપાલના વોહરાઓને આ વાતની જાણ થઈ ત્યારે તેઓએ વડા મુલ્લાંજીને વિનંતિ કરી કે વળતરની ગોઠવણ ન કરવાનો તેમણે જે બેગમને પત્ર લખ્યો છે તે પાછો ખેંચી લ્યે. ડેલીગેશનને વડા મુલ્લાંજીએ મૌખિક ખાત્રી આપી કે કાંઈ પણ પગલું લેતા પહેલાં તેઓ આદમજી પીરભાઈના પુત્રોની સલાહ લેશે. આવી ખાત્રી આપ્યા છતાં વડા મુલ્લાંજી બેગમના વજીરને સુરતમાં ખાનગી રીતે મળ્યા અને કોઈ પણ શરત વિના તેની સાથે આ બાબત પતાવી દીધી. એટલું જ નહીં પણ સૈયદનાએ પોતાના માણસો ઉજ્જૈન મોકલી મુસાફરખાનામાં આસરો લીધેલ નિરાશ્રિતોને તાત્કાલિક મુસાફરખાનું ખાલી કરી ભોપાલ જવાની ફરજ પાડી.

હુલ્લડથી પીડિત વોહરાઓએ જોકે તેમની સહીસલામતીની ખાત્રી વિના ભોપાલ જવાની ના પાડી. આદમજી પીરભાઈના પુત્રો ફરી તેમની વહારે ગયા અને તેમને બુરહાનપુર લઈ જવા માટે એક સ્પેશિયલ ટ્રેઇનની વ્યવસ્થા કરી, અને આ દરમ્યાન ભોપાલમાં પોલીટીકલ એજન્ટ સાથે તેમણે વાતચીત શરૂ કરી અને આખરે વોહરાઓ ભોપાલ પાછા ફરે તે પહેલાં તેમની સહીસલામતી અને ભલાઈની ખાત્રી તેની પાસેથી મેળવી. આ આગળ વધેલ વાતથી વડા મુલ્લાંજી નારાજ થયા અને વેર લેવાનો નિર્ણય લીધો. તેણે ભોપાલમાંથી પોતાના **આમીલ**ને પાછો બોલાવી લીધો અને બધી ધાર્મિક ક્રિયાઓની રજા પાછી ખેંચી લીધી. આખરે બેગમ વચમાં પડી અને વડા મુલ્લાંજી પોતાના **આમીલ**ને ફરી મોકલવા કબુલ થયા. પણ ભોપાલના હુલ્લડ–પીડિત વોહરાઓ માટે રાહત પ્રાપ્ત કરવાના પોતાની મેળે લીધેલા પગલા માટે, સૈયદનાએ આદમજીના પુત્રોને કદી માફ કર્યા નહીં.

સર આદમજી પીરભાઈ મુળ સાધારણ સ્થિતિના માણસ હતા જે પોતાના ઉદ્યમ અને સાહસથી સારા માલદાર બન્યા હતા. છતાં પણ તેઓ પાક અને નમ્ર રહ્યા હતા. તેઓ ઘણા પરોપકારી પુરુષ હતા જેમણે યતીમખાના (અનાથા-

શ્રમ), શાળાઓ વગેરે ઘણી સખાવત સંસ્થાઓના પાયા નાખ્યા હતા. તેમની નમ્રતા અને દાનવીરતા માટે કૌમ તેમનું ઘણું સન્માન કરતી. આ કારણને લીધે સૈયદના તાહિર સૈફુદ્દીને તેમના પુત્રોની પ્રવૃત્તિઓને માયાળુ રીતે આવકારી નહીં, કારણ કે તેમાં તેમણે હરીફો ભાળ્યા, અને વધુ એટલા માટે કે તેઓની સખાવતની પ્રવૃત્તિઓ સૈયદનાની પ્રવૃત્તિઓ કરતાં ઘણી ચઢતી હતી. સર આદમજીના પુત્રો સુશિક્ષિત હતા અને સાર્વજનિક અને સખાવતની પ્રવૃત્તિઓમાં તેઓ તેમના પિતાજીના પગલે ચાલતા. સર આદમજી ઘણાજ સફળ સરકારી કોન્ટ્રેકટર હતા અને ખાસ કરીને હિન્દુસ્તાનમાં બ્રિટીશ સેનાને પુરવઠો પુરો પાડતા. તેમની પ્રમાણિકતા, અખંડતા અને ઉદ્યમની સરકારી અફસરો પણ ઘણી કદર કરતા. સન ૧૮૯૭-૯૮ ના વર્ષ માટે તેમને મુંબઈના 'શેરીફ' બનાવ્યા હતા. જસ્ટીસ ઓફ પીસ અને શેરીફ બનનારા તેઓ કૌમના સૌથી પ્રથમ સભ્ય હતા. ૧૧ ઓગસ્ટ ૧૯૧૩ માં તેઓ વફાત થયા.

ઓગસ્ટ ૧૩ મીના **ટાઇમ્સ ઓફ ઇન્ડિયા**ના તંત્રીસ્થાનેથી એમ કહેવાયું : "તેની પોતાની શક્તિથી અને ખંતીલા સાહસથી જ તેની સંપત્તિ થઈ હતી. તેણે પોતાની જીંદગી શરૂ કરી ત્યારથી તે કોઈનાથી બીજી કક્ષાએ ન હતા. પણ મહેનતુ જીવનથી તે જેમ જેમ એકઠું કરતા ગયા તેમ તેમ તેણે એ ગુણ સ્પષ્ટ રીતે દર્શાવ્યો જે આધુનિક ઇન્ડિયન કેપિટાલિસ્ટનો નસીબજોગે લાક્ષણિક ગુણ છે કે ઉદારતાથી પોતાના ભાઈઓના ફાળે તેનો એક ભાગ અર્પણ કરવો. મુસલમાનો તેમની કૌમના લાભાર્થે તેણે જે વાપર્યું તે માટે તેને યાદ કરશે અને સારુંયે હિન્દુસ્તાન તેણે અલીગઢમાં વૈજ્ઞાનિક અભ્યાસ આગળ વધારવા માટે જે જવલંત યોગદાન કર્યું તેનાથી તેનું ઋણી રહેશે. સરકારે જ્યારે તેને નાઈટહુડ ('સર'નો ઇલ્કાબ) અર્પણ કરવા ભલામણ કરી ત્યારે તેની લાયકાતની સાર્વજનિક રીતે કદર કરી અને હવે જ્યારે તે ચલ્યા ગયા છે ત્યારે એક વફાદાર શહેરી તરીકે તેને યાદ કરીએ જેનો દૃષ્ટાંત તેના ઉત્તરાધિકારી ચાલુ રાખે."[૫]

સર આદમજી પીરભાઈના વફાત પછી સૈયદના તાહેર સૈફુદીન દાવતની ગાદી ઉપર આવ્યા જ્યારે તેના (આદમજીના) પુત્રોએ તેમના પિતાજીની બધી પ્રવૃત્તિઓ જોરદાર રીતે ચાલુ રાખેલ ભોપાલના વોહરાઓને સંકટના સમયે તેઓએ કેવી રીતે મદદ કરી અને ભોપાલના પોલિટિકલ એજન્ટ મારફત તેઓનો પુનર્વસવાટ સુરક્ષિત કર્યો તે આપણે તપાસી ચુકયા છીએ. સૈયદના તાહેર સૈફુદીનને આ ગમ્યું નહીં એટલું જ નહીં પણ આદમજીના પુત્રોએ જે કર્યું

હતું તેના ઉપર પાણી ફેરવી દેવા તેણે ભોપાલની બેગમના મંત્રી સાથે ખાનગીમાં સમાધાન કર્યું. આનાથી કડવાશનો ચિલો ચાલુ રહ્યો. વડા મુલ્લાંજી સાહેબ અને સર આદમજીના પુત્રો વચ્ચે સમાધાન થયું પણ તે લાંબો સમય ટક્યું નહીં.

શરૂઆતથી જ વોહરા સુધારકોની અગત્યની માંગોમાંથી એક એ છે કે વડા મુલ્લાંજી પુષ્કળ ફાળાઓ વસુલ કરે છે તેનો હિસાબ રજુ કરે. જ્યારે વડા મુલ્લાંજીએ ફોર્ટ એરીઆમાં અમુક મિલકતો પ્રાપ્ત કરી ત્યારે આ માંગ હવે આગળ આવી. વડા મુલ્લાંજીના બદરી મહેલ નામના ઓફીશ્યલ નિવાસ-સ્થાન પાસે શેઠ ચંદાભાઈનો રોઝો આવેલો છે જેની ઝયારત માટે સેંકડો વોહરાઓ, પારસીઓ વગેરે આવતા. આ ઝયારત કરવા આવનારાઓ (જાત્રાળુઓ) પોતાના અર્પણના પૈસા એક ગલ્લામાં નાખતા જે તે હેતુ માટે ત્યાં મુકવામાં આવેલ. આ ગલ્લામાંથી વાર્ષિક રૂા. ૩૫૦૦૦ જેટલી રકમ નીકળતી. આ દરગાહની પાસે એક મસ્જીદ હતી અને મસ્જીદ; દરગાહ, અર્પણની રકમ અને તેનું રોકાણ એક ટ્રસ્ટ સાથે સંકળાએલ જે ટ્રસ્ટ સખાવત અને ધાર્મિક કામો જેવા સાર્વજનિક હેતુઓ માટે ઉભું કરાએલ. ગલ્લામાં ભેગા થએલા અર્પણના નાણામાંથી મસ્જીદનો નિભાવ થતો અને બાકી બચેલા પૈસાનું કાં તો રોકાણ થતું અથવા સખાવતના કામોમાં ખર્ચાતા, જેવા કે ગરીબોને મદદ, મદ્રસાઓ ચલાવવા અને શેઠ ચાંદાભાઈના ઉર્ષ (અવસાન તિથિ) ઉપર ફાતયા (ફાતેહાની ધાર્મિક ક્રિયા)નું જમણ કરવું.[6]

વડા મુલ્લાંજીએ આ ગલ્લાની રોકડ રકમ સન ૧૯૧૬–૧૭માં ચાર મિલકતો અને પાછળથી બદરી મહેલ નામે ઓળખાએલ મિલકતનો અમુક ભાગ ખરીદવામાં વાપરી નાખ્યો. વડા મુલ્લાંજીનું આ કૃત્ય મજકુર ટ્રસ્ટના ધ્યેયો સાથે સંગત સાધતું ન હતું અને તેથી આદમજીના પુત્રોએ ચાંદાભાઇ શેઠની દરગાહના ગલ્લાના મેનેજરોને હિસાબ રજુ કરવા નોટિસ આપી. મેસર્સ યુસુફઅલી ઇબ્રાહીમજી બન્દુકવાલા આના મેનેજરો હતા. તેઓએ જવાબ આપ્યો કે મુલ્લાંજી સાહેબ વતી અને તેની સૂચનાઓ મુજબ ગલ્લાનું મેનેજમેન્ટ થઈ રહ્યું હતું અને તેથી જો હિસાબ જોઈતા હોય તો મુલ્લાંજી સાહેબ પાસે જાવ. તે મુજબ વોહરાના વડા મુલ્લાંજી ઉપર નોટિસ બજાવવામાં આવી. વડા મુલ્લાંજીએ જવાબ આપ્યો કે તે ગલ્લાના સોલ પ્રોપ્રાયટર હતા અને એટલે હિસાબ આપવાને તે બંધાએલ નથી. તે સમયે પબ્લીક ચેરીટીઝની દેખભાળ એડવોકેટ જનરલ કરતા અને તેથી તેણે મુંબઇની હાઈકોર્ટમાં ૨૮ ઓગસ્ટ ૧૯૧૮ના વડા મુલ્લાંજી ઉપર દાવો દાખલ કર્યો.[7]

વોહરા સુધારક ચળવળના ઈતિહાસમાં આ કેસ ઘણો મહત્ત્વનો છે, માટે વિગતવાર તપાસવો ઘટે છે. વોહરાના વડા મુલ્લાંજીએ નોટિસની બજવણી થયા પછી જેમણે તેની સત્તાને પડકારી તેમના તરફ પોતાની બંદુકો તાકી. તેણે કેટલીય મિટિંગો ગોઠવી (હકીકતમાં મુલ્લાંજી સાહેબની આ એક ચતુર પેરવી હતી) જેમાં હાજર રહેલાઓએ સર આદમજી પીરભાઇના પુત્રોને અને જે તેમના પડખે ઉભા રહ્યા તેમને નાત બહાર કરવા વિનંતી કરી. સર આદમજીના પુત્રોની પડખે ઉભા રહ્યા તેમાં શરફઅલી મામુજી, મોમ્બાસાના મુ. જીવણજી વગેરે હતા. આ બધા લોકોનો "સલામ બંધ" કરાયો (નાત બહાર મુકાણા) અને તેથી કોમમાંથી તેમને સાવ જુદા કરી દીધા. અહીં એ જણાવવું જોઇએ કે વોહરા જેવી નાની ખુબ સંકળાએલી કોમમાં સલામ બંધથી આફતજનક પરિણામો આવે છે. આગલા પ્રકરણમાં આપણે તેના પરિણામો તપાસીશું. અહીંઆ એટલું કહેવું બસ થશે કે આ કુટુંબો સામાજીક સુધારાના ઉદ્દેશ્યમાં મક્કમ રીતે ઉભા રહ્યા.

ચાંદાભાઇ ગલ્લા કેસની સુનાવણી જ્યારે ઓગસ્ટ ૧૯૧૭ માં શરૂ થઈ ત્યારે વડા મુલ્લાંજી સાહેબે એવા અપૂર્વ દાવાઓ કર્યા જે શિઆ–ઈસ્માઈલી-મુસ્તાઅલિયન–તૈયબી મજહબી ફીરકાના સિદ્ધાંતો (tenents) થી પણ પુરવાર ન થઈ શકે. અદાલત જેના અમલની ફરજ પાડી શકે એવું કોઈ ચેરીટેબલ ટ્રસ્ટ છે જ નહીં એમ કહી મુલ્લાંજી સાહેબના પ્રતિનિધિઓએ એવો દાવો કર્યો કે તેમના મજહબના સિદ્ધાંતો મુજબ મુલ્લાંજી સાહેબ, અલ્લાહના આ દુનિયા ઉપર પ્રતિનિધિ છે એટલે તેઓ માસુમ (નિર્દોષ અને ગુના રહીત) અને પવિત્ર છે. પ્રતિવાદીઓના સાક્ષીઓ વધુમાં જુબાની આપે છે કે આ સિદ્ધાંતો મુજબ મુલ્લાંજી તેમના દરેક અનુયાયીના તન, મન, ધન અને રૂહ (આત્મા)ના માલિક છે; કે આ અનુયાયીઓએ તેમની આજ્ઞાનું આંતરિક પાલન કરવું પડે છે અને તેમના કોઈપણ કાર્ય વિષે સવાલ ઉઠાવી શકતા નથી, કે તેમના અનુયાયિઓની કોઈ પણ મિલકત, પછી તે ટ્રસ્ટની હોય કે ખાનગી, તેઓ લઈ શકે છે, અને જો ટ્રસ્ટની હોય તો તે ટ્રસ્ટમાં ફેરફાર કરી શકે છે અથવા તે ટ્રસ્ટ રદ કરા શકે છે; અને દાઉદી વોહરા કોમમાં કાયમનું રદ ન થઈ શકે તેવું ટ્રસ્ટ હોઈ જ ન શકે, અને આ બારામાં ટ્રસ્ટ દસ્તાવેજ (deed) થી સ્થપાએલ હોય કે અદાલતની યોજના મુજબ, તેમાં કાંઈજ ફરક નથી પડતો.[૮]

આટલું જ નહીં પણ મુકદ્દમાના શરૂઆતના તબક્કે પ્રતિવાદીના કાઉ-ન્સેલે (વકીલ સલાહકારે) કેટલીય વાર એવી દલીલ કરેલ કે અસલમાં મુલ્લાંજી

સાહેબ ખુદા છે અથવા બધા વ્યવહારિક હેતુઓ માટે ખુદા છે અને આ કેસ એક અપવિત્ર ગુન્હો છે. (Sacrilege છે.) આગલી દલીલ આખરે પાછી ખેંચી લેવાણી, પણ એવો દાવો તો મુલ્લાંજી માટે કરાયો કે જે પાક નબી મોહમ્મદનું સ્થાન મુલ્લાંજી નથી ધરાવતા પણ તેમની સત્તાઓ ધરાવે છે અને તેઓ એક સંત અથવા **'વલી'** છે. મુલ્લાંજી સાહેબ વતી બીનીંગે એવો પણ દાવો કર્યો કે "એક વોહરો જે કાંઈ ભેટ આપે છે તે પુરી રીતે જાણીને અને એ ઈરાદાથી આપે છે કે તે ભેટ મુલ્લાંજીની સુવાંગ માલિકીની થશે. એ એમ એટલા માટે કરે છે કારણ કે તે મુલ્લાંજીને ખુદાના સીધા પ્રતિનિધિ ગણે છે અને તેથી નાણું તેમને સુપ્રત કરે છે. પ્રભાવિત રીતે મુલ્લાંજી ખુદા છે. આ કૌમની માન્યતાઓ અલગ પ્રકારની છે. મારી કબુલાત હું વિસ્તારું છું; અને કહું છું કે મારો દાવો બધી મસ્જીદો, ગલ્લાઓ, મજારો, કબ્રસ્તાનો અને વોહરા કૌમની ધાર્મિક સંસ્થાઓને લાગુ પડે છે."[૯]

હકીકતમાં ઉપર કરાયેલ દાવાઓ સાથે દાઉદીવહોરા માન્યતાઓ (Tenents) ને કાંઇ લેવા દેવા નથી. આ મજહબી ફીરકા મુજબ મુલ્લાંજી સાહેબ **પરદે** ઈમામના પ્રતિનિધિથી વધીને કાંઈ નથી. તેમના (ઈમામના) વતી એને અમલ કરવાનો છે અને શરીઅતના કાયદાઓમાં **દીન** (ધર્મ)ની માન્યતાઓમાં ઘાલમેલ કરવાનો તેને **કાંઈ પણ અધીકાર નથી** અને ખુદા હોવાનો દાવો કરવાનો તો તેનાથી પણ ઓછો અધિકાર છે. ઈમામ પણ ખુદા હોવાનો કે તેનો અવતાર હોવાનો દાવો નથી કરી શકતા, જે ઈમામના પ્રતિનિધી દાઈ છે એમ ધારવામાં આવે છે; હકીકતમાં આ ફીરકાના જાહેર ઇતિહાસમાં કોઈપણ ઈમામે ખુદા-ગીરીનો દાવો રજૂ નથી કર્યો. આ કારણસર મુલ્લાંજી સાહેબને પોતાના અપૂર્વ દાવાઓ પાછા ખેંચી લેવા પડયા હતા. મુકદમો ચલાવનાર જજ જે. માર્ટિને પોતાના ચુકાદામાં લખ્યું કે : "મુલ્લાંજી સાહેબ પ્રભાવિત રીતે ખુદા છે એમ બધી વ્યવહારિક રીતે ખુદા છે એમ કહેવું ખોટું છે અને આ કેસ કરવો ગુન્હાભર્યું પાપ છે એમ કહેવું પણ ખોટું છે. હું માનું છું કે ઈસ્લામ ધર્મની મોખરેની માન્યતા, જે દુનિયામાં બધા શિક્ષિત લોકો જાણે છે કે 'અલ્લાહ એક જ છે અને મહમ્મદ તેના પૈગમ્બર (નબી, રસુલ) છે,' તે માન્યતાથી આ (દાવો) વિપરીત છે. કુરાન શરીફ પોતે જાહેર કરે છે કે ખ્રિસ્તી લોકોએ જે ભૂલ કરી તે એ હતી કે ઈસા નબીને તેઓએ દૈવી પુરુષ માન્યા અને ત્રણ સ્વરૂપ (TRIUNE) ના ઈશ્વરની ડોકટ્રીન તેઓએ અપનાવી; પણ ઈસા (અમારા લોર્ડ)ને પૈગમ્બર માનવામાં તેઓ સાચા હતા અને યહુદીઓએ ઈસાને અપનાવ્યા

નહીં તે ભૂલ હતી. દીવ્યતા ખરેખર અનેરી છે"૧૦ આ એક કમનસીબીની વાત છે કે એક ગૈર-મુસ્લિમ ન્યાયાધિશ જે મુસ્લિમ ધર્મશાસ્ત્રમાં માથું મારવાનો ઢોંગ નથી કરતા. તે ઈસ્લામધર્મનું સત્ત્વ (Spirit) વધુ સારી રીતે અને વધુ ખરી રીતે સમજે છે, એ વ્યક્તિ કરતાં જે ઈસ્લામના ખરા સિદ્ધાંતોનું પાલન કરનાર ફીરકાના વડા ધર્મગુરુ હોવાનો દાવો કરે છે. હકીકતમાં તો એકાવનમા દાઈએ કરેલા દાવાઓ એક ઈલ્મ હાંસિલ કરેલ દીનના આલીમને તો ઠીક, પણ એક અભણ મુસલમાનને પણ આઘાત પહોંચાડશે. પણ સ્વાર્થી પ્રયોજનો એવા બની જાય છે કે તેના તર્ક કોઈ પણ આદર્શવાદી ઢોંગ સાથે બંધબેસતા નથી હોતા, અને આ સ્વાર્થી પ્રયોજનો એ જ આદર્શવાદના ઊંચા **કલામો** અને ઉમદા વાકયોની આડમાં છુપાઈ શકે છે એ એક વ્યંગની જ વાત છે.

ચાંદાભાઈ ગલ્લા કેસના ચુકાદાની અમુક વિગતો અહીં આપવી વધુ રસિક જણાશે, કારણ કે મુલ્લાંજી સાહેબે જે બિનવાસ્તવિક દાવાઓ કર્યા તે ઉપર તે પ્રકાશ નાખે છે અને એ દાવાઓ કલ્પીત કથા માત્ર છે તે ત્યાર પછી સિદ્ધ થઈ ચૂક્યું છે. ન્યાયાધીશ બરાબર જોઈ શકયા કે "આ કૌમોની ત્રણ મુખ્ય દીની કિતાબો (ધાર્મિક ગ્રંથો) આ છે: (૧) કુરાન (૨) હદીસ, એટલે કે પાક નબી મહમ્મદના મુખવચનો અને કાર્યો, અને (૩) નહજુલ બલાગ, એટલે કે અલીના મુખવચનો અને કાર્યો. આમાંથી એક પણ કિતાબમાં મુલ્લાંજી અત્યારે જે દાવો રજૂ કરે છે તે નથી. મુલ્લાંજી દસ્તાવેજના આધારે, વસિયતના આધારે કે **સ્કીમ**ના આધારે ટ્રસ્ટની મિલકત લઈ શકે છે એવા સાફ શબ્દો દર્શાવવાની ધાર્મિક સત્તા તેને નથી એવું તેના વકીલે કબુલ કર્યું હતું. કુરાનની એક આયાત મોમિનોને પોતાની જાત ઉપર જે અધિકાર છે તેના કરતાં નબીને વધુ છે. એ આયાત ઉપર મુખ્ય આધાર (પ્રતિવાદીએ) રાખેલ."૧૧

વિદ્વાન ન્યાયાધીશે વધુમાં આવું નિરીક્ષણ કર્યું : "બીજા બધા ધાર્મિક લખાણો જે ટાંકવામાં આવેલા તે મેં તપાસેલ છે પણ ચુકાદામાં આમ કરવું અસંભવ છે. (એ લખાણો) ઉપર મેં ધ્યાન આપેલ છે, પણ અનુયાયિઓના મન અને મિલકતોની માલિકીના મુલ્લાંજીના દાવાઓ ઉપર એ ટેકો આપે છે, તેનો મને એના પરિણામે સંતોષ નથી થયો. **મારો મતલબ છે ધાર્મિક માન્યતા વિષે પણ**" (રેખાંકિત શબ્દો ઉપર ભાર મેં મુકેલ છે.)૧૨

આટલું જ નહીં પણ વિદ્વાન ન્યાયાધીશે આ કેસને ખાસ લાગુ પડતી વાત પણ કહી :......એક ઘણી જ અગત્યની હકીકત પણ મારે દર્શાવવી જોઈએ,

તે છે–વર્તમાન કેસના પૂર્વે કોઈ પણ મુલ્લાંજી સાહેબે આવા અતિશય દાવાઓ કર્યા હોય તેવો એક પણ દૃષ્ટાંત પ્રતિવાદીઓ રજૂ કરી શકતા નથી. આ કેસ પહેલાં આવા દાવાઓ કરવામાં આવ્યા હોય તેવું પણ તેઓ બતાવી શકતા નથી. તેમની હમણાંની દલીલો પણ આવું કાંઈ સ્પષ્ટ રીતે બતાવતી નથી. ૧૯૨૦ માં આ મુકદ્દમો પહેલો પ્રસંગ માલુમ પડે છે, જ્યારે કે પહેલાં દાઈ ગાદી ઉપર ઈ. સ. ૧૧૩૭ માં આવ્યા. પ્રતિવાદીઓના પોતાના સાક્ષીઓ ક્રોસ–એક્ઝામીનેશનમાં સ્પષ્ટ કરે છે કે આ દાવાઓ વધુમાં વધુ માત્ર થીઓરેટીકલ છે અને હકીકતમાં તેનો અમલ કદી થયો નથી અને કદી થશે નહીં. એ શક્ય છે કે આ દાવાઓનું મૂળ એ દિવસોની દંતકથાઓ (Legends) ઉપર છે જ્યારે દાઈઓને યમનના સુલતાનો તરીકે સર્વોચ્ચ અને સ્વતંત્ર અધિકારો હતા. પણ મેં જેમ આગળ જણાવ્યું તેમ...આ દિવસો, વધુ પહેલાં નહીં તો, ઈ. સ. ૧૫૩૯ આસપાસ સમાપ્ત થયા, જ્યારે દાઈઓ યમન છોડીને હિંદુસ્તાન આવ્યા."[૧૩]

અગાઉ જણાવ્યું તેમ વડામુલ્લાંજીએ આ કેસ સાથે સંકળાએલા વોહરા કોમના બધા આગળ પડતા સભ્યોનો સલામ બંધ કર્યો હતો (નાત બહાર કર્યા હતા.) આથી વિદ્વાન ન્યાયાધીશે સુરતમાં એક વોહરા આમિલ અબ્દુલ તૈયબે અગાઉ વડા મુલ્લાંજી સૈયદના બુરહાનુદ્દીન (૪૯મા દાઈ) ઉપર કેસ કર્યો હતો તેનો હવાલો આપ્યો. (સુટ નં. ૨૮૫ ઈ. સ. ૧૮૯૨ નો). આ કેસમાં વાદીએ પ્રતિવાદી ઉપર રૂા. ૫૩,૬૮૦ જે એડવાન્સ આપેલ તેનો દાવો કરેલ. આ કેસમાં વાદીએ મુલ્લાંજી સાહેબને કેદખાનામાં નાખવાની પણ અરજી કરેલ. આ કેસનો હવાલો આપતા જજ માર્ટિને કહ્યું હતું, "ત્યારે દાઈએ આમિલના (વાદીના) શરીર, રૂહ અને આમિલની મિલકતના માલિક હોવા વિષે એક શબ્દ પણ ઉચ્ચાર્યો ન હતો અને જો આવી દલીલ કરવાનો પ્રસંગ કયારેય પણ ઉભો થયો હોય તો તે ત્યારે હતો જ્યારે તેના એક અનુયાયીએ ત્યારના મુલ્લાજી સાહેબને જેલ ભેગા કરવાનો પ્રસ્તાવ રાખ્યો હતો. મને લાગે છે કે **ત્યારના દાઈને એ જશ જાય છે કે તેણે આ હિંમતવાન આમિલનો સલામ પણ બંધ ન કર્યો. તેના પુત્ર અત્યારે કહે છે કે તે ઘણા રોષે ભરાયા હતા. પણ ત્યારે "ગુન્હાભર્યું કૃત્ય" (Sacrilege) વિશે કાંઈ જ કહેવામાં આવ્યું ન હતું; બલ્કે વાદીને તેના મૃત્યુ સુધી વજીફો એટલે કે આમિલનું ભથ્થું મળતું રહ્યું હતું."** (રેખાંકિત શબ્દો ઉપર ભાર મૂકેલ છે.)

વિદ્વાન ન્યાયાધીશે અમુક નિરીક્ષણો કરેલા તેની અત્રે નોંધ લેવી રસિક જણાશે, કારણ કે મુલ્લાંજી સાહેબે આ કેસ લડવામાં જે દાવાઓ મૂકયા હતા

તેની સાથે તેનો સંબંધ છે. અમુક દાવાઓ એ હતા કે કોમોની અને તેના અનુયાયીઓના માલિકીનું જે કાંઈ છે તેના તેઓ **સોલ પ્રોપ્રાયટર** (એક માત્ર માલિક) છે, કે ખુદા સિવાય કોઈને પણ હિસાબ આપવાને તેઓ બંધાએલા નથી, કે તેઓ માસુમ (નિર્દોષ, કાંઈપણ ભૂલ ન કરે તેવા) છે અને મુલ્કના કાયદો તેમને લાગુ નથી પડતો. જે કાંઈ પુરાવાઓ જજ સમક્ષ રજૂ કરવામાં આવ્યા હતા તે બધા બારીકીથી ચાખીને તેણે નિરીક્ષણો કરેલ, જેમાંના અમુક ઉપર ટાંકેલા છે.

ઈ. સ. ૧૯૦૮–૯માં ચાંદાભાઈ મઝારના ગલ્લાની વધારાની રકમના ફાળામાંથી એક કંપની ઉભી કરવાનો પ્રસ્તાવ હતો કે જેથી એક મસ્જીદ અને બદરી મહેલના નામે ઓળખાતા વડા મુલ્લાંજીના શાહી નિવાસ્થાન બાંધી શકાય જો કે આ પ્રસ્તાવ આકાર લે તે પહેલાં પડી ભાંગ્યો જેના કારણો સ્પષ્ટ નથી. આના ઉપર ટીકા કરતાં જજ કહે છે. "આ કેસમાં ઘણા આશ્ચર્યજનક દસ્તાવેજો રજૂ થયા છે તેમાં આ એક પ્રોસ્પેકટસ એકસ. એ. કે. (મજકુર કંપની માટેનું) પણ છે જે ૧૯૦૮–૯ની આસપાસ છપાયું હતું અને તે બતાવે છે કે આ કોમમાં ધર્મ અને ધંધો કેવી રીતે જોડી દેવાય છે, જે બીજી કોમોમાં પણ બનતું હોય. આ પ્રોસ્પેકટસ 'ચાંદાભાઈ શેઠ કંપની' નામની કંપની માટે સબસ્ક્રીપશન માંગે છે, જે કંપની સાડા ત્રણ લાખમાં ચાંદાભાઈનો ગલ્લો અને મિલકતો વકફ તરીકે લઈ લેવા માંગે છે અને નવી મસ્જીદ અને મુલ્લાંજી માટે એક નિવાસ્થાન બાંધવા માંગે છે."[૧૪] મુલ્લાંજી (ટ્રસ્ટ પ્રોપર્ટીના) સર્વાંગ માલિક છે એ વિષે, અદાલત સમક્ષ અમુક દસ્તાવેજો રજૂ કરવામાં આવેલ જેમાં મુલ્લાંજીએ ટ્રસ્ટી અથવા મેનેજીંગ ટ્રસ્ટી તરીકે સહીઓ કરી હતી. "Ex. E. N. 5, ઓકટોબર ૧૯૧૯ની ૧૪મી તારીખનો છે, અને કહે છે કે મિલતનો કબજો મુલ્લાંજી પાસે વજીર બાઈએ વકફ કરેલ એટલે કે ધાર્મિક લાભાર્થે દાન કરેલ (મિલકત)ના ટ્રસ્ટી કે મેનેજિંગ ટ્રસ્ટી તરીકેનો છે, જે વકફથી ટ્રસ્ટો ઉભાં કરવામાં આવેલ અથવા ઉભા કરવાનો હેતુ હતો...એ દસ્તાવેજો ઉપરાંત ૨જી સપ્ટેમ્બર ૧૯૧૬ના એક પત્રમાં મુલ્લાંજીએ સહી કરેલ જેમાં ટ્રસ્ટડીડના મેનેજિંગ ટ્રસ્ટીનો દાવો તેમણે વિધિસર કરેલ......તે મુજબ સ્પેશ્યલ કલેકટર સમક્ષ પ્રોસીડીંગ્ઝમાં તેઓ વજીરબાઈએ સર્જેલ વકફના મેનેજિંગ ટ્રસ્ટી બતાવવામાં આવેલ છે."

આગળ જતાં ન્યાયધીશે કહ્યું: "પ્રતિવાદીઓના કેસને આ દસ્તાવેજો ગંભીર અસર કરે છે તે દેખીતું છે. એવો ખુલાસો કરવામાં આવ્યો કે એ બધા (દસ્તાવેજો)

ભુલમાં થએલા છે, અને હાલના મુલ્લાંજીએ એ સમજ્યા ન હતા, અને તેમના પૂર્વાધિકારીઓ પણ સમજી શકયા નહીં હોય. પણ આ બધા દસ્તાવેજો સૌથી વધુ વિધિસર જાતના હતા, અને એ સાચા હતા એ મુદ્દા પર મુલ્લાંજીને પૈસા આપવા જોઈએ એવો તે દાવો કરતા હતા. એના આધારે EX. E. N. 5 મુજબ તેમણે જમીન મેળવી હતી, અને બેઉ તેમના પત્રોમાં EX. E.R. 5 મુજબ એક સોલીસીટર દ્વારા મુલ્લાંજીની બજાવણી) પ્રમાણિત થાય (Attest કરાવાય) એવી માંગણી કરી હતી, અને હકીકતમાં એમ થયું હતું. દસ્તાવેજો સમજવામાં ન હોતા આવ્યા એના પુરાવાની જવાબદારી ભારપૂર્વક પ્રતિવાદીઓના માથે રહેતી હતી. મને જે ખુલાસો કરવામાં આવ્યો છે તેના ટેકામાં જે પુરાવો રજૂ કરવામાં આવ્યો છે તે મેં કાળજીપૂર્વક ધ્યાનમાં લીધો છે, પણ તે (પુરાવો) મને લાગે છે કે એ જવાબદારી અદા કરવામાં નિષ્ફળ ગયો છે." (પાના ૪૨-૪૩) જ્યારે (અદાલતના) કઠેરામાં ઉભા કરવામાં આવ્યા ત્યારે મુલ્લાંજીએ કબુલ કર્યું કે તેમણે "ભુલ કરી હતી છતાં પણ માસુમયત (નિર્દોષતા, ભૂલરહીત)નો દાવો કરવો તેમણે ચાલુ રાખ્યો. તેમના "માસુમ" હોવા વિષે એટલું બસ છે.

આ કેસમાં મુલ્લાંજીએ એવો પણ દાવો કર્યો હતો કે જો તેઓ હકીકતમાં ટ્રસ્ટી હોય અને સિદ્ધાંત મુજબ હિસાબ આપવાને બંધાએલ હોય તો ઈસ્લામ ધર્મ સમાપ્ત થશે. વળી જજ માર્ટિનના કથન મુજબ મુલ્લાંજીએ ઘણા "અજ્ઞાત સાક્ષીઓ" ઉભા કર્યા હતા, એમ કહેવા માટે કે તે (મુલ્લાંજી) મસ્જીદના સુવાંગ માલિક (ધણી) હતા, જ્યારે ક્રોસ-એકઝામીનેશનમાં એથી ઉલટું માલુમ પડયું. અહીં "અજ્ઞાન" નો ન્યાયધીશ એવો અર્થ કરતા હતા કે કાનૂનની દૃષ્ટિએ માલીકી શું છે તેની અજ્ઞાનતા. ન્યાયાધીશને લાગ્યું કે માસુમયતનો અથવા સુવાંગ માલિકીનો મુલ્લાંજીનો દાવો, મુલ્કના કાયદાથી તેમને ઉપર નથી લઈ જઈ શકતો. તેઓ નોંધ લ્યે છે: "પણ એ હકીકત કે આવા નિયંત્રણો મોજુદ છે અને તે બધા નાગરિકોને સરખા લાગુ પડે છે, તે પ્રમાણિક નાગરિક ઉપર કોઈ દાગ નથી. દાખલા તરીકે હીઝ ગ્રેસ આર્ચબિશપ ઓફ કેન્ટરબરી કોઈ ગુન્હાનું કૃત્ય કરે એવું વિચારી પણ ન શકાય, તો પણ ક્રીમીનલ લો તેમને લાગુ પડે છે, અને આ હકીકત કાંઈ તેમના ઉપર દાગ નથી. (આર્ચ બિશપ ઓફ કેન્ટબરી ઇંગ્લેંડના ખ્રિસ્તીઓના સૌથી વડા ધર્મગુરુ છે.) તેવી જ રીતે સિદ્ધાંતરૂપે આ દેશને ક્રીમીનલ અને સિવિલ લો મુલ્લાંજી સાહેબને લાગુ પડે છે, જો કે તેઓ કાંઈ ગુન્હો કરે એ વિચારી પણ ન શકાય. આનું એક સચોટ

દૃષ્ટાંત એ છે કે ઓગણપચાસમા દાઈને ચુકાદાનું દેણું ન ચુકવવા માટે જેલ
મોકલવા દાઉદી વોહરાના આમિલે પ્રયાસ કરેલો હતો જેનો ઉલ્લેખ હું અગાઉ
કરી ચૂકયો છું."

સખાવતી અને ધાર્મિક પ્રકારના ટ્રસ્ટો અને ટ્રસ્ટીઓને પણ એ જ
સિદ્ધાંત લાગુ પડે એ તર્કસંગત જ છે. આમ વિદ્વાન જજને લાગેલું કે ટ્રસ્ટના
કાયદાનો પાયો એ છે કે ટ્રસ્ટીઓ ઉપર ટ્રસ્ટ (ભરોસો) કરવામાં આવે. માટે
જેમ ભરોસો વધારે તેમ ટ્રસ્ટી તેનો ભંગ કરશે એમ વિચારવું વધુ અસંભવ
અને તો પણ ગુન્હેગાર કે લાપરવા ટ્રસ્ટી ઉપર કાનૂનને નિયંત્રણો લાદવા જ
પડે છે અને કોઈ પણ પ્રમાણિક ટ્રસ્ટીને કાનૂનની મદદની જરૂરત પડે તો તેવી
મદદ આપવી પડે છે. પણ પ્રમાણિક ટ્રસ્ટી ઉપર આવા કાનૂની નિયંત્રણો કાંઈ
દાગ નથી જેમ પ્રમાણિક નાગરિક ઉપર ગુન્હા રોકવાના નિયંત્રણો કોઈ દાગ
નથી હોતા. આમ ન્યાયાધીશ જોઈ શકયા,–અને તેમણે બરાબર જ જોયું કે
"...મારા નિષ્કર્ષ મુજબ કોઈ પણ વ્યક્તિની માસુમિયત તેની સિદ્ધાંતરૂપી
કાયદેસરની સ્થિતિને જરાપણ અસર કરતી નથી. ટૂંકમાં કોઈ ટ્રસ્ટની કસોટી
એ નથી કે અપરાધી ટ્રસ્ટી ટ્રસ્ટનું ઉલ્લંઘન કદી કરી શકે નહીં, પણ
પ્રતિવાદીઓનો દાવો કાંઈક એવો જ છે."

માસુમિયતનો દાવો માન્ય રાખવો હજુ વધુ મુશ્કેલ છે, જ્યારે એ ગણત્રીમાં
લઈએ કે મુલ્લાંજીએ પોતાનું પ્રશાસન સેંકડો આમિલો અને બીજા કાર્યકર્તાઓ
મારફત ચલાવવાનું હોય છે, જેઓ કોઈ પણ હિસાબે હિસાબ આપવાના બંધનમાંથી
મુક્ત હોવાનો દાવો નથી કરી શકતા. સાટે માર્ટિને કહ્યું: "હિસાબ આપવાથી મુક્ત
દાવો વધુ આશ્ચર્યજનક છે, કારણ કે એનો અર્થ એ થાય કે ૨૬૬ જેટલા
આમિલો અને મુલ્લાંજી નીચેના સંખ્યાબંધ બીજા મેનેજરો અને અધિકારીઓ પણ
એમાં આવી જાય છે. ૬૯ ગલ્લાઓ વિષે કાંઈ ન કહીએ તો પણ ૬૪૮ મસ્જીદોનું
વ્યક્તિગત રીતે કોઈપણ માણસ પ્રબંધ ન કરી શકે (ત્યારથી અત્યાર સુધી
મસ્જીદો અને ગલ્લાઓની સંખ્યા કેટલાય ગણી ખરેખર વધી ગઈ છે). માટે
મુલ્લાંજીને એજન્ટો મારફત જ કામ કરવાનું રહે છે. પણ કોઈ એમ સૂચવતું
નથી કે તેઓ બધા માસુમ છે. જો આમાંથી કોઈ એજન્ટ ભ્રષ્ટ અથવા બેપરવા
હોય તો તેની સામે કોઈ પણ ઈલાજ વગર શા માટે કૌમે રહેવું જોઈએ?[૧૫].

છતાં પણ ઘણા અદાલતી મુકદ્દમાઓ અને સહાનુભુતિભર્યા ચુકાદાઓ થયા
છતાં આજ સુધી કૌમ આવા કોઈ ઈલાજ વિના રહી છે. આપણે આગળ
જોઈશું તેમ મુલ્લાંજીના કુટુંબના તેમજ કાર્યાલયના બધા સભ્યો અક્કડ રીતે

વર્તે છે અને તેમના આચરણની કોઈ ટીકા સહન કરતાં નથી, જાણે કે વડા મુલ્લાંજી જેટલાં જ તેઓ બધા માસુમ અને સંપૂર્ણ છે. મજકુર મુકદ્દમો દાખલ થયો તે સમયથી હિસાબ રજુ કરવાનો પ્રશ્ન જ હતો તે આજ પણ છે. બીજા કોઈ પણ ટ્રસ્ટીની જેમ મુલ્લાંજી સાહેબ પણ હિસાબ આપવાને બંધાએલા છે એવો વિદ્વાન ન્યાયાધિશનો મત હોવા છતાં કોમ પાસેથી દર વર્ષે પુષ્કળ નાણાની રકમો ઉઘરાવાય છે તેનો હિસાબ આપવા તે ના પાડે છે.

વહોરા સુધારક ચળવળના દષ્ટિબિંદુથી એ જરૂરી છે કે આ બારામાં જરા વધુ વિચાર કરીએ કારણ કે હિસાબ આપવાનો પ્રશ્ન તે ચળવળમાં મધ્ય છે. વડા મુલ્લાંજીનું કાર્યાલય તેના બધા પરોપકારી સખી અનુયાયિઓને ફરજ પાડે છે કે તેમના બધા **ટ્રસ્ટ ડીડઝ** માં મુલ્લાજીને **સોલટ્રસ્ટી** જાહેર કરી તેને બધી સત્તા સોંપી દે. આનાથી ટ્રસ્ટનું બધુ નાણું વડા મુલ્લાંજી અને તેના સગા સંબંધીઓના હસ્તક રહે છે. કોઈપણ વ્યક્તિ તેમને જરા પણ સવાલ કરી શકતી નથી. હકીકતમાં દાવતના ઇતિહાસમાં આવો દાવો પહેલી વાર ૫૧મા દાઈએ ત્યારે કરેલો જ્યારે ગલ્લા કેસ અદાલતમાં દાખલ કરવામાં આવ્યો હતો. પણ આ દાવો તેઓ અદાલતમાં પુરવાર કરી શકયા ન હતા.

ટ્રસ્ટના નાણા વિશે ચર્ચા કરતા વિદ્વાન ન્યાયાધીશે જણાવ્યું: એક વાર ફરી મને પ્રથમ સિદ્ધાંતો વિશે કહેવા દો. ટ્રસ્ટનો એક અગત્યનો સિદ્ધાંત એ છે કે તે સ્પષ્ટ અને નિર્ધારિત આદેશસૂચક હોવું જોઈએ. જો કોઈ માણસ **પોતાની મરજી મુજબ** મજકુર અપરાધિ ટ્રસ્ટ ચલાવી શકે અથવા ન ચલાવી શકે તો પછી તે **ટ્રસ્ટ હોઇ શકે જ નહીં**.(રેખાંકિત શબ્દો ઉપર ભાર મેં મૂકેલ છે) બીજા શબ્દોમાં જો પૈસા તેના પોતાના ખીસામાં મુકવાનો તેને અધિકાર હોય તો તે કાયદાને માન્ય ટ્રસ્ટી છે જ નહીં......હવે બક્ષીસકર્તા (donors, અર્પણકર્તાઓ)ના ઈરાદાના વિષય ઉપર આપણે આવીએ, જેના ઉપર પ્રતિવાદીઓએ ઘણો ભાર મૂકયો હતો. આ વિષય ઉપરના અમુક પુરાવા ઉપર મેં પેરા (paras) ૧૫૭ અને ૧૬૦ માં ચર્ચા કરેલ છે. જો અર્પણકર્તાઓએ મુલ્લાંજીને વ્યક્તિગત બક્ષીસ (ભેટ) આપવી હોય તો તેઓ તેમ કરી શકે છે એ બારામાં વિવાદ નથી. સલામથી ઓળખાતી બક્ષીસો આનો એક દાખલો છે. પણ ગલ્લામાં અર્પણ કરેલું નાણું મને બિલકુલ જુદા પ્રકારનું લાગે છે. પુરાવા અને દલીલો ઉપર સર્વોત્તમ ધ્યાન રાખીને હું એ મતનો છું કે ગલ્લામાં અર્પણ થએલ નાણું કોમની ભલાઈ માટે મુલ્લાંજીએ વહેંચવું જોઈએ એ બંધનકર્તા છે, અને તે (નાણા)ના બારામાં તે એક ટ્રસ્ટી છે.

૧૧

વાદી કેસ જીતી ગયા કારણ કે અદાલતે નિર્ણય આપ્યો કે દાઉદી વોહરા કોમની ધાર્મિક માન્યતાઓ અને સિદ્ધાંત મુજબ મજકુર મસ્જીદ દરગાહ અને પેટી, અથવા ગલ્લો અને તેમાં અર્પણ થયેલ બધી રકમ અને તેના સબંધમાં અપર્ણ થએલ રકમ ઉપર હાલ પૂરતો મુલ્લાંજીનો અધિકાર કે નિયંત્રણ સુવાંગ (absolute) નથી, અને કોમની અંદરથી કે બહારથી તેમાં દખલગીરીથી તેમને બાકાત રાખવામાં આવતા નથી, અને મજકુર મસ્જીદ, દરગાહ, ગલ્લો અને તેમાં નખાતા પૈસા ઉપર મુલ્લાંજીને કોમની ભલાઈ માટે જુદા જુદા ચેરીટેબલ ટ્રસ્ટનો હાલ પુરતા ટ્રસ્ટી તરીકે અધિકાર મળે છે.[૧૬]

આ કાનૂની ફતેહ થવા છતાં સુધારક ચળવળના આગેવાનો કોમમાં વધુ પ્રભાવ પાડી શકયા નહીં. અગાઉ જેમ જણાવ્યું તેમ જે વોહરાઓએ વાદીને સમર્થન આપ્યું હતું તેમની ઉપર સૈયદનાએ કઠોર પગલાં લીધા હતા અને તેમને નાત બહાર કરેલા. નાત બહારના ઉગ્ર પગલાએ કોમના ઘણા સભ્યો જેમણે સુધારકોના ધ્યેય પ્રત્યે સંપૂર્ણ સહમતી બતાવેલ તેમને સુધારકોથી અલગ કરી દીધા. તેમાંના ઘણાએ વડામુલ્લાંજીની બિન શરતે માફી માગી લીધી. કોમ ઉપર પોતાની પક્કડ વધુ મજબૂત કરવા વડા મુલ્લાંજીએ તેવા બીજા પગલાંઓ પણ લીધા અને પરિણામે વોહરાઓ વધુ દબાઈ ગયા. ધાકધમકીભરેલી સત્તા વાપરીને તેણે પોતાના કાનૂની પરાજયને ફતેહમાં બદલી નાખી.

શારીરિક હુમલાઓ પણ કરવામાં આવ્યા હતા. સર આદમજી પીરભાઈના પુત્ર ઇબ્રાહીમભાઈ જેમણે ચાંદાભાઈના ગલ્લાનો હિસાબ આપવા નોટિસ કરી હતી તેમના ઉપર સૈયદનાનો ગુસ્સો ઉતરેલો. કોર્ટ એરીઆમાં એસ્પ્લેનેડ રોડ ઉપર ૨૨ ઓગસ્ટ ૧૯૨૨ ના બપોરે બે વાગે વડા મુલ્લાંજીના અમુક અનુયાયીઓએ તેમના ઉપર હુમલો કરેલો. લાઠી અને બીજા હથિયારોનો ઉપયોગ થએલો. ઇબ્રાહીમભાઈને સખ્ત ઈજા થઈ હતી. હુમલામાં સંડોવાએલા ત્રણ જણાને અપરાધી બનાવી સજા થઈ હતી. એ નોંધપાત્ર છે કે હુમલાખોરોમાંથી એક શ્રી રોશનઅલી મોહમ્મદઅલી બાદશાહ જેને જેલની સજા થઈ હતી તેને પોતાની ભુલ સમજાણી અને પાછળથી તે સુધારક ઉદ્દેશનો સમર્થક બની ગયો.

આ કોઈ છૂટોછવાયો બનાવ ન હતો. સુધારકો અથવા તેમના સમર્થકો અને સહાનુભૂતિકારોને ડરાવીને તાબે કરવા અર્થે, આવા બીજા ઘણા હુમલાઓ થયા હતા. ઉજ્જૈનમાં ૧૯૧૭ માં એક ચોંકાવનારો હુમલો થયો હતો. મુંબઈમાં બદરી મહેલમાં મુલ્લાંજી સાહેબે ચાંદાભાઈ ગલ્લા કેસના વાદીને સમર્થન આપનારાઓને નાત બહાર કરવા ૨૮ જુલાઈ ૧૯૧૭ ના એક સભા બોલાવી હતી.

આ સભાના સમાચાર વોહરાઓની સારી વસ્તી ધરાવતા ૨૫૦ શહેરોમાં ફેલાવવામાં આવ્યા હતા. ઉજ્જૈન આમાંનું એક શહેર હતું. ઉજ્જૈનના આમિલ અબ્દુલ તૈયબ હુસેનભાઈએ મુંબઇની સભાના છઠ્ઠા દિવસે મુલ્લાંજી સાહેબના કાર્યને ટેકો આપવા એક સભા બોલાવી. તેણે એક ઘણું ઉત્તેજક ભાષણ કર્યું અને સૈયદનાના દુશ્મનોને સબક શિખવવા જેઓ હાજર હતા તેમને ઉશ્કેર્યા. આવા એકદમ ઉત્તેજક ભાષણથી વોહરાઓની લાગણી છંછેડાણી. આ સભામાં આમિલે ૯૦ વર્ષના વયોવૃદ્ધ શેખ અલી મોહમ્મદ અને બીજા ચાર જણાને નાત બહાર કરવાનું પોતાનું ફરમાન જાહેર કર્યું. આને પરિણામે ૫૦૦ વહોરાઓનું એક ટોળું શેખ અલી મોહમ્મદ ઘોડીવાલાના ઘરે ગયું અને તેને, તેના પુત્રને તથા વહુને માર્યા અને તેનું નાક કાપી નાખ્યું, પણ કાંઈ ફાયદો ન થયો. અમુક ગુનેગારો પકડાઈ ગયા અને તેમને એક અથવા બે વર્ષની સખ્ત કેદની સજા થઈ અને વધારામાં રૂા. ૧૦૦૦ થી ૧૫૦૦ નો દંડ થયો. જેમના ઊપર અપરાધ હતો તેઓ ઉજ્જૈનના હાઈકોર્ટમાં લડયા અને પછી ઉજ્જૈનના રાજા પાસે અપીલમાં ગયા પણ નીચલી કોર્ટે જે સજાઓ કરી હતી તે રદ કરાવવામાં તેઓ સફળ ન થયા. ઉજ્જૈનના રાજા સિંધિયાએ સ્પષ્ટ કરી દીધું કે જેમણે કાયદો પોતાના હાથમાં લીધો હતો તેમને સખ્ત સજા કરવામાં આવશે.[૧૭]

બુરહાનપુર દરગાહ કેસ પણ એક અગત્યનો કેસ હતો, કારણ કે કૌમમાં કેળવણીના પ્રચારના ઘણા મહત્ત્વના પ્રશ્ન સાથે તે સંકળાયેલો હતો. અગાઉ જણાવ્યું તેમ ૫૦ મા અને ૫૧ મા દાઈ પશ્ચિમી કેળવણીના પ્રસાર માટે સંસ્થાઓ સ્થાપવાના વિરોધી હતા. આવો કોઈ પણ પ્રયાસ અટકાવવા તેઓ તેમનાથી બની શકતું બધું કરી છુટતા. કૌમના અમુક આગળ પડતા સભ્યોને, જેમણે કેળવણીના ધ્યેયને આગળ લાવવા તનતોડ મહેનત કરેલી, નાત બહાર કરવામાં આવેલા, જેને પરિણામે બુરહાનપુર દરગાહ કેસ ઉભો થયો. બીજી જાન્યુઆરી ૧૯૩૧ ના જે અદાલતી ચુકાદો અપાયેલો તેમાંથી અમુક ફકરાઓ અહીં ટાંકવા વધુ ઉચીત થશે. હકીમિયા હાઈસ્કુલની કમિટીના સભ્યોને નાત બહાર કરવામાં આવેલ તે વિષય ઉપર ઉપલા કેસમાં ન્યાયાધીશે આમ કહેલ:

આ વિષય ઉપર થએલો બધો પત્રવ્યવહાર વાંચતાં એમ જણાશે કે સંસ્થા ચલાવવા માટે અને તેને ધોરણ ઉપર લાવવાની ખિલવણી અને વિકાસ ખાતર હકીમિયા સ્કુલના સત્તાવાળાઓને ફાળાની જરૂરત હતી કે જેથી તેમની કૌમના આશાવાદી યુવકોને તેઓ જીવનના બધા ક્ષેત્રોમાં કેળવણી આપી પગ-

ભર કરી શકે. સંસ્થાના મુખ્ય ચલાવનારાઓનો તેજ ઉચ્ચ ઉદ્દેશ હતો તે જોઇ શકાય છે, પણ રેકર્ડ ઉપર આવેલો પત્રવ્યવહાર બતાવે છે કે સૈયદનાની પોલિસી સંસ્થાને મારી નાખવાની હતી. સૈયદનાએ ઠોકી બેસાડેલી શરતો જે Ex. પી ૩૯ અને પી–૨૯ × માં જોવા મળે છે તે અસંભવ અને મનમાની હતી, અને તે નવાઇની વાત નથી કે સંસ્થાના હીત માટે શેઠ યુસુફઅલી જેવા ભક્ત વહોરાઓ અને બીજાઓ જે કમિટીમાં હતા તેઓને (આ શરતો) ફગાવી દેવી પડી હતી. સૈયદનાના ફીદાઇ (devout) અનુયાયીઓ ત્યારે ઊંઘમાં હતા એમ જણાય છે અને તેના ફરમાનનું સ્પષ્ટ પાલન કરવાની ડોકટ્રીન ભુલી ગયા હતા એ દેખીતું છે કારણ કે તે દિવસોમાં તેનો ઉપયોગ થતો ન હતો, જેના ઉલ્લંઘનથી તેઓ તેમની કૌમમાંથી બહાર થઈ જતા હતા. પણ પ્રતિવાદી મુલ્લાંજી સાહેબના જોરદાર રાજ્યમાં તેઓ જાગ્યા.

હકીમિયા સ્કુલ કમિટિના સભ્યો સામે લીધેલ દબાણના પગલાઓ વ્યાજબી હતા એવા લુલા બહાનાઓના સંદર્ભમાં ન્યાયાધીશે આગળ આમ નિરીક્ષણ કરેલ : "મારા અભિપ્રાય મુજબ આ બહાનું બિલકુલ પાયા વગરનું છે, અને સત્ય એ દેખાય છે કે કરાર કર્યા છતાં, પ્રતિવાદી મુલ્લાં સાહેબ સ્કુલ તરફ પોતાના પૂર્વાધિકારીની દબાણની નીતિ ચાલુ રાખવા માગતા હતાં. ધાર્મિક શાળા (મદ્રસા) નું મેનેજમેન્ટ તથા પૂર્ણ નિયંત્રણ તેમને સોંપવામાં આવેલ અને હાઈસ્કુલ ઉપર પણ તેમનું ઘણું નિયંત્રણ હતું, પણ આ બધું તેઓ તેમના પગ નીચે કચડી નાખે છે અને તેમના આમિલો મારફત, કલોઝ ૬માંની પોતાની જ શરતનું ઉલ્લંઘન કરી, તેમના અનુયાયીઓને હકીમિઆના સત્તાવાળાઓને કોઈપણ ફાળો ન આપવાનું ફરમાન કરે છે. માટે એ કાંઇ નવાઇની વાત નથી કે હકીમિયાં સ્કુલની મેનેજમેન્ટ કમિટી તંગ આવી જાય છે. અને પોતાના જ સાધનો ઉપર નિર્ભર રહેવા મજબુર થાય છે." ત્યાર પછી ન્યાયાધિશ એક ઘણો લાગતાવળગતો પ્રશ્ન પૂછે છે : "એગ્રીમેન્ટના કલોઝ ૬ઠ્ઠામાં આપેલ વચન મુજબની મદદ આમ નકારવામાં આવ્યા પછી તેઓ મદદ માટે સરકાર પાસે પહોંચ્યાં, રૂ ૫૦૦૦ સ્વીકાર્યા અને પોતાની એક સોસાયટી રજીસ્ટર કરાવી એ શું બિન–ધાર્મિક કૃત્ય હતું ?" આગળ જતાં તેણે કહ્યું, "મને લાગે છે કે એ નિરીક્ષણ કરવું અસ્થાને નહી ગણાય કે પ્રતિવાદી મુલ્લાં સાહેબ જેવા શક્તિશાળી પ્રતિદ્વંદીના સખત વિરોધ છતાં હકીમિયાં સ્કૂલ મેનેજમેન્ટ કમિટીએ કેળવણીના હેતુ ખાતર અને સંસ્થાને ઉચ્ચકોટીની કાર્ય-

× અદાલતમાં પુરાવા પ્રદર્શિત થાય છે તેનો આ નંબર છે.

સાધકતામાં નીભાવી રાખવા માટે, રંજાડ અને સામાજીક બહિષ્કારનો સામનો કરીને જે હિંમત અને બહાદુરી બતાવી તે તેમના માટે મહાન જશ દર્શાવે છે. શેખ દાઉદ સાહેબ D. W. 25 ને (પ્રતિવાદીના સાક્ષીનો નંબર) પણ હકમિયાં હાઈસ્કુલના કાર્યસાધક મેનેજમેન્ટને આ શબ્દોમાં માન્ય રાખવું પડેલ. 'હું જાણું છું ત્યાં સુધી બુરહાનપુર શહેર સિવાય વોહરાની દુનિયામાં બીજે કયાંય પદ્ધતિસરની હાઈસ્કુલ નથી.' એ નોંધપાત્ર છે કે સ્કૂલ ઉપર શૃંખલાબંધ હુમલાઓ થયા છતાં તે પ્રગતિ કરી રહી છે. કેળવણીની બાબતમાં આવો વિરોધ કરાયો તે દિલગીરીની વાત છે. મજકુર વિરોધને અસરકારક બનાવવા માટે ધર્મનુ દબાણ લાવી શકાય એ કબુલ કરવું કોઇને માટે સંભવ નથી."૧૯

જેઓ તેમની સત્તાનો પડકાર કરે તેમને નાતબહાર મુકવાના દાઈ મુતલક તરીકેના પોતાના અધિકારના સંદર્ભમાં સૈયદનાએ જે દસ્તાવેજો રજૂ કરેલ તે બધા તપાસીને ન્યાયાધિશે નીચે મુજબ નિરીક્ષણ કરેલ : "ખાસ કરીને આ ઉતારાઓ (extracts) અને સામાન્ય રીતે બીજા ઉતારાઓ જેનો પક્ષોએ હવાલો આપ્યો છે, અને તેની સાથે બોલાવાએલ સાક્ષી D. W. 2 ની જુબાનીને ધ્યાનમાં લઈને મને એમ લાગે છે કે શરીઅતની ક્રિયાઓ પાળવામાં લાપરવાહી અથવા ઢીલાપણું બતાવવું અથવા **શિર્ક** (ધર્મના સિદ્ધાંતનો ભંગ) કરવો અથવા સાચા ધર્મને દુષિત કરતી ડોકટ્રીનોનો પ્રચાર કરવો અથવા **દાઈ**ની આજ્ઞાનું ઉલ્લંઘન કરવું અથવા **દાવત**માં તોફાન ઉભા કરવા તે જ્ઞાતી બહારની શિક્ષાને પાત્ર છે. ઉતારાઓમાં આજ્ઞાભંગની જાત (nature) દર્શાવવામાં આવી નથી. મારી દષ્ટિએ તે ધર્મની બાબતમાં આજ્ઞાભંગને લાગુ પડે છે...બુરહાનપુરના જ્ઞાતિબહાર કર્યાના કેસોને આ કસોટીએ ચઢાવીએ જેના કારણો ઉપર દર્શાવાએલા છે, તો એ સ્પષ્ટ થાય છે કે ન તો પ્રતિવાદી મુલ્લાં સાહેબ અને હકીમિયા સ્કુલની મેનેજિંગ કમિટી વચ્ચેના મતભેદો કે ન તો હીઝ હોલીનેસના સોસાયટીને રજીસ્ટ્રેશન કરવાના અને સરકારી ગ્રાન્ટ સ્વીકારવાના મનાઈહુકમો કે ન તો મુલ્કના કાયદા નીચે સિવિલ કે ક્રીમીનલ કેસ ફાઈલ કરવા તે જ્ઞાતી બહાર કરવા માટે ન્યાયોચિત કારણ બની શકે."૨૦

બુરહાનપુરના ત્રણ પીરોનો દરગાહમાં દાખલ થવાના પોતાના અધિકારના દાવામાં વાદીઓએ ઉપલો કેસ ફાઈલ કરેલો. ધર્મગુરુનો સત્તાધારી વર્ગ તેમનો આ અધિકાર છીનવી રહ્યો હતો. વડા મુલ્લાંજીએ તેમને તથા બીજાઓને, જે વાદીના પ્રતિનિધિઓ હતા, નાતબહાર મૂકવાના ફરમાન કાઢયા હતા. ન્યાયા-

ધીશે બધાને નાતબહાર કરવાનું ન્યાયોચિત ગણ્યું નહીં. ન્યાયાધીશના મત અનુસાર જેઓને "પ્રતિવાદી મુલ્લાં સાહેબને દાઈ-ઉલ-મુતલક તરીકે માન્ય રાખવાનો પ્રમાણિક અને અંતરઆત્મા પ્રેરીત વાંધો હોય" પણ જો તેઓએ તેનો તીરસ્કાર ન કર્યો હોય કે તેની સત્તાનું ઉલ્લંઘન ન કર્યું હોય તો તેઓને પણ ન્યાયોચિત રીતે જ્ઞાતિ બહાર કરેલ છે એમ માની ન શકાય. માટે ન્યાયાધીશે આદેશ આપ્યો કે જેઓને ન્યાયોચિત રીતે નાત બહાર કરાએલ નથી[૨૧] તેઓ દાઉદી વોહરા કોમના સભ્યો તરીકે ચાલુ રહેતા મનાય છે, જેને પરિણામે તેઓ સૈયદી હકીમુદ્દીન સાહેબ, સૈયદી જીવણજી સાહેબ અને સૈયદના ઝકીયુદ્દીન સાહેબની ત્રણે દરગાહોમાં પ્રવેશ કરવા માટે, તેમના કુટુંબોના સુરક્ષિત પ્લોટમાં તેમના મૃત્યુ પામેલાઓને દફનાવવા માટે, તેમની ધાર્મિક અને બીજી કાયદેસરની ક્રિયાઓ કરવા માટે અને કબ્રસ્તાનમાં કોઈપણ જગ્યાએ તેમના સગાવ્હાલાઓ અને મિત્રોની કબરો કે દરગાહો હોય ત્યાં ફાતેહા પઢવા માટે કે કબરોનું રીપેરકામ કે નવું ચણતર કરવા માટે પ્લોટ નં. ૧૦ અને ૧૧ ઉપરની મસ્જીદોમાં નમાઝ અદા કરવા માટે, પ્લોટ નં. ૧૦ અને ૧૧ના મુસાફરખાનાઓમાં મજકુર ત્રણે પીરોની ઝયારત કરવા માટે કે મિન્નત ઉતારવા માટે ઉપલા જરૂરી પ્રસંગોએ રહેવા માટે, અધિકાર ધરાવે છે.[૨૨]

છતાં પણ ઉપલા કેસના ચુકાદાનો પ્રતિવાદીઓએ સેન્ટ્રલ પ્રોવિન્સીસ અને વરાડની જ્યુડીશિયલ કમિશનર, નાગપુરની કોર્ટમાં, પડકાર કરતી અપીલ કરી અને ત્યાં એડીશનલ સબોરડીનેટ જજ, બુરહાનપુરની કોર્ટની ૨ જાન્યુઆરી ૧૯૩૧ના બજવણી (decree) અને ચુકાદાને પાછા ફેરવી દેવામાં આવ્યા. આને કારણે વાદીઓએ લંડનની પ્રીવી કાઉન્સિલમાં અપીલ કરી. અપીલ પેંડીંગ હતી ત્યાં મુળ વાદી ગુજરી ગયા અને તેથી બીજાઓ, પોતાના વતી અને પ્રતિનિધિત્વ ધરાવનાર તરીકે, રિસપોન્ડન્ટસ તરીકે અપીલમાં જોડાયા. નવા રિસપોન્ડન્ટસ જેઓ નાગપુરની જ્યુડીશિયલ કમિશ્નરની કોર્ટમાં કેસ હારી ગયા હતા તેઓ લંડનની પ્રિવિ કાઉન્સિલમાં અપેલન્ટસ (અપીલ કરનારા) બન્યા.

પ્રિવિ કાઉન્સીલના ન્યાયમૂર્તિઓ સમક્ષ અપેલન્ટસના કાઉન્સેલે (વકીલે) જે મુદ્દાઓ નિર્ણય માટે રજુ કર્યા તે નીચે મુજબ હતા : (૧) રીસપોન્ડન્ટ નં. ૨ દાઈ-ઉલ-મુતલક છે? (૨) જો હા, તો તેને નાતબહાર મુકવાની સત્તા છે? (૩) જો હા, તો આવી સત્તા absolute (સર્વોપરી) અને arbitrary

(મનફાવતી) છે કે જેથી તેના ઉપર સવાલ ન કરી શકાય તેવી છે, કે તે સત્તા natural justice (કુદરતી ન્યાય) મુજબ વપરાવી જોઈએ? કોઈ વ્યક્તિએ એ સત્તાનો પડકાર કર્યો છે એ કારણે પ્રતિવાદી નાત બહાર કરી શકે છે? અથવા નાતબહાર કરાએલ વ્યક્તિને સમર્થન આપેલ છે કે તેની સાથે સહયોગ કરેલ છે તે કારણે સમર્થકને નાતબહાર કરી શકાય? (૪) મિલ્કતના અધિકાર ઉપર નાતબહારની શું અસર થાય છે? અને (૫) મિસાક (વફાદારીની સોગંદવિધિ) લીધેલ છે તેનાથી જો કાંઈ ફરક પડતો હોય તો શું ફરક પડે છે? [૨૩]

પહેલા પ્રશ્ન વિષે ન્યાયમૂર્તિઓ (Their lordships)ને લાગ્યું કે: "બેશક તે અને તેના ચાર પૂર્વાધિકારીઓએ દાઈ તરીકે કાર્ય કરેલ છે અને સરદાર અથવા નાઝીમ એટલે કે કૌમના કાર્યભાર સંભાળતા વડા તરીકે તેને સ્વીકારવામાં આવેલ છે. વળી ફીરકાની ઘણી સંખ્યાના માણસો તેમને દાઇ-ઉલ-મુતલક તરીકે સ્વીકારેલ છે અને હજુ સ્વીકારી રહ્યા છે, જો કે શરૂઆતથી જ અમુક માણસોએ તેમનો આવો દરજ્જો માન્ય નથી રાખ્યો. "ન્યાયમૂર્તિઓએ માન્યું કે "અમુક નિશાનીઓ છે કે બદરૂદીને બે સદગુણી ભાઈઓને, માઝુનને અને ખરેખર સામાન્ય રીતે એવું દર્શાવેલ કે નજમુદીન તેના ઉત્તરાધિકારી છે; અને ન્યાયમૂર્તિઓની દષ્ટિએ ઘણો પુરાવો છે જેના ઉપર "નસ" થએલ હતી એમ તારવણી કાઢી શકાય."[૨૪] આગળ ચાલતાં ન્યાયાધિશોએ જોયું કે "એ નિર્ણયની ટીકા કરવાને કે તેના સાથે સંમત ન થવાને કોઈ કારણ જણાતું નથી અને એટલે અપેલેટ કોર્ટ સાથે સહમત થાય છે કે બીજા પ્રતિવાદીને દાઇ-ઉલ-મુતલક ગણવા જોઈએ."[૨૫]

જ્ઞાતિ બહાર કરવાની સત્તા વિષે ન્યાયાધીશોએ આ મુજબ મંતવ્ય રજૂ કર્યું: "તેમને આ સત્તા છે એ વિષે ધેર લોર્ડશીપ્સ (Their lordships = ન્યાયાધીશો માટે સન્માનસૂચક સર્વનામ) શંકા દર્શાવી શકતા નથી... ખરેખર તો દાઈ-ઉલ-મુતલકની નાતબહાર કરવાના અધિકાર વિષે જોરદાર વિવાદ કરાયો જ નથી પણ તે અધીકાર કેટલી હદ સુધી સિમિત છે તે પ્રશ્ન હતો. મુખ્ય દાવો એ હતો કે કૌમમાં રહેલાઓના તેમના સભ્યો તરીકેના અધિકારો છીનવી લેવાની રીત કાં તો સ્વેચ્છાપૂર્વક બહાર નીકળી જવાથી અથવા બહાર કાઢી મુકવાના સ્પષ્ટ પગલાથી હોઈ શકે—અને એમ કહેવાયું હતું કે પાછલી રીત ન્યાય, સમાનતા અને સદબુદ્ધિ સાથે મેળ ખાતી હોવી જોઈએ." આગળ ચાલતાં તેમણે આમ નિરીક્ષણ કર્યું: "જો કે ધેર લોર્ડશીપ્સ માને છે કે

નાત બહાર કરવાની સત્તા મોજુદ છે, તો પણ એનો અર્થ એ નથી કે તે સંપૂર્ણ (absolute), મનમાની અને અસીમ છે. પૈગમ્બર મહમ્મદ અથવા ઇમામોને જે સત્તા હતી તે જુદી જ બાબત છે, સવાલ એ છે કે દાઈઓને કેટલી સત્તા છે." ધેર લોર્ડશીપ્સે એટલે આમ મંતવ્ય આપ્યું : "એ રસ્તો ધેર લોર્ડશીપ્સને એ જણાય છે કે જે લેવાની દાઇને ફરજ પડે છે, જો અસરકારક નાતબહારનું ફરમાન જારી કરવું હોય, અને અપવાદરૂપ સંજોગો સિવાય એ જ માત્ર એક રસ્તો છે જે અપેલન્ટસે દાવો કરેલ અધિકારોને અસરકારક રીતે છીનવી લેશે. (અપવાદરૂપ સંજોગોનો દાખલો છે કોમનો કોઈ સભ્ય સંપ્રદાય બીલકુલ ત્યજી દયે જેમ કે સુન્ની બનીને.) એ નોંધપાત્ર છે કે સર આદમજી પીરભાઈના કેસમાં સભા બોલાવીને અને ભુલો સુધારવાની તક આપીને હાલના દાઈએ એ જ રસ્તો અપનાવેલ. માટે સાધારણ રીતે ફરિયાદ કરાએલ ભુલોની ચેતવણી આપીને, સુધરવાની તક આપીને જમાતની મિટિંગમાં જ સભ્યોને (નાતમાંથી) કાઢી શકાય અને તે પણ નાતબહાર કરવાના કારણોની સાર્વજનિક જાહેરાત કરીને."[૨૬]

વડા મુલ્લાંજીના દાવાને આમ માન્ય ન રાખીને પ્રિવિ કાઉન્સીલના ન્યાયાધીશોએ કહ્યું કે દેખીતી રીતે આવું દૃષ્ટિબિંદુ દંડ નાખવાને બાકાત રાખે છે, વિધિસરના પગલાં બતાવ્યા એ લેવાની વાત જુદી છે અને બીજા રીસપોન્ડન્ટનો એ દાવો કે **જેઓ તેની સત્તામાં શંકા દર્શાવે છે અથવા જેઓ આવા લોકોને સમર્થન આપે છે અથવા સંબંધ રાખે છે તેઓ એ કૃત્યથી જ નાતબહાર મુકાઈ જાય છે.** બીજા પગલાંઓ લીધા વિના બીજા પ્રતિવાદીની એ દલીલ Their lordships એ માન્ય ન રાખી કે વોહરાઓ **મિસાક**થી તેની સાથે બંધાએલા હોવાથી એનો કોઇપણ જાતનો ભંગ તેઓ કરે તો તેઓને કોમમાંથી કાઢી મુકવાની ખુદબખુદ જરૂરત ઊભી થશે. તેઓએ જોયું, "દાઈ ધાર્મિક સત્તાધીશ છે અને કોમની મિલ્કતના ટ્રસ્ટી છે. પણ જો તેને **મિસાક** (oath) દેવામાં આવે તો પણ તેણે બંધારણીય રીતે કાર્ય કરવાનું છે. ધર્મ છોડી દેવાનો અપરાધ જેમ નાતબહાર નથી મુકી દેતો તેમ મિસાક-ભંગનો અપરાધ પણ નાતબહાર નથી કરી દેતો. એમ કહેવાનો પણ કાંઇ અર્થ નથી કે કોમમાં જોડાઈ રહેનાર પોતે ધર્મભ્રષ્ટ થયાની કબુલાત કરે તો તે કોમથી જુદા થઈ જાય છે. તે ધર્મભ્રષ્ટ છે એ નક્કી કરવા માટે જરૂરી પગલાં લેવા જ પડે છે."[૨૭]

મુલ્લાંજી સાહેબ ફરી એકવાર કેસ હારી ગયા કારણ કે ચુકાદો એ આવ્યો કે : "માટે ધેર લોર્ડશીપ્સ હીઝ મેજેસ્ટી (બ્રિટિશ રાજા) ને નમ્રતા-

પૂર્વક સલાહ આપે છે કે જ્યુડિશ્યલ કમિશનરની કોર્ટના ચુકાદાને એક બાજુ મુકી દયે, અને એડીશનલ સબોર્ડીનેટ જજના ચુકાદાને ફરી માન્ય રાખે."૨૮ અમુક નાના ફેરફારો અહીં સૂચવવામાં આવ્યા હતા. સબોર્ડીનેટ કોર્ટના ચુકાદામાં નીચેનો ફકરો ઉમેરવામાં આવ્યો હતો : "તાહેરભાઈ અને હસનઅલી જાફરજીને તેમના ઉપર દર્શાવેલા અધિકારોનો ઉપયોગ કરવા માટે અથવા ઉપયોગ કરતા રોકવા ખાતર કે દખલગીરી કરવા ખાતર પ્રતિવાદીઓ, તેમના એજન્ટો કે તેમના નોકરો ઉપર આ નિર્ણય દ્વારા હંમેશને માટે નિયંત્રણ મુકવામાં આવે છે, પણ દરગાહની મિલ્કતો અને તેના ઉપયોગના યોગ્ય મેનેજમેન્ટ માટેના નિયમો ઘડવા માટે કે તે નિયમોના પાલન કરાવવા માટે પ્રતિવાદી મુલ્લાં સાહેબને આ ચુકાદાનો કોઈ ભાગ રોકશે નહીં, જો આવા નિયમો યોગ્ય અને વ્યાજબી હોય અને તાહેરભાઈ અથવા હસનઅલી જાફરજીને રંજાડવા માટે ન હોય અને આ ચુકાદા સાથે અથવા હવે પછી જે કોઇ સૂચના કોર્ટ દ્વારા જારી કરવામાં આવે તે સાથે મેળ ન ખાતા (inconsistent) હોય તો."૨૯

આવા ચુકાદાઓ જેનાથી સુધારકો વિરૂધ્ધ મનમાન્યા પગલાં લેતાં તેને અટકાવવામાં આવ્યા, છતાં વડા મુલ્લાંજીએ તેની સાથે સહમત ન થનારાઓને પજવવાનું અને રંજાડવાનું ચાલુ રાખ્યું, કારણ કે દરેક વિરોધીને (dissenter) ખર્ચાળ કાનૂની લડત લડવી પોસાય નહીં. વળી પ્રતિવાદીએ આ ચુકાદાઓનો વિકૃત અર્થ કૌમ સમક્ષ રજુ કર્યો એમ સમજાવીને કે સુધારકો ઉપર તેણે વિજય હાંસિલ કરેલ છે. એટલું જ નહીં પણ અદાલતમાં દરેક વખતે હાર્યા પછી તેણે **"ફતેહ મુબીન"** (સ્પષ્ટ વિજય) મોટા પાયા ઉપર ઉજવવા ફરમાનો કાઢયા જેમાં રોશની, આતશબાજી, સરઘસો અને ન્યાતી ભોજનો કરવા આદેશો થયો. આમ ઘણા ખરા વોહરાઓને એમ લાગ્યું કે દાઈએ અસરકારક જીત મેળવી છે અને તેની સત્તા અફર અને અજીત છે. વોહરાઓ વધુ દબાઈ ગયા અને સુધારકોની સ્થિતિ કાનૂની જીત થવા છતાં કફોડી બની ગઈ. પ્રતિવાદીના ફરમાનોથી તેઓનો બહિષ્કાર ચાલુ રહ્યો. આવા ચાલાકીના પગલાઓથી દાઈએ ઘણો લાભ ઉઠાવ્યો. સત્ય અને સુધારકો તેના શિકાર બન્યા. પણ વડા મુલ્લાંજીને પોતાની સત્તા મજબુત કરવાનો ઈરાદો હતો, પછી સત્યની કે બીજી કોઇ પણ કિમ્મત ભલે ચુકવવી પડે.

સુધારકોનો ઈરાદો કૌમમાં કેળવણીનો પ્રચાર કરવાનો હતો, કારણ કે કૌમના વલણમાં પરીવર્તન લાવવાની તેજ એક આશા હતી. આ પ્રકરણની

શરૂઆતમાં આપણે જોયું કે એક સ્કૂલ ચલાવવા ખાતર પણ સુધારકોને ધર્મગુરુ વર્ગનો કેવો સામનો કરવો પડયો હતો. ધર્મગુરુ વર્ગે વોહરાઓને સૂચના કરેલી કે ફાળામાં પૈસા ન આપે છતાં હકીમિયા સ્કુલ કમિટીના સભ્યો નિરાશ ન થઈ ગયા. કૌમમાં કેળવણીની સમસ્યાઓ ઉપર ચર્ચા-વિચારણા કરવા તેઓએ એક કોન્ફરન્સ યોજવા વિચાર કર્યો. હિન્દુસ્તાનના મુસલમાનો માટે સર સૈયદ એહમદે જે ફાળો આપેલ તેવો ફાળો તેમનો હતો.

એજ્યુકેશનલ કોન્ફરન્સ યોજવાનો પ્રથમ વિચાર ૪થી ડિસેમ્બર ૧૯૧૯ના જ્યારે હકીમિયા ઇસ્પિતાલનું ઉદ્ઘાટન હતું ત્યારે સ્ફુરેલો. ઉદ્ઘાટન વિધિ પછી બપોરના હાફીઝ ખાનભાઈ મુલ્લાં અબ્દુલઅલીના પ્રમુખપણા નીચે એક મિટિંગ ભરવામાં આવેલી. વોહરાઓમાં કેળવણીના બોહળા પ્રસાર માટે "દાઉદી વોહરા એજ્યુકેશનલ કોન્ફરન્સ" ભરવા માટે નિર્ણય લેવામાં આવ્યો હતો. કોન્ફરન્સ સંગઠિત કરવા માટે ૨૭ સભ્યોની એક સમિતિ બનાવવામાં આવી. આ સમિતિમાં હાફીઝ ખાનભાઈ મુલ્લાં અબ્દુલઅલી, શેઠ એ. એમ. જીવણજી (મોમ્બાસાના), શેઠ ઇબ્રાહીમભાઈ સર આદમજી પીરભાઈ, શેખ ફૈઝૂલ્લાભાઈ હમદાની, શેઠ મહમ્મદઅલી મામુજી વગેરે જેવા ધુરંધર વોહરાઓનો સમાવેશ થએલો. આ સમિતિનું પ્રતિનિધિત્વ ધરાવતું લક્ષણ હતું, કારણ કે તેમાં હિન્દુસ્તાન અને પરદેશના જુદા જુદા ભાગના સભ્યો હતા.

કોન્ફરન્સ બુરાહાનપુરમાં ભરવા માટેનો સર્ક્યુલર આખરે જારી કરતાં દોઢ વર્ષથી વધુ સમય નીકળી ગયો. ૪થી ડિસેમ્બર ૧૯૨૧ના કોન્ફરન્સ શરૂ થઈ. બુરહાનપુરની હકીમિયા સ્કુલના હોલમાં તે ભરાણી. ખાનબહાદુર મહમ્મદ-અલી અબ્દુલકાદર કાંગા (જે. પી.)ના પ્રમુખપણા નીચે ઇમામ-અઝ-ઝમાનની સાલેગ્રાહનો જે શુભ દિવસ ગણાતો હતો ત્યારે કોન્ફરન્સ ભરાણી. તે દિવસે એક જબ્બર જુલુસ (સરઘસ) કાઢવામાં આવેલું જેમાં સૈયદનાના સમર્થકોએ પણ ભાગ લીધેલો. તે દિવસની બપોર પછીની બેઠકમાં સરકારી અધિકારીઓ, મ્યુનિસિપાલના સભ્યો અને બીજા સાર્વજનિક વડાઓએ હાજરી આપેલી. પ્રમુખે તેના ભાષણમાં કહ્યું કે "ગુલઝારે હકીમિયા જ્યારે આ કોન્ફરન્સની પહેલી નોટિસ પ્રકાશિત થએલી ત્યારે ઘણાએ ઉપહાસ કરેલો કે આવી કોન્ફરન્સ ભરવી અસંભવ છે. છતાં પણ તે વાસ્તવિક બનેલ છે." પયગમ્બરે કહ્યું છે કે દરેક વસ્તુ યોગ્ય સમયે બને છે......મને આશા છે કે આ કોન્ફરન્સ આવતી પેઢીઓ માટે આશીર્વાદરૂપ નીવડશે. આપણે જે બીજ વાવેલા છે તેના ફળો આવવાવાળી

પેઢીઓ ચાખશે અને હું આશા રાખું છું કે જુદા જુદા માણસો અને જુદી જુદી સંસ્થાઓ વોહરા કોમમાં શિક્ષણના ફેલાવા માટે જે છુટાછવાયા પ્રયાસો કરે છે તેનું એકીકરણ આ કોન્ફરન્સ કરશે.''

આ ઉદ્ઘાટનના ભાષણ પછી એક બંધારણ જેનો મસોદો કમિટીએ તૈયાર કર્યો હતો તેના ઉપર ચર્ચા થએલ અને ડેલીગેટોએ તે માન્ય રાખેલ. ત્યાર પછી દાઉદી વ્હોરા એજ્યુકેશનલ કોન્ફરન્સ માટે જરૂરી ફંડ ઉભું કરવાનો નિર્ણય લેવાએલો. ઘણા આર્થિક રીતે સારી સ્થિતિના વોહરાઓએ ઉદારતાથી ફાળો આપ્યો. પણ દિલને હચમચાવી દે તેવું યોગદાન તો બે ગરીબ દુખિયારા વોહરાઓએ પોતાની દીકરીઓની સોનાની બંગડીઓ અર્પી દીધી તે હતું. વોહરાઓમાં શિક્ષણ માટે કેટલી ઉંડી ભાવના હતી એ તે કૃત્યથી સ્પષ્ટ થયું. ૧૯૨૩ અને ૧૯૨૬ માં આવી બીજી બે કોન્ફરન્સો ભરાએલી જેને પરિણામે વધુ અને વધુ વોહરાઓએ કેળવણીનું મહત્વ પારખ્યું અને એવું વાતાવરણ ઉભું કર્યું કે ધીરે ધીરે ધર્મગુરુવર્ગે પણ નમતું જોખવાનું ઠીક સમજ્યું અને વધુ અને વધુ કેળવણી સંસ્થાઓ ખોલવા માટે મને કમને પણ છુટ આપી.

ચાંદાભાઈ ગલ્લા કેસનો ચુકાદો ૧૯૨૨ માં પ્રકટ થયો. ત્યાર પછી સુધારક ચળવળનું એકાગ્રતા–કેન્દ્ર ચાલ્યું ગયું, છતાં પણ જુદા જુદા ફોરમો અને સંસ્થાઓ દ્વારા છૂટાછવાયા સુધારક પ્રયાસો ચાલુ જ રહ્યા. પણ ૧૯૨૨ થી ૧૯૨૮ સુધી નોંધપાત્ર કાંઈ ન બન્યું. ૧૯૨૮ માં ગતી પાછી આવી. ૧૯૨૩માં સેન્ટ્રલ એસેમ્બલી (કેન્દ્રીય ધારાસભા) એ "મુસલમાન વકફ એકટ" પસાર કર્યો. પ્રાન્તીય ધારાસભાઓએ પણ તે ધારણ કર્યો અને જુદા જુદા પ્રાન્તોમાં તે લાગુ પાડયો. જોકે મુંબઈ પ્રાન્તમાં વોહરાના વડા મુલ્લાંજી આ વકફ એકટ-માંથી પહેલાં તો ત્રણ વર્ષના સમય સુધી બાકાત રહેવાનો પ્રબંધ કરી શકયા. સુધારકોને એવી આશા હતી કે વકફ એકટ લાગુ થઈ જવાથી વડા મુલ્લાંજીને પણ વોહરાઓની વકફની મિલકતો વકફ બોર્ડના નિયંત્રણમાં મુકવાની ફરજ પડશે અને હવે વધુ સમય તેના સંપૂર્ણ નિયંત્રણમાં નહીં રહે. પણ ત્રણ વર્ષના **"એકઝેમ્પશન"** આપવાથી આ તક જતી રહી. સુધારકો એ પણ સમજી શકયા કે જો **"એકઝેમ્પશન"**ને સમયસર ચેલેન્જ નહીં કરવામાં આવે તો વડા મુલ્લાંજી વધુ લાંબા સમય સુધી તેને આગળ વધારવાનો પ્રબંધ કરી લેશે અને કદાચ કાયમી **"એકઝેમ્પશન"** પણ મેળવી લેશે એટલે સુધારકોએ **"એકઝેમ્પશન"**ને ચેલેન્જ કરવાનો નિર્ણય લીધો.

જ્યારે ૧૯૨૩ નો વકફ એકટ ધારાસભા સમક્ષ હતો, ત્યારે વોહરાના વડા મુલ્લાંજી પાસે જે કાંઈ દોરીસંચારના સાધનો હતા તે દ્વારા વોહરાઓની વકફની મિલકતોને મજકુર કાયદામાંથી બાકાત રાખવા માટે સરકાર તથા ધારાસભા ઉપર દબાણ લાવ્યા. એટલે ધારાસભાએ કાયદામાં એક **સેકશન** (સેકશન ૧૩) દાખલ કર્યો જેનાથી સ્થાનિક સરકાર કોઈ પણ કોમને કાયદો લાગુ પાડવાથી બાકાત રાખી શકે એવી સત્તા સોંપવામાં આવી. ૧૯૨૫ માં મુંબઈ પ્રાન્તને આ કાયદો લાગુ પાડવામાં આવ્યો, અને એ વખતે વોહરાના વડા મુલ્લાંજીના દબાણથી મુંબઈ સરકારે ધારા ૧૩ મુજબ પોતાની સત્તાનો ઉપયોગ કરી એક નોટીફીકેશન જારી કરી વોહરા કોમને કાયદો લાગુ પાડવાથી બાકાત રાખી. આ એકઝેમ્પશન ૧૯૩૧ સુધી અમલમાં રહ્યો જ્યારે મુંબઈની સરકારે તે પાછો ખેંચી લીધો.[30] સુધારક વોહરાઓએ એકઝેમ્પશન પાછો ખેંચાવી લેવામાં અગત્યનો ભાગ ભજવ્યો હતો.

એકઝેમ્પશન પાછો ખેંચી લેવાથી વોહરાના વડા મુલ્લાંજી ક્રોધે ભરાણા. તેણે પ્રદર્શનો યોજ્યા અને તેના અનુયાયિઓને સરઘસો કાઢી "વોહરા કોમના આંતરિક ધાર્મિક વહીવટમાં ખુલ્લમખુલ્લી દખલગીરી"ને ધુત્કારી કાઢતા પ્લેકાર્ડ્ઝ બતાવવા આદેશ કર્યો. વડા મુલ્લાંજીએ પોતાની એકઝેમ્પશનની માંગના સમર્થનમાં સેન્ટ્રલ લેજીસ્લેટીવ એસેમ્બલીના અમુક મુસ્લીમ સભ્યોને જીતી પણ લીધા, પણ આ બાબત સ્થાનિક સરકારે નક્કી કરવાની રહે છે એ કારણ આપી એસેમ્બલીએ તેનો અસ્વીકાર કર્યો. સેન્ટ્રલ પ્રોવિન્સિસમાં વકફ એકટ મે ૧૯૩૨માં લાગુ થયો અને તુરત જ વડા મુલ્લાંએ સેન્ટ્રલ પ્રોવીન્સિસની સરકાર પાસેથી એકઝેમ્પશન મેળવવા ગોઠવણ કરી લીધી. હવે તેને સેન્ટ્રલ પ્રોવીન્સિસમાં એકઝેમ્પશન ભોગવવાનું નસીબ થયું, જ્યારે કે મુંબઈ પ્રાન્તમાં તેણે તે ગુમાવ્યું. જોઇન્ટ પાર્લામેન્ટરી કમિટી સમક્ષ તેના વતી એક મેમોરેન્ડમ રજુ થયો જેમાં એમ દલીલ કરવામાં આવી કે: "ધર્મ સંબંધી બાબતોને જુદી જુદી સરકારો તેમજ જુદી જુદી ધારાસભાઓની મરજી ઉપર છોડવાનો કેવો ખતરો રહે છે તે આ દાખલા ઉપરથી જોઈ શકાય છે. વોહરા કોમ ઉપર જે બન્યું છે તે બીજી કોઈ કોમ ઉપર પણ બને. વળી નવું બંધારણ (સંવિધાન, constitution) જેમાં બધી ધારાઓ બનાવવાની કાર્યવાહી ધારાસભાની બહુમતી ઉપર નિર્ભર રહેશે, તેમાં આવી દખલગીરીનો ડર ઘણો છે. માટે શાન્તિ અને સારી સરકારના હીતમાં એ જરૂરી છે કે મુળભૂત અધિકારો બરાબર લાગુ પાડીને કોઈ પણ કોમના ધર્મની માન્યતાઓમાં સીધી અથવા આડકતરી રીતે વહીવટી કે

ધારાકિય કૃત્યોથી દખલ દેવાનું, ધારાસભા કે સરકારની સત્તાઓ બહાર મુકવું જોઇએ."

આમ આપણે જોઈ શકીશું કે ધર્મને નામે વોહરાના વડા મુલ્લાંજી પોતાને મન ફાવે તેમ કરવા માંગતા હતા. સરકારની દખલગીરી ન હોય તો જેઓ ધર્મ-ગુરુવર્ગ સામે અવાજ ઉઠાવે તેમની બેફામ શોષણગીરી અને રોકટોક વગરની રંજાડમાં જ પરિણામે. સ્વાભાવિક રીતે સુધારકોએ સરકાર પાસે અરજ કરી કે તે પોતાની વહીવટી અને ધારાકિય સત્તાઓનો ઉપયોગ વિરોધીઓના આવા શોષણ અને રંજાડને રોકવા માટે કરે. વોહરાઓની વકફ મિલકતોને "મુસલમાન વકફ એકટ ૧૯૨૩"માંથી બાકાત રાખવાના પગલા સામે ઝઝુમવા તેઓએ દાઉદી વોહરા વકફસ એન્ડ ટ્રસ્ટસ વેલફેર એસોસિએશન બનાવ્યું. આ એસોસિએશન વતી તેના સેક્રેટરી આઈ. એમ. માંડવીવાલાએ જોઈન્ટ પાર્લામેન્ટરી સીલેકટ કમિટીને ૬ ઓકટોબર ૧૯૩૩ના એક મેમોરેન્ડમ રજુ કર્યો. વોહરાના વડા મુલ્લાંજીના બધા દાવાઓ મુદ્દાસર, વિવિધ ધાર્મિક ગ્રન્થોમાંથી જોરદાર ઉતારાઓ ટાંકી તેમજ ચાંદાભાઈ ગલ્લા કેસમાં વિદ્વાન ન્યાયાધીશોના અગત્યના નિરીક્ષણો ટાંકી, ખોટા પાડવામાં આવ્યા

કાઉન્સિલ ઓફ સ્ટેટ, મુંબઈની લેજીસ્લેટીવ એસેમ્બલી અને લેજીસ્લેટીવ કાઉન્સીલના માનનિય સભ્યોને પણ એક અપીલ સંબોધવામાં આવી. આ અપીલ ઉપર ૪૦૭ આગળ પડતા વોહરા કોમના સભ્યો ઉપરાંત અમુક મુસલમાનો, હિન્દુઓ અને ખ્રિસ્તીઓએ પણ સહી કરી હતી. તેના ઉપર સહી કરનારા વોહરાઓમાં એ. એમ. કાજીજી, બી, એ. એલ. બી. (કેન્ટ.). બાર-એટ-લો, મુંબઈ હાઈકોર્ટના માજી જજ, એમ. ટી. કાદરભાઈ, બાર-એટ લો, પ્રેસીન્ડટ અન્જુમન-ઝિઆ-ઉલ ઈસ્લામ બોમ્બે, શેખ ફૈઝુલ્લાભાઈ, એસ. એમ. હમદાની, પ્રોફેસર ઓફ થિઓલોજી અને મુલ્લાંજી સાહેબના બ્રધર-ઇન લૉ (સાળા કે બનેવી?) ઈસ્માઇલભાઈ સૈયદી લુકમાનજી, પ્રોફેસર ઓફ થિઓલોજી અને મુલ્લાંજી સાહેબના બ્રધર-ઈન-લૉ (સાળા કે બનેવી?), ડો. ટી. એમ. કાજીજી એમ. એ. (ઓકસોન) એલ. એલ. ડી. જે. પી., બાર-એટ-લૉ, ડો. એફ. જી. અબ્બાસી, એમ. બી. બી. એસ. અને બીજા ઘણા હતા જેમાંના ઘણાખરા ઉંચા કવોલીફીકેશન ધરાવતા હતા. એ અપીલમાં એ વાત ઉપર ભાર મુકવામાં આવેલ કે "વકફ એકટને લાગુ પાડવો તે વોહરાઓના ધર્મ વિરૂદ્ધ છે એમ કહેવું તે બિલકુલ જુઠ છે. દાઉદી વોહરાઓ ચોકખા અને સરળ મુસલમાનો જ છે. તેમના ધર્મના કાયદાઓ બિલકુલ ઈસ્લામની શરીઅત મુજબ જ છે. દાઉદી

વોહરાઓના બધા ધાર્મિક ગ્રન્થો કુરાને શરીફમાં આવેલા હુકમો અને ફરમાનો મુજબ જ લખાએલા છે, બિલકુલ સુન્નતે નબવી અહીસ મુજબ જ છે, અને બિલકુલ હઝરત અલીના લખાણો, શિખામણો અને ખુત્બાઓ (સાર્વજનિક પ્રવચનો) મુજબ જ છે જેમાંના કેટલાય "નેહજુલ બલાગા" નામના પુસ્તકમાં જોવા મળશે."[૩૧]

તેવી જ રીતે સુધારકોએ મુંબઈના ગવર્નર સર લેસ્લી વિલસનને એક વિગતવાર મેમોરેન્ડમ રજૂ કર્યો. મુલ્લાંજીનો એ દાવો કે તેના નીચેના ચેરીટેબલ ટ્રસ્ટસ વિષે કોઈ જાતની ગેરકારકીર્દિ (mismanagement) કે નાણા ઉચાપત (misappropriation) કરવાની ફરિયાદો નથી. તેને સુધારક આગેવાનોએ પડકાર ફેંકયો. બીજી બાબતો ઉપરાંત મેમોરેન્ડમે એ બતાવ્યું કે : એ માત્ર મુલ્લાંજી સાહેબ જ છે કે જેણે પોતાની મેનેજમેન્ટનો હિસાબ પ્રકાશિત નથી કર્યો. એટલુ જ નહીં પણ ટ્રસ્ટી તરીકે તેની નીચે ૬૦૦ મસ્જીદો અને ૬૦ ગલ્લાઓ હોવા છતાં કોઈ જાતના (સદકો) દાન નથી કર્યો. છેલ્લા સાત વર્ષમાં મુલ્લાંજીએ બળજબરીથી ડઝનબંધ દાન થએલી (charitable) મિલકતો અને કોમની બીજી સંસ્થાઓ પોતાના નામે કરી લીધી છે અથવા પોતાના નિયંત્રણમાં લાવ્યા છે."[૩૨]

ઉપર દર્શાવેલ મેમોરેન્ડમે એ પણ બતાવ્યું કે દાન થએલ મિલકતોને સૈયદના સાહેબ પોતાના નામે ટ્રાન્સફર કરવા માટે કઈ જાતની કાર્યપદ્ધતિ અપનાવે છે. સુધારક ચળવળની મુખ્ય માંગોમાં વડા મુલ્લાંજીએ કોમને હિસાબ રજુ કરવો જોઈએ એ પણ એક માંગ છે, એટલે અહીંયા એક કેસમાં પોતાના નામે મિલકતો ટ્રાન્સફર કરાવી લેવા માટે કેવી બળજબરી કરવામાં આવેલ તેની વિગત રજુ કરવી અસ્થાને નહીં ગણાય. આ કેસ ફૈઝે હુસૈની ટ્રસ્ટ કરાંચીને લગતો છે. મેમોરેન્ડમમાંથી જ હું અહીંયા ટાંકણી કરીશ :

ફૈઝે હુસૈની નામનું કરાંચીમાં એક ટ્રસ્ટ છે જે પાંત્રીસ વર્ષ પૂર્વે નાના પાયા ઉપર સ્થાપિત થએલ. કરાંચીના અમુક પ્રમાણિક અને નિષ્ઠાવાન ભલા વોહરા ભાઈઓએ, ખરેખર સારી શરતોવાળું એક ટ્રસ્ટ ડીડ તૈયાર કરેલું. છેલ્લા ૩૫ વર્ષમાં તેનું મેનેજમેન્ટ એટલું સારૂ હતું અને કોમની એટલી સરસ સેવા બજાવેલ અને ટ્રસ્ટીઓએ કોમનો એટલો વિશ્વાસ જીતી લીધેલો કે પાંત્રીસ વર્ષના ટુંકા ગાળામાં જે ટ્રસ્ટ ૧૦ થી ૧૫ હજાર રૂપિયાના નાના પાયે શરૂ થએલ તે આજે એટલું બધુ વિકસી ગયું છે કે તેની પાસે ૩૦ થી ૩૫ લાખ રૂપિયાની મિલકતો અને બીજી વસ્તુઓ છે. હાલના મુલ્લાંજીની પહેલાંના ત્રણ

પૂર્વાધિકારીઓ (દાઈઓ)ની કોઈપણ જાતની દખલ કે સત્તાના ઉપયોગ વગર ટ્રસ્ટીઓ પોતે ચુપચાપ અને શાન્તીથી તેનું કામકાજ ચલાવતા રહ્યા. અંદાજે ૭ માસ પહેલાં જ્યારે છેલ્લી વાર મુલ્લાંજી કરાંચી ગએલ ત્યારે તેણે પોતાના એજન્ટોને ટ્રસ્ટીઓ પાસે મોકલ્યા. પહેલા તો ટ્રસ્ટીઓને કહેવામાં આવ્યું કે ટ્રસ્ટ ડીડમાં એક એવું કલોઝ (clause) દાખલ કરો કે ટ્રસ્ટીઓ પહેલાંથી મુલ્લાંજીની રજા વગર કાંઈજ ન કરી શકે અને જ્યારે કોઈ ટ્રસ્ટીની જગ્યા ખાલી પડે ત્યારે તેની (મુલ્લાંજીની) મંજુરી વગર કોઈ ટ્રસ્ટી નીમી ન શકાય. ટ્રસ્ટીઓ પાસે આવી જાતની કોઈ સત્તા ન હતી એટલે મુલ્લાંજીએ બળજબરી શરૂ કરી. મુલ્લાંજીની પજવણી અને ગુસ્સાથી બચવા ટ્રસ્ટીઓએ કાનૂની સલાહ લીધી અને સલાહ એવી મળી કે તેઓનું (ટ્રસ્ટીઓનું) કૃત્ય ગેરકાયદેસર થશે અને તેઓ સિવિલ અને ક્રિમિનલ ગુન્હાઓના અપરાધી બનશે, કારણ કે ટ્રસ્ટીઓ સિવાય કોઇપણ વ્યક્તિની દખલગીરીની ટ્રસ્ટ–ડીડ મના કરે છે. મુલ્લાંજીની ધમકી વધી અને તેણે એવી માંગ કરી કે સારૂંયે ટ્રસ્ટ તેની જમીન જાયદાત સાથે ટ્રસ્ટીઓ મુલ્લાંજીના નામે કરી નાખે. મુલ્લાંજીની માંગ સ્વીકારવા માટે ટ્રસ્ટીઓના કરાંચીના કાનૂની સલાહકારોએ સલાહ ન આપી એટલે મુલ્લાંજીએ મુંબઈના તેના સોલીસીટરો મારફત ટ્રસ્ટીઓને ફરમાન કર્યું કે એવું "ડીડ" બનાવો જેમાં મિલકતો અને સઘળું મુલ્લાંજીના નામે ટ્રાન્સફર થઈ જાય. જ્યારે આવો દસ્તાવેજ કરાંચી પહોંચ્યો ત્યારે મુલ્લાંજીના સંદેશ-વાહકો (emissaries) ટ્રસ્ટીઓ પાસે ગયા અને નાત બહારની વેદનાની ધમકી આપી "ડીડ" ઉપર સહી કરવા બળજબરી કરી. ટ્રસ્ટીઓના પ્રમુખ યુસુફઅલી અલીભાઈ કરીમજીએ, ઘાલમેલ કરાએલા મિસાકમાં મુલ્લાંજીએ ઠોકી બેસાડેલ સજાથી બચવા રાજીનામું આપી દીધું. તે પછી જમાતખાનામાં જ્ઞાતી ભોજન થયું અને તેમાં એક પોકારનારાએ મોટે અવાજે પોકાર્યું કે કોઈ વોહરો જમાતખાનાની બહાર ન જાય. નવમાંથી ફક્ત બે ટ્રસ્ટીઓ ત્યારે જમાતખાનામાં હતા. તેમાંથી એક "મિસાક" લીધેલાએ કહ્યું કે "મુલ્લાંજી માલિક અને ધણી છે અને આથી અમે ફૈઝે–હુસૈનીની સારીયે સંસ્થા અમારા મહાન માલિક મુલ્લાંજીને હવાલે કરીએ છીએ." ત્યારપછી એક મિનિટમાં જ જાહેર કરવામાં આવ્યું કે જમાતે **રેઝોલ્યુશન પાસ** કર્યું હતું, અને ૧૦ થી ૧૫ વોહરાઓ મુલ્લાંજીની જનાબમાં ઉભા રહ્યા અને તેને કહ્યું કે તેઓએ **રેઝોલ્યુશનથી** આખી ફૈઝે–હુસૈનીની સંસ્થા તેને હવાલે કરી દીધી છે. મેમોરેન્ડમે આગળ કહ્યું કે, "આવી રીતે મુલ્લાંજી સૌથી મોટી ચેરીટેબલ ઇન્સ્ટીટ્યુટ હડપ કરી ગયા છે. અમે આપ નામદારને નમ્રતાપૂર્વક અરજ કરીએ છીએ કે કરાંચીના

કલેકટરને પૂછાવીને આ બાબતમાં તપાસ થાય, અને આપ નામદાર અને મુંબઇની સરકારને કરાંચીના કલેકટર પાસેથી જાણીને દુઃખ થશે કે દેશના કાયદાને પૂરી રીતે જાણવા છતાં મુલ્લાંજીએ ફૈઝે-હુસૈની સાથે કઇ જાતની યુક્તિઓ અને ભયંકર રમત રમી છે."[૩૩]

વકફ એકટમાંથી અપાએલ એકઝેમ્પશનને પાછો ખેંચી લેવાનું દબાણ કરતાં બીજા ઘણા મેમોરેન્ડમો મુંબઈના ગવર્નર અને બીજા અધિકારીઓને આપવામાં આવ્યા હતા. જુદા જુદા નગરો અને શહેરોના આગળ પડતા વોહરાઓએ આ મેમોરેન્ડમો આપ્યા હતા. સુરતમાં રહેતા વોહરા કૌમના ૧૦૦ કુટુંબોએ ખીડકીમાં મુંબઈના ગવર્નર સર ફ્રેડરિક સાયકસને એક પીટીશન રજુ કરી હતી. તેવી જ રીતે સેન્ટ્રલ ડીવીઝનના લગભગ ૭૮૬ દાઉદી વોહરા કુટુંબોએ તેને આવા હેતુની પીટીશન કરી હતી. શિક્ષણ પ્રધાન મૌલવી રફી-ઉદ્દીન-એહમદને મુંબઈના ઘણા આગળ પડતા વોહરાઓની સહી કરેલો એવોજ મેમોરેન્ડમ અપાએલો હતો જેમાં નીચેની હકીકતો ઉપર પ્રકાશ પાડવામાં આવેલ :

દાઉદી વોહરા કૌમની લગભગ ૧૫ કરોડ રૂપિઆની વકફ થએલી મિલકતો, જે ભાડાઓ, નફો વગેરેની ૧૫ લાખ રૂપિઆથી પણ વધુ આવક લાવે છે, તેની એક પણ હાઈસ્કુલ પ્રાન્તમાં નથી એ એક આશ્ચર્યજનક અને દુઃખની વાત છે, એક પણ ઈસ્પીતાલ નથી, કે પ્રસુતીગૃહ નથી કે યતીમખાનું નથી, અને ન તો વિધવાઓ, વૃદ્ધો અને વિકલાંગો માટે આશ્રયગૃહ છે. વોહરાની વકફ મિલકતો જો કાયદેસર અને યોગ્ય ઉપયોગ માટે ઉપલબ્ધ કરવામાં આવે અને ટ્રસ્ટીઓને "મુસલમાન વકફ એકટ ૧૯૨૩"ના નિયંત્રણ નીચે લાવવામાં આવે, તો દાઉદી વોહરા કૌમ પાસે ઘણી હાઈસ્કુલો અને આવી બીજી ચેરીટબલ અને લાભદાયક માનવતાભરેલી સંસ્થાઓ ઉભી થાય જે હાજતમંદ અને ગરીબ લોકો માટે ઘણી રાહતરૂપ થાય અને કૌમની શૈક્ષણિક અને આગળ આવવાની પ્રગતિ માટે પણ રાહત આપે, અને આનાથી સરકાર કે જેની પાસે વધારાના ફન્ડ રાષ્ટ્ર નિર્માણના પ્રયોજનો માટે નથી તેના ઉપરથી પણ બોજો હળવો થાય."[૩૪]

આ બધી જહેમતના પરિણામ સ્વરૂપ, એકઝેમ્પશન પાછો ખેંચી લેવાના સવાલને ધ્યાનમાં લેવા મુંબઈ સરકારે મુંબઈના કલેકટરની ચેરમેનશીપ નીચે એક કમિટી નીમી. ઘણા આગળ પડતા વોહરાઓ, જેવાંકે અબ્દુલ તૈયબ મસ્કતી, શેઠ અમરૂદ્દીન સાલેહભાઈ તૈયબજી, ડૉ. તાહેરઅલી કાજી બાર-એટ-લો, અબ્દેઅલી કાજી (મુંબઈ હાઈકોર્ટના પહેલા વોહરા જજ), કમરૂદ્દીન ઇસાભાઈ

વહમી અને બીઓએ કમિટી સમક્ષ રજુઆત કરી અને "એકઝેમ્પશન" પાછો ખેંચી લેવા વિનંતી કરી કારણ કે "એકટ"ની બધી હિફાઝતની કોમને જરૂરત હતી. આ કમિટિએ પછી મુંબઈ સરકારને "એકઝેમ્પશન" પાછો ખેંચી લેવાની ભલામણ કરી અને તે પાછો ખેંચી લેવાયો. તૈયબઅલી મુસાજી કોઈચા નામના એક શખ્સે પણ "પાછા ખેંચી લેવાની ચળવળ"માં આગળ પડતો ભાગ ભજવ્યો હતો અને વોહરાના વડા મુલ્લાંજીએ તેની ઘણી પજવણી કરી હતી. તેને નાત બહાર કરવામાં આવેલ અને એને કારણે તેની બે પુત્રીઓ જે અત્યારે ૫૦ વર્ષ ઉપરની ઉમરની થઈ ગઈ છે તેઓ પરણી પણ ન શકી. તેઓ અત્યારે મુંબઈના એક પશ્ચિમના વાંદરા નામના પરામાં રહે છે.

૧૯૩૭ની ચૂંટણીઓ પછી જ્યારે ૧૯૩૫ના રાજ્યબંધારણ નીચે મંત્રાલયો બન્યા ત્યારે ફરી વકફ એકટમાંથી કાયમી મુકતી મેળવવા, મુસ્લીમ સભ્યો મારફત વડા મુલ્લાંજીએ પ્રયત્નો કર્યા. સુધારકોને આ વાતની જાણ થતા તેઓ મહાત્મા ગાંધી પાસે એક ડેપ્યુટેશન લઈ ગયા. ડેપ્યુટેશનમાં એક લેડી અમતુલ્લાહ પણ હતા જે ગાંધીજીને તેઓ સાઉથ આફ્રિકામાં હતા તે દિવસોથી જાણતા હતા. ગાંધીજી ઉપર આ વાતની સારી છાપ પડી અને કોન્ગ્રેસ વર્કીંગ કમિટીમાં તે વિષય ઉપર ચર્ચા પણ થઈ. મૌલાના અબ્દુલ કલામ આઝાદ સૈયદનાની તરફેણમાં બોલ્યા પણ "સરહદના ગાંધી" ખાન અબ્દુલ ગફ્ફાર ખાને કહ્યું કે જો વોહરાના વડા મુલ્લાંજી મુસલમાન હોય તો કાયદો તેને પણ લાગુ પડવો જોઈએ; અને તેમની આ વાત સ્વીકારવામાં આવી. ભુલાભાઈ દેસાઈ જે મુલ્લાંજીના વકીલ હતા તે પણ મિટિંગમાં હાજર હતા અને તેને કબુલ કરવું પડેલ કે વડા મુલ્લાંજીએ તેના અનુયાયિઓને ચેરીટેબલ મિલકતો પોતાના નામે કરી આપવા ફરજ પાડેલી અને બીજી ઘણી મિલકતો વિષે પણ તે આમ જ કરવા માંગતા હતા.

**કરાંચીના બનાવો :**

એ સમયમાં કરાંચી શહેર મુંબઈ પ્રાન્તમાં હતું અને ત્યાં વોહરાઓની વસ્તી સારા પ્રમાણમાં હતી. કરાંચીમાં એક "યંગ મેન્સ બોહરા એસોશિએશન" નામની સંસ્થા ઉભી કરવામાં આવેલ હતી. તે સંસ્થા વિવિધ સાંસ્કૃતિક, શૈક્ષણિક અને એવા બીજા કાર્યક્રમો સંગઠિત પણે કરતી હતી. તે વખતના વોહરાના વડા મુલ્લાંજી સૈયદના તાહેર સૈફુદ્દીન આ સંસ્થાની પ્રવૃત્તિઓ તરફ નારાજ રહેતા કારણ કે તેના બધા આદેશોને આ સંસ્થા માન્ય રાખતી નહીં. તે સંસ્થાના સક્રીય સભ્યો મુલ્લાંજીના "બ્લેક લિસ્ટ"માં હતા. તેની એક સક્રીય

સભ્ય શીરીન માંડવીવાલાએ ૧૯૩૫માં એક સાર્વજનિક ફન્કશનમાં સ્ત્રીઓની મુક્તિ (Women's liberation)ના વિષય ઉપર એક ભાષણ આપેલ. તેના ભાષણમાં તેણીએ વોહરા સ્ત્રીઓને ઘરની ચાર દીવાલોમાંથી બહાર નીકળી સાર્વજનિક પ્રવૃત્તિઓમાં ભાગ લેવા અનુરોધ કરેલ. તેણીના ભાષણને વોહરા સંપ્રદાયના સિદ્ધાંતો વિરુદ્ધનું ગણવામાં આવેલ અને વડા મુલ્લાંજીએ તેણીને માફી માંગવા ફરમાન કર્યું. આનો તેણીએ ઇન્કાર કર્યો. વડા મુલ્લાંજી ક્રોધે ભરાણા, તેણીને સંપ્રદાયનો દુશ્મન જાહેર કરી અને નાત બહાર કરી. તેણીની મક્કમ માન્યતાઓ માટે ધર્મગુરુવર્ગના હાથે તેણીને ઘણી રંજાડ સહન કરવી પડી.[૩૫]

આ પછી ટુંક સમયમાં જ હાતીમ અલ્વીની વૃદ્ધ માતા કરાંચીમાં મૃત્યુ પામી. યંગ મેન્સ બોહરા એસોસીએશનના અલ્વી આગળ પડતા સભ્ય હતા, વોહરા સુધારક ચળવળના સક્રીય નેતા હતા અને કરાંચીના એક વખતના મેયર હતા. આ બધી પ્રવૃત્તિઓને કારણે ધર્મગુરૂ પ્રસાશન હાતીમ અલ્વીની વિરૂદ્ધ હતું. જ્યારે તેની મા હયાતીબાઇ ગુજરી ગયા ત્યારે વડા મુલ્લાંજીએ વોહરાના કબ્રસ્તાનમાં તેણીની દફન વિધિની રજા આપવા ના પાડી. દફન ક્રિયા એક શરતે થઈ શકે જો નાત બહાર મુકાએલા વોહરાઓ દફનક્રિયાના સરઘસમાં શામિલ ન થાય અને કબ્રસ્તાનમાં પણ દાખલ ન થાય. હાતીમ અલ્વી કરાંચીની જનતાના એક લોકપ્રિય સદસ્ય હતા જેને લીધે જનાજાના સરઘસમાં પારસીઓ, સુન્ની મુસલમાનો અને બીજા ગૈર મુસ્લીમો મોટી સંખ્યામાં શામિલ થયા હતા.

જ્યારે મૃતદેહવાળો જનાજો કબ્રસ્તાન પહોંચ્યો ત્યારે કબ્રસ્તાનના દરવાજાને તાળું મારેલું જોવા મળ્યું અને ઘણા વોહરાઓ દરવાજાની ચોકી કરતા હતા. ઘણી દલીલો થઈ પણ વોહરાઓને સખત સૂચના કરવામાં આવી હતી કે હાતીમ અલ્વી અને બીજાઓને શબ સાથે અંદર જવા દેવામાં ન આવે. રૂઢિચુસ્ત વોહરાઓ તોફાન ઊભું કરવા તોળાએલ હતા. રક્તપાતથી દૂર રહેવા એક મુસ્લીમ મૌલવી ઝીયાઉદ્દીન અને જમશેદ મહેતા નામના એક ભાઈએ હાતીમ અલ્વી અને તેના ભાઈઓને સમજાવ્યા કે તેની માને બાજુના મુસ્લિમ કબ્રસ્તાનમાં (જે અન્જુમને-મુસલમાને-પંજાબનું કબ્રસ્તાન હતું) ત્યાં દફનાવવામાં આવે. આમ ઝગડા અને મારામારી રોકવા શબને મુસ્લિમ કબ્રસ્તાનમાં દફન કરી દેવામાં આવ્યું, કારણ કે ઝનુની રૂઢિચુસ્ત વોહરાઓ તેમના ધર્મગુરુની સૂચનાથી આમ કરી રહ્યા હતા. મુસ્લિમ કાજીઓએ કેટલાય (વોહરા-

ઓના) નિકાહ પણ પઢી આપ્યા હતા. કરાંચીની ચળવળમાં આ બનાવોએ નવી જીંદગી આપી. એક સુધારક વોહરા આદમઅલી જીવાજીએ કરાંચીમાંથી ઈ. સ. ૧૯૩૬માં આ સમયે "આગેકદમ" નામનું સામાયિક પ્રકાશિત કરવું પણ શરૂ કર્યું. તે સામયિક ઘણું લોકપ્રિય બન્યું અને ૧૯૪૫ સુધી ચાલુ રહ્યું.

દાહોદ ૧૯૩૬માં સુધારક ચળવળનું બીજું કેન્દ્ર બન્યું. ગરીબો માટે નામના થોડા ખર્ચે દફનક્રિયાઓની ગોઠવણ કરી આપવા અન્જુમને મોહમ્મદી નામનું એક તંત્ર ત્યાં બનાવવામાં આવ્યું. અંગ્રેજી અને શિવણના શિક્ષણ માટે તે સંસ્થાએ રાત્રીના વર્ગો પણ શરૂ કર્યા. મિલવાલા કુટુંબ અને અલી-હુસૈન સાયકલવાલા આ સંસ્થાની મોખરે હતા. વોહરાના ધર્મગુરુ વર્ગે આ સંસ્થા વડા મુલ્લાંજીની રજા વગર સ્થપાણી છે એમ કહીને વાંધો ઉઠાવ્યો અને તેને બંધ કરવાની માંગ કરી. અન્જુમનના સભ્યોને રજા આપવા વિનંતી કરી પણ સ્થાનિક આમિલે તે સંસ્થા ફરી સ્થાપવાની મંજુરીનો સવાલ ધ્યાનમાં લેવાય તે પહેલાં તેને બંધ કરી દેવાની માંગણી કરી. અન્જુમનના સભ્યોએ આ વાત સ્વીકારી નહીં જેને પરિણામે તેમને નાત બહાર કરવામાં આવ્યા. વોહરાઓના મોહલ્લામાં એક જ કૂવો હતો અને તેમાંથી સુધારકોને પાણીનો પુરવઠો બંધ કર્યો. આ દરમ્યાન અલીહુસૈનના પિતાજી ગુજરી ગયા. તેને દફનાવવાની પહેલી શરત એ હતી કે જ્યારે દફનક્રિયાની વિધિ કરવામાં આવે ત્યારે અલીહુસૈન ત્યાં હાજર ન રહે. આના પરિણામે અથડામણો થઈ અને અદાલતમાં ઘણા કેસ દાખલ થયા. તેવી જ રીતે બીજી ઘણી વ્યક્તિઓ અને કુટુંબો જેઓ પોતાના અંતરઆત્માના અવાજ પ્રમાણે અમલ કરવા પ્રેરાયા અને સૈયદનાના તાનાશાહી હુકમો પ્રમાણે તેમને ઘણા રંજાડ અને પજવણીનો સામનો કરવો પડયો હતો. આવા બનાવો એકબીજાથી ઘણા દૂર સ્થળોએ બન્યા હતા.

વોહરા સુધારાવાદી ચળવળનો બીજો અગત્યનો બનાવ ૧૯૪૪ની કોન્ફરન્સ હતો. કરાંચીમાં ૧૯૪૩માં હાતીમ અલ્લીના કુટુંબમાં લગ્ન પ્રસંગ હતો. આ પ્રસંગે ઘણા આગળ પડતા સુધારક વોહરાઓ ભેગા મળ્યા હતાં. આમાં યુસુફઅલી અલીભાઇ કરીમજી (જેને પાછળથી "નાઈટ" બનાવાએલ), એ. ઈ. અસ્કતી, શેઠ ઇબ્રાહીમ સર આદમજી પીરભાઈ, તૈયબઅલી કોઈચા, તાહેરભાઈ ફીનખાબવાલા, ઈમરાનઅલી વકીલ (જે વોહરાઓમાં આધુનિક કેળવણીના પ્રથમ આગેવાનોમાં હતા) વગેરે વગેરે હતા. આ મંડળીએ મુંબઈમાં સુન્દરબાઇ

હોલમાં જાન્યુઆરી ૧૯૪૪માં એક કોન્ફરન્સ બોલાવવા નિર્ણય લીધો કે જેથી સુધારાવાદી ચળવળને નવી દિશા આપી શકાય.

વોહરાના વડા મુલ્લાંજી અને તેના અનુયાયીઓએ આ પ્રસ્તાવનો ઘણો વિરોધ કર્યો. લોકોને સુન્દરબાઇ હોલમાં જતાં રોકવા માટે વડા મુલ્લાંજીએ હથિયારધારી ટોળું ઊભું કર્યું હતું. કોન્ફરન્સ ભરવાનું સ્થાન એટલે છોડી દેવું પડયું હતું. આ વખતે અબ્દુલ તૈયબ શરફઅલી મામુજીએ નાગપાડામાં પોતાના મકાન "અસ્મા મંઝિલ"ની અગાસીમાં કોન્ફરન્સ ભરવા પ્રસ્તાવ કર્યો. ત્યાં કોન્ફરન્સ ભરવાની મંજુરી મેળવવા સત્તાવાળાઓને સમજાવવામાં ઘણી તકલીફો થઇ. સર યુસુફઅલી જેમને પ્રમુખપદ લેવાનું હતું તે ત્યારે અસ્વસ્થ હતા એટલે હાતીમ અલ્વીને તેમનું સ્થાન લેવાની વિનંતી કરવામાં આવી. કોન્ફરન્સ રોકવામાં નિષ્ફળ ગયા છે તેનું ભાન થતાં વડા મુલ્લાંજીએ હવે પરસ્પર વાર્તાલાપ કરવાનું સૂચન કર્યું. મહમદઅલી અલાબક્ષના કહેવાથી કોન્ફરન્સ ત્રણ દિવસ માટે મુલત્વી રાખી.

આમ છતાં વડા મુલ્લાંજીએ વધુ ઢીલ કરવાની પેરવી અપનાવી, અને પરસ્પર સમજણથી કઇ કાર્યપદ્ધતિની યોજના ઘડી કાઢવી એ વિષય ઉપર ધ્યાન દેવાના બદલે કોન્ફરન્સને અનિશ્ચિત સમય સુધી મુલત્વી રાખવામાં તેમને વધુ દિલચસ્પી હતી. એટલે આ બારામાં ચર્ચા–વિચારણા પડી ભાંગી અને ત્રણ દિવસ પછી કોન્ફરન્સ ભરાણી. વોહરાના વડા મુલ્લાંજીના રૂઢિચુસ્ત અનુયાયીઓની આડખીલીથી દૂર રહેવા ખાતર કોન્ફરન્સની સભાઓ સાંજના નાગપાડામાં અસ્મા મંઝિલની અગાસી ઉપર બોલાવવામાં આવી હતી. કોન્ફરન્સે વોહરા કોમમાં કેળવણીના પ્રસાર ઉપર મુખ્ય ભાર દીધેલ હતો. આ દૃષ્ટિથી એક ઠરાવ પસાર કરવામાં આવેલ. ડો. તાહેરઅલી કાજીજીએ રજુ કરેલ ઠરાવ આ મુજબ હતો : "કોમ માટે આધુનિક કેળવણીની જરૂરત ઉપર આ કોન્ફરન્સ ભાર મૂકે છે અને તેની પ્રગતિ માટે આ એક મૂળભૂત કાર્ય છે તેમ માને છે. માટે આ કોન્ફરન્સ વોહરા યુવકવર્ગની કેળવણી ખાતર સગવડતાઓ પૂરી પાડવા યોગ્ય પગલા લેવા ઠરાવ કરે છે. આ હેતુ ખાતર મુંબઇમાં એક કેન્દ્રીય સંગઠન સ્થાપવાની પણ જરૂરત પડશે."[૩૬]

હકિમિયા એજ્યુકેશન સોસાયટીના વકીલ ઈમરાનઅલી, હાતિમભાઈ શેખ ફૈઝુલ્લાભાઈ હમદાની, એજ્યુકેશન ઈન્સ્પેકટર મિસ ઝુલેખા વાસી, સોલિસિટર દાદલા અને બીજા ઘણાઓએ આ ઠરાવને ટેકો આપ્યો હતો. કોન્ફરન્સના

પ્રમુખ હાતિમ અલ્વીએ તેમના સમાપ્તિ ભાષણમાં એ સ્પષ્ટ કર્યું હતું કે સુધારક ચળવળ દાવત કે દાઈના વિરોધમાં ન હતી, પણ તેનો મુખ્ય ઉદ્દેશ કેળવણી ફેલાવવાનો, બેકારી ઓછી કરવાનો અને વોહરા કોમમાં ટેકનિકલ અને ઔદ્યોગિક પ્રગતિ માટે તક ઊભી કરવાનો હતો. કોન્ફરન્સના છેલ્લા દિવસે ઉપલા ઠરાવને મૂર્ત સ્વરૂપ આપવા કાજે એક ફન્ડ ઊભું કરવાનો નિર્ણય લેવામાં આવ્યો. સર યુસુફઅલી અલીભાઈ કરીમજીએ આ હેતુ માટે એક લાખ રૂપિયાનું ડોનેશન આપવાની જાહેરાત કરી. કુલ ૯૯,૦૦૦ રૂપિયાના બીજા ડોનેશનો પણ જાહેર કરવામાં આવ્યા, અને આમ રૂ. બે લાખની મૂડી ઊભી કરવામાં આવી હતી. કોન્ફરન્સમાં તૈયાર કરેલા કાર્યક્રમને અમલમાં લાવવા માટે આગળ પડતી વ્યક્તિઓની એક સમિતિ પણ બનાવવામાં આવી હતી.[૩૭] ફાળામાં ઊભી કરાએલી મૂડીથી એક ઈમારત ખરીદી લેવામાં આવી અને તેમાંથી મળતી આવક વોહરા વિદ્યાર્થીઓને સ્કોલરશીપો આપવા માટે વાપરવામાં આવતી.

આ કોન્ફરન્સના પરિણામ સ્વરૂપ વડા મુલ્લાંજીને પણ કોમના લાભાર્થે અમુક યોજનાઓ (Schemes) બનાવવાની ફરજ પડી. મુંબઈમાં ભોખા બજારના મહમ્મદી બાગમાં એક કન્યાઓ માટેની હાઈસ્કૂલ સ્થાપવામાં આવી; ઉચ્ચ કેળવણી માટે સગવડો પૂરી પાડવા એક સ્કોલરશીપ સોસાયટી ઊભી કરવામાં આવી અને કોમ માટે અત્યાર સુધી જે સગવડતા ન હતી તે ઊભી કરવા એક હોસ્પિટલ સ્થાપવા માટે ફાળો એકત્ર કરવામાં આવ્યો. વડા મુલ્લાંજીએ જાતે આમાંના અમુક ફાળાઓમાં ડોનેશનો આપ્યા. હકીકતમાં કોન્ફરન્સની લાગવગનો સામનો કરવા વડા મુલ્લાંજીને આ બધું કરવું પડયું હતું.

**અબ્દે ફાતેમા કેસ :**

"મુસલમાન વકફ એકટ"માંથી બાકાત રાખવા (exemption)ના વિરોધમાં જે ચળવળ થએલ તેમાં ભાગ લેનારાઓ વડા મુલ્લાંજીના ખૌફનો શિકાર બન્યા હતા અને જુદી જુદી રીતે તેઓને આ ચળવળમાં ભાગ લેવાની કિંમત ચુકવવી પડી હતી. આમાં ભાગ લેનારાઓમાં શેઠ અમીરૂદ્દીન સાલેહભાઈ તૈયબજી એક હતા જેમણે મુંબઈ સરકારે નિમેલ સમિતિ સમક્ષ exemption પાછું ખેંચી લેવાની અરજ કરી હતી. સમિતિ સમક્ષ તેમણે એ પણ કહ્યું હતું કે તેમની માતાજીએ મદ્રસા તૈયબીયામાં બે લાખ રૂપિયાનું ડોનેશન આપ્યું હતું પણ એ રકમ વાજબી રીતે ઉપયોગમાં લેવાણી ન હતી. આ કથનથી વડા મુલ્લાંજી રોષે ભરાણા હતા. આ બનાવ પછી થોડા જ વખતમાં

અમીરૂદ્દીનના કુટુંબમાં લગ્નપ્રસંગ ઉભો થયો. તેમના પુત્ર અબ્દેઅલીની સગાઈ અબ્દુલઅલી રજબઅલી ચિપ્પાવાલાની પુત્રી ફાતેમા સાથે થઇ હતી. વડા મુલ્લાંજી અને તેમના કારોબારીઓએ નિકાહ પઢી આપવાની ના પાડી. ધર્મ-ગુરુના આમિલોનો વારંવાર સંપર્ક કરવા છતાં કાંઈ પરિણામ ન આવ્યું. મુંબઈના વડા આમિલે દેખીતે રીતે એવું કારણ આપ્યું કે અબ્દેઅલી દાઢી રાખતો ન હતો તેથી તેના નિકાહ પઢી ન અપાય. પણ ખરૂં કારણ દુલ્હાના પિતાએ ઉપર દર્શાવેલ ચળવળમાં ભાગ લીધેલ હતો તે હતું.

આવી સ્થિતિમાં અમીરૂદ્દીને નિકાહની રજા માટે બે વર્ષ રાહ જોઈ અને છેવટે મુસ્લીમ કાજીના હાથે નિકાહ પઢાવી લેવાનો નિર્ણય કર્યો. દુલ્હનના પિતા આવા ખતરનાક પગલા લેવા તૈયાર નહતા અને તેથી કાજી હાફીઝ અબ્દુલ હાલીમ સમક્ષ ૨૫ ફેબ્રુઆરી ૧૯૩૭ના દિવસે નિકાહ પઢાવી લેવા માટે કન્યાના વાલી તરીકે એક ખોજાભાઈ બેરોનેટ સર કરીમજી ઈબ્રાહીમને કન્યાએ "વકીલ" (કન્યાના એજન્ટ) નીમ્યા. ઈસ્લામની શરિઅત મુજબ નિકાહ પઢાવાઈ ગયા. પણ મુંબઈના વડા આમિલ શેખ સાલેહભાઈ સફીયુદ્દીને પતિ તથા પત્ની ઉપર નોટિસ મોકલી કે નિકાહ બરાબર પઢાયા ન હતા અને તેથી તે એ નિકાહને માન્ય નથી રાખતા. દુલ્હનને નોટિસ મિસ ફાતેમાના નામથી સંબોધીને આપવામાં આવી અને મિસિસ ફાતેમા અબ્દેઅલીના નામથી નહીં. મર્હુમ સૈયદના તે વખતે હજ્જ ઉપર ગયા હતા. હજ્જ ઉપરથી પાછા ફર્યા પછી તેણે નોટિસના દસ્તાવેજનો ઔપચારિક સ્વીકાર કર્યો.

નુકસાની ભોગવેલ પક્ષે તે પછી મુંબઈની હાઈકોર્ટમાં બદનક્ષીનો દાવો કર્યો. આ કેસ સફળતાપૂર્વક લડવા માટે બંને પક્ષે પ્રખ્યાત વકીલોને રોકયા. ઇ. સ. ૧૯૪૦ના માર્ચ મહિનામાં કેસ બોર્ડ સમક્ષ આવ્યો. સુધારકો તરફથી સેત-લવાદ વકીલ ઉભા રહ્યા અને વિદ્વાન ન્યાયાધિશ સમક્ષ દલીલ કરી કે નિકાહ નબી મહમ્મદની શરિઅત મુજબ પઢાયા હતા. વાદીના વકીલની દલીલ હતી કે ઈસ્લામમાં શાદી Contractual એટલે કે કરાર–બંધન છે અને શાદીને વિધિવત પવિત્ર કરવા પહેલાં કોઈ મુલ્લાંજીની રજાની જરૂરત નથી. વડા મુલ્લાંજીએ કેસ જીતવા માટે શ્રેષ્ઠ કાનૂની ભેજાઓ રોકયા હતા પણ જીતી ન શકયા કારણ કે ઈસ્લામી કાયદો સ્પષ્ટ રીતે વાદીની તરફેણમાં હતો. વડા મુલ્લાંજીને વાદી સાથે સમાધાન કરવું પડ્યું અને કાગળો અને નોટિસમાં જે જે આક્ષેપો કરેલા તે પાછા ખેંચી લઈ શાદીને કાયદેસર માન્ય રાખવી પડી. આમ છતાં બીજા પરિણીત જોડાઓ જેમણે વડા મુલ્લાંજીની રજા વગર શાદી કરવાની હિંમત કરેલ તેમને હેરાન કરવાનું તેમણે ચાલુ રાખ્યું.[૩૮]

**બકસામુસા દાઢી કેસ :**

વોહરાના વડા મુલ્લાંજી તેના અનુયાયિઓને નાની નાની બાબતમાં પણ કેવા હેરાન કરતા તે બતાવવા અહીં આ કેસ વિષે થોડી વિગત આપવી રસિક જણાશે. આ કેસ (નં. ૭૦૭૪) મુંબઈની કોર્ટ ઓફ સ્મોલ કોઝીઝમાં ૧૯૪૧ માં દાખલ કરવામાં આવેલ હતો. ફઝલ હુસેન, એમ. એચ. બકસા-મુસાના દીકરા ઈદરીસની શાદી થવાની હતી. જ્યારે વાદી વડા મુલ્લાંજી પાસે જઈ પોતાના પુત્રની શાદી માટે રજા માંગી ત્યારે વડા મુલ્લાંજીએ રજા આપવા ના પાડી, એમ કહીને કે તેનો દીકરો દાઢી રાખતો નહોતો એટલે એના નિકાહ ન પઢી શકાય. જોકે વડા મુલ્લાંજી નિકાહ પઢવા કબુલ થયા જો વાદી રૂા. ૨૦૦) દાઢીના ડિપોઝિટ તરીકે મુકે અને જો તેનો દીકરો ઈદરીસ દાઢી રાખે તો ડિપોઝિટ પાછી મળે. બકસા મુસાને પોતાના દીકરાની શાદીનો આ અવરોધ દુર કરવા બીજો કોઈ ઉપાય નજરે ન પડયો અને મને-કમને ડિપોઝિટના પૈસા ભરવા તૈયાર થયા ત્યારપછી નિકાહ પઢાયા.

વાદીના દીકરાએ વડા મુલ્લાંજીની શરત મુજબ દાઢી રાખવી શરૂ કરી અને એક વર્ષ પછી ડિપોઝિટની રકમ પાછી મેળવવા બકસા મુસા સ્થાનિક આમિલ ઈસ્હાકભાઈસાહેબ પાસે ગયા. સુરતના આ આમિલે બકસા મુસાને કહ્યું કે "હોદૈદાના આમિલ પાસેથી એક કાગળ લાવો જેમાં લખ્યું હોય કે તેને દાઢી રાખેલ છે અને જ્યારે આવો કાગળ (તા. ૧૮ સવ્વાલ ૧૩૫૮ હીજરીનો) (Ex.K) હોદૈદાના આમિલ પાસેથી મેળવી, વાદીએ રજુ કર્યો, ત્યારે પ્રતિવાદીના આમિલે ડિપોઝિટ પાછું આપવું મુલત્વી રાખ્યું એમ કહીને કે રજુ કરેલ કાગળ સાવ સ્પષ્ટ નથી અને તેથી બિલકુલ સંતોષકારક નથી કારણ કે હોદૈદાના આમિલે આમ લખ્યું હતું એમ કહેવાય છે, "ભાઈ ઈદરીસ દાઢી રાખે છે પણ તે જરા કપાયેલી દેખાય છે."

આમિલે આમ બીજો કાગળ લાવવાનું કહ્યું એટલે વાદીએ બીજો કાગળ મેળવ્યો [Ex. L] તા. ૨૧ ઓગસ્ટ ૧૯૪૦ નો જેમાં હોદૈદા આમિલે હવે લખ્યું હતું, "ભાઈ ઈદરીસ બકસા મુસા ઘણા વખતથી દાઢી રાખે છે, માટે મેં આ પત્ર લખી આપ્યો છે."૩૯

ન્યાયાધિશે પોતાના ચુકાદામાં કહ્યું, "આ પત્ર અગાઉના પત્ર કરતાં જો કે સાવ શરત વિનાનો હતો અને તેમાં પત્ર લખનારે પોતાની એવી કોઈ છાપ દર્શાવી ન હતી કે વાદીનો પુત્ર તેની દાઢીની કુદરતી વૃદ્ધિમાં ડખલ કરતો હોય,

છતાં પ્રતિવાદીના સુરતના આમિલ ઈસ્હાકભાઈને એમ લાગ્યું કે તેમાથી કામ સરસે નહીં અને ઉમેર્યું કે જોકે શખ્સ દાઢી રાખતો હતો તો પણ કાપતો હતો...વાદીએ ત્યારપછી પ્રતિવાદી (એટલે વડા મુલ્લાંજીને) ઉપર દર્શાવેલ હકીકતો જણાવતો કાગળ ૩૧ જાન્યુઆરી ૧૯૪૧ના લખ્યો. પ્રતિવાદી જોકે વાદીએ તેના આમિલ ઈસ્હાકભાઈ તરફ કરેલા આક્ષેપથી ચિઢાઈ ગયેલ તો પણ તપાસ કરીને જવાબ આપવાનું વચન આપ્યું. વચન આપેલ જવાબ ન મળતાં વાદીએ ફરી પ્રતિવાદીને ૧૮ મી માર્ચ ૧૯૪૧ની લખ્યું કે જો એક અઠવાડિયામાં તેને પૈસા પાછા નહીં મળે તો રકમની વસુલી માટે પગલા લેવાની તેને ફરજ પડશે, જેના બારામાં ૨જી એપ્રિલ ૧૯૪૧ના પ્રતિવાદીએ જવાબ આપ્યો. તપાસ કરતાં એમ માલુમ પડયું છે કે ઈસ્હાકભાઈ જમાલુદ્દીન સાહેબને (પ્રતિવાદીના સુરતના આમિલ) તમારા દીકરા–જેના વતી રૂા. ૨૦૦, ડિપોઝિટ કરાયા હતા–તે પાક શરીઅત મુજબ દાઢી રાખે છે કે નહીં તે સવાલનો સંતોષ થયો ન હતો અને તેથી મજકુર રકમ પરત કરવામાં આવી ન હતી."[૪૦]

ન્યાયાધિશનો એ અભિપ્રાય હતો કે "ઉપર દર્શાવેલ હકીકતોને માત્ર વાદીના મૌખિક પુરાવા, જેનો પ્રતિવાદીની કોઇ રજુઆતથી વિવાદ કે વિરોધ થયો નથી, તેનાથી સમર્થન મળે છે એટલું જ નહી પણ પક્ષો વચ્ચે થએલ વર્તમાન પત્રવ્યવહાર જે આ કેસમાં મુકવામાં આવેલ છે, તે પણ ટેકો આપે છે."[૪૧]

એક વધુ વાત એ હતી કે વાદીના બીજા દીકરા મન્સુર પાસેથી પણ સુરતના આમિલે વચન લીધેલ કે તે પણ દાઢી રાખશે, જોકે ન તો તેની શાદી થવાની હતી કે ન તો તે આ બનાવ સાથે કાંઈ સંબંધ ધરાવતો હતો. આ વિષય ઉપર વિદ્વાન ન્યાયાધિશે આવી ટકોર કરી : "જ્યારે માત્ર ઈદરીસના લગ્ન માટે રજાની અરજી કરવામાં આવી હતી, ત્યારે મારી સમજમાં નથી આવતું કે મન્સુર પાસેથી Ex. 2 નું લખાણુ શા માટે લખાવી લેવામાં આવ્યું હતું અને શા માટે વધારાનું લખાણુ Ex. 3 નું તે જ તારીખનું અને તેવી જ જાતનું મન્સુર પાસેથી પણ લખાવી લેવામાં આવ્યું હતું. ઈદરીસને દાઢી રાખવાની અને શાદી પછી એક વર્ષ સુધી દાઢી ચાલુ રાખવાની ગેરન્ટી આપવાની જરૂરત તો સમજી શકાય. પણ મન્સુરની શાદી થવાની ન હતી અને ન તો તેની શાદીની રજાની અરજી કરવામાં આવી હતી અને છતાં પણ પ્રતિવાદીના સુરતના આમિલે તેની સમક્ષ એક લખાણુ મૂકી તે ઉપર સહી કરવાની ફરજ

પાડેલ અને તેને આ મામલામાં એંગ્રેસ. શાદી થવાની હોય તે શખ્સો ઉપરાંત બીજા શખ્સો જેની શાદી ન થવાની હોય તેઓ પાસેથી પણ દાઢી રાખવાની ગેરન્ટી લખાવી લેવી તે વિષેનો **પ્રતિવાદીનો હેતુ, પ્રતિવાદી ઢોંગ કરે છે તેવા ધાર્મિક નિયમનું પાલન કરાવવાનો નથી દેખાતો, પણ તેમને પોતાના દબાણમાં રાખવાનો અને તેનાથી તેઓ કોઈ સુધારક પ્રવૃત્તિમાં ભાગ ન લઈ શકે તે રોકવાનો દેખાય છે.**"[૪૨] (રેખાંકિત મારું છે.)

દાઉદી વોહરાઓના નિકાહ પઢવાનો સર્વાધિકાર તેની પાસે હોવાના વડા મુલ્લાંજીના દાવા વિષે ન્યાયાધિશે કહ્યું : "કોઈ પણ ધાર્મિક પુસ્તકનો ઉતારો કે મોહમેડન લૉની કોઈ માન્ય પાઠ્યપુસ્તકમાંથી ટાંકણી મારી પાસે રજુ કરવામાં નથી આવી જે પ્રતિવાદીનો એ દાવો કે તેની રજાની જરૂરત કે ફરજ છે. જો લગ્ન કાનૂની કરવા હોય, તેને ટેકો આપે કે પ્રતિવાદીની રજા વગર કરાએલ લગ્ન ગેરકાયદેસર કે નકામા છે જે પ્રતિવાદીનો દાવો છે (તેને ટેકો આપે.) મિસ્ટર જસ્ટીસ આર્નોલ્ડે અડધી સદી પહેલાં જે નિરીક્ષણ કરેલ કે કોમોના આધ્યાત્મિક વડાઓ પોતાના જે ઢોંગી દાવાઓ કરે છે તેમાં નમ્રતા માટે ઘણું કરીને જશ નથી લઈ જતા, એ વાતનો આ એક પુરાવો છે." આગળ જતાં ન્યાયાધિશે સૂચક રીતે ટિપ્પણી કરી, "વધુમાં મને જોવા મળે છે કે હાઈકાર્ટમાં એક નિયમિત કેસમાં પ્રતિવાદીને પોતાનો આવો ઘણો મોટો ઢોંગી દાવાની કસોટી કરવાનો પ્રસંગ સાંપડયો, ત્યારે પ્રતિવાદીએ તેની વિરૂદ્ધ જે "ડિક્રી" આપવામાં આવી કે તે સુટમાં જે દાઉદી વોહરાની શાદી તેની રજા વગર થઈ હતી તે દાઉદી વોહરાને લાગુ પડતા કાનૂન મુજબ કાયદેસરની હતી, તે "ડિક્રી" પસાર થવા દીધી (૧૯૩૮ નો હાઈ કોર્ટ સુટ નં. ૫૪૮ જુઓ.)" [૪૩]

માટે ન્યાયાધિશે નિર્ણય આપ્યો કે, "પ્રતિવાદી એવી માન્યતા પોષીને કે તેની રજા વગરની દાઉદી વોહરાની શાદી ગેરકાયદેસર અને ફોકટ છે તેનાથી તેની રજા મેળવવા માટે જે પ્રસંગ તેને સાંપડે છે તેનો દુર ઉપયોગ કરી શાદીને લાગતાવળગતા ન હોય તેવા કરાર ઠોકી બેસાડી, જેવા કે આ કેસમાં થયા, શોષણ કરે છે." ન્યાયાધિશે માટે ચુકાદો આપ્યો કે, "માટે નોંધાએલ જાંચ પડતાલ (findings) ના આધારે હું ચુકાદો આપું છું કે વાદીને તેના દાવાનો ખર્ચ અને રૂા. ૩૦, પ્રોફેશ્નલ કોસ્ટ પ્રતિવાદી ભરે."[૪૪]

આવા ઘણા કેસમાં સુધારાવાદીઓની બેશક જીત થઇ. પણ વોહરાના વડા મુલ્લાંજી જે ચાલાક પેરવી કરનાર છે તેણે ભયંકર પૈસાના જોરે આવા પરાજયોને જીતમાં ફેરવી નાખ્યા. આમ થીઓડોર પી. રાઇટ જુનિયર કહે છે: "સૈયદના પુરેપુરા પોલીટિશ્યન બનવાનું શીખી ગયા. તેણે બ્રિટિશ કાયદાના શ્રેષ્ઠ ભેજાઓને ભાડે રાખ્યા, તેના ફીરકાના ચતુર પણ અપ્રમાણિક સામાન્ય શખ્સોનો ઉપયોગ કર્યો, અદાલતની હારને દાવપેચભરેલી જીતમાં ફેરવી નાખી અને આખરે તેના વધુ આધુનિક વિરોધીઓ એટલે સર આદમજીના પુત્રોને પાયમાલ કરી નાખ્યા."[૪૫]

આટલું જ નહીં પણ આવા દરેક અદાલતી કેસ પછી મહાન વિજયની ઉજવણી ગોઠવી ખરેખરા પરિણામને કોમથી અંધારામાં રાખ્યા. આવી-પેરવીઓએ કોમ ઉપરની સૈયદનાની પક્કડ વધારવામાં મદદ કરી અને તેના અજીત હોવાની છાપ ઉભી કરી. પ્રતિવાદીના ચઢિયાતા સાધનો સામે સુધારા-વાદીઓ પહોંચી શકે તેમ ન હતા તે વધુ દુઃખની વાત હતી. આ વિષય ઉપર ટિપ્પણી કરતા થિઓડોર રાઈટ કહે છે: "આ બધા ખર્ચાળ અદાલતી કાર્યોને પહોંચી વળવા સૈયદનાએ તેની કોમની નાણાંકિય સત્તા કેન્દ્રિત કરી લીધી—નાત બહારની ધમકી આપી તવંગર દાઉદી ટ્રસ્ટીઓને ધાર્મિક વકફ સંપત્તિ તેના નામે કરાવીને ૧૯૨૨ ના નવી જાતના સુધારકોને જે વાંધો હતો તે સૈયદનાના ઉત્તરાધિકારના દાવાનો ન હતો, પણ ઝકાત, સીલોફીત્રો અને વકફની કોમની મોટી આવકનો જે ઉપયોગ કરતા, તેનો હિસાબ ન રજૂ કરવાનો વાંધો હતો. ટુંકમાં તેઓ નાણાની થેલીની સત્તા સામેની લડતમાં ઝઝુમતા હતા."[૪૬] આપણે આગળ જોઈશું તેમ આ લડતનો પ્રકાર કે વડા મુલ્લાંજીની મુખ્ય ચાલ અને પેરવીઓ આજ સુધી ખાસ બદલી નથી. ધર્મગુરુ વર્ગ માટે સુધારાવાદી ચળવળને કચડી નાખવા માટે કોઈપણ હથિયાર—પછી તે નૈતિક રીતે યોગ્ય હોય કે નહીં—વાપર્યા વગર રહ્યું નથી.

## આઝાદી પછીનો યુગ :

સુધારાવાદીઓની ચાલ નિષ્ફળ કરી નાખવા માટે વડા મુલ્લાંજીને પોલી-ટીકસમાં સંડોવાવું પડયું હતું. બ્રિટીશ સરકાર પાસેથી છુટછાટ પ્રાપ્ત કરવા માટે તેણે ઇન્ડિયન નેશનલ કોંગ્રેસના નેતાઓથી દૂર રહેવું પડતું હતું અને મુસ્લિમ લિગના નેતાઓને પંપાળવા પડતા. જ્યારે હિન્દુસ્તાનના મુસલમાનો કટોકટીના સમયમાંથી પસાર થઈ રહ્યા હતા, ત્યારે આમ કરીને તેણે "ઈસ્લામી અખંડતા" દર્શાવવા પણ પ્રયત્નો કર્યા. સુધારાવાદીઓ કોંગ્રેસ

નજીક રહેતા, કારણ કે સ્વતંત્રતા, લોકશાહી અને હેતુલક્ષી સામાજિક પરિવર્તનમાં કોંગ્રેસ માનતી હતી. આથી ઉલટું વડા મુલ્લાંજીએ ચાલીસના દશકની મધ્યમાં પોતાનું ભાગ્ય મુસ્લિમ લિગ સાથે જોડયું, અને ચૂંટણીપૂર્વે તેની ઝુંબેશમાં સાર્વજનિક રીતે ભાગ લીધો.

સ્વતંત્રતા પછી ત્યારના મુંબઈ રાજ્યના કોંગ્રેસ નેતાઓનો સુધારકોએ સંપર્ક સાધ્યો અને તેમને સ્વતંત્રતા પાશ્ચાત યુગની ભાવના મુજબ વોહરાના વડા મુલ્લાંજી જે નાતબહાર કરવાના પગલાઓ વારંવાર અખત્યાર કરતા, તેની વિરૂદ્ધ કાયદો કરવા સમજાવ્યા. કોંગ્રેસ નેતાઓએ, આંશિકરૂપે આદર્શોથી પ્રેરાઈને અને આંશિકરૂપે રાજદ્વારી વેરની દૃષ્ટિથી, નાતબહારની પ્રથા વિરૂદ્ધ કાયદો કરવા નિર્ણય લીધો. જ્યારે બી. જી. ખેર મુખ્યમંત્રી હતા અને મોરારજી દેસાઈ ગૃહમંત્રી હતા ત્યારે મુંબઈની ધારાસભામાં એક ખરડો રજુ કરવામાં આવ્યો. નાતબહારની પ્રથા વિરૂદ્ધનો આ ખરડો **'પાયલોટ'** કરતા બી. જી. ખેર અને મોરારજી દેસાઈએ એમ કહ્યું હતું કે વોહરાના વડા મુલ્લાંજી "સરકારના અંદર સરકાર" ચલાવે છે અને તે "રાક્ષસી સત્તા" ભોગવે છે, એવા રિપોર્ટ મળેલ. ત્યારની મુંબઈની ધારાસભાએ આ ખરડો પસાર કરેલ અને તે "પ્રિવેન્શન ઓફ એક્સ કોમ્યુનીકેશન એકટ"ના નામથી ઓળખાયો.

મુંબઈની હાઈકોર્ટમાં વડા મુલ્લાંજીએ આને પડકાર કર્યો અને અરજ કરી કે તે "ultra vires the constitution" (સંવિધાનના પ્રયોજન વિરૂદ્ધ) છે એમ અદાલત નિર્ણય આપે. તૈયબઅલી કોઈચાના કેસમાં મુંબઈની હાઈકોર્ટે આ કાયદાની યોગ્યતા (Validity) ૧૯૫૩ માં માન્ય રાખી અને ધાર્મિક શ્રદ્ધા અને માન્યતાના સંવિધાનિક રીતે સુરક્ષીત અધિકારનો, નાતબહાર કરવાનો અધિકાર એક અંશ છે એ માન્ય ન રાખ્યું. અદાલતના અભિપ્રાય મુજબ વધારે તો એ ધાર્મિક ચલણ છે. જે રાજ્ય સુધારી શકે છે.[૪૭] મુંબઈની હાઈકોર્ટે આવી રીતે વોહરાના વડા મુલ્લાંજી પાસેથી, મુંબઈની ધારાસભાએ પસાર કરેલ કાયદો માન્ય રાખીને, નાતબહાર કરવાનો અધિકાર છીનવી લીધો. પણ વડા મુલ્લાંજી આમ આ ચુકાદાથી પડતું મુકે તેમ ન હતા. તેણે સુપ્રીમ કોર્ટમાં આ ચુકાદાને પડકાર કરવા નિર્ણય લીધો.

કયા કયા મામલાઓ હોડમાં હતા અને સુપ્રીમ કોર્ટના ન્યાયાધિશોએ એ કઈ નજરે જોયા તે આપણે અહીં ટૂંકમાં તપાસીશું. નાતબહારની પ્રથા રોકવાનો કાયદો (The prevention of Excommunication Act) ટૂંકો અને ટચ હતો જેમાં ૭ વિભાગો (sections) હતા. સેકશન–૩ જ મુખ્ય

કાર્યદર્શિત (operative) સેકશન હતો તે કોઈપણ ધર્મની કોમના સભ્યો જે નાતબહાર મુકાએલા હોય તે કૃત્યને ગેરકાનૂની બનાવતો હતો. (જો કે આ ખરડો માત્ર વોહરા કોમને જ લાગુ પડતો ન હતો, છતાં વોહરાના વડા મુલ્લાંજીએ જ એ ખરડાનો કાનૂની અદાલતમાં પડકાર કર્યો હતો.) સેકશન –૨ માં Excommunication (નાતબહાર કરવું) ની આમ વ્યાખ્યા કરવામાં આવી હતી : "કોઈપણ કોમમાંથી કોઈ વ્યક્તિને જે તેનો સભ્ય હોય તેને હાંકી કાઢવો અને આમ તેના અધિકારો અને (privileges) (લાભો) જેનું કાયદેસરનું પાલન કરાવવા તે, અથવા આવા સભ્ય હોવાને નાતે તેના વતી, સિવિલ સુટ થઈ શકતો હોય, તે છીનવી લેવા" (તેને Excommunication ગણવું.) આમ કોઈ વ્યક્તિનો કોઈ ધાર્મિક સ્થળે પ્રાર્થના કરવાનો હક્ક અથવા દફનક્રિયા અથવા અગ્નિસંસ્કાર કરવાનો હક્ક, કાયદેસર પાલન કરાવી શકવાના હક્કમાં શામિલ થઈ જતા હતા. આવા હક્કો છીનવી લઈને જ વોહરાના વડા મુલ્લાંજી સુધારકોને સજા કરતા હતા. હવે આ crucial right જ તેની પાસેથી (અદાલતે) છીનવી લીધો હતો અને તેથી કાયદેસર રીતે એ નિરર્થક કરવા તે દૃઢ સંકલ્પ થયા હતા.

સંવિધાન (રાજબંધારણ, constitution) ની ધારા ૩૨ નીચે સુપ્રીમ કોર્ટમાં વડા મુલ્લાંજીએ **રિટ પિટિશન** દાખલ કરી. તેણે દાવો કર્યો કે દાઉદી વોહરાઓનો જેમાં તે પણ આવે છે, તેમનો મૂળભૂત અધિકારનો સંપ્રદાય અને તેના ક્રિયાકાંડો મુકત રીતે કરવાનો–આ કાયદો ભંગ કરે છે, જે અધિકારની સંવિધાનની ધારા ૨૫ ગેરન્ટી આપે છે, અને વધુમાં ધારા ૨૬ માં અપાયેલ ગેરન્ટી કે ધર્મની બાબતમાં પોતાની કાર્યવાહીનું મેનેજમેન્ટ કરવાનો અધિકાર છે તે દાઉદી વોહરા કોમના અધિકારનો પણ ભંગ થાય છે. માટે તેણે દાવો કર્યો કે આ કાયદો ગેરકાનૂની છે અને તે ગેરકાનૂની છે એવું અદાલત જાહેર કરે અને **રિટ** આપી **રિસ્પોન્ડન્ટ** (મુંબઇ રાજ્ય), તેના અધિકારીઓ, નોકરો અને એજન્ટોને આ કાયદાના **પ્રોવિઝન્સ**નું પિટિશનર અને/અથવા દાઉદી વોહરા કોમના કોઇ પણ સભ્યને લાગુ પાડતા રોકવા અરજ કરી.

આ કાયદાની અગત્યતા સમજીને ચીફ જસ્ટીસ બી. પી. સિન્હાએ, જસ્ટીસ એ. કે. સરકાર, કે. સી. દાસગુપ્તા, જે. આર. મુધોલકર અને પોતાની એક **બેન્ચ** બનાવી. ચીફ જસ્ટીસ અસહમત થયા પણ ત્રણ ન્યાયાધીશોની બહુમતીથી આ પીટીશન માન્ય રાખવામાં આવી. ન્યાયાધીશોમાંના

એક દાસગુપ્તાએ ટકોર કરી કે, "જો કે એ બાબતની આછી સૂચના કરાયેલ કે "વિશેષ કલ્યાણ (welfare) અને સુધારો પુરો પાડવા" નો આ કાયદો છે એમ માનવું જોઇએ. ધાર્મિક કારણો સિવાયના કારણે નાતબહાર કરવા ઉપર પ્રતિબંધ લગાવાય, જેમ કે કોઈ તિરસ્કારપાત્ર સામાજિક નિયમ કે આચરણનો ભંગ, તો એ સામાજિક સુધારાનું પગલું હોઈ શકે, અને જો કાયદો માત્ર આવો નાતબહાર કરવાનો પ્રતિબંધ કરે, તે કલોઝ–૨ (બી) ઓફ આર્ટીકલ–૨૫ ના બચાવનાર પ્રોવિઝન્સમાં આવી જાય એમ માની શકાય. પણ **શુદ્ધ અને સરળ ધાર્મિક કારણોસર** નાતબહાર કરવાની પ્રથા ઉપર પ્રતિબંધ મૂકવો તે સમાજકલ્યાણ અને સુધારા ઉપર લાવે છે એમ માની ન શકાય. (રેખાંકિત મેં કરેલ છે) અને આને પરિણામે જે કાયદો નાતબહારની પ્રથાને ધાર્મિક કારણોસર અવૈધ બનાવે છે અને નાતબહાર કરવાની **દાઇની** સત્તા છીનવી લે છે તે સમાજકલ્યાણ અને સુધારાનું પગલું છે તેમ વ્યાજબી રીતે ગણી શકાય. આ કાયદો કોઈપણ કારણસર, પછી તે ધાર્મિક કારણસર પણ હોય, નાતબહારની પ્રથાને અવૈધ ઠરાવે છે, એટલે એ દાઉદી વોહરા કોમ (ના અધિકારનો) આર્ટીકલ–૨૬ (બી) ઓફ કન્સ્ટીટયુશન નીચે ભંગ કરે છે એમ કહેવું પડે છે."[૪૮]

આમ એ સ્પષ્ટ થાય છે કે વિદ્વાન ન્યાયાધીશે નાત બહારની પ્રથાને per se સમર્થન આપેલ નથી, પણ માત્ર શુદ્ધ અને સહજ ધાર્મિક કારણસર જ સમર્થન આપેલ છે. (per se=બિના શરતે આપોઆપ). એ બાબત ખ્યાલમાં રાખવી જોઈએ કે સુધારકોએ મુલ્લાંજી સાહેબની ધાર્મિક સત્તાને કદી પડકાર કરેલ નથી, કે ન તો તેઓએ કદી દીની ઉસુલમાં ફેરફાર કરવાની માંગ કરી છે. સામાજિક પરિવર્તન અને સુધારા માટે જ તેઓ હંમેશા લડતા રહ્યા છે. પરિસ્થિતિની એ બલિહારી છે કે સુધારકોને તેમની સમાજ-સુધારની દઢ ઉત્કંઠા અને ધર્મગુરુ વર્ગની કારોબારીમાં ભ્રષ્ટતાનો અંત લાવવાની તાલાવેલી ખાતર જ, નાતબહાર કરવામાં આવેલ છે અથવા જુદી જુદી રીતે પજવેલ છે. જો કે એકાવનમાં દાઇ અને તેમના ઉત્તરાધિકારીને જ્યારે સમાજ પરિવર્તન માટે કામ કરી રહેલા નવા સામાજિક પરિબળોના પડકારનો સામનો કરવો પડયો, ત્યારે સામાજિક જીવનનો દરેક પહેલુ જાણે વોહરા મજહબનો અવિભાજીત અંગ હોય તેવું વલણ તેમણે અખત્યાર કર્યું, જે યોગ્ય નથી. સાચી વાત એ છે કે સામાજિક પરિવર્તનોથી નવા પરિબળો ઊભા થયા છે જે હેતુલક્ષી ફેરફાર કરી શકે છે અને આવા પરિબળોની વધતી

જતી **ચેલેન્જ** ધર્મને નામે થતાં શોષણના મુળિયાઓ ઉપર પ્રહાર કરે છે. ધર્મગુરુ વર્ગ આવા પરિબળોનો સૌથી વધુ વિરોધ કરે છે, અને કોઇ પણ ભોગે જેમાં સામાજિક બહિષ્કાર (બરઆત) મુખ્ય છે, આ પરિબળોને કુંઠવી નાખવા માંગે છે.

ચીફ જસ્ટીસ સિન્હાએ જુદો અભિપ્રાય વ્યક્ત કર્યો અને કોઈ પણ કારણસર **પછી તે ધાર્મિક કારણસર હોય તો પણ**, નાત બહારની પ્રથાને અવૈધ ગણી તેનું આ કારણ જ હતુ. તેના **ડીસેન્ટીંગ જજમેન્ટમાં** ચીફ જસ્ટીસે બરાબર જ કહ્યું કે: "માનવ મોભો જળવાય રહે અને વ્યક્તિ પોતાની જીંદગી પોતાની રીતે જીવે–જ્યાં સુધી તે બીજાના આવા અધિકારોમાં દખલ દેતો ન હોય–તેના અવરોધો દુર કરવાનો પણ તેનો (એટલે નાતબહાર વિરોધી ખરડાનો) ઉદ્દેશ છે. નવો અપરાધ કે કોઈને પણ બીજાના નાગરિક અધિકારો છીનવી લેવાનો હક્ક નથી, માત્ર એટલા ખાતર કે પાછળની વ્યક્તિનું અમુક આચરણ (તેમની માન્યતા સાથે) મેળ ખાતું નથી, એ દાખલ કરીને ધારાસભાને આખરી તર્કસંગત પગલું લેવું પડયું હતું." વિદ્વાન જજે માટે કહ્યું, "કોઈ પણ કૃત્ય જેની અસર કોઈ વ્યક્તિના માનવ તરીકેના મોભાને અને તેને પરિણામે તેના અધિકારોને છીનવી લેવાની થતી હોય, તે કૃત્યને સજા દેવાનું, દેશના **પિનલ લો** માં એક નવો અપરાધ ઉમેરીને, હકીકતમાં આ કાયદાએ પૂરું પાડયું છે. **ક્રીમીનલ પ્રોસિજર કોડના પ્રોવિઝન્સમાં** પણ તે ઉમેરો કરે છે, અને આ કાયદાના **પ્રોવીઝન્સ** વિરૂદ્ધ કોઇ કથીત અપરાધ થાય તો જણાવાયેલ સત્તાની પૂર્વ મંજુરી લઇ કામ ચલાવવાની (કેસ કરવાની) જોગવાઈ પણ તેમાં ઉમેરાએલ છે."[૪૯]

મજકુર કાયદાની વૈધતા અથવા અવૈધતા તપાસવા ચીફ જસ્ટીસ સિન્હાએ સંવિધાનના વિવિધ **પ્રોવિઝન્સને** લંબાણપૂર્વક ધ્યાનમાં લીધેલ છે. આ મૂંઝવણભર્યા પ્રશ્ન ઉપર વધુ પ્રકાશ પાડવા માટે જસ્ટીસ સિન્હાને વિસ્તારપૂર્વક અહીં ટાંકવા યોગ્ય સ્થાને ગણાશે. જસ્ટી સિન્હા આમ કહે છે:

વિવાદનો મુખ્ય મુદ્દો હકીકતમાં પીટીશનના સમર્થનમાં જે એક જ મુદ્દો અરજ થયો હતો, એ છે કે સંવિધાનની ધારા ૨૫ અને ૨૬ નીચે જે અધિકારો સુરક્ષિત છે તેનું ખંડન કરતો જ્યાં સુધી આ કાયદો છે ત્યાં સુધી એ **Void** (કાયદાનું સ્થાન ન લઈ શકે તેવો) છે, તે વિષે હવે વાત કરીએ. ધારો ૨૫ દરેક વ્યક્તિને, પછી તે નાગરિક હોય કે ન હોય, અંતર આત્માની સ્વતંત્રતાની ગેરન્ટી આપે છે અને ધર્મને મુક્ત રીતે માનવાનો, અમલ કરવાનો અને

પ્રચાર કરવાનો હક્ક આપે છે. પણ આ ગેરન્ટી અપાયેલ અધિકાર સંપૂર્ણ (absolute) અધિકાર નથી. તે નીચેની શરતોને આધીન છે: ૧. સાર્વજનિક વ્યવસ્થા, નૈતિકતા અને સ્વાસ્થ્ય, ૨. સંવિધાનના ભાગ ૩ ના બીજા પ્રોવિઝન્સ, ૩. આર્થિક, નાણાંકીય, રાજકીય અથવા બીજી બિન સાંપ્રદાયિક પ્રવૃત્તિ જે ધાર્મિક આચરણ સાથે સંબંધિત હોય તેનું નિયમન કરતો અથવા રોકતો કોઈ વર્તમાન કાયદો હોય, ૪. સમાજકલ્યાણ અને સુધારા પુરા પાડતો કાયદો, અને ૫. ઉપર દર્શાવેલ પ્રવૃત્તિઓનું નિયમન અથવા નિયંત્રણ કરતો અથવા સમાજકલ્યાણ અને સુધારા પુરા પાડતો કોઈ પણ (નવો) કાયદો જે રાજ્ય ઘડે.

ત્યાર પછી વિદ્વાન ન્યાયાધીશ ધાર્મિક પ્રવૃત્તિઓ અને ધર્મ સાથે સંબંધિત બીજી પ્રવૃત્તિઓ વિષેના તફાવતની ચર્ચા કરે છે, કારણ કે આ એક મહત્ત્વનો તફાવત છે. એ કહે છે: "ધારા ૨૬ (બી)માં વ્યક્ત કરેલ 'ધર્મની બાબતો' અને 'ધાર્મિક આચરણ સાથે સંબંધિત પ્રવૃત્તિઓ' બિલકુલ એક જ ક્ષેત્રની નથી. જે બાબતો સ્પષ્ટ રીતે ધર્મની હોય તે રાજ્યની ડખલગીરીથી સંપૂર્ણ રીતે બહાર રહે છે, સિવાય કે સાર્વજનિક વ્યવસ્થા (સુરક્ષાની) નૈતિકતા અને સ્વાસ્થ્યને આધિન બાબતો (જે રાજ્યની ડખલગીરીથી બહાર ન રહી શકે). પણ જે પ્રવૃત્તિઓ ધાર્મિક વ્યવહારો સાથે સંકળાએલી હોય તેના ઘણા તાંતણાઓ અને જાતો હોઈ શકે છે—આર્થિક, નાણાકીય, રાજકીય અને બીજી—જે ધારા ૨૫ (૨) (એ)માં માન્ય રખાએલ છે. ઉપર દર્શાવેલા કલોઝમાં વિચારાએલી પ્રવૃત્તિઓ, ધારા ૨૫ (૧) અથવા ધારા ૨૬ (બી)ના ક્ષેત્રમાં આવતી પ્રવૃત્તિઓ કરતા ઘણું મોટું ક્ષેત્ર ધરાવે છે. માટે એ પ્રોવિઝન્સનો એવો મર્માર્થ કરવો ઘટે કે જેથી તેમના વચ્ચે કોઈ સંઘર્ષ પેદા ન થાય. માટે આપણે વ્યવહારો (આચરણો)નું એવું વર્ગીકરણ કરવાનું છે કે અમુક વ્યવહારો ખાસ કરીને અને શુદ્ધ રીતે ધાર્મિક ક્ષેત્રના હોય અને બીજા ખાસ કરીને એવા ન હોય." માટે વિદ્વાન ન્યાયાધીશે સ્વીકાર્યું કે, "સાફ રીતે ધાર્મિક પાસાના દાઈ–ઉલ–મુતલકના કૃત્યોનો અદાલતોને સંબંધ નથી, પણ તેના જે કૃત્યો કોમના સભ્યોના નાગરિક અધિકારોને સ્પર્શતા હોય તે અદાલતમાં કામ ચલાવી શકાય (justiciable) તેવા છે અને ધારાસભા અને ન્યાયપાલિકાની ડખલગીરીથી બહાર રહી શકે તેવા નથી. કઈ ધાર્મિક બાબતો એવી છે, જેમાં દાઈ–ઉલ–મુતલક પોતાની ધાર્મિક બુદ્ધિથી કામ કરે છે એનો નિર્ણય લેવાનું ન તો મને કહેવામાં આવેલ છે કે ન તો હું એમ કરવાને

શક્તિશાળી છું. કાયદાની સંવિધાનિકતા (Constitutionality) સંબંધી વિવાદની સિવિલ (નાગરિક) બાબત વિષે મારે જોવાનું છે, અને મારે ફક્ત એ વિવાદનો નિર્ણય આપવાનો છે."[૫૦]

જ્યારે કે બીજા ન્યાયાધીશોએ, ન્યાયની ભાવના કરતા તેની **ટેકનીકાલિટી**ની વધારે દરકાર કરી, ધાર્મિક સત્તાવાળાઓની (જે સત્તાવાળા વોહરાઓની ધાર્મિક માન્યતા મુજબ પણ 'મા'સુમ' (infallitle, ભુલ ન કરી શકે તેવા નથી) નાત બહાર કરવાની સત્તામાં રહેલ ગુઢ મર્માર્થ ન સમજી શકયા, ત્યારે જસ્ટીસ સિન્હા એ સમજી શકયા. સુધારકો હંમેશા એમ માનતા આવ્યા છે કે નાતબહાર (સલામબંધ) વોહરાની સ્થિતિ એક અસ્પૃશ્યની સ્થિતિ કરતા પણ બદતર છે. જસ્ટીસ સિન્હા આ સમજી શકયા છે એટલે તેમણે કહ્યું, "નાતબહારની પ્રથાનું સામાજિક પાસું જોઈએ તો એમ માનવાનું મન થાય છે કે નાતબહાર કરાયેલ વ્યક્તિની હાલત તેની કોમમાં અસ્પૃશ્ય જેવી થાય છે, અને જો એમ હોય તો આ કાયદાએ, બંધારણની ધારા ૧૭ નો સખ્ત આદેશ કે અસ્પૃશ્યતા કાનૂનતઃ સજાને પાત્ર અપરાધ થશે, એનું આવી પ્રથાને ગેરકાયદેસર ઠરાવી પાલન કરેલ છે. આ અર્થમાં આ કાયદો તેનો તર્કસંગત પ્રતિકાર (Corollary) છે અને મારે તેને માન્ય રાખવો જ જોઈએ."[૫૧]

આમ છતાં પણ ન્યાયાધીશોની બહુમતીએ જુદો નિર્ણય લીધો અને મુંબઈ ધારાસભાએ પસાર કરેલ "Prevention of Excommunication Act"ને સુપ્રિમ કોર્ટે Ultra vires the Constitution (બંધારણના પ્રબંધ વિરુદ્ધ) જાહેર કર્યો. સુધારક ચળવળ કે જેનો ઉદ્દેશ માનવીના મોભાને ટકાવી રાખવાનો અને અંતરઆત્માની સ્વતંત્રતા જાળવવાનો હતો તેને પડેલ આ ફટકાને વોહરા ધર્મગુરુ વર્ગે **'ફતહ મુબીન'** (સ્પષ્ટ વિજય) તરીકે ઉજવ્યો. ન્યાયપાલિકાના રક્ષકો અને સંવિધાનના નિષ્ણાતોના સમર્થનની પણ આશા રાખ્યા વગર, સુધારકોને પોતાની લડત સખ્ત અડચણોનો સામનો કરી ચાલુ રાખવા સિવાય અને બધા અન્યાયો સહન કરવા સિવાય બીજો કોઈ વિકલ્પ ન હતો. સમાનતા, ન્યાય અને મુક્તિના બધા ઉમદા સિદ્ધાંતોનું જેમાં પવિત્ર સ્થાન છે એમ માનવામાં આવે છે, તે સંવિધાનનો એવો અર્થ ઘટાવવામાં આવ્યો કે સુધારકોને એ ન મળ્યા.

સુધારાવાદી ચળવળની લડત કંઈ ભારતના વોહરાઓમાં જ સિમિત નથી. બીજા દેશોમાં જ્યાં વોહરાઓની વસ્તી સારી માત્રામાં છે ત્યાં પણ આવી લડત જોવા મળે છે. પૂર્વ આફ્રિકામાં પણ હિન્દુસ્તાનથી આવેલા વોહરાઓની

સારી સંખ્યા છે. ધર્મગુરુ વર્ગ વોહરાઓ જ્યાં ક્યાંય હોય ત્યાં તેમના ઉપર પોતાની લગામની ચુંગલ જાળવી રાખવા કોશિશ કરે છે. પૂર્વ આફ્રિકાના વોહરાઓને પણ ધર્મગુરુ વર્ગ સામે પોતાના મૂળભૂત અધિકારોની માગ માટે લડત કરવી પડી હતી. સ્થાનિક જમાતોના કારોબારના પ્રબંધમાં તેમનો અસરકારક અવાજ રહે એવું તેઓ પણ ઈચ્છતા હતા. ભારતથી વિપરિત વોહરાના વડા મુલ્લાંજી પાસે પૂર્વ આફ્રિકામાં રાજકીય હાથો ન હતો. પૂર્વ આફ્રિકાના વોહરાઓએ ઘણી જહેમત કર્યા પછી વડા મુલ્લાંજીને કોમના કારોબારમાં લોકતંત્રીય બંધારણની તેમની માગ સ્વીકારવા આખરે નમતું જોખવું પડયું હતું. "Constitution of the Dawoodi Bohra Jamaat Corpotation"ના નામથી ઓળખાએલ જમાતના બંધારણને એકાવનમા દાઈએ આશીર્વાદ આપ્યા અને ૧૯૫૫ માં તેનો અમલ શરૂ થયો.

એ બંધારણની પ્રસ્તાવનામાં કહેવામાં આવ્યું હતું કે, "જમાતના હિતમાં એ ઈચ્છવાયોગ્ય છે કે મજકુર જમાતના કારોબારનો પ્રબંધ વધુ સગવડતાભર્યો અને વધુ પદ્ધતિસર થઈ શકે એ માટે અને વધુ સારા સંગઠન માટે જમાત કોર્પોરેશન બનાવવામાં આવે અને જ્યારે કે **હીઝ હોલીનેસ** દાઈ-ઉલ-મુતલકને ખાત્રી થઈ ગઈ છે કે સંગઠિત સામાજિક જીવનનો પુરો લાભ પ્રાપ્ત થઈ શકે એ હેતુથી આવું કોર્પોરેશન જમાતના શ્રેષ્ઠ હિત માટે હોવું જોઈએ. માટે હવે **હીઝ હોલીનેસ** બંધારણ મંજુર કરી જમાતને પ્રદાન કરવાની **બરકતી** ખુશી અનુભવે છે."[૫૨]

ભારતના સુધારકો કોમના ધાર્મિક ન હોય તેવા કારોબારના પ્રબંધનો અધિકાર સ્થાનિક જમાતોના ચૂંટાએલા સભ્યોને અર્પણ કરવા અને તેવી જ જાતનું બંધારણ ઘડવા આંદોલન કરી રહ્યા હતા. છતાં પણ એકાવનમા વડા મુલ્લાંજી જેણે પૂર્વ આફ્રિકાની જમાતોને ઉપર દર્શાવેલ બંધારણ આશિષ આપી બક્ષેલ, તે હંમેશા એમ કહેતા આવ્યા હતા કે વોહરા સંપ્રદાય (મજહબ)માં લોકતંત્રને સ્થાન નથી અને દાઈ-ઉલ-મુતલક તરીકે તે એકલા જ માલિક છે. લોકતાંત્રિક સિદ્ધાંતોથી રચિત આવું બંધારણ પ્રદાન કર્યાની હકીકત ભારતમાં જાહેર કરવામાં આવી ન હતી અને ઘણા સમય પછી ભારતના વોહરાઓને તેની જાણ થઈ. લોકતાંત્રિક બંધારણની પૂર્વ આફ્રિકાના વોહરાઓની માંગ, ઘણા દબાણ નીચે, ત્યારના વડા મુલ્લાજીને માન્ય રાખવી પડી હતી. ભારતના વોહરાઓ કરતાં ત્યાંના વોહરાઓ વધુ એકતા ધરાવતા હતા. વળી અગાઉ જણાવ્યું તેમ વડા મુલ્લાંજી પાસે તેના આંદોલનકારી અનુ-

યાયીઓને મહાત કરવાનું રાજકીય હથિયાર જે ભારતમાં છે તે પૂર્વ આફ્રિકામાં ન હતું, અને એટલે તેમની લોકતાંત્રિક બંધારણની માંગ કબુલ કરવા સિવાય વડા મુલ્લાજીને બીજો કોઈ ઉપાય ન સૂઝયો. બાદમાં ૧૯૬૭માં જ્યારે તેના ઉત્તરાધિકારી સૈયદના મહમ્મદ બુરહાનુદ્દીન તેના ભાઈ ડૉ. યુસુફ નજમુદ્દીનની મદદથી સ્થિતિને પોતાની તરફેણમાં કરી લેવાની પેરવીમાં સફળ થયા ત્યારે બંધારણને પાછું ખેંચી લીધું. સુધારકોની એ દલીલ છે કે તે જેમ દાવો કરે છે તેમ વડા મુલ્લાંજી જો **મા'સુમ** Infallible, ભુલ ન કરી શકે તેવા હોય તો પછી તેના ફ્હાની ડહાપણથી એ બંધારણ મંજૂર કેમ કરેલ જે પાછું ખેંચી લેવું પડયું ?

પૂર્વ આફ્રિકાના વોહરાઓને જ્યારે બંધારણ "બક્ષવામાં" આવ્યું હતું, ત્યારે આ બાબતથી અજ્ઞાત, ભારતના સુધારકો જમાતના મેનેજમેન્ટનું લોકતાંત્રિકરણ કરવાની તેઓની લાંબા સમયથી ઉભેલી માંગ હાંસિલ કરવા માટે આગળ પગલાઓ લેવાનો કાર્યક્રમ ઘડવા સૌરાષ્ટ્રના એક નાના ગામ બગસરામાં કોન્ફરન્સ ભરવાની યોજના બનાવી રહ્યા હતા. આ કોન્ફરન્સ ડિસેમ્બર ૧૯૫૭માં બગસરામાં ભરવામાં આવી. વડા મુલ્લાંજીના નજીકના સંગાથીઓમાંના એક અને તેના સલાહકાર મહમદઅલી અલાબક્ષને જ્યારે પોતાની અવગણના થઈ રહેલી જણાઈ ત્યારે તે સુધારાવાદીઓ સાથે જોડાયા અને આ કોન્ફરન્સમાં હાજર રહ્યા. કલકત્તાના તૈયબભાઈ ઝરીફ અને ફઝલે અબ્બાસ જમીનદાર જે પહેલાં મુસ્લીમ લીગર હતા અને હવે કોંગ્રેસી બન્યા હતા, તેઓ પણ આ કોન્ફરન્સમાં હાજર રહ્યા હતા.

વળી આ કોન્ફરન્સમાં સુધારકોની હારમાળામાં એક અગત્યનો ઉમેરો થયો. નોમાન કોન્ટ્રેકટર જે સ્વાવલંબી ઉદ્યોગપતિ હતા તણે આ કોન્ફરન્સમાં ભાગ લીધો. બીજા સુધારક નેતાઓ જેઓ એક અથવા બીજે સમયે કુટુંબ, ધંધો અથવા બીજા કારણોસર માફી માંગી સુધારક ચળવળમાંથી ખસી ગયા હતા, ત્યારે નોમાનભાઈ મક્કમ રીતે અડગ ઉભા રહી વધુ અચલ સાબિત થયા હતા. એક સમયે ૧૯૬૮માં જોકે નોમાનભાઈ પણ હચુડચુ થયા હતા તો પણ તેમણે બધી અડચણોનો સામનો કરી પોતાના સ્થાને ટકી ગયા હતા અને આજે પણ સુધારા માટેની ચળવળનું માર્ગદર્શન કરવામાં આગળ પડતો ભાગ ભજવે છે. હકીકતમાં આદમજી પીરભાઈના પુત્રો પછી, આ ચળવળને બધી અડચણો છતાં ટકાવી રાખવામાં, તેમનો ફાળો સૌથી વધુ અર્થસૂચક રહ્યો છે. આમ આ ચળવળની નવી કાયાપલટ જે વધુ શક્તિશાળી અને ગતિશીલ હતી તેની બગસરા કોન્ફરન્સ પ્રતિક બની ગઈ.

આ કોન્ફરન્સ યોજનારાઓ ધાર્મિક મતભેદથી, કદાચ પહેલી જ વાર અલગ રહ્યા. **નસ** વિષેના સવાલમાં તેમને રસ નો'તો. કૌમનો સામાજિક-આર્થિક દરજ્જો સુધારવાની જ તેમની નેમ હતી. જેજે ઠરાવો પસાર થયા તેમાં બીજી જ્ઞાતિઓ અને કૌમોની જેમ કલ્યાણકારી પગલા લેવાની માંગ જ હતી. છાત્રવૃત્તિઓ (scholarships), હોસ્ટેલ અને ટેકનિકલ કેળવણી, બેરોજગારી દુર કરવા એક કોઓપરેટીવ ક્રેડીટ સોસાયટી, અને કોઓપરેટીવ હાઉસિંગ વ્યવસ્થાની સગવડતાઓ પુરી પાડવા તથા ખર્ચાળ જમાતોના જમણો ઓછા કરવા જેવા સામાજિક સુધારાઓ કરવાનો ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો. થિઓડોર રાઈટ જુનિઅર આ બારામાં કહે છે : “(દાઉદીવોહરા) ફીરકાના ઓફિશિયલ તંત્રોએ આવા કેટલાંય પગલાઓ લીધા હોય એમ કહેવાય છે, પણ સુધારકોનો આક્ષેપ છે કે ફાળાઓ આપવાના વચનો પુરા પાડવાનું તો ઠીક પણ સૈયદનાએ આ માટે ફાળાઓ આપી દીધા છે એવી જાહેરાત થયા છતાં ફાળાઓ હજુ કયાંય દેખાતા નથી. (કેટલીક ગૈરવોહરા સંસ્થાઓ પાસેથી પણ મને આવી ફરિયાદો સાંભળવા મળી છે.) કૌમના હિસાબકિતાબની વિગતવાર ઓડિટીંગ ન થાય ત્યાં સુધી ફાળાઓ બીજે ચાલ્યા જાય છે એવા આક્ષેપોનું મૂલ્યાંકન કરવું અસંભવ છે. મુંબઈ સમાચાર નામના ગુજરાતી છાપામાં તંત્રીને લખાએલા પત્રોના નમૂનામાંથી એવું જાણવા મળે છે કે દાઉદીઓને તેમના સેવા સંગઠનોની કાર્યવિધિ તરફ ઘણો અસંતોષ છે.”[૫૩]

બગસરા કોન્ફરન્સે ફરી એકવાર વડામુલ્લાંજીને અને તેના વહીવટીતંત્રને મુંઝવણમાં મુકી દીધા, અને વડામુલ્લાંજીએ સામા પ્રહાર કરવા શરૂ કર્યા. જુદા જુદા શહેરો અને ગામોના આમિલોને કાગળો લખવામાં આવ્યા કે તેઓ બગસરા સંમેલનને વખોડી કાઢવા જુમાતોની સભાઓ બોલાવે અને તે સંમેલનમાં ભાગ લીધેલ માણસોને જાહેરમાં ઉતારી પાડે. બગસરા સંમેલનના સમર્થકોને જુદા પાડી નાખવા સુયોજીત પ્રયાસો કરવામાં આવ્યા. આપણે આગળ જોશું કે ધર્મગુરુ વર્ગને જ્યારે જ્યારે સુધારકોના પડકારનો સામનો કરવો પડે છે ત્યારે પોતાની સારી રીતે સુયોજીત અને કડક રીતે નિયંત્રિત પ્રચાર કરવાની ગુંથણી દ્વારા, ખોટે રસ્તે દોરતો પ્રચાર કરી કૌમમાં **હીસ્ટીરીઆ** પેદા કરવા પ્રયાસ કરે છે. ધર્મગુરુવર્ગના વહીવટીતંત્રની સાધન-સંપત્તિ સામે સુધારકો ટક્કર ન લઈ શકે એ દેખીતું છે. તેઓની એક મુખ્ય નિષ્ફળતા આ જ છે. સુધારકો જવલંત નહી તો સંતોષકારક સફળતા નથી નોંધી શકતા તેના બીજા કારણો આપણે વિગતવાર આગળ તપાસીને વિશ્લેષણ કરીશું.

સુધારકોના પુર્નસંગઠિત થવાના પ્રયાસોથી ડરી જઈને વડામુલ્લાંજીએ પોતાની જુની ચાલ જે એ હતી કે સાશકપક્ષના પોલીટિસ્યનો સાથે ભાઈબંધી કરવી, તે ફરી જીવતી કરી કે જેથી કોમમાં સુધારા દાખલ કરવવાના તેઓના પ્રયાસો નકામા જાય. આમ કરવાને વડા મુલ્લાંજી પાસે હવે સાધનો વધી ગયા હતા. અને તેથી તેની સ્થિતિ વધુ સારી થઈ ગઇ હતી. બીજા વિશ્વયુદ્ધ દરમ્યાન બજારો તેજ થવાથી અને ત્યાર પછી વ્યાપારી અને ઔદ્યોગિક સાહસોનો વિકાસ થવાથી વોહરાઓ પાસે હવે ઘણા પૈસા થઈ ગયા હતા. આ પૈસાદાર વેપારીઓએ જેમાંના ઘણા તો પુરી રીતે લખી વાંચી ન શકે તેવા હતા કોમમાં નામ કમાવા ખાતર વડા મુલ્લાંજીને મોટી મોટી રકમો અર્પણ કરી અથવા અર્પણ કરવાની ફરજ પાડવામાં આવી. પરંપરાગત મુલ્લાં અને શેખના ઇલકાબો ઉપરાંત વડા મુલ્લાંજીએ ચતુરાઈથી N. K. D. (અન–નાશિત ફી ખિદમત્તી દા'વા), M. K. D. (અલ–મુઅય્યીદ ફી ખિદમત્તા દા'વા) વગેરે વિવિધ ટાઇટલો શોધી કાઢયા. આ ટાઈટલોની આધુનિક ચમક પણ હતી આ ટાઇટલો તવંગર વેપારીઓ અમુક હજારથી લઈને અમુક લાખ સુધીની રકમો અર્પણ કરે તે લાલચથી આપવામાં આવતા હતા. આવા ચતુર પેંતરાથી વડા મુલ્લાંજીએ પોતાની મિલકતો અનેકગણી કરી લીધી, અને સાશકપક્ષ પાસેથી રાજકીય સમર્થન પ્રાપ્ત કરવા માટે તેમાંથી અમુક ભાગ ખર્ચી નાખ્યો.

અગાઉ જણાવ્યું તેમ વડા મુલ્લાંજી સ્વતંત્રતા પહેલાં મુસ્લિમ લિગનું સમર્થન કરતા હતા, અને હવે આ સંબંધ તેને શરમાવા જેવો જણાતો હતો. એ. કે. એમ. હાંફિઝખાં નામના એક ચતુર પોલીટિસ્યન તેની વહારે આવ્યા. હાફિઝખાં મુસ્લીમ લિગર હતા પણ ૧૯૫૫માં તે ધારાસભાના પોતાના ગ્રુપ સાથે એસ. કે. પાટીલ અને મોરારજી દેસાઈ સાથે ચતુરાઈથી ચાલ ચાલીને, કોંગ્રેસમાં ભળી ગયા. પાછળથી તે બોમ્બે પ્રદેશ કોંગ્રેસ કમિટીના સેક્રેટરી તરીકે આગળ આવ્યા અને વડા મુલ્લાંજી અને મોટા કોંગ્રેસમેનો વચ્ચે રાજદ્વારી પુલ બન્યા. સૈયદનાની એશિયન ઇલેકટ્રોનીકસ નામની નવી પેઢીના તેઓ મેનેજિંગ ડાયરેકટર બની ગયા તે કાંઈ અમસ્તા ન બન્યા.

પંડિત જવાહરલાલ નહેરુ અને બીજા કેન્દ્રિય નેતાઓ સાથે સંપર્ક સાધવા માટે પણ સૈયદના તાહેર સૈફુદ્દીને પ્રયત્ન કર્યા. પચાસના દાયકાની મધ્યમાં ડૉ. ઝાકિરહુસૈન અલીગઢ મુસ્લિમ યુનિવર્સિટીના ચાન્સેલર (ઉપકુલપતિ) હતા. એ યુનિવર્સિટીના ચાન્સેલર (કુલપતિ) બનવાના બદલામાં વોહરાના વડા મુલ્લાંજીએ જબ્બર ડોનેશનો આપ્યા (જેની પુરી રકમ પાછળથી કૌમ પાસેથી

ડોનેશનો ઉઘરાવી વસુલ કરવામાં આવી હતી). આ સોદો પતી ગયો અને એવી રીતે ડૉ. ઝાકિરહુસૈન મારફત સૈયદના પંડિત જવાહરલાલ નહેરુના સંપર્કમાં આવ્યા અને તેમને સુરતના જામિયા સૈફિયાની મુલાકાતે બોલાવવા પાછળથી આમંત્રણ આપ્યું. આમ સુધારાવાદીઓના સામાજિક પરિવર્તનના પ્રયાસોને નિષ્ફળ કરવા વડા મુલ્લાંજીએ તેમના ચઢીઆતા સાધનો દ્વારા પોતાની રાજકીય લાગવગ વધારી. જથ્થાબંધ મતદાનની લાલચ તેમજ કોંગ્રેસ પક્ષને મુલ્યવાન ડોનેશનો ધરીને વડા મુલ્લાંજીએ પોતાનો માર્ગ કાઢયો. આવી રીતે તેણે તેના ચઢીઆતા ભૌતિક સાધનોને ઉપયોગી રાજદ્વારી હાથામાં બદલી નાખ્યા.

આમ એમ કહી શકાય કે સ્વતંત્રતા પછી લોકતંત્ર સ્થપાણું. તેનાથી સામાજિક પરિવર્તનના પરીબળોને સહાયરૂપ થવાનું આપોઆપ બન્યું નહીં. સાશકપક્ષનો, આર્થિક તેમજ ધાર્મિક સ્થાપિત હિતોને મનાવી લઈ રાજદ્વારી સત્તા પકડી રાખવાનો જ હેતુ હતો. પોલીટિશ્યનોને મત તથા પાર્ટી માટેના ફાળાઓ સાથે જ સંબંધ હતો. બીજું બધું તેમને માટે ગૌણ હતું. પાર્ટીની તીજોરિઓ ભરવા માટે તેઓ દાણચોરો પાસેથી મળતા ફાળાને પણ આવકારતા. સુધારકોએ તે સમયે જે ટોચના કોંગ્રેસ નેતાઓનો સંપર્ક સાધેલ તેઓએ કાંઈ મદદ કરવાની લાચારી દર્શાવી હતી, કારણ કે વડા મુલ્લાંજી પૈસા અને મત બન્ને અપાવી શકતા હતા જ્યારે સુધારકો બેમાંથી એક પણ આપી શકતા. નહતા. ૧૯૭૦ ની સુધારકોની કોન્ફરન્સમાં એક ડેલિગેટે આ સ્થિતિને આ મુજબ આબેહુબ વ્યક્ત કરી હતી : જો અમુક રાજદ્વારીઓ વડા મુલ્લાંજીને સમર્થન આપતા નહી તો આપણે સામાજિક ઉન્નતીના લક્ષ્ય તરફ વધુ ઝડપી પ્રગતિ કરી શકયા હોત...આપણી અમુક સમસ્યાઓ સંબંધી અમે ન્યુ દિલ્હી સુધી રજૂઆતો કરી છે, પણ કોઈ જાતની મદદ મળી નથી. [૫૪]

આજે પણ આવી જ વાત છે. ભારત જેવા પછાત દેશમાં મતપેટીના લક્ષ્યવાળા પોલિટીકસમાં બધી જાતના સ્થાપિત હિતો પછી તે જ્ઞાતિવાદી હોય, ધાર્મિક હોય કે આર્થિક હોય પૂરેપૂરો લાભ ઉઠાવે છે. ઘણાં સુધારકો પરિવર્તનની કોઈ પણ શકયતાથી નિરાશ થઈ જઈને વડા મુલ્લાંજીને તેની શરતો પર શરણે થઈ જાય છે. આવી સ્થિતિ તાબે ન થનારા તત્ત્વોને નમાવવામાં અને પોતાની સ્થિતિ મજબૂત કરવામાં વડા મુલ્લાંજીને મદદરૂપ થઈ. ઉપલા માળખામાં સુધારા લાવવાની લડત, જે એકની સામે એક જેવી નહીં પણ વળાંકદાર અને ગૂંચવણભરેલી છે તે તેના આર્થિક પાયા સાથે સંબંધ ધરાવે છે.

જો કે આ પાયામાં ફેરફાર થાય ત્યાં સુધી સામાજિક સુધારાની ચળવળ શરૂ કરવાની રાહ ન જોઈ શકાય, છતાં પણ હકીકત એ છે કે મૂળભૂત ફેરફારો વગર આવી ચળવળ પૂરેપૂરી સફળ ન થઈ શકે.

સુધારકોએ મુંબઇમાં જ મે ૧૯૫૯ માં બીજું સંમેલન બોલાવવા નિર્ણય લીધો. વડા મુલ્લાંજી આવા સંમેલનોથી હંમેશા ડરતા રહ્યા છે, કદાચ એ કારણે કે તેને ખબર છે કે પરિવર્તન માટેની લાગણીઓ ઘણી જોરદાર છે અને સુધારકોની થોડી સફળતા પણ ગંભીર ચળવળમાં પરિણમી શકે છે. ગમે તે કારણ હોય પણ એકાવનમા અને બાવનમા બન્ને દાઈઓએ આવી સભાઓ કે સંમેલનો તરફ વધુ પડતા પ્રત્યાઘાતો હંમેશા દાખવ્યા છે. ઝાઝું કરીને વડા મુલ્લાંજી આવા સંમેલનો તોડી પાડવા માટે પોતાની તોફાની ફોજોનો ઉપયોગ કરે છે અને સુધારકો તરફ નફરતની સતત ઝુંબેશ દ્વારા પોતાના સમર્થકોને પગલાં લેવા ઉશ્કેરે છે (કાફર, મુનાફીક વગેરે ધાર્મિક અતિશયોક્તિભરેલા શબ્દોનો ઉપયોગ કરીને અને મનમાં ઠસાવીને કે કાફરો સામે જેહાદ (ધર્મયુદ્ધ) કરવાની બધા મોમિનો (શ્રદ્ધાળુઓ)ની ફરજ છે. પણ આ વખતે સંમેલનને તોડી પાડવા વડા મુલ્લાંજીએ જુદી ચાલ અપનાવી. જો કે આવી ચાલો ૧૯૪૪ના સમ્મેલનમાં પણ અપનાવેલી પણ તેની અસર અલગ જાતની થઇ હતી.

વડા મુલ્લાંજીએ ફઝલ અબ્બાસ જમીનદાર અને નોમાન એલ. કોન્ટ્રેક્ટરને બોલાવ્યા અને સંમેલન મુલતવી રાખવા તેમને સમજાવ્યા કે જેથી સંયુક્ત સંમેલન પાછળથી બોલાવી શકાય. સુધારક નેતાઓ કબુલ થયા અને તે જાતનો એક દસ્તાવેજ તૈયાર કરવામાં આવ્યો જેના ઉપર બંને સુધારકોએ અને શિઅતે અલીના પાંચ સભ્યો જેમાં અગાઉના બે મેયરો ઈશ્હાક ભાઇ બંદુકવાલા અને સાલેહભાઈ અબ્દુલકાદર પણ હતા, તેઓએ વડા મુલ્લાંજી વતી સહી કરી. પણ સંયુક્ત સંમેલન કદી ભરાણું જ નહીં, કારણ કે વડા મુલ્લાંજી જેને સંયુક્ત સંમેલન ભરવા કરતાં સંમેલન મુલત્વી રાખવામાં વધારે રસ હતો તેણે કોણ દાઉદી વોહરા કહેવાય અને કોણ ન કહેવાય તેવા ટેકનીકલ સવાલો ઉભા કરવા શરૂ કર્યા. આને પરિણામે ડિસેમ્બરમાં એકલા સુધારકો મળ્યા અને મધ્યસ્થ પ્રગતિ મંડળનો પાયો નાખ્યો કે જેથી ચળવળને નવી દિશા દઈ શકાય અને સ્થાનિક સમિતિઓની પ્રવૃત્તિઓનું સમન્વય કરી શકાય. નોમાન કોન્ટ્રેક્ટર જેણે બગસરા સંમેલનમાં પ્રથમ ભાગ ભજવેલ તેમને પ્રમુખ ચૂંટવામાં આવ્યા અને આમ નવી અને ગતીશીલ નેતાગીરીના શ્રીગણેશ

મંડાણુ (= ચિન્હો ઉભા થયા.) સુધારકો કોન્ટ્રેકટરથી વધુ સારી પસંદગી કરી શકયા જ ન હતા.

ત્યાર પછી બીજા ઘણા સંમેલનો ભરાણા : અમદાવાદમાં ફેબ્રુઆરી ૧૯૬૧માં, ધારીમાં મે ૧૯૬૩ માં અને ગોધરામાં નવેમ્બર ૧૯૬૩ માં. ગોધરાના સંમેલનથી નવા બનાવો વછુટયા. ગોધરા સુધારક પ્રવૃત્તિઓનો તાવડો બન્યું. નોમાન કોન્ટ્રેકટર પણ ગોધરાના છે અને કહેવાય છે કે ત્યાં ૫૦ ટકાથી વધારે વોહરાઓ સુધારકો તરફ સહાનુભૂતિ બતાવે છે. આ સમયમાં એક તબકકે ગોધરામાં સુધારકોએ વડા મુલ્લાંજી વિરૂદ્ધ કાળા વાવટાનું પ્રદર્શન પણ યોજ્યું. જેમ હંમેશા બનતું આવ્યું છે તેમ વડા મુલ્લાંજીએ બધા સુધારકોની **"બરાઅત"** (સામાજિક બહિષ્કાર) જાહેર કરી વેર વાળ્યું અને ગોધરાના આમિલને ફરમાન કર્યું કે તે તેઓના નિકાહ કે દફનક્રિયા ન કરે. આમ મુસ્લીમ કાજી પાસે નિકાહ પઢાવી લેવાની અને પોતાના મરીપરવારેલાઓની પોતે જાતે દફનક્રિયા કરવાની સુધારકોને ફરજ પડી. ગોધરાના સુધારકો પોતાના ઉદ્દેશમાં નિષ્ઠાવાન હતા છતાં પણ લાંબા સમય સુધી સામાજિક દબાણનો સામનો ન કરી શકયા અને તેમાંના ઘણા વડા મુલ્લાંજીની માફી માંગીને ફરી નાતમાં આવી ગયા. માત્ર થોડા ઘણા મોરચા ઉપર રહી શકયા અને તેઓને પણ તેમ કરવા સિવાય બીજો કોઈ માર્ગ સુઝયો નહીં.

નવી ત્રિપુટીમાંથી બે આગેવાનો, અલાબક્ષ અને ફઝલ અબ્બાસ જમીનદારે પાટલા બદલ્યા (ત્રિપુટીના ત્રીજા આગેવાન નોમાન કોન્ટ્રેકટર હતા.) તેથી સુધારક ચળવળને ફરી એક ધક્કો પહોંચ્યો. આવા કપરા સંજોગોમાં પણ કોન્ટ્રેકટર, હુસૈનીભાઈ સંચાવાલા (ત્યારના 'બોહરા બુલેટીન'ના તંત્રી, જે સુધારકોનું સત્તાવાર પત્ર હતું અને પાછળથી 'ધી બોહરા ક્રોનીકલ'ના નવા નામથી ચાલુ રહ્યું), મોહસીન નગરી અને બીજા કેટલાકોએ સુધારકોનો ધ્વજ ઉડતો રાખ્યો. ગાંધીજીની સત્યાગ્રહની પધ્ધતિ અપનાવીને આ સુધારક આગેવાનોએ ૧૯૬૫ના રમઝાન મહિનામાં ઉત્તરોત્તર ચાર રવિવારે મુંબઈના ભીંડી બજારના વોહરા મોહલ્લામાં 'પ્રભાતફેરીઓ' કાઢી. મુંબઈના દૈનિકો જેમાં અંગ્રેજી દૈનિકોનો પણ સમાવેશ થયો–જે આમતૌર પર વોહરાઓની તકરારમાં ઝાઝો રસ લેતા નથી–તેઓએ આ બનાવોના પોતાના દૈનિકોમાં રિપોર્ટો છાપ્યા. હુસૈની સંચાવાલા અને ઝૈતુનબેન કપાસી (ગુજરાતના માજી ધારાસભ્ય–M. L. A.) એ પોતાની જીંદગીના જોખમે સૈફી મસ્જીદ (વોહરાઓની મુંબઈની મુખ્ય મસ્જીદ) ની બહાર સત્યાગ્રહ કર્યો. આ સત્યાગ્રહ મસ્જીદમાં

જગ્યાઓનું લિલામ કરી પૈસા બનાવવાની રીત જે ઈસ્લામી સિદ્ધાંતો મુજબ ઘણી જ વખોડવાલાયક છે તેના વિરોધમાં થયો હતો. ઈસ્લામના સિદ્ધાંતો પ્રમાણે મસ્જીદ એ ખુદાનું ઘર છે જ્યાં કોઈપણ વ્યક્તિ કોઇપણ સ્થાને નમાઝ પઢી શકે છે. કોઈ વેપારી સોદો જેવો કે નમાઝ પઢવાની જગ્યાનું લીલામ કરવું અથવા પૈસા આપી અનામત સ્થાન બનાવવું એ ઈસ્લામ કબુલ કરે નહીં, જે વડા મુલ્લાંજી કરી રહ્યા હતા. સત્યાગ્રહીઓને વડા મુલ્લાંજીના અનુયાયિઓના તોફાનનો સામનો કરવો પડયો હતો. વડા મુલ્લાંજીના અનુયાયિઓના વારંવાર થતા હિંસક હુમલાઓના વિરોધમાં કોન્ટ્રેકટર અને બીજા સુધારકોએ "કફન સરઘસ" કાઢેલ. કોન્ટ્રેકટર, હુસૈની સંચાવાલા અને બીજાઓએ, કફન વીંટીને મોહલ્લામાંથી કુચ કરેલી જે આદર્શ માટે પોતાની જીંદગી કુરબાન કરી નાખવાની તૈયારીનું પ્રતિક હતી. આ અજોડ વિરોધની કુચનો સંદેશો હતો કે: "હંમેશને માટે અમને કતલ કરી નાખો." અલબત્ત સખ્ત પોલીસ બન્દોબસ્ત કરી આ ક્ષેત્રની આજુબાજુ કોર્ડન કરી લેવામાં આવી હતી. નહિંતર ઝનુની ટોળાએ ખરેખર જ સુધારક આગેવાનોને મારી નાખવા પ્રયત્ન કર્યો હતો. કોન્ટ્રેકટર અને તેના સાથીઓને પોલીસ સુરક્ષિત કબ્જામાં લઈ જીપમાં હંકારી ગયા હતા. સાઠના મધ્ય દાયકામાં વધુ કાંઇ ન બન્યું, કારણ કે 'બરાત'ની ધમકીથી ડરી જઈને ઘણા લોકો સુધારક પક્ષમાંથી નીકળી ગયા હતા.

એકાવનમા વડા મુલ્લાજી સૈયદના તાહેર સૈફુદ્દીન પોતાની દાવતની ગાદી ઉપર પધારવાની સુવર્ણજયંતિ ઉજવી નવેમ્બર ૧૯૬૫માં વફાત થયા હતા. તેમના સૌથી મોટા 'શાહજાદા' મહમ્મદ બુરહાનુદ્દીન જે એમ માનવામાં આવતું હતું કે પાક અને નરમ દિલના છે તે ઉત્તરાધિકારી બન્યા. એકાવનમા વડા મુલ્લાંજીના વફાત પછી સુધારકોએ "ખમો અને જુઓ"ની નીતિ અપનાવી. વળી ૧૯૬૫માં ભારત અને પાકિસ્તાન વચ્ચે વિગ્રહ પણ ફાટી નીકળેલ જેનાથી વધુ તાત્કાલિક બાબતો તરફ ધ્યાન ગયેલું. આમ સુધારક ચળવળ ભારતમાં એકાદ બે વર્ષ પરદા પાછળ ચાલી ગઈ. આ દરમ્યાન જો કે પૂર્વ આફ્રિકામાં અમુક ઘટનાઓ બની.

સૈયદના તાહેર સૈફુદ્દીનના વફાત પછી તેમના શાહજાદા યુસુફ નજમુદ્દીને પૂર્વ આફ્રિકાની મુલાકાત લીધી અને તેમના પિતાએ અર્પણ કરેલ બંધારણ પાછું ખેંચી લીધું. આ પગલાથી પૂર્વ આફ્રિકાના વોહરાઓમાં ઘણો ખળભળાટ મચી ગયો, કારણ કે તેમના કારોબારનો જાતે બંધ કરવાનો તેમનો મૂળભૂત અધિકાર છીનવાઈ ગયો. અમુક મોમીનભાઈઓએ વડા મુલ્લાંજીના

માં'સુમ (infallible નિરાપાપ) હોવાના દાવા તરફ પણ શંકા બતાવી. જો તે દોષરહીત હોય તો જે બંધારણ યોગ્ય ન હોય તેને માન્ય કેમ રાખ્યું હતું ? તેવી તેઓની દલીલ હતી. સૈયદના મહમ્મદ બુરહાનુદ્દીને ઓગસ્ટ ૧૯૬૮ માં પૂર્વ આફ્રિકાની મુલાકાત લીધી. ધંધાર્થે નોમાન કોન્ટ્રેકટર પણ ત્યાં જ હતા. આમ માત્ર અનાયાસે જ બન્યું હતું. પણ વડા મુલ્લાંજીની પધરામણી કડવી બની ગઈ, કારણ કે ટાન્ઝાનિયાની સરકારે **એકસચેન્જ કન્ટ્રોલ રેગ્યુલેશન** (પરદેશી હુંડિયામણ નિયંત્રણ વ્યવસ્થા)ના ભંગ માટે તેમના ઉપર કાયદેસરના પગલા લીધા. દેશ બહાર ચાલ્યા જવાનો હુકમ તેમના ઉપર બજાવવામાં આવ્યો અને ૨૪ કલાકમાં દેશમાંથી ચાલ્યા જવાની નોટિસ આપવામાં આવી. ટાન્ઝાનિયા અને બીજા દેશોના મુખ્ય દૈનિકોમાં આ સમાચાર આગળ પડતી રીતે છપાયા હતા.

લંડનના **'ગાર્ડિઅન'** નામના છાપાએ તેના ૧૫ ઓગસ્ટ ૧૯૬૮ ના અંકમાં આ મુજબ સમાચાર પ્રકાશિત કરેલ : "ટાન્ઝાનિયાએ આજે એક આંતરરાષ્ટ્રીય મુસ્લીમ કોમના આધ્યાત્મિક નેતા ઉપર ૨૪ કલાકમાં બહાર ચાલ્યા જવાનો ઓર્ડર આપ્યો છે, એમ દાવો કરીને કે ગરીબોના શોષણ માટે તે ધર્મનો ઉપયોગ કરતા હતા. ડૉ. સૈયદના મહમ્મદ બુરહાનુદ્દીન સાહેબ, દાઉદી વોહરા પંથના વડા, જે પંથના લોકો એશિયાના ઘણા દેશોમાં તેમજ યુરોપ અને પૂર્વ આફ્રિકામાં પણ વસે છે. ગયા અઠવાડિયે ગવર્નમેન્ટ પ્રેસમાં જે ચેતવણી આપવામાં આવી હતી કે ધાર્મિક નેતાઓને પૈસા ઉઘરાવીને, પરદેશોમાં તેઓની આધ્યાત્મિક (celestal) ખુરશીઓ તરફ લઈ જવાની રજા આપવામાં નહીં આવે તે ચેતવણીનો આજે રાત્રે સરકારે આપેલ વક્તવ્ય પડઘો પાડે છે."

"ઈસ્ટ આફ્રિકન સ્ટાન્ડર્ડ" નામના છાપાએ ૧૫ ઓગસ્ટ ૧૯૬૮ ના જે ગવર્નમેન્ટ ઓર્ડરનો રિપોર્ટ છાપેલ તે ઘણા સખત શબ્દોમાં હતો. આ રિપોર્ટ મુજબ એ ઓર્ડરમાં બીજી બાબતો ઉપરાંત આમ કહેવામાં આવેલ, "ધર્મની સ્વતંત્રતાનો અર્થ એ નથી થતો કે એ સ્વતંત્રતામાં દેશના **એકસચેન્જ કન્ટ્રોલ** કાયદાઓની અવગણના કરવી અથવા તેમાંથી છટકી જવું... એમાં એ સ્વતંત્રતા પણ નથી આવી જતી કે કોઈ વ્યક્તિ અથવા કોઈ વ્યક્તિઓનું મંડળ ધર્મને નામે ગરીબોનું શોષણ કરી તવંગર બને." આ રીપોર્ટમાં આગળ કહેવામાં આવ્યું હતું કે "આ એક ગરીબ દેશ છે અને તેના નાગરિકો વતી સરકારની એ ફરજ બની જાય છે કે જે લોકો ધાર્મિક

વેરા ચુકવવાની ફરજ તરીકે પૈસા માંગે અને પછી તેનો ઉપયોગ એવા હેતુ માટે કરે જેને તાન્ઝાનિયાના નાગરિકોના આધ્યાત્મિક કે ભૌતિક કલ્યાણ સાથે કાંઈ જ સંબંધ ન હોય–માનવાવાળાઓનો આવો દુરુપયોગ અટકાવવાની સરકારની ફરજ છે.''

જેમ પ્રતિઆશા રાખેલ તેમ, વડા મુલ્લાંજીએ આ આખા બનાવ માટે સુધારકોની "શરારત"ને દોષ દીધો. દારેસ્સલામથી પ્રકાશિત **'ધી નેશનાલિસ્ટ'** છાપાએ ૧૬ ઓગસ્ટ ૧૯૬૮ના અંકમાં લખ્યું, "ડોકટર સાહેબે એરપોર્ટની પ્રેસ કોન્ફરન્સ (imprompty)માં કહ્યું: 'ટાન્ઝાનિયામાં મને જે થયું છે, તે સારીયે દુનિયામાં બીજે કયાંય નથી થયું. પણ હું ટાન્ઝાનિયાની સરકારને દોષિત નથી ગણતો. મારી કોમના ફરી ગએલા સભ્યોએ મારી આ મુલાકાત નષ્ટ કરવાની યોજના કરેલ છે." સંયોગવશાત ધંધાર્થે કોન્ટ્રેકટર ત્યાં હતા એટલે દોષનો ટોપલો તેના માથે ઢોળી દેવામાં આવ્યો. વેપારમાં સહયોગની તેની યોજનાને આની અસર થઈ અને તેને ઝેર દેવાનો પ્રયાસ થએલ એવો પણ રિપોર્ટ હતો. કોન્ટ્રેકટર તેના કુટુંબ અને મિત્રોના દબાણથી ચળવળમાંથી ખસી ગયા. **બોહરા બુલેટીન**માં પ્રકાશિત યુસુફ નજમુદ્દીન ઉપરના તેના ખુલ્લા પત્રમાં ચળવળમાંથી નીકળી જવાનો તેનો ઈરાદો તેણે જાહેર કર્યો. કોન્ટ્રેકટરના ખસી જવાથી, જો કે તે પરાણે ઠોકી બેસાડવામાં આવેલ, સુધારક ચળવળને ઘણો ધક્કો પહોંચ્યો અને ઘણા મિત્રો અને સહાનુભૂતિકારોને તેનાથી કચવાટ થયો. આ ચળવળના શુભેચ્છકો ઉપર તેની માઠી અસર થઈ એ ચોક્કસ છે. ખરી રીતે તો સંપૂર્ણ શરણાગતી નહીં પણ એ એક "tactical manoever" (વિગ્રહમાં મોરચા ઉપર જેમ ચાલ બદલાય તેવું) હતું. પાછળના બનાવોથી એ બરાબર સાબિત થયું. એ સમયે તેઓ બિલકુલ અલગ પડી ગયા હતા અને લડાઈ ચાલુ રાખવામાં તેના વેપાર ઉપર માઠી અસર પડત જેનાથી તેની સ્થિતિ વધુ નબળી બની જાત. બીજી બાજુ જોઈએ તો આ કામચલાઉ પીછેહઠે તેમની તાકાત ફરી પ્રાપ્ત કરવા માટે પુરતો સમય આપ્યો. જો સ્થિતિ એવી હોય તો ચળવળના હિતમાં, પ્રમાણિક પ્રયોજનને ધ્યાનમાં રાખી પીછેહઠ કરવાની ચાલ વ્યાજબી ગણાય.

કોન્ટ્રેકટરના પાછા હટી જવા પછી બે વરસે ૧૯૭૦માં એચ. કે. સંચાવાલા–ત્યારે સુધારક ક્ષેત્રમાં બાકી રહી ગયેલા એકજ આગેવાન–આ પ્રહારમાંથી ફરી ઉપર આવ્યા અને ગુજરાતના એક દુરના અને નાના ગામ

કુંડાવાવમાં તે વર્ષે સમ્મેલન ગોઠવ્યું. જો કે ત્યારે ચળવળમાં ફક્ત ઉપલા શિક્ષિત વર્ગના વોહરાઓ જ સામિલ હતા, જેમ સ્વતંત્રતા પહેલાના વરસોમાં હતું. પણ હવે ઉદેપુરમાં બધી બાબતો જુદી દિશા લઈ રહી હતી. રાજસ્થાનના આ રળિયામણા શહેરમાં અમુક અંશે કેળવણીના બોહળા ફેલાવાને અંગે અને અમુક અંશે ધર્મગુરુવર્ગના વહીવટીતંત્રના ભ્રષ્ટ આચરણોથી આવું બની રહ્યું હતું. ઉદેપુરના બનાવો અને તેની પાછળના પ્રત્યાઘાતો વોહરાઓની સુધારાવાદી ચળવળના ઇતિહાસમાં મહત્ત્વનો ભાગ ભજવે છે. આગલા પ્રકરણમાં આપણે એને વિગતવાર તપાસીશું.

---

## ૭ ઉદયપુરનો બળવો અને તેના પરિણામ

ઉદયપુર એક પડછંદ પહાડોથી ઘેરાયેલું સરોવરોનું સુંદર શહેર છે. એક વખતે મેવાડના રાણાઓની રાજધાનીનું આ શહેર હતું જેમાં અત્યારે દાઉદી વોહરાઓની સારી એવી ૧૨,૦૦૦ થી ૧૩,૦૦૦ ની વસ્તી છે. દાઉદીઓની વસ્તીની દૃષ્ટિએ તે મુંબઈ પછી ત્રીજા નંબરનું શહેર છે. ૧૯૪૭ પહેલાં ઘણા ખરા વોહરાઓ તેઓની વંશપરંપરાગત પ્રથા મુજબ નાના અથવા મધ્યમ ધંધાઓમાં પરોવાએલા રહેતા. પણ દેશના ભાગલાથી અને તેના પરિણામે સિંધી નિરાશ્રિતોના ધસારાથી ઉદેપુરના વોહરાની આર્થિક સ્થિતિ ઉપર માઠી અસર થઈ. પાર્ટીશનના કાળમાં થએલા હુલ્લડોમાં ઘણી દુકાનોનો નાશ થયો. આ ખોટ ઉપરાંત તેઓને વેપારમાં સિંધી કૌમ–જે વોહરાઓથી ધંધાની કુશળતામાં જરાયે ઉતરતી ન હતી–સાથે સખત હરીફાઈમાં ઉતરવું પડતું હતું. હવે વોહરાઓની ધંધામાં મોનોપોલી રહી ન હતી જે અગાઉ ઉદેપુરમાં હતી. જીવનનિર્વાહ માટે હવે તેમને બીજા ક્ષેત્રો ખોળવા પડતા. પરિવર્તિત સંજોગોમાં ઘણાને કેળવણીની અગત્યતા સમજાણી, કારણ કે તેનાથી સરકારી તેમજ બીજા ક્ષેત્રામાં તેમને રોજગારી મળી શકે. વળી ઉદેપુર અગાઉના રાણાઓની રાજધાની હતું એટલે ત્યાં આધુનિક શિક્ષણની સારી સગવડતાઓ હતી. આથી ઘણા વોહરાઓ હવે ઉચ્ચ શિક્ષણ લેવા તરફ વળ્યા અને દોઢેક દાયકામાં કોઈ કુટુંબમાં મેટ્રિક અથવા ગ્રેજ્યુએટ ન હોય તેવું ભાગ્યે જ બનતું. વોહરાઓની મહિલાઓ પણ શિક્ષણ લેવા માંડી અને આજે વોહરાઓમાં ઘણી ગ્રેજ્યુએટ સ્ત્રીઓ પણ છે.

જો કે કેળવણીથી ધર્મ તરફ બેદરકારી ન આવી કે સમજણ વધી નહીં તો પણ વ્યક્તિગત અધિકારો અને માનવ મોભાનું તેમને ભાન થયું. (મારી પોતાની ઉદેપુરમાં કરેલી ક્ષેત્રિય જાંચપડતાલના આધારે હું આ કહું છું.) જુવાન પેઢીના વલણમાં થયેલ આટલું પરિવર્તન, ધર્મગુરુવર્ગની તેમના અનુયાયિઓ તરફની વૃત્તિમાં ફેરફાર માંગવા માટે દબાણ લાવવામાં પૂરતું હતું. હવે તેમની તરફ માત્ર ગુલામો જેવું વર્તન ચાલી શકતું ન હતું, કે ન તો અગાઉની માફક તેમના અધિકારો સાથે સહેલાઈથી છેડતી કરી શકાતી હતી. ચૂંટણીઓમાં ઊભા રહેવાના લોકતાંત્રિક અધિકાર અથવા જુમાતના સભ્યોને ચૂંટવાનાં અધિકાર આસપાસ જ આ બળવો જાગેલ એ ઓછું અર્થસૂચક નથી. ધાર્મિક પ્રશ્ન કે ધર્મવિરોધી ઉચ્ચારણ (Heresy) આસપાસ આમ બન્યું

નહતું. આ પ્રકરણમાં આપણે આ બળવા વિષે તેમજ તેની પાછળની અસર વિષે વિગતવાર ચર્ચા કરીશું, કારણ કે વોહરાઓની સુધારક ચળવળના ઈતિહાસમાં એ એક અગત્યનો પ્રસંગ હતો.

વીસમી સદીની શરૂઆતમાં અથવા તેથી પણ અગાઉ થયેલી સુધારક ચળવળનો પડઘો ઉદેપુરમાં પડેલો. પણ હિન્દુસ્તાનના બીજા ભાગોમાં જેમ બનેલ તેમ આ ચળવળ અમુક કુટુંબોમાંજ સિમિત રહેલી. આ કુટુંબોને હેરાનગતિ અને પજવણી ભોગવવી પડેલ. અમુક ઘણા બુઝુર્ગ શખ્સો જેમણે આ બનાવો જાતે જોએલા તેમની સાથે આ સંબંધમાં મેં વાતચીત કરેલી. ગુલામ અબ્બાસ અકબરઅલી ખાખરવાલા (ઉમર ૭૨ વર્ષ) અને તિરીવાલા (ઉંમર ૯૨ વર્ષ) એ બન્ને આ બાબત ઘણા પરિચિત હતા. તેમના કહેવા મુજબ આશરે ૯૦ વર્ષ પૂર્વે જમાતના હિસાબકિતાબમાં તકરાર ઉભી થએલી. કુરાળવાલા કુટુંબ હિસાબ રાખતું હતું. રજબઅલી પાલીવાલા કુરાળવાલા કુટુંબ જમાતના ફાળાઓનો હિસાબ આપે એવી માંગ કરતા હતા. કુરાળવાલા કુટુંબે આમ કરવાની ના પાડતા હિંસક ઝઘડો ઉભો થએલ અને સ્થાનિક રાજકર્તાએ આમાં સંડોવાએલા ઘણા માણસોને કેદખાનામાં નાખ્યા હતા. એ વખતના વડા મુલ્લાંજીએ કુરાળવાળા કુટુંબનો પક્ષ લીધો અને તેણે પાલીવાલાનો અને તેની સાથે જે કુટુંબો હતા તેમનો **સલામ બંધ** કર્યો (એટલે કે નાતબહાર કર્યા). શેખ તૈયબઅલી નામના બળવાખોર મુલ્લાંએ સ્વતંત્ર રીતે ઘણી શાદીઓમાં નિકાહ પઢયા. આપણે આગળ જોઈશું તેમ આવા ઘણા બનાવો ઉદેપુરના તાજેતરના બનાવો સાથે સમાંતરે હતા.

એ વખતે પણ જેમ હમણાં ફરી બન્યું છે તેમ ઉદેપુરના વોહરાઓના બે ભાગલા પડી ગયા : કુરાળવાલા અથવા સૈયદનાનો પક્ષ અને પાલીવાલા અથવા સૈયદના વિરોધી પક્ષ. આ બાબત અદાલતમાં પહોંચી. જમાતખાનાને તાળા લાગ્યા અને ચાવીઓ સ્થાનિક પોલીસ અધિકારીઓના હાથમાં ગઈ. કોઈપણ પક્ષને જમાતખાનાનો કે તેના વાસણોનો ઉપયોગ કરવા માટે આ અધિકારીઓ સમક્ષ અરજી કરવી પડતી. અદાલતમાં રજબઅલી પાલીવાલાનું એમ કહેવું થયું કે વડા મુલ્લાંજીનો દરેક હુકમ–પછી તે ધાર્મિક હોય કે બીજો કોઈ હોય–તેનું પાલન કરવું એ તેમને માટે બાધ્ય નથી. પાછળથી બન્ને પક્ષો વચ્ચે સમાધાન થયું અને કુરાળવાલા કુટુંબે હિસાબ રજુ કર્યો એટલું જ નહી પણ જમાતના ફાળા ઉચાપત કરી જવા માટે પબ્લીકમાં માફી પણ માંગી. બળવાખોર મુલ્લાંએ પઢી આપેલા બધા નિકાહો વડામુલ્લાંજી સૈયદના બદરૂદ્દીને માન્ય રાખ્યા પણ પાલીવાલા કુટુંબે જમાતના કારોબારમાં રસ લેવાનું બંધ કર્યું.

આમ છતાં પણ આ સમાધાન લાંબું ટકયું નહીં. ૧૯૧૭માં ચાન્દાભાઇ ગલ્લા કેસ અદાલતમાં દાખલ થતાં, પાલીવાલા કુટુંબ સુધારકવર્ગના સમર્થનમાં સક્રિય રીતે આગળ આવ્યું. પાલીવાલા કુટુંબના જીવણઅલી રજબઅલી તાજખાન વાલાએ મુંબઈમાં અને બુરહાનપુરમાં સુધારક ગ્રુપના ટેકામાં ઘણો સક્રિય ભાગ ભજવ્યો. ઉદેપુરમાં બે પક્ષો વચ્ચે હિંસક ઘટનાઓ ઘટી અને આખરે જીવણઅલી અને તેના સમર્થકોના ૧૦ થી ૧૨ કુટુંબોને હાથીપોળનો વોહરા મોહલ્લો છોડવો પડયો. તેમને નાતબહાર કરવામાં આવ્યા. બળવાખોર મુલ્લાં શેખ રજબઅલીનું ૧૯૨૪માં અવસાન થયું. તેની દફનક્રિયાની રજા આપવા સ્થાનિક આમિલ કબુલ ન થયા, જો કે તેના પુત્રો માફી માંગવા તૈયાર થયા. શેખની દફનક્રિયા કરવા દેવા માટે સરકારી સત્તાવાળાઓ પણ આમીલને સમજાવી ન શકયા. છેવટે મૃતદેહને દફનાવવા માટે સુધારકોની મદદે ઉદેપુરના મહારાજાને સૈન્ય મોકલવું પડયું. તે પછી જીવણઅલીનો પક્ષ બિલકુલ છુટો પડી ગયો. સને ૧૯૩૬માં આ વર્ગના અમુક સભ્યોએ 'અન્જુમને રીફાહુલ મુમિનિન' નામની એક સંસ્થા કાયમ કરી. વડામુલ્લાંજીના રૂઢિચુસ્ત અનુયાયિઓએ આ સંસ્થાની પ્રવૃત્તિનો વિરોધ કર્યો અને હિસંક દેખાવો થયા. આ ઝઘડામાં એક છોકરો મરાણો. રૂઢિચુસ્ત પક્ષે તુરત પોતાની આણ ફેલાવી અને જીવણઅલી સાથે માત્ર થોડા કુટુંબો જ રહ્યા. પાર્ટીશન પછી આમાંના ઘણાખરાં કુટુંબો પાકિસ્તાન હિજરત કરી ગયા. તેમાંના અમુક ઉદેપુર તેમજ કરાંચીના રૂઢિચુસ્ત પ્રવાહમાં જોડાઈ ગયા.

ઘણા લોકો જેઓ સુધારક ચળવળ પ્રત્યે સહાનુભૂતિ દર્શાવતા હતા તેઓએ પોતાની લાગણી ૧૯૭૦ સુધી છુપી રાખી, જ્યારે ફરી એકવાર આ બાબતોએ જુદો આકાર લીધો. વળી અગાઉ જણાવ્યું તેમ ૧૯૪૭ પછી ઉદેપુરમાં એક શાંત સામાજિક આર્થિક ક્રાંતિ થઈ રહી હતી. આ સમયે ઉચ્ચ શિક્ષણ ધરાવતો એક વર્ગ, જેમાં પુરુષો અને સ્ત્રીઓ બંને હતા, તે અસ્તીત્વમાં આવી રહ્યો હતો. આ વર્ગને પોતાના નિર્વાહ માટે નાના વેપાર ઉપર હવે નિર્ભર રહેવું પડતું ન હતું. સ્વાભાવિક રીતે આ ક્રાંતિએ માણસના વલણમાં ગજબ પરિવર્તન લાવી દીધું, એટલે કે તેમના વ્યક્તિગત અધિકારો અને લોકતાંત્રિય સન્માનનું તેમને ભાન થયું. ધર્મના નામે બિનમજહબી ક્ષેત્રમાં પણ ધર્મગુરુ વર્ગની ડખલગીરીનો આ વર્ગ વિરોધ કરવા લાગ્યો.

ઉદેપુરમાં ૧૯૭૦ની મ્યુનિસિપલ ચૂંટણીઓમાં આ બાબતો મોખરે આવી. એ તો જગજાહેર વાત છે કે ધર્મગુરુ વર્ગ વોહરા મતદાતાઓને પોતાની

પસંદગીની પાર્ટી એટલે કોંગ્રેસને મત આપવા દબાણ કરતો. વડા મુલ્લાંજીની 'અલ વિઝારતુસ– સૈફિયા' (સેક્રેટરીએટ અથવા મધ્યસ્થ કચેરી)એ સ્થાનિક આમિલોને પત્રો લખી વોહરાઓને કોંગ્રેસને મત આપવા ફરમાન કર્યાના તો ઘણા દાખલાઓ મોજુદ છે. ઉદેપુરમાં ચાર મ્યુનિસિપલ વોર્ડમાં વોહરાઓની બહુમતી છે. આ વોર્ડ માટે ઉમેદવારોના નામ સ્થાનિક આમિલ આપતાં. ૧૯૭૦ માં સ્થાનિક કોંગ્રેસ એકમે આમિલને ચાર ઉમેદવારોના નામો આપવા વિનંતી કરી, જેને કોંગ્રેસ આવી રહેલી મ્યુનિસિપલ ચૂંટણી માટે ટિકિટો આપી શકે.

ઝાકીર કુરાળવાલા નામના એક શખ્સને–જે ભ્રષ્ટ કહેવાતો હતો–આમિલ સાથે સાથે સારી લાગવગ હતી. તેણે આમિલને ચાર ઉમેદવારોની ભલામણ કરી અને આમિલે તે નામો કોંગ્રેસ પક્ષને મોકલ્યા. શિક્ષિત યુવાવર્ગને આ પસંદ ન પડયું, કારણ કે ઉદેપુરના વોહરાઓનો વિશ્વાસ ધરાવતા માણસોના ચાર નામ જે તેમણે આપેલ તે નામો આમિલે કબુલ કરેલ નહી. અલબત્ત કોન્ગ્રેસે તો આમિલે આપેલ ચાર નામવાળા ઉમેદવારોને ટિકિટ આપી, કારણ કે તેમનું એમ માનવું હતું કે આમિલે આપેલ નામવાળા ઉમેદવારોને જ વોહરાઓ મત આપશે. યુવાનવર્ગને પોતાના ઉમેદવારોને સ્વતંત્ર રીતે ઉભા રાખવા સિવાય હવે બીજો કોઈ વિકલ્પ રહ્યો ન હતો એટલે તેમણે સ્વતંત્ર ઉમેદવારો ઉભા રાખ્યા.

યુવાવર્ગનું નેતૃત્વ ગુલામહુસૈન કરતા હતા જે ઘણા લોકપ્રિય સમાજ સેવક હતા અને ઉદેપુરના વોહરાઓને તેનામાં વિશ્વાસ હતો. ગુલામહુસૈન રાજકીય પક્ષે ઘણા સારી પેઠે સંકળાએલ હતા અને તે પોતાની લાગવગ પોતાના વોહરા ભાઈઓને મદદ કરવામાં વાપરતા, જ્યારે ઝાકીરહુસેન પોતાના લાભ માટે જ આવી લાગવગનો ઉપયોગ કરતા હતા એમ કહેવાતું હતું.

વડામુલ્લાંજીનું તંત્ર ઝાકિરહુસૈનને ખુલ્લમખુલ્લો ટેકો આપતું હતું એ વધુ દુઃખની વાત હતી. ઉદેપુરના વોહરાઓમાં આવા વલણ પ્રત્યે અત્યંત રોષ હતો. આમ મ્યુનિસિપલ ચૂંટણીએ ઉદેપુરની વોહરા પ્રજામાં ઘણો જોશ પેદા કર્યો, કારણ કે ચૂંટણીનો ફેંસલો બન્ને પક્ષો માટે સ્વમાનનો પ્રશ્ન બની રહેતો હતો. પણ આ ફેંસલો સ્પષ્ટ રીતે યુવાપક્ષની તરફેણમાં ગયો, કારણ કે તેના બધા ઉમેદવારોએ, વડામુલ્લાંજીના મુંબઈના તંત્રના કહેવાથી આમિલે જે ઉમેદવારો ઉભા રાખ્યા હતા, તેમને કચડી નાખતી હાર દીધી.

ધર્મગુરુ વર્ગના તંત્રે જેમને આશીર્વાદ દીધા હતા તેમના પરાજયે, યુવા વર્ગની લોકતાંત્રિય અધિકારોની માંગની ઝુંબેશને નવું સ્વરૂપ આપ્યું. ચૂંટણીનો ફેંસલો એક કરતાં વધુ અર્થમાં સૂચક બન્યો. એ ધ્યાનમાં રાખવું જોઈએ કે આ ફેંસલો વડામુલ્લાંજીની ધાર્મિક સત્તા કે તેનું પ્રતિનિધિત્વ ધરાવતી 'દાવતે–હાદિયા'ની ધાર્મિક સત્તા વિરૂદ્ધ **ચોક્કસ ન હતો,** પણ વડામુલ્લાંજીનું તંત્ર જે અમુક વ્યક્તિઓને ટેકો આપતું હતું, તેમના ભ્રષ્ટાચાર વિરૂદ્ધ હતો. યુવાવર્ગને ટેકો આપનારા પુરુષો અને સ્ત્રીઓ, વૃદ્ધો અને યુવાનો બધા હતા, કારણ કે યુવાવર્ગના સભ્યો સેવા અને સમર્પણ ઉપરાંત લોકતાંત્રિય કારોબાર માટે મથતા હતા. ઉદેપુરથી આવતા ચૂંટણી પરિણામોથી ધર્મગુરુનું તંત્ર આભુ બની ગયું. તેના બધા નામાંકિત ઉમેદવારો મોટા માર્જીનથી પરાજીત થયા હતા. સ્થાનિક આમિલ પણ તેના ઉમેદવારોના પરાજયથી ઓચપાઇ ગએલ અને ચૂંટાએલા ઉમેદવારોના વિજયના સરઘસને આશીર્વાદ આપવા પડેલ.

મુંબઇના ધર્મગુરુવર્ગના તંત્રને ઉદેપુરના બનાવોથી ઘણી નારાજગી થઈ. સ્થાનિક આમિલે નામાંકિત કરેલ ઉમેદવારોને મત આપવાના તેના ફરમાનના અનાદરને, સૈયદનાની ધાર્મિક સત્તાનો અનાદર કરવા બરોબર તેમણે ગણ્યું. ચૂંટાયેલા વહોરા ઉમેદવારોને મુંબઇ બોલાવવામાં આવ્યા અને તેમને વડામુલ્લાંજીની રજા વગર ચૂંટણી લડવાના "ભૂલ ભરેલા વર્તન" માટે ઠપકો આપવામાં આવ્યો. તેમની પાસેથી માફી માંગવાની માંગ થઈ. યુવાપક્ષે માફી માંગવાની ના પાડી અને કહ્યું કે સ્થાનિક આમિલને ચૂંટણી લડવાના તેમના ઈરાદાની જાણ કરવામાં આવી હતી, અને અમુક તત્ત્વોની લાગવગથી કોંગ્રેસ પક્ષની ટિકિટો માટેની તેમની વિનંતિ આમિલે ઠુકરાવી દીધી હતી. વડા મુલ્લાંજીનો દાવો બિલકુલ યથાર્થ ન હતો.

વોહરાઓના લોકતાંત્રિય અધિકારોની મહત્ત્વતા સમજીને અને એ અધિકારોના ઉલ્લંઘનથી ઉત્પન્ન થએલ નારાજગી અને જુસ્સો પારખીને, શરૂઆતમાં તો ગુલામ હુસૈનના નેતૃત્વવાળી યુવા પાર્ટી સાથે સમાધાન કરવા સિવાય વડા મુલ્લાંજીને કોઈ વિકલ્પ જણાયો નહીં. મુલ્લાંની પદવી આપીને ગુલામ હુસૈન અને તેના સમર્થકોને મનાવી લેવાનો પ્રયત્ન પણ થયો. પણ યુવાવર્ગનું કહેવું હતું કે એ માત્ર બાહ્ય દેખાવ હતો અને સમય મેળવવા માટેની ચાલ હતી. ઝાકિર હુસૈન કુરાળવાલા જેની તાનાશાહી પ્રત્યે ઉદેપુરના વોહરાઓને તિરસ્કાર હતો. તેણે સૈયદનાની મહેરબાની ગુમાવી નહીં. ઊલટાનું તેને શેખના વધુ ઊંચા

ઈલ્કાબથી સન્માનવામાં આવ્યો. એમ કહેવાય છે કે ધર્મગુરુવર્ગ ઝાકિરહુસૈન સાથે ગાઢ સંબંધ નિભાવી રાખવા માંગતો હતો કારણ કે તે વડા મુલ્લાંજીની ઉદેપુરની મુલાકાતો ગોઠવવામાં અને વોહરાઓના ઘરે જીયાફતો (ભોજનની શ્રેષ્ઠ પાર્ટીઓ) જમાડવામાં સાધનરૂપ હતો. જો કે ઉદેપુરના વોહરાઓએ મ્યુનિસિપલ ચૂંટણીઓ દ્વારા ઝાકિર હુસૈન તરફ પોતાનો રોષ દર્શાવ્યો હતો છતાં ધર્મગુરુ વર્ગે તેની તરફેણ કરવી ચાલુ રાખી.

યુવાપક્ષના નેતા ગુલામ હુસૈન જ્યારે મુંબઈથી પાછા ફર્યા ત્યારે ઉદેપુરની જમાતે એક મોટું સ્વાગત સંમેલન ગોઠવ્યું જેમાં રાજસ્થાનના મુખ્યમંત્રી સુખડિયાએ પણ હાજરી આપી. જો કે ઝાકિર હુસેનને વધુ ઊંચો ઈલ્કાબ વડા મુલ્લાંજીએ અર્પેલ તો પણ તેનું સ્વાગત થયું ન હતું; એટલું જ નહીં પણ ગુલામ હુસૈનના સ્વાગત સમારંભમાં ઘણા વક્તાઓએ તેની ટીકા કરી. આથી વધુ કડવાશ પેદા થઈ. ઝાકિર હુસૈને મરણિયા થઈને અમુક વધુ પગલાંઓ લીધા જેનાથી તે વધુ અળખામણો થઈ પડયો. જમાત પાસે એક જમીનનો પ્લોટ અને રૂા. ૭૦,૦૦૦ સિલીકમાં હતા. જમાત કમિટીએ આ જગ્યાએ દુકાનો બનાવી કાયમની આવક ઊભી કરવા નિર્ણય લીધો. ઝાકિરહુસૈન પોતાનો હાથ મજબૂત કરવા માટે આ રકમ વડામુલ્લાંજીની ઉદેપુરની મુલાકાત ગોઠવવા માટે વાપરવા માગતો હતો. જવાનિયાઓ આવી મુલાકાતમાં પૈસો "વેડફી નાખવા" ની વિરુદ્ધ હતા. દુકાનો બનાવવાની યોજના રોકવા માટે ઝાકિરહુસૈને આ પ્લોટને મ્યુનિસિપલની જમીન જાહેર કરાવવા પ્રયત્ન કર્યો. આવી ચાલથી તેના વિરુદ્ધની લાગણી વધુ મજબુત બની ગઈ.

ધર્મગુરુવર્ગના તંત્રની સ્પષ્ટ મંજુરીથી જમાતની એક ટોળકી જે ભ્રષ્ટ આચરણો કરી રહી હતી, તે સ્વીકારી લેવા ઉદેપુરના વોહરા યુવકો હવે વધુ તૈયાર ન હતા. વધુમાં તેમને લાગતું હતું કે સ્થાનિક વોહરાઓના કલ્યાણ માટે ધર્મગુરુ વર્ગ ખરેખર કાંઈજ કરતો ન હતો, જો કે તેમના શહેરમાંથી તે દર વર્ષે મોટી રકમો લઈ જતો હતો. આમ ૧૯૭૧ માં બોહરા યુથ એસોસિએશન બનાવવાના નિશ્ચિત હેતુથી અમુક જવાન શિક્ષિતલોકો ભેગા મળ્યા. એક એડહોક કમિટી બનાવવામાં આવી અને તેના હેતુઓ અને પ્રયોજનો નક્કી કરવામાં આવ્યા. કૌમના કલ્યાણને પ્રોત્સાહન આપવું, કેળવણીનો ફેલાવો કરવો અને રાજકીય, સામાજિક અને આર્થિક બાબતો માટે વધુ જાગૃતિ લાવવી એ તેના પ્રયોજનોના અમુક મુદ્દાઓ હતા.

બોહરા યુથ એસોસિએશન પોતાના નિષ્કાવંત કાર્યથી જે લોકો ભ્રષ્ટ આચરણોની વિરૂદ્ધ હતા અને કોમની ભલાઈના કામ માટે વધુ સ્વતંત્રતા ઈચ્છતા હતા, તેમનું લોકપ્રિય મંચ બની ગયું. આ એસોસિએશને એક માસિક પત્ર બહાર પાડવું શરૂ કર્યું જેમાં સૈયદનાનો વિશ્વાસ ધરાવતી નાની ટોળકીના ભ્રષ્ટ આચરણો ખુલ્લા પાડવામાં આવતા હતા. આમ પોતાના દુર્વ્યવહારો જનતામાં ખુલ્લા પડી જવાથી આ ટોળકી માટે વડા મુલ્લાંજીની ઉદેપુરની મુલાકાત ગોઠવવાનું મુશ્કેલ થઈ ગયું. આ પત્ર ઉદેપુરના વહોરાઓમાં ઘણું લોકપ્રિય બની ગયું.

બોહરા યુથ એસોસિએશને ધીરે ધીરે પોતાની પ્રવૃત્તિઓનો વિસ્તાર કર્યો અને નવેમ્બર ૧૯૭૨ માં એક ઈદ–દિવાળી–મિલનનો કાર્યક્રમ ગોઠવ્યો. (ત્યાર પછી આ કાર્યક્રમ દર વર્ષે ઉજવાય છે.) રાજસ્થાનના ઘણા મંત્રીઓ (પ્રધાનો) ને આ પ્રસંગે ભાષણ આપવા માટે આમંત્રિત કરવામાં આવ્યા હતા. આ ફંકશન માટે રજા આપવા સ્થાનિક આમિલે ના પાડી અને એક ફરમાન જારી કર્યું કે કોઈ વોહરો આ ફંકશનમાં હાજરી ન આપે. છતાં પણ આમિલની સૂચનાની અવગણના કરી મોટી સંખ્યામાં વોહરાઓએ તેમાં ભાગ લીધો. મોટા પાયા ઉપર ધર્મગુરુના આદેશની નાફરમાની કરવાનો આ બીજો દૃષ્ટાંત બન્યો, પહેલો દૃષ્ટાંત મ્યુનિસિપલ ચૂંટણીઓમાં ધર્મગુરુતંત્રે આશિષ આપેલા ઉમેદવારો વિરુદ્ધ મત આપવાનો હતો. ફરમાનોના આવા જુથબંધ અનાદરથી વડા મુલ્લાંજીનું તંત્ર આભુ બની ગયું, અને તેમને સબક શીખવવા માટેની તકની રાહ જોઈ રહ્યું હતું.

આ દરમ્યાન યુથ એસોસિએશન પોતાની પ્રવૃત્તિઓથી જે મોટી સંખ્યાના વોહરાઓને ફાયદાકારક હતી, ઉદેપુરના વોહરાઓમાં વધુ લોકપ્રિય બની ગયું. તેણે ૧૯૭૭ માં અર્બન કો ઓપરેટીવ બેન્કની સ્થાપના કરી. આ બેંકે સારી પ્રગતિ દેખાડી અને એક વર્ષના ગાળામાં રિઝર્વ બેંકે તેને લાયસન્સ આપ્યું જે કાંઈ નજીવી વાત ન હતી. આ બેંક મોટી સંખ્યાના હાજતમંદ વોહરાઓની જરૂરત પુરી પાડતી. ધર્મગુરૂવર્ગનું તંત્ર અને તેની ટોળકીની પ્રવૃત્તિઓ જે પૈસા કઢાવવા સિવાય કાંઈજ કરતું ન હતું તેની સરખામણીમાં આ બેંકની સેવાઓ સાફ તરી આવતી હતી. માટે વડા મુલ્લાંજીએ બોહરા યુથ એસોસિએશન તેમજ અર્બન કો. ઓપરેટિવ બેંક બંધ કરવા ગુલામ હુસેન ઉપર દબાણ કર્યું, જ્યારે વડા મુલ્લાંજીને આ બારામાં પૂછવામાં આવ્યું ત્યારે તેનું કહેવું થયું કે યુથ એસોસિએશન તેની રજા વગર સ્થપાયેલ હતી અને ઈસ્લામમાં વ્યાજ હરામ છે માટે બેંકીંગના કામની પણ રજા ન અપાય. (ચાન્દાભાઈ

ગલ્લા કેસમાં, તેમના પિતા એકાવનમા દાઈએ કહ્યું હતું કે તે વ્યાજ આપે છે અને વ્યાજ લે છે, તેની અત્રે નોંધ લેવી જોઈએ. વળી ધર્મગુરુવર્ગના કુટુંબીજનોને બેંકમાં પૈસા ડિપોઝિટ કરવામાં જરાપણ અકળામણ થતી ન હતી અને વ્યાજ સાથે બેંકને પૈસા ધીરતા પણ કાંઈ ક્ષોભ થતો ન હતો) વોહરા યુથ એસોસિએશનની પીડ ભાંગી નાખવા સિવાય આમાં બીજું કોઈ લક્ષ ન હતું.

યુવાવર્ગ વતી ગુલામહુસેને વડા મુલ્લાંજીનું કહ્યું કરવા ના પાડી, અને જણાવ્યું કે વડા મુલ્લાંજીના ફરમાન મુજબ અમલ કરવાની તેને સત્તા નથી–અને તે હકીકત હતી. ત્યાર પછી વડા મુલ્લાંજીના કોઠારે (મુખ્ય કચેરી) ફરમાન કાઢયું કે મૌલાનાની રજા વગર બેન્ક ચાલુ કરાઈ હતી માટે તે બંધ કરો. બોહરા યુથ એસોસિએશન બંધ કરવા માટે પણ એ જ કારણસર હુકમ કાઢયો. ઉદેપુરના લોકો ઉપર પોતાનો નિર્ણય ઠોકી બેસાડવા હવે ધર્મગુરુતંત્ર મક્કમ બન્યું હતું. અત્રે એ યાદ કરવું જોઈએ કે વડામુલ્લાંજી અને તેનું કારોબારીતંત્ર, ભારતના નાગરિકો તરીકેના, વોહરાઓના મુળભૂત અધિકારો જેવા કે એસોસિએશન બનાવવાના, પોતાના અભિપ્રાયો મુક્ત રીતે દર્શાવવાના વગેરેને માન્ય નથી રાખતા, અને આ કારણને લીધે મોરારજી દેસાઈએ ૧૯૪૮માં મુંબઈની ધારાસભામાં વડામુલ્લાંજી ઉપર આક્ષેપ મુકેલો કે તે સરકારના અંદર બીજી સરકાર ચલાવે છે.

યુથ એસોસિએશન અને કો–ઓપરેટિવ બેન્ક ચાલુ રહ્યા એ જોઈને વડામુલ્લાંજીએ પોતાના કુટુંબના એક સભ્ય શાહજાદા (તેને આમ સંબોધવામાં આવતા) કાએદ જૌહરને ૧૯૭૩માં ઉદેપુર મોકલ્યા. વઝીરપુરાની મસ્જિદમાં ૨૩ ફેબ્રુઆરીના તેણે જમાતની એક મિટિંગ બોલાવી અને કાયદેસર ચૂંટાયેલી અન્જુમને નજમી નામની જમાત કમિટીને બરખાસ્ત કરવાની જાહેરાત કરી. એની જગ્યાએ તેણે બીજી કમિટી બનાવી અને તેમાં ઉદેપુરના વોહરાઓ અને ખાસ કરીને યુવાવર્ગ જેના વિરૂદ્ધ ઝુંબેશ કરી રહ્યા હતા તેવા માણસો ભરી દીધા. કાએદ જૌહર આ અગાઉ યુથ એસોસિએશન દ્વારા નામ અપાએલ શખ્સોને યોગ્ય પ્રતિનિધિત્વ આપવા કબૂલ થયા હતા. આ એકતરફી અને ગૈરલોકશાહી પગલાએ વોહરાઓમાં રોષનું મોજું ફેલાવી દીધું, અને બીજે દિવસે સવારે જમાતની ઓફિસ આજુબાજુ, જ્યાં આગલી રાત્રે એક્ઝિક્યુટિવ કાઉન્સિલનું નામાંકન થએલ તેની બેઠક ચાલી રહી હતી ત્યાં એક હજાર વોહરાઓએ ઘેરો નાખ્યો. આ લોકો માંગ કરી રહ્યા હતા કે કમિટીનો ભંગ કરો અને જમાત કમિટીના નવા સભ્યો ચૂંટવા ચૂંટણી કરો.

લોકોનો 'મૂડ' પારખીને કાએદ જોહરે તેમની માંગો સહાનુભૂતિપૂર્વક તપાસી જવાનું વચન આપ્યું. લોકોમાં હર્ષ અને ઉલ્લાસ આવી ગયો અને પોતાનો વિજય ઉજવવા સરઘસ કાઢયું. પણ કાએદ જોહરે પોતાના જુદા વિચારો છુપાવી રાખ્યા હતા. બીજે દિવસે જમાત કમિટીની ચૂંટણીઓ કરાવવાની યુવાવર્ગની માંગના સમર્થનમાં જ્યારે અમુક બુઝુર્ગ શખ્સો તેને મળવા ગયા ત્યારે બુરહાની અખાડામાં તાલીમ મેળવેલ અમુક પહેલવાનોએ તેમને માર માર્યો. આ ખબર વીજળીવેગે ફેલાઈ ગયા અને હજારો લોકો જેમાં સ્ત્રીઓ પણ હતી, ત્યાં ભેગા થઈ ગયા અને કાએદ જોહરના ઉતારાને ઘેરી વળ્યા. જમાત કમિટી માટે ચૂંટણીઓ કરાવવાની માંગ માટે હવે આ લોકો વધુ મક્કમ બન્યા હતા. કાએદ જોહરે પોતાના "રક્ષણ" માટે પોલીસને બોલાવી. ડિસ્ટ્રીકટ કલેક્ટર અને બીજા સત્તાવાળાઓ આ જગ્યાએ દોડતા પહોંચી ગયા, પણ તેમણે જોયું કે ટોળું સાવ શાન્ત હતું. જમાત કમિટી રચવા માટેની લોકતાંત્રિક માંગ વિષે જ્યારે આ સત્તાવાળાઓએ સાંભળ્યું ત્યારે તેઓને તેમના કેસની ખરી પ્રતીતિ થઈ. જિલ્લાના સત્તાવાળાઓ કામના દબાણમાં હતા કારણ કે તેજ દિવસે ભારતના રાષ્ટ્રપતિ શ્રી વી. વી. ગિરિ શહેરની મુલાકાત લઈ રહ્યા હતા. તેથી તેઓ વચમાં પડયા અને કાએદ જોહરને ત્યાં ભેગા થએલા લોકોની વ્યાજબી માંગ સ્વીકારવા વિનંતી કરી કારણ કે ત્યાં લાંબો વખત પોલિસ બન્દોબસ્ત તેઓ ચાલુ રાખી શકે તેમ ન હતા. એમ કહેવાય છે કે તે દિવસે ૯૦ ટકા વોહરાઓ–પુરુષો, સ્ત્રીઓ, વૃદ્ધો અને જવાનો–ત્યાં એકઠા થયા હતા. આમ વડામુલ્લાંજીના પ્રતિનિધિને પોતે નિમેલ કમિટીનો ભંગ કરવા સિવાય બીજો કોઈ માર્ગ ન હતો.

આ જાહેરાત પછી લોકો શાન્તિથી ઉલ્લાસપૂર્વક વિખેરાઈ ગયા અને તે રાત્રે બોહરાવાડીમાં લોકશાહી પરિબળોના વિજયને ઉજવવા એક સભા ભરવામાં આવી. આ સભામાં પણ સારી સંખ્યામાં લોકોએ હાજરી આપી. વડામુલ્લાંજીના પ્રતિનિધિ માટે આ એક અનોખી પરિસ્થિતિ હતી, કારણ કે તેણે આવું અનાદર કરતું વોહરાઓનું ટોળું પહેલાં કદી ભાળ્યું ન હતું. તેઓએ તો વફાદાર અને આજ્ઞાંકિત અનુયાયીઓ હાથ જોડીને તેમની સામે ઉભા રહે અને વડામુલ્લાંજીના હાથ અને પગ ચુમતા સજદાઓ બજાવે એવું જ દૃશ્ય જોયું હતું. સ્વાભાવિક રીતે કાએદ જોહર રોષે ભરાણા. ઉદેપુરના વોહરાઓએ વડામુલ્લાંજીના કુટુંબની "પવિત્રતા"નો ભંગ કર્યો હતો અને આમ માફ ન કરી શકાય તેવો "ગુન્હો" કર્યો હતો. ૨૬ ફેબ્રુઆરી ૧૯૭૩ના દિવસે તે ઉદેપુર

છોડીને ગલીઆકોટ ચાલ્યા ગયા. ગલીઆકોટ ઉદેપુરથી ૭૫ માઇલ દૂર એક નાનું ગામ છે જ્યાં એક વોહરા પીરનો પવિત્ર રોજો છે.

શહીદ મૌલાના ઉર્સ પ્રસંગે વડા મુલ્લાંજી પણ ગલીઆકોટ પધાર્યા હતા. આ પ્રસંગે જુદા જુદા ગામોના સંખ્યાબંધ વોહરાઓ ત્યાં ખાસ એકત્ર થાય છે; અને ઉદેપુરના વોહરાઓ પણ ત્યાં જાય છે. રોજા (પીરની દરગાહનું સ્થળ) પાસે મુસાફરખાનામાં આવેલી કોટડીઓ વખતસર રોકી લેવા માટે ઉદેપુરની ઘણી સ્ત્રીઓ આગળથી જ આવી ગએલ હતી. તેમના મરદો હજુ આવવાના હતા. ઉદેપુરમાં જે કાંઈ બન્યું હતું તે બારામાં આમાંથી ઘણા બૈરાઓને બિલકુલ ખબર જ ન હતી. આ દરમિયાન ઉદેપુરથી કાએદ જૌહર, ઝાકિર હુસૈન તથા બીજા તેના અનુયાયીઓના સંગાથે આવી પહોંચ્યા અને વડા-મુલ્લાંજીને ઉદેપુરમાં જે બન્યું હતું તેનો અતિશયોક્તિભરેલો રિપોર્ટ આપ્યો અને ઉદેપુરના વોહરાઓ જે એક વખત સૌથી વધુ આજ્ઞાંકિત અનુયાયીઓ કહેવાતા હતા તેમણે તેના હુકમોનો કેવો અનાદર કર્યો હતો તેનું બયાન કર્યું.

વડા મુલ્લાંજી અને તેના અનુયાયીઓ આથી ઉશ્કેરાણા. ઉદેપુરના યુવાવર્ગના નેતાઓનું કહેવું છે (અને મેં ગુલામહુસૈન આબીદઅલી આદીબ અને બીજા ઘણાનો આ બારામાં સંપર્ક કરેલ છે) કે આ બધું સાંભળીને વડામુલ્લાંજીના નાનાભાઈ શ્રી યુસુફ નજમુદ્દીન ગલીઆકોટ આવ્યા અને એક મિટિંગ બોલાવી જેમાં યુસુફ નજમુદ્દીન, નોમાનભાઈ સાહેબ (ઉદેપુરના આમિલ), ઈબ્રાહીમભાઈ સાહેબ અને ઝાકિરહુસૈન કુરાળવાલાએ ભાગ લીધો અને યુવા નેતાઓ અનુસાર આ મિટિંગમાં યુવાવર્ગના સમર્થકો અને સહાનુભૂતિકારો ઉપર હુમલો કરવાનો પ્લાન તૈયાર કરવામાં આવ્યો હતો.

આ પ્લાનને ૨૮ ફેબ્રુઆરી અને ૧લી માર્ચના અમલમાં મૂકવામાં આવ્યો. બોહરા યુથ એસોસિએશને એક હિન્દી પેમ્ફલેટ બહાર પાડયું છે. તેમાં લખેલ છે: "એ મોહર્રમનો મહિનો હતો. કરબલામાં ઈમામહુસૈનને ત્રણ દિવસ પાણી કે ખોરાક દેવામાં આવ્યા ન હતા અને ત્યાં તેમને શહીદ કરવામાં આવ્યા હતા. સ્થાપિત હિતોએ (કરબલાના આ બનાવના) આધારે એક જુઠી વાત ઉપજાવી કાઢી અને (દરગાહની મુલાકાતે આવેલાઓની) મોટી મેદનીને કહ્યું કે ઉદેપુરના લોકોએ શાહજાદા સાહેબ (એટલે કે કાએદ જૌહર રાજકુમારને) ત્રણ દિવસ ખાવાનું અને પીવા પાણી ન દીધું અને તેમનું અપમાન કર્યું. અંધશ્રદ્ધાળુ અનુયાયીઓને આવી રીતે ઉશ્કેરવામાં આવ્યા. (યુવાવર્ગના સમર્થકો ઉપર) હિંસક હુમલો કરવાનો પ્લોટ (કાવત્રુ) અગાઉથી જ તૈયાર કરવામાં

આવેલ. કોમના ઇતિહાસમાં કદી ન બન્યું હોય તેવું અજોડ ભયંકર હુલ્લડ આમાંથી શરૂ થયું." (૧) જ્યારે હુમલો શરૂ થયો ત્યારે ઉદેપુરના થોડાક જ મરદો હાજર હતા, કારણ કે ધાર્યા મુજબ તેઓ આવ્યા ન હતા. એટલે તેમની પત્નીઓ, બહેનો અને માતાઓ હુમલાનું મુખ્ય લક્ષ્ય બન્યા. યુવા નેતાઓના કથન અનુસાર તેમના રૂમમાંથી તેમને ઢસડીને બહાર કાઢ્યા (ઘણા કીસ્સાઓમાં તો તેમના વાલ પકડીને ઢસેડવામાં આવ્યા હતા) અને બહારના ટોળા સમક્ષ તેમને લાવવામાં આવ્યાં હતા. બહાર ઢસેડતી વખતે તેમના ઉપર થુંકવામાં પણ આવેલ અને તેમની આંખોમાં ધુળ નાખવામાં આવેલ. તેમના કપડાં ફાડી નાખવામાં આવેલ અને તેમની છેડતી કરવામાં આવેલ. પોતાની ઈજ્જત બચાવવા ઘણી સ્ત્રીઓ તો ત્રણ–ચાર માઈલ દૂર જંગલમાં ભાગી ગએલ. ઘણી સ્ત્રીઓએ જે મળે તે વાહન પકડવા કોશિશ કરેલી. પણ દરેક સ્થળે તેમને હાંકી કાઢવામાં આવેલ, મારવામાં આવેલ અને છેડતી કરવામાં આવેલ. ઉદેપુરમાં હું આમાંની ઘણી મહિલાઓને મળેલ અને તેઓએ અશ્રુભીની આંખો સાથે આ ભયંકર અનુભવનું વર્ણન કરેલ. આ બનાવના પાંચ વર્ષ પછી પણ તેમની આંખોમાં ભયનો ચિતાર હું જોઈ શકયો હતો.

આ બધું વડા મુલ્લાંજીની હાજરીમાં બન્યું એ વાતથી જ આ સ્ત્રીઓને જબ્બર આઘાત લાગ્યો હતો. જ્યારે આ સ્ત્રીઓ ઉપર હુમલો થયો હતો ત્યારે તેમણે ચીસો પાડેલી: "મૌલા બચાવો, મૌલા બચાવો" પણ એમ કહેવાય છે કે વડા મુલ્લાંજીએ ગુંડાઓને હુમલો કરતાં રોકયા નહીં. ઉલટાનું સફેદ ઝબ્બામાં સજ્જ ઘણાં આમિલો, મુલ્લાંઓ અને વડા મુલ્લાંજીના કુટુંબીજનોને એમ બુમો પાડતા સાંભળેલા: "આ કુતરીઓને મારી નાખો, એને જવા ન દયો, એની આબરૂ લુંટો," વગેરે. એ વખત સુધી આ સ્ત્રીઓને સૈયદના સાહેબમાં ઘણો જ વિશ્વાસ હતો. તેઓ એમ માનતી કે સૈયદનાની આજુબાજુ જે ભ્રષ્ટ તત્ત્વો છે તેમના કાળા કારનામાથી મૌલા અજાણ છે, અને તેઓ તો દયાનો સાગર છે. પણ તે દિવસે તેઓનો વિશ્વાસ ચુરચુર થઈ ગયો અને તેઓ તેમના ભ્રમમાંથી જાગી. ત્યાર પછી લોકશાહી સુધારાની અને કોમમાંથી ભ્રષ્ટ આચરણો, જે ધર્મગુરુવર્ગના માણસો કરી રહ્યા હતા, તે સાફ કરવાની યુવાચળવળની તેઓ મક્કમ સમર્થકો બની ગઈ.

અમુક સ્ત્રીઓ જે છટકી ન શકી તેમજ અમુક ઓરડીઓમાં પુરી રાખવામાં આવી અને બીજે દિવસે રોજા નજીકની મસ્જીદમાં તેમને લાવવામાં આવી અને તેમની પાસેથી સોગંદ લેવામાં આવ્યા કે તેમની સાથે જે બન્યું તે તેઓ ઉદેપુર

પાછા ફરીને કોઈને બતાવશે નહીં. આ સ્ત્રીઓને-જેમના માથા ઉપર હિંસાનો ભય તોળાઈ રહ્યો હતો-તેમને તેમના સગાવ્હાલાંઓ જેમણે યુવાચળવળમાં ભાગ લીધો હોય તેમના ઉપર લાનત પડવા મજબુર કરવામાં આવી. ઉદેપુરના અમુક લોકો ડુંગરપુરના જિલ્લા અધિકારીઓ પાસે પહોંચ્યા અને સ્ત્રીઓને તેમની ઉપર જુલમ કરનારાની પક્કડમાંથી છોડાવી.

'બોહરા યુથ'ના સમર્થકો ઉપર હવે ધર્મગુરુ તંત્રે સંપૂર્ણ યુદ્ધ જાહેર કર્યું. આ બધા વોહરાઓની તેઓએ 'બરાઅત' (સામાજિક બહિષ્કાર) જાહેર કર્યો. ઉદેપુરની મસ્જીદોમાં ઈમામતની નમાઝો (સંયુક્ત રીતે પઢાતી નમાઝો)ની **'રજા'** પાછી ખેંચી લેવામાં આવી. (બીજા મુસલમાનોથી વિપરિત વોહરાઓ માને છે કે ઈમામતની નમાઝો જેને **દાઈ** એ રજા આપી હોય તે જ પઢાવી શકે, બીજા નહીં), અને તેમને હેરાન કરવા અને પજવવા માટે શાદી જેવી બીજી પ્રવૃત્તિઓની પણ **'રજા'** પાછી ખેંચી લેવાણી. વધુમાં સારાયે ભારતમાં તેમજ બીજા દેશોમાં ધર્મગુરુનું **'ફરમાન'**-ઘણું કરીને મૌખીક રીતે કે જેથી તેમને કાનૂની ઝગડામાં ઉતરવું ન પડે-બહાર પાડવામાં આવ્યું કે ઉદેપુરના બંડખોર વોહરાઓ સાથે સંબંધ રાખવો નહીં, તેમનો સંપૂર્ણપણે બહિષ્કાર કરવો, અને તેમને મસ્જીદો, જમાતખાના, ઝિયારતના સ્થળો અને મુસાફર-ખાનાઓ જેવી કોમની મિલકતોમાં પ્રવેશ કરવા દેવો નહીં.

આવા પગલાઓથી વોહરા કોમમાં અને ખાસ કરીને ઉદેપુરના લોકોમાં ડર પેસી ગયો. ઉદેપુરના ઘણા વોહરાઓના સગાઓ મુંબઈ તથા બીજા શહેરોમાં હતા. આ **'ફરમાન'** મુજબ આવા સગાઓ પણ તેમનો સંપર્ક રાખી શકે નહીં, નહિંતર તેમને પણ તેવી જ સજાનો સામનો કરવો પડે. ઉદેપુરના થોડાક વોહરાઓ જેમણે ઝાકિરહુસૈન કુરાળવાળાને સમર્થન કરેલ-અને શરૂઆતમાં તેઓ ઘણી થોડી સંખ્યામાં માંડ પાંચ ટકા જેટલા હતા-તેમને 'પરિચય પત્રો '(આઈડેન્ટીટી કાર્ડઝ) આપવામાં આવેલ અને જેઓ પાસે આવા પરિચય પત્રો હોય તેઓ જ મસ્જીદો અને બીજા સ્થળોમાં દાખલ થઈ શકતા. આવા લશ્કરની ટુકડી જેવા સખ્ત સાશનથી બેશક ઘણા લોકો ઉપર દબાણ આવ્યું અને તેમાંના અમુક લોકોએ વડા મુલ્લાંજીને બિનશરતી માફીનામું લખી આપ્યું. આ બાબત વધુ વિગતમાં આપણે આગળ ચર્ચા કરીશું.

ગલીઆકોટના બનાવ પછી પ્રસંગોએ હિંસકરૂપ ધારણ કર્યું. ઝાકિરહુસૈન અને બીજાઓએ જેમણે ગલીયાકોટમાં બેરાઓ ઉપર હુમલો કરવામાં અને તેમની છેડતી કરવામાં ભાગ લીધો હતો તેમને માટે હવે ઉદેપુર શહેરમાં પ્રવેશ કરવાનું

મુશ્કેલ બની ગયું, એ ડરથી કે તેમના ઉપર ક્યાંક હુમલો ન થાય. ઉદેપુરના આમિલ નોમાનભાઈ પણ શહેરમાં દાખલ થઈ શક્યા નહીં, કારણ કે બીજા વોહરાઓને એ સ્ત્રીઓ ઉપર હુમલો કરવા ઉશ્કેરવામાં તેનો હાથ હતો. એક હિંસક ટોળાએ તેને ઉદેપુરપુરમાંથી ભગાડી મુક્યા. હુમલાની યોજના ઘડવા માટે **'શબાબી'**ઓ સંગઠિત થયા હતા (સૈયદનાના રૂઢિચુસ્ત અનુયાયિઓને હવે **'શબાબી'** કહેવામાં આવતા હતા, યુવકો (અથવા યુવાવર્ગ)ના વિરૂદ્ધમાં યુવક માટેનો અરબી શબ્દ **'શબાબ'** છે, એની નોંધ અત્રે લેવી રસિક જણાશે).

વોહરા યુવાવર્ગના અનુયાયિઓ ઉપર યોજેલા હુમલામાં ભાગ લેવા માટે અમુક લોકોને મુંબઈથી મોકલવામાં આવ્યા હતા એમ કહેવાય છે. આમ ઉદેપુરમાં હિંસક હુમલાઓ રોજરોજ થવા માંડ્યા. અમુક સ્થાપિત હિતોના કાવાદાવાથી શાંતિચાહક વોહરા કોમ ઝગડાના વમળમાં ખેંચાઈ ગઈ હતી. આને પરિણામે ડિસ્ટ્રિક્ટ અને સેશન્સ કોર્ટોમાં સેંકડો કેસ દાખલ થયા.

સુખડિઆ જે રાજસ્થાનના મુખ્યમંત્રી રહ્યા હતા અને હવે તામિલ-નાડુના ગવર્નર હતા, તેમણે આ તકરાર દૂર કરવા વચમાં પડવા કોશિશ કરી. ઉદેપુરની સિટી કોન્ગ્રેસ કમિટીના અમુક અધિકારીઓને, તેણે સૈયદના સાથે મસલત કરવાની ભલામણ કરતો પર્સનલ લેટર લઇને મોકલ્યા. પણ સૈયદનાના સેક્રેટરી યમાનીએ, એમ કહીને કે તેમને સમય નથી, આવી મુલાકાત થવા દીધી નહીં. આમ રામપુરથી તેઓ નિરાશ થઇ પાછા ફર્યા. તે પછી તકરારનો અંત આણવા સુખડિઆએ યુવાનેતાઓને રામપુરા જવા સમજાવ્યા. આને લીધે ઉદેપુરમાંથી લગભગ ૭૫૦ લોકો બસો ભાડે કરી વડા મુલ્લાંજીને મળવા મધ્ય-પ્રદેશના રામપુરા ગામે ગયા. આ સફર ૧૨ એપ્રિલ ૧૯૭૩ના કરવામાં આવી હતી. ઉદેપુરની પાર્ટી જ્યારે રામપુરા પહોંચી ત્યારે મસ્જીદમાં એક સમૂહ-લગ્નનો પ્રસંગ ચાલી રહ્યો હતો. શરૂઆતમાં તો ઊદેપુરના આગેવાનોને સૈયદનાને મળવા દેવામાં જ ન આવ્યા.

ત્યાર પછી દસેક જણાને બોલાવવામાં આવ્યા. સૈયદનાના સેક્રેટરી યમાનીએ ઘણું જ અક્કડ વલણ અખત્યાર કર્યું અને ઉદેપુરના ભાઈઓને જણાવવામાં આવ્યું કે તેમને માફ કરી દેવાનો સવાલ જ ઉભો નથી થતો. બીજી બાજુ રામપુરાના વોહરાઓએ ઉદેપુરથી આવેલા મહેમાનોને ઉતરવા માટે યોગ્ય જગ્યા પણ ન આપી. નજીકના કૂવામાંથી તેમને પાણી પણ ન લેવા દેવામાં આવ્યું. ઉદેપુરના લોકોને આમ જાણીજોઈને તરછોડવામાં આવ્યા. બીજો કોઈ માર્ગ ન જોતા તેઓ રામપુરા છોડી જઈને કુકરેશવાર ગયા જ્યાં

વોહરાના પીરની દરગાહ છે. ઉદેપુરના બધા યુવા નેતાઓએ હવે સમૂહ સોગંદ લીધા કે દબાણ કરવામાં આવે તો પણ વ્યક્તિગત રીતે કોઈપણ જણ વડા મુલ્લાંજીની માફી માંગે નહિ. તેઓએ નક્કી કર્યું કે તીવ્ર પજવણીનો સામનો કરીને પણ તેઓ એકબીજાની પડખે ઉભા રહેશે. ઉદેપુરની કે રામપુરની ? There seems to be typographical error on p. 230 of the book. E. 28/12/82 બિનવોહરા વસ્તીએ ઉદેપુરના વોહરાભાઈઓને ઘણું માન આપ્યું અને તેમને શકય તેટલી બધી સગવડતાઓ પુરી પાડવામાં આવી. સૈયદનાની મંડળી સાથે કોઈ સમાધાનની આશા ન જોતાં, આ લોકો ઉદેપુર પાછા ફર્યા.

હિંસક બનાવો ચાલુ રહ્યા. સુખડિયાની વિદાય પછી બરકત અલીખાન રાજસ્થાનના મુખ્યમંત્રી બન્યા. રાજસ્થાનના અગત્યના નેતાઓ સાથે ઘણું કરીને ધર્મગુરુવર્ગ ઘણા ઘનિષ્ઠ સંબંધો રાખે છે. બરકત અલીખાન સાથે તેમને ગાઢો સંપર્ક હતો. તેના મુખ્યમંત્રીપણા નીચે તેઓએ વકફ એકટમાંથી **એકઝેમ્પશન** મેળવી લીધું હતું.

ઉદેપુરના યુવાનેતાઓનો એવો આક્ષેપ છે કે બોહરા યુથના સમર્થકો સાથેની લેવડદેવડમાં, બરકત અલીખાન સૈયદનાની તરફેણ કરતા. દૃષ્ટાંત તરીકે તેઓ ૨૩ જૂન ૧૯૭૩ નો બનાવ ટાંકે છે. તે દિવસે યુવા નેતાઓ અને તેમના સમર્થકો **શબાબીઓ** વારંવાર હિંસક હુમલાઓ કરતા તેવી ફરિયાદ કરવા સ્થાનિક આમિલની દેવડી ઉપર ગયા. જ્યારે આ યુવકો આમિલની દેવડી પાસે ઉભા હતા ત્યારે દેવડીની અંદરથી પથરાઓનો વર્ષાદ શરૂ થયો. યુવકોએ બહારથી પથરાઓ ફેંકી જવાબ આપ્યો. પછી પોલીસ બોલવવામાં આવી અને પોલીસે યુવકો ઉપર નિર્દય રીતે હુમલો કર્યો. પોલીસ બોહરાવાડીના મોહલ્લામાં પણ ગઈ અને ત્યાં સ્ત્રીઓ, બાળકો અને વૃદ્ધોને કોઈપણ જાતની છંછેડણી વિના નિર્દય રીતે માર માર્યો. યુવા નેતાઓનું કહેવું છે કે એ દિવસે પોલીસ સુપ્રિન્ટેન્ડન્ટને એમ કહેતા સાંભળેલ કે ઉપરથી તેને હુકમ થયો છે કે ૨૪ કલાકમાં યુવાનેતાઓ અને તેના સમર્થકોને સાફ કરી નાખો. આ સાચું હોય કે નહીં પણ ત્યાંને ત્યાં લેવાએલ ઇન્ટવ્યુ બતાવે છે કે પોલીસે નિઃશસ્ત્ર લોકો જેમાં સ્ત્રીઓ અને બાળકો પણ હતા તેમની ઉપર બળપ્રયોગ કર્યો, જે કૃત્ય કોઈ પણ સંજોગોમાં વ્યાજબી ન હતું.

આવા ઉશ્કેરણી વગરના અને ગેરવ્યાજબી હુમલાનું પરિણામ એ આવ્યું કે ધર્મગુરુવર્ગ સામે લડવા માટે સ્ત્રીઓ, પહેલાં કદી ન હતી એવી મક્કમ બની

ગઈ, જે ધર્મગુરુવર્ગ તેમની લોકશાહી અધિકારોની ચળવળને, ખુલ્લમ ખુલ્લી રીતે હિંસાનો ઉપયોગ કરીને કચડી નાખવા માંગતો હતો. ગલીઆકોટમાં ઉશ્કેરણી વગર થયેલા હુમલા પછી આ બીજા હુમલાનો તેમને સામનો કરવો પડયો હતો. ભવિષ્યમાં આવા હુમલાથી પોતાને બચાવવા માટે હવે સ્ત્રીઓ અને બાળકોએ ટુકડીઓ ઉભી કરી. ઉદેપુરના મોહલ્લાઓમાં શેરીઓ ઘણી સાંકડી છે અને ઘરો એકબીજા સાથે સંકળાએલા છે. પોલીસ અથવા શબાબીઓ જેવા બોહરવાડીમાં દાખલ થાય કે તુરત જ આ ટુકડીઓ કામ શરૂ કરી દે. છોકરાઓની ટોળકીઓ પથરાઓ અને બીજી ફેંકવાની ચીજો મકાનોની છત ઉપર પહોંચાડે અને ત્યાંથી એ ફેંકીને પોલીસ અથવા બીજા શત્રુઓને દાખલ થવાનું અસંભવ બનાવી દેતા. આમ આપણે જોઈ શકીશું કે વોહરાની સ્ત્રીઓ જે ઘણું કરીને પોતાના ઘરોમાં બેસી રહે છે તેઓએ જ્યારે ખતરનાક સ્થિતિનો સામનો કરવાનો સમય આવ્યો ત્યારે પોતાના આંતરિક અવાજના જોરે મહાન બહાદુરી અને મક્કમતા દર્શાવી. દુશ્મનોને નાસી ભગાડવા માટે આ સ્ત્રીઓએ ઘણી નવી નવી ચતુર રીતો શોધી કાઢી. ચહેરાઓને કાળા રંગી નાખે અથવા તેના ઉપર છાણ ચોપડી દે. લડવા માટે તેઓ શેરીઓમાં પણ બહાર નીકળી પડતી. સ્ત્રીઓએ ભાગ લીધો એટલે સુધારક ચળવળમાં વધુ સ્થિરતા આવી. બીજી જગ્યાઓએ સ્ત્રીના સમર્થનના અભાવને લીધે આ ચળવળમાં મોટી કમજોરી આવી જાય છે, કારણ કે મા અથવા પત્ની તેના દીકરાને અથવા પતિને જ્યારે સામાજિક બહિષ્કાર કે સંપૂર્ણ અલગ પડી જવાનો સામનો કરવો પડે છે, ત્યારે શરણે થઈ જવા મુજબુર કરે છે.

પોલીસે પણ ૨૩ મી જૂનના અંધાધુંધ ધરપકડો કરી. ઇસ્પીતાલ જઈ રહેલા અથવા કામ પરથી પાછા ફરી રહેલા હોય તેવા બિચારાઓને પણ ઘેરી લઈ આશરે ૭૦ જણાઓની ધરપકડ થઇ હતી. કાયદેસર આરોપ મૂકયા વગર તેઓને ૧૭ દિવસ સુધી જેલમાં રાખવામાં આવેલ અને પછી જમાનત ઉપર છોડવામાં આવેલ. તેવી જ રીતે ૧૦ જુલાઇ ૧૯૭૪ ના બોહરા યુથના ૫૦થી પણ વધુ સમર્થકોને આપખુદ રીતે ધરપકડ કરવામાં આવેલ. તેમાં ઘણા આગળ પડતા વેપારીઓ અને ઉંચા દરજ્જાના માનવંતા સામાજિક કાર્યકરો વગેરેનો પણ સમાવેશ થયો હતો. તેમની ધરપકડ કરવામાં આવી એટલું જ નહીં પણ હાથમાં બેડી પહેરાવી તેમને રસ્તામાંથી પરેડ કરાવી લઇ જવામાં આવેલ. **ટાઈમ્સ ઓફ ઈન્ડિયામાં** ૧૫ સપ્ટેમ્બર ૧૯૭૪ના ડો. એમ. એસ. અગવાણી જે જવાહરલાલ યુનિવર્સિટીમાં **વેસ્ટ એશિઅન સ્ટડીઝ**ના પ્રોફેસર

છે, તેમના ઉદેપુરથી લખેલ એક પત્રને અહીં ટાંકવો વધુ રસપ્રદ જણાશે. 'ટાઈમ્સ ઑફ ઈન્ડિયા'માં અગાઉ મેં વોહરાઓ વિષે લખેલ એક લેખના પ્રત્યાઘાતરૂપે આ પત્ર હતો. પ્રો. અગવાણી લખે છે : "વોહરા કોમમાં સુધારાવાદી અને પ્રત્યાઘાતી પરબળો વચ્ચેની તરાડ વિષે કુશળ, હેતુસર અને દસ્તાવેજી પુરાવાઓની ચર્ચા કરેલ છે એ તો ખરું, પણ શ્રી એ. એન્જીનીઅરે જ્યારે ઉદેપુરમાં–જે વોહરા સુધારાક ચળવળનું કેન્દ્ર છે–કારોબારી તંત્રના વલણ વિષે ઉલ્લેખ કરેલ છે ત્યારે તેણે નીચેની બાજુ વક્તવ્ય આપવાની ભૂલ કરેલ છે. એક ઉદેપુરના રહેવાવાળા તરીકે હું તમારા વાંચકોનું ધ્યાન ખેંચવા માંગુ છું કે સુધારક પક્ષનાઓનું નૈતિકબળ કચડી નાખવા ખાતર તેમને હાથમાં કડી પહેરાવીને શહેરના એક મુખ્ય માર્ગમાંથી ચલાવીને લઇ જઈને સ્થાનિક તંત્રે નિર્દય રીત અપનાવી છે, અને તે પણ આવી રીતે અપમાનિત થયેલ લોકો કેળવણી, વ્યાવસાયિક ચતુરતા અને સાર્વજનિક સેવાના ધોરણે ઉદેપુરની પ્રજાના ઉચ્ચક્ષેત્રના છે તો પણ, બધા વિચારકોએ અને ખાસ કરીને જયપુરના ધારાસભા સદસ્યો અને કેન્દ્રના લોકોએ પોતાને એક પ્રશ્ન પૂછવો જોઈએ કે : આપણા નાગરિકોના એક ભાગના લોકોના મૂળભૂત અધિકારોનો એક ધાર્મિક વડા મુલ્લાં ભંગ કરે એ ચલાવી લેવું જોઈએ?"

આમ એ સ્પષ્ટ થાય છે કે ઉદેપુરની બિન–વોહરા વસ્તી પણ યુવા ચળવળના ઉદેપુરના સમર્થકો સાથે જે વર્તાવ થયેલ તેનાથી દંગ રહી ગએલ. અગવાણીના પત્ર ઉપરથી એ સાફ જાહેર છે કે કારોબારી તંત્રે જે ભાગ ભજવ્યો તેમાં પક્ષપાતની ગંધ હતી. ઉદેપુરની ઘણી ખરી બિન–વોહરા જનતા બોહરા યુથ જે ઉદ્દેશ માટે લડી રહી હતી તે તરફ સહાનુભૂતિ દર્શાવતી હતી. ઉદેપુર શહેરમાં બોહરા યુથ એક રોજીંદો શબ્દ બની ગયો હતો. જરા આગળ જતાં અમે આ વિષે થોડા વધુ શબ્દો ઉમેરીશું.

સુધારાવાદી ચળવળના સમર્થકો ઉપર સખત પ્રહાર કરવાનું વડા મુલ્લાંજી અને તેના રૂઢિચુસ્ત અનુયાયિઓ કદી બંધ કરતા નથી. યુવાવર્ગના નેતાઓ અને બીજા હીતચ્છુઓના બધા પ્રયાસો મિથ્યા ગયા. સૌયદના અને તેના કારોબારી તંત્રથી સંપૂર્ણ વિચ્છેદ કરવા માટે યુવા નેતાઓ પોતે તૈયાર ન હતા. આ કારણુને લીધે બોહરા યુથના સેક્રેટરી આબીદ અલીએ ૯ ઑગસ્ટ ૧૯૭૩ ના સંપૂર્ણ નમ્રતાથી વડા મુલ્લાંજીને પત્ર લખ્યો કે જેથી વિવાદનું સમાધાન થઈ શકે. આ પત્ર વાંચવો ઘણો રસિક જણાશે. બધા સંબોધનોમાં સૌયદના માટે વપરાતા બધા વિશેષણો અને ઈલ્કાબોથી આ પત્ર શરૂ થાય છે. આબીદ

તેના પત્રમાં કહે છે, "પૂજ્ય મહોદય, આપ સારી રીતે જાણો છો કે બોહરા યુથ એસોસિએશન ઉદેપુરના વફાદારોની સંસ્થા છે અને લગભગ ૮૫ ટકા લોકો નિષ્ઠાપૂર્વક તેનું સમર્થન કરે છે. કોમના કલ્યાણ માટે કામ કરવાનો તેનો એક માત્ર ઉદ્દેશ છે. કોમના હિતના લાભાર્થે સુધારો કરવા માટે તે સંસ્થાએ ઘણા કાર્યો હાથ ધરેલા છે. આપ નામદારની દુઆથી આ સંસ્થા સારી રીતે ચાલી રહી છે. આપને નાખુશ કરવા કે આપનો રોષ પ્રાપ્ત કરવા આ સંસ્થાએ જાણીજોઈને કાંઇ નથી કર્યું......આ સંસ્થા વતી અમે આપને આજીજી કરીએ છીએ કે આપની દુઆઓ અને આપની આશિષ તેના ઉપર વર્ષાવી આપ પ્રસન્ન થવાની કૃપા કરો..." જો કે વડા મુલ્લાંજીના નાનાભાઈ કાસિમભાઈ સાહેબ જ્યારે ઉદેપુર આવેલા ત્યારે તેમણે આવો પત્ર લખવાની તેમને સલાહ આપી હતી તો પણ તેનો જવાબ ન મળ્યો. પત્ર મળ્યાની પહોંચ પણ મળી નહીં.

કોમનાં બે પક્ષો વચ્ચે થતાં અવારનવારના હિંસક ઝઘડાઓથી કંટાળી જઈને ઉદેપુરના આગળ પડતા નાગરિકોએ આ કલેશનો અંત આણવા ૩ જી જુલાઈ ૧૯૭૩ ના વડા મુલ્લાંજીને આવો જ એક પત્ર લખ્યો. જો ધર્મગુરુ-તંત્રને શાંતિપૂર્વક સમાધાનની ઈચ્છા હોત તો આ પત્ર તેમને એ માટે ઉત્તમ તક પૂરી પાડી હોત. પણ એ બનવાનું જ ન હતું. આ પત્રનો એક નકારાત્મક જવાબ એવો આવ્યો કે યુવાવર્ગના અનુયાયીઓએ ધર્મના પવિત્ર આદેશોનું ઉલ્લંઘન કર્યું હતું માટે તેઓ પશ્ચાતાપ, (તોબાહ) ન કરે, માફી ન માંગે અને વ્યક્તિગત રીતે 'મિસાક' (વફાદારીના સોગંદ) ન લ્યે ત્યાં સુધી કાંઈ જ ન થઇ શકે. ધર્મની જરૂરતોથી વિપરિત, કોઈપણ શખ્સ બિનમજહબી બાબતમાં પણ વડા મુલ્લાંજીથી જરા પણ અસંમત થાય તો ભલે તે એ ધર્મની પાયાની માન્યતાઓમાં માનતો હોય તો પણ દાઉદી વોહરા મટી ગયો છે એમ જાહેર કરે છે. જો કે આ વિવાદ બિન મજહબી પ્રકારનો છે છતાં પણ વડા મુલ્લાંજી અને તેનું કારોબારીતંત્ર હંમેશાં એવો પ્રચાર કરવાનું ચાલુ રાખે છે કે જે લોકો બોહરા યુથના ઉદ્દેશને અથવા સુધારાવાદી ચળવળને ટેકો આપે છે અથવા તેની સાથે સહાનુભૂતિ દર્શાવે છે તેઓ દાઉદી વોહરા મટી ગયા છે અને કોમની પાંખમાં રહેવાનો તેમને કોઈ અધિકાર જ નથી.

આમ વડા મુલ્લાંજીના ખોટા અને જિદ્દી વલણથી ઉદેપુરના હિતેચ્છુ લોકોએ વોહરા કોમના બે પક્ષો વચ્ચે લોહીઆળ ઝગડાઓનો અંત આણવા જે બધા પ્રયત્નો કર્યા તે નકામા ગયા. અત્રે એ બાબત નોંધપાત્ર જણાય છે

કે આવી બધી બાબતોમાં હાલના વડા મુલ્લાંજીનો કાંઈ પણ અસરકારક અવાજ નથી અથવા તો તેમને દરેક બાબતની માહિતી નથી આપવામાં આવતી–એમ કહેવાય છે કે યુસુફ નજમુદ્દીન અને તેની આજુબાજુના બીજા ભાઈઓની એક નાની ટોળકી બધા અગત્યના નિર્ણયો લે છે. યુસુફ નજમુદ્દીન પોતે સૈયદનાના નાનાભાઇ છે. એ કહેવાની જરૂરત નથી કે આવા નિર્ણયો દુન્યવી બાબતોથી પ્રેરાઈને, નહીં કે કહેવાતા દીની (ધાર્મિક) અથવા આધ્યાત્મિક ઉદ્દેશોથી લેવાય છે. આપણા દેશના અગત્યના મુસ્લિમ નેતાઓ અને બીજા લાગવગધારી રાજદ્વારી પુરુષો સાથે ડો. નજમુદ્દીન સારા સંબંધ જાળવી રાખે છે. જાણકાર લોકોનો એવો અહેવાલ છે કે વડા મુલ્લાંજી પોતે સુધારક વિભાગ પ્રત્યે નરમ વલણ રાખવાની તરફેણમાં છે પણ ડો. નજમુદ્દીન સખત વલણની જોરદાર હિમાયત કરે છે અને તેનો અવાજ નિર્ણયાત્મક રહે છે.

નોમાન કોન્ટ્રેકટર અને બીજા મુંબઇના સુધારક નેતાઓએ આમાં સીધો ભાગ લીધા વગર આ બધું બન્યું હતું. આનો અર્થ એ નથી કે ઉદેપુરમાં જે કાંઈ બની રહ્યું હતું તેનાથી કોન્ટ્રેકટર વાકેફ ન હતા. એક જુના સુધારક અને 'બોહરા બુલેટીન' ના તંત્રી હુસૈની સંચાવાલાએ ઉદેપુરની કેટલીએ મુલાકાત લીધી હતી અને આ ચળવળમાં બની રહેલી બાબતોને વિગતવાર રિપોર્ટ કરી હતી. કોન્ટ્રેકટર સાથે પણ તે ગાઢો સંપર્ક રાખી રહેલ હતા. ઘણા કપરા સંજોગોમાં એક વખત કોન્ટ્રેકટર આ ચળવળમાંથી હટી ગયા હતા. પણ પોતાની માન્યતા બદલી ન હતી, તે ફરી સક્રિય બન્યા. યુવાનેતાઓને તેમની ઝુંબેશમાં પોતાનું સમર્થન આપતાં તેણે તારો અને પત્રો મોકલેલ. તેમની ચળવળનું ક્ષેત્ર વિસ્તારવાથી ઉદેપુરના યુવા નેતાઓના મુંબઇના નેતાઓ ઋણી બની ગયા હતા.

બોહરા યુથના સમર્થકોની સહીસલામતી સુરક્ષિત રાખવાના અસરકારક પગલા લેવા માટે મુંબઇના નેતાઓએ કેન્દ્રીય તેમજ રાજ્યની સરકારને કેટલાય ટેલિગ્રામો કર્યા હતા, ઈસ્માઈલ અત્તરવાલા જેવા ઉદેપુરના અમુક યુવાવર્ગના સમર્થકો જેઓ મુંબઈમાં હતા તેઓએ મુંબઇના સુધારક નેતાઓનો સંપર્ક સાધ્યો. આ નેતાઓએ ઉદેપુરમાં ચાલી રહેલા યુવા ચળવળને શક્ય એટલું બધું સમર્થન આપવા તુરત જ તૈયાર થયા. એ દિવસોમાં કોન્ટ્રેકટર પોતાની એક વ્યક્તિગત સમસ્યાનો સામનો કરી રહ્યા હતા. તેમની પુત્રી પરણવાની હતી પણ વડા મુલ્લાંજીએ નિકાહ પઢવાની રજા આપવાની ના પાડી. ત્યાર પછી કુ. યાસમિન કોન્ટ્રેકટરે એક પત્ર લખ્યો જે 'ટાઈમ્સ ઓફ ઈન્ડિઆ' અને બીજા છાપાઓમાં "કફોડી સ્થિતિમાં કન્યા" (A damsdel in disters) એ

મથાળા નીચે પ્રકાશિત થયો હતો. પ્રજામત એટલા બધો આવેશમાં આવી ગએલ કે વડા મુલ્લાંજીને તેણીના નિકાહ પઢી આપવા માટે એક આમિલ મોકલવાની ફરજ પડી. મુંબઈમાં ચાલી રહેલી સુધારવાદી ચળવળમાં આનાથી નવું જોર આવ્યું.

કોન્ટ્રેક્ટરની પુત્રીની શાદીના મતભેદથી મુંબઈના જુના સુધારકોમાં નવી ચેતના આવી અને ઉદેપુરના બીજા લોકો જે મુંબઈમાં આવીને વસ્યા હતા તેઓ પણ તેમની સાથે જોડાણા. મુંબઈમાં સમ્મેલન બોલાવવા માટે ફરી સૂચનાઓ થવા લાગી. મેં એવું સૂચન કર્યું કે આ સમસ્યા માત્ર વોહરા કોમમાં જ સિમિત ન હતી માટે એને વિશાળ સામાજિક દૃષ્ટિથી જોવી જોઈએ. વધુ ઉચિત એ થશે કે બહોળા ક્ષેત્રની એક કમિટી બનાવવી જેમાં સમાજસુધારની પ્રવૃત્તિઓમાં રોકાએલા વિવિધ સંગઠનોના પ્રતિનિધિઓનો પણ સમાવેશ થઈ જાય. આ વિચારની સારાધના થઈ અને 'ધિ સોસાયટી ફોર ઈરેડીકેશન ઓફ સોશિયલ ઈન જસ્ટીસિસ (સામાજિક અન્યાયો નાબુદ કરાવવાની સોસાયટી) ના નામની એક કમિટી બનાવવામાં આવી; જેના માલતી બેડેકર, મશહુર મરાઠી લેખક અને સમાજસુધારણાના લડવૈયા, પ્રમુખ બન્યા.

**મેનીફેસ્ટો**નો એક મુસદ્દો તૈયારમાં કરવામાં આવ્યો જેમાં જાહેર કરવામાં આવ્યું :

"આપણો દેશ હજુ પણ અતર્કસંગત સંકુચિત પરિબળોની પક્કડમાં છે. ધાર્મિક અંધશ્રદ્ધા પરાકાષ્ટાએ પ્રવર્તી રહી છે. (મુક્તીની ખાત્રીઓ અને નિર્દેશિય સિદ્ધાંતો સંવિધાન (બંધારણ, કન્સ્ટીટયુશન) માં બિરાજાલ હોવા છતાં હડકાયું જ્ઞાતિવાદ, સ્ત્રીઓ પ્રત્યે અસમાન વલણ, ધર્મના નામે નિર્દય શોષણ વગેરે જેવા સામાજિક અન્યાયો, આપણી રાજધારી સ્વતંત્રાના ૨૬ વર્ષ પછી પણ, ઠેરઠેર વ્યાપી રહ્યા છે. કાનુન પ્રમાણે સજાને પાત્ર અસ્પૃશ્યતા હજુ પણ ક્રૂર રીતે ચાલુ છે.

આઝાદી પહેલાંના યુગમાં એવી દલીલ કરવામાં આવતી કે બ્રીટીશ સામ્રાજ્યવાદીઓ જુની રૂઢિચુસ્ત પ્રથાઓને ટેકો આપતા અને ધાર્મિક અંધશ્રદ્ધાને ઉત્તેજન આપતા... પણ છેલ્લા બે દાયકાથી પણ વધુ સમય દરમ્યાન આપણો ચોપડો કાંઈ ગર્વ લેવા જેવો નથી. આપણી સામાજિક–રાજકીય પ્રણાલીનું મુખ્ય લક્ષણ દંભ હોય એમ જણાય છે. 'મુકદ્દરની મંઝીલ સાથેની મુલાકાત વગેરે મોટી મોટી વાતો આપણે કરીએ છીએ, પણ આપણો અમલ તેથી બિલકુલ વિપરિત જ છે....પરિવર્તન માટે દબાણ કરતાં પરિબળોને સંગઠિત કરવાનું

અને નિભાવી રાખવાનું કાર્ય ધિ સોસાયટી ફોર ઈરેડીકેશન ઓફ સોશિયલ ઈનજસ્ટીસિસ' હાથમાં લેશે. જુદા જુદા મજહબો અને પંથોના વડાધર્મગુરૂઓ અથવા રાજદ્વારીઓ અમાનવિય અને ધર્મનિર્પેક્ષતા વિરોધી આચરણોમાં ડુબેલા રહે છે તેની વિરૂદ્ધ લોકોનો અંતરઆત્મા જાગૃત કરવા તે (સોસાયટી) સાર્વજનિક અદોલન આરંભશે. ધર્મગુરૂઓ અને પંથના વડાઓ અર્પણ કરાએલ રકમો અને ધાર્મિક કરવેરાઓથી જે મિલકત અને સંપત્તિ ભેગી કરે છે તેનો પરોપકારી ઉપયોગ થાય એવી તે (સોસાયટી) માંગ કરશે"

આ સોસાયટીએ ૮ ડિસેમ્બર ૧૯૭૩ના એક સમ્મેલન બોલાવ્યું જેમાં મુંબઈના નાગરિકોએ સારી સંખ્યામાં હાજરી આપી હતી. કામાહોલ (Hall)માં આ સમ્મેલન ભરાયું હતું. ધર્મ–નિર્પેક્ષતા અને સામાજિક સુધારના આદર્શોને વરેલી જુદી જુદી કોમ તથા જુથ્થની વિવિધ સંસ્થાઓએ આ સમ્મેલનમાં ભાગ લીધો હતો. ઉદેપુરથી એક ડેલીગેશન પણ આમાં ભાગ લેવા આવેલ ધર્મગુરૂવર્ગના તંત્રના હાથે સુધારકો ઉપર થએલા અત્યાચારોની વિગત આપતાં ભાષણો આબીદઅલી આદીબ, ઉદેપુરની બોહરાયુથના સેક્રેટરીએ તેમજ યુથ ઓર્ગેનાઈઝેશનના મુસ્લિમ સમર્થક ડૉ. અલમશાહ ખાને આપ્યા. દલીત પેન્થર્સના નામદેવ ધાસલે (dhasal) પારસી કોમના દારા કામા, જાણીતા મરાઠી સ્કોલર તર્કતિર્થ લક્ષમણ શાસ્ત્રી જોશી, સિંધી સુધારક ગુરશાની અને કેટલાય બીજાઓ સાથે આ સમ્મેલનમાં ભાગ લીધેલ

બીજા તો ઠીક પણ વડા મુલ્લાંજીએ આ સમ્મેલનની કાર્યવાહીને ધ્યાનમાં લીધી હતી. હિન્દુ, પારસી, ખ્રીસ્તી અને મુસલમાનોએ આ સમ્મેલનમાં ભાગ લઈ પોતપોતાની કોમમાં ધર્મના નામે થતાં અત્યાચારોની ટીકા કરી હતી, પણ બોહરાના ધર્મગુરૂ વર્ગ સિવાય કોઈએ આ સમ્મેલન વિરૂદ્ધ સંઘર્ષ કર્યો ન હતો. બીજે દીવસે વડા મુલ્લાંજીના ચમચાઓના સૂચનથી આ સમ્મેલનને ઈસ્લામ-વિરોધી અને "ધર્મ ઉપર ભય" ના નારા ગજવતા અમુક ઉર્દૂ અખબારોએ પૂર્તિઓ કાઢી. સ્થાપિત હીતોએ આવું તો અવારનવાર અગાઉ પણ કર્યું હતું. આ કોન્ફરન્સને ઇસ્લામ વિરોધી ચાલ તરીકે ધુતકારતા વકતવ્યો આપવા થોડાક સ્થાનિક મુસલમાન નેતાઓને પણ ઉશ્કેર્યા હતા. આ વક્તવ્યનો જવાબ આપતા પત્રો અને લેખો ઉર્દૂ અખબારોએ છાપ્યા પણ ન હતા વિપરિત વક્તવ્યો પ્રકાશિત કરવા માટે અમુક ઉર્દૂ અખબારોએ. નિર્લજ્જપણે વડા-મુલ્લાંજીએ આપેલ રકમ કરતાં વધુ રકમ પણ માંગેલ.

કામા હોલના સમ્મેલન પછી થોડાક દિવસોમાં મુંબઈમાં "ધિ બોહરા યુથ એસોસિએશન" રચવામાં આવ્યું, અબ્દુલહુસેન નાઝીસ જેના પ્રેસીડન્ટ થયા અને ઈસ્માઈલ અત્તરવાલા સેક્રેટરી બન્યા. આ બન્ને શખ્સોએ ત્યારથી, પોતાની જીંદગી અને મિલકતના જોખમે, ચળવળને સતત સમર્થન આપ્યું છે. ઉદેપુર અને બીજા સ્થળોના ઘણા લોકો તેમાં જોડાયા. એ સંગઠનના ઉદ્દેશને પ્રોત્સાહન આપવા એ સમયે અમુક યુવા વ્યવસાયદારો, ખાસ કરીને એન્જીનીઅરોએ સક્રિય ભાગ લીધો. મુંબઈના "ફ્રેન્ડ સર્કલ"ના સભ્યોએ અને ઉદેપુરના બીજા અમુક શખ્સોએ નાગપાડાના નેબરહુડ હાઉસમાં એક સભા બોલાવી, જેમાં હાજરી આપવા મને પણ આમંત્રણ મળેલ. મુંબઈમાં 'બોહરા યુથ'ના સમર્થકોની પહેલી સાર્વજનિક સભા એક રીતે ઠીક ઠીક સફળ થઈ. આ સભામાં ઉદેપુરના લોકોએ વડા મુલ્લાંજીના તેની શરતે વ્યક્તિગત રૂપે માફી માંગવાના દબાણને તાબે ન થવા ઠરાવ કર્યો.

આ ચળવળ સ્થિરરીતે મુંબઈમાં આગળ વધી અને ઘણા જુના સુધારકોને ફરી સક્રિય બનવા હિમ્મત મળી. કોન્ટ્રેક્ટર અત્તરવાલા હું અને બીજા મિત્રને અમારી આ પ્રવૃત્તિઓનો પાયો વધુ વિશાળ બનાવવા ઘણું પ્રોત્સાહન મળ્યું. કોંગ્રેસના એમ. પી. (લોકસભાના સભ્ય) શશી ભુષણ એક વખતે મુંબઈ આવ્યા. એ પ્રગતિવાદી હતા અને ભારતમાં લઘુમતિઓના હિતને સમર્થન આપતા હતા એ જાણીતું હતું. નાગપાડા નેબરહુડ હાઉસમાં થનારી બોહરાયુથની સભામાં ૨૨ નવેમ્બર ૧૯૭૪ના ભાષણ કરવા માટે અમે તેમને તૈયાર કર્યા. આ સભાની જાહેરાત દૈનિક છાપાઓમાં છપાણી હતી. શહેરના અગત્યના રાજદ્વારી પુરુષો મારફત વડામુલ્લાંજીએ શશી ભૂષણ ઉપર આ સમ્મેલનમાં ભાગ ન લેવા દબાણ કર્યું. પણ અમારી સભાને સંબોધવાનો તેનો નિર્ણય ડગ્યો નહીં. મારા પરિચય પ્રવચનમાં કઈ જાતની સમસ્યાઓ ઉભી થઈ છે એ વિષય ઉપર પ્રકાશ પાડયા પછી મેં તેમને (ભૂષણને) વિનંતી કરી કે આ પ્રશ્ન લોકસભામાં ઉઠાવવામાં આવે અને અમારા આક્ષેપોની તપાસ અર્થે સરકાર ઉપર તેઓ દબાણ લાવે. શશી ભૂષણે શ્રોતાઓને ખાત્રી આપી કે તેઓ ચોક્કસ આ પ્રશ્નને લોકસભામાં ઉઠાવશે (હોલ ખીચોખીચ ભરાએલો હતો, બલ્કે બહાર ઉભરાએલો હતો.) તેમણે કહ્યું કે જો 'અજમેર દરગાહ શરીફ એકટ' અને 'પંઢરપુર ટેમ્પલ એક્ટ' હોઈ શકે તો બોહરા કૌમની દાન કરાએલી મિલ્કતો જે કેટલાય કરોડોની છે તે વિષે શા માટે કાયદો ન થઈ શકે? કૌમની ભલાઈ માટે અને સારાયે દેશની ભલાઈ માટે કાર્ય કરવા ભુષણે વડા મુલ્લાજીને સલાહ આપી. તાળીઓના

ગડગડાટ વચ્ચે તેમણે કહ્યું, 'જેઓ દુન્યવી લાલચોને તરછોડે છે તેઓની આપણા દેશમાં દેવોની જેમ પુજા થાય છે, જ્યારે કે જેઓ સત્તા અને નફાની પાછળ દોડે છે તેઓને શેતાન તરીકે વખોડી નાખવામાં આવે છે. હું ઈચ્છું છું કે સૈયદના સાહેબ એક સારા નાગરિક અને પોતાની કોમના સાચા રૂહાની માર્ગદર્શક બને." એમ લાગે છે કે સૈયદનાના થોડા માણસો શ્રોતાજનોમાં પેસાડવામાં આવ્યા હતા. તેઓએ નારાના બરાડાઓ પાડવા શરૂ કરી દીધા અને વાતાવરણ હિંસક બની ગયું. શશી ભુષણ અને સુધારાવાદી ચળવળના બીજા નેતાઓને પોલીસ રક્ષણ નીચે દુર ખસેડી લેવામાં આવ્યા.

બીજે દિવસે વડામુલ્લાંજીના કાકા સાલેહભાઈ સાહેબના નેતૃત્વ નીચે મોટી સંખ્યાના રૂઢીચુસ્ત વોહરાઓ શશીભૂષણને ઘેરી વળ્યા અને તેના કથીત ખરાબ શબ્દો (વડામુલ્લાંજીને દાનવ કહેવાના) માટે માફી માંગવાની માંગ કરી. શશીભૂષણનું કહેવું હતું કે સૈયદના માટે તેણે કોઈ ખરાબ શબ્દ વાપર્યો નથી. છતાં પણ જો તેના કોઈ શબ્દે સૈયદનાના અનુયાયીઓની લાગણીઓ દુભાવી હોય તો તે એ માટે દિલગીર છે. ટોળું તો ત્યાંથી વિખેરાઈ ગયું, પણ ધર્મગુરૂવર્ગે આ તકનો પૂરો લાભ ઉઠાવી વિગ્રહ શરૂ કરવા તલપાપડ થઈ ગયા.

યુથ કોંગ્રેસની એક સભાને સંબોધવા શશીભૂષણ બીજે દિવસે સુરતની મુલાકાત લેવાના હતા (સુરત એ ગુજરાતનું એક નગર છે જ્યાં મોટી વોહરાઓની વસ્તી છે) તેને શહેરમાં દાખલ ન થવા દેવા માટે ધર્મગુરૂતંત્રે વોહરાઓને ઉશ્કેર્યા. તેઓ મારામારી ઉપર આવી ગયા અને નવસારી પાસે મુંબઈથી સુરત જતી સડક ઉપર એક મોટા ટોળાએ રસ્તો બંધ કર્યો. સ્થિતિ એટલી ગંભીર બની ગઈ કે પોલીસ ઓફિસરોએ શહેરમાં ૧૪૪મી કલમ લાગુ પાડી અને સુરતની મુલાકાત ન કરવા ભૂષણને વિનંતી કરી. ગંભીર સ્થિતિને જોઈને ભૂષણે પોતાની મુલાકાત રદ કરી. પણ નવસારી પાસે થએલ અમુક અકસ્માતનો લાભ ઉઠાવીને ધર્મગુરૂવર્ગે ખોટી અફવા ફેલાવી કે ભૂષણની મોટરગાડીએ એક યુવાન વોહરા મુસલમાનને પછાડી દીધો હતો.

બે દિવસ સુધી સુરતમાં હિંસક બનાવો બન્યા અને કહેવાય છે કે જામીયા સૈફીયાના રેકટર ડો. યુસુફ નજમુદ્દીનની ઉશ્કેરણીથી એક મોટું ટોળું શેખ સજ્જાદહુસેન પાસે પહોંચ્યું અને તેને સખત માર માર્યો (સજ્જાદહુસેનને સુધારકો પ્રત્યે સહાનુભૂતિ હતી). સખત મારને કારણે બીજે દિવસે આ વૃદ્ધ માણસ હોસ્પિટલમાં ગુજરી ગયા. તેના ઘરને પણ ઉથલપાથલ કરી નાખવામાં આવ્યું અને તેની પત્નિ અને વહુની છેડતી કરવામાં આવી. આવા સુધારક

મૌલવીઓની કફોડી સ્થિતિ વિષે આપણે આ પછીના પ્રકરણમાં વધુ ચર્ચા કરીશું. અહીં એટલું કહેવું બસ થશે કે આવા મૌલવીઓમાંના એક. શેખ સજ્જાદહુસેને વોહરાના વડામુલ્લાંજીની બલી (altar) ઉપર પોતાની કિંમતી જિંદગી ગુમાવી.

સુધારકો અને તેમના સમર્થકો અને સહાનુભુતિકારો વિરૂદ્ધ હવે ધર્મ-ગુરૂના પ્રતિસ્થાને મોટી લડાઈ શરૂ કરી. ઉદેપુરની ક્રાન્તિથી ધર્મગુરૂ વર્ગને કદાચ લાગ્યું હશે કે તેમના પગ તળેથી જમીન સરકી રહી છે અને કોમ ઉપરની તેમની મજબુત પક્કડને વધુ મજબુત કરવા માટે કાંઈક કરવું પડશે. શશીભુષણનું ભાષણ હવે તેમને માટે 'ભાવતુ''તું અને વૈદે બતાવ્યું', થઇ ગયું. (જુલમ કરવા માટેની તેઓ રાહ જોઈ રહ્યા હતા અને ભુષણના ભાષણે જાણે તેમને એ તક આપી—અનુવાદક) શશીભુષણના કથીત શબ્દો જેમાં વોહરાના વડામુલ્લાંજીને "શૈતાન" તરીકે વર્ણવવામાં આવેલ તેની વિરૂદ્ધમાં વિરોધ દિવસ સારાયે ભારતમાં અને પરદેશમાં યોજવા માટે ધર્મગુરૂવર્ગે નિર્ણય લીધો. જ્યાં જ્યાં વોહરાઓ હોય ત્યાં ત્યાં વિરોધ દિવસ ૨૭ નવેમ્બરના પાળવાનો હતો. ધર્મગુરૂવર્ગ પાસે કેવા સાધનો છે તે વિષે આ ઘણું ઘણું કહી જાય છે, કારણ કે કોઈ બનાવના ત્રણ ચાર દિવસોમાં જ સારાયે ભારત અને પરદેશમાં વિરોધ પ્રગટ કરવો એ કાંઈ નાનીસુની વાત નથી. મોટા રાજદ્વારી પક્ષો માટે પણ આ મુશ્કેલ જણાય.

આ લડાઈમાં "તોપનો પહેલો ગોળો" મુંબઈમાં છોડવામાં આવ્યો. ભીંડી બજારના વોહરા મોહલ્લાના અમુક નામચિન તત્ત્વોની નેતાગીરી નીચે ૨૫ નવેમ્બરના એક સરઘસ કાઢવામાં આવ્યું. સરઘસવાળાઓ તુરત ધમપછાડા કરતાં ટોળામાં બદલાય ગયા અને જે લોકો તરફ એવી શંકા હતી કે તેઓ સુધારકોના હિતેચ્છુ છે તેમની દુકાનો અને ઓફિસો લુંટવી શરૂ કરી દીધી. ઉદેપુરના વોહરાઓની એક કો-ઓપરેટીવ સોસાયટીની ઓફિસ પણ લૂંટાઈ અને તેના દસ્તાવેજો અને નોંધપોથીઓ બાળી નાખવામાં આવ્યા. ત્યાર પછી પોલિસે કેટલાયની ધરપકડ કરી અને કુતુબ મસ્જિદની બાજુના એક રૂમ ઉપર દરોડો પાડયો અને દુકાનોમાંથી લૂંટાએલ માલ તથા દસ્તાવેજો હાથ કર્યા. જે કાગળો હાથમાં આવ્યા તેમાં એવા પાટિયાઓ અને દસ્તાવેજો હતા જેનાથી સાફ જાહેર થતું હતું કે વિરોધ દિવસ (૨૭ નવેમ્બર) પહેલાં અમુક મુખ્ય સુધારક નેતાઓનું ખૂન કરી નાખવાનું કાવત્રું રચાયું હતું. ખતમ કરી નાખવા માટે જે નેતાઓના નામો આમાં હતા તેમાં મારા નામ ઉપરાંત

નોમાન કોન્ટ્રેકટર અને ઈસ્માઈલ અત્તરવાલાના નામો પણ હતા. સુધારક ચળવળને જો ખતમ કરવી હોય તો આ માથાઓ રળી પાડવા જોઈએ એમ આ કાવત્રાના કાગળોમાં કહેવામાં આવ્યું હતું.

૨૭ નવેમ્બર ૧૯૭૪ના એક મોટી વિરોધ કુચ યોજવામાં આવી હતી. એ દિવસ પહેલાં અમે કતલ થઇ જશું એમ ધારવામાં આવ્યું હતું. દુકાનોના લૂંટાવાથી વોહરાઓમાં સનસનાટી ઊભી થઈ ગઈ હતી. વિરોધ કુચમાં જોડાવા માટે બધા વોહરાઓએ તેમની દુકાનો બંધ કરવાની હતી. જો કોઈ આ કુચમાં જોડાય નહીં તો તેની દુકાન લૂંટાવાના જોખમ ઉપરાંત **બરાઅત** (સામાજિક બહિષ્કાર) થઇ જવાનો પણ ડર હતો. આવી ધમકીને કારણે મોટી સંખ્યામાં વોહરાઓ આ સરઘસમાં જોડાણા, જે સરઘસ સચિવાલય ગયું. એમ કહેવાય છે કે સરઘસમાં ૧૨ હજારથી ૧૫ હજાર વોહરાઓ શામિલ થયાં હતા. એ દિવસે આવા સરઘસો સારાયે ભારતમાં યોજવામાં આવ્યા હતા, અને શશીભૂષણના કહેવાતા રિમાર્કસનો વિરોધ કરતા **મેમોરેન્ડમ** જ્યાં ત્યાંના ડિસ્ટ્રિકટ સત્તાવાળાઓને આપવામાં આવ્યા હતા. કોઇ પણ કારણસર જે લોકો સરઘસમાં જોડાણા નહીં તેઓની **બરાઅત** કરવામાં આવી હતી. નાની અને ગૂંથાએલી વોહરા કોમમાં **બરાઅત** (સામાજિક બહિષ્કાર) માણસને પાયમાલ કરી નાખે છે અને તેને અને તેના કુટુંબીજનોને સમાજથી બિલકુલ અલગ પાડી દઈ કોઈ કોઈવાર તો નાણાકિય વિનાશ નોતરે છે.

સરઘસના વળતા દિવસે, જે જે "ઢચુપચુ જીવો" એ સરઘસમાંથી બહાર રહેવાની હિમ્મત કરી હતી તેમનો બહિષ્કાર કરવા દરેક ગામની મસ્જિદોમાં મજલિસ (સભા) રાખવામાં આવી હતી. આવી સજા આપવા માટે દરેક ગામમાં થોડાક શખ્સોને વિણવામાં આવ્યા હતા. આ બધું મૌખિક રીતે કરાયું હતું કે જેથી કાયદેસરના ન્યાય માટેના પગલાઓ લેવા માટે કોઈ સાબિતી ન રહે. સારીયે વોહરા આલમમાં આનાથી ભયનું મોજું ફરી વળ્યું. દરેક ગામમાં 'શબાબ' અને 'બુનયાત'ને નવું સ્વરૂપ આપવામાં આવ્યું. 'શબાબ' એ વોહરા યુવકોનું અને 'બુનયાત' એ વોહરા યુવતીઓનું મંડળ છે, અને તેમના સભ્યોને જે જે લોકો સુધારકો તરફ સહાનુભૂતિ રાખતા હોય એવી શંકા હોય, તેમના ઉપર કડક નજર રાખવાનું કહેવામાં આવ્યું હતું. એ દિવસોમાં પતિ અને પત્ની પણ આ બાબત ચર્ચા કરતાં ડરતા હતા કે રખેને કોઈ જાસુષ વાત સાંભળી જાય. વાત પહોંચાડનારાઓની જાળ એવી ફેલાએલી હતી કે તેમાંથી ભાગ્યે જ કોઈ છટકી જઈ શકે. જેઓની **'બરાઅત'** થઇ

હોય તેમને સ્થાનિક આમિલ માફ કરી શકે નહીં તેમને વડામુલ્લાંજીના દરબારમાં મુંબઈ જવું પડે. છેવટની માફી માટે વડામુલ્લાંજીની હાજરીમાં તેમને દાખલ કરવામાં આવે તે પહેલાં તેમને ઘણાં અપમાનજનક અનુભવોમાંથી પસાર થવું પડતું હતું.

જે આમિલ આ કાર્યવાહીનો ચાર્જ સંભાળતા હોય તે પહેલાં તો એ પુરૂષ અથવા સ્ત્રીને ગુન્હો કબુલ કરવા કહેતા. જો એ વ્યક્તિ કાંઈ આનાકાની બતાવે તો તેને કડકાઈથી કહેવામાં આવતું કે તેની પૂરેપૂરી ફાઈલ તેમની પાસે છે, માટે જુઠું બોલવાથી એ વધુ મુસ્કેલીમાં મુકાશે. એ હકીકત છે કે ઘણા કેસોમાં આવી ફાઈલો રાખવામાં આવતી હતી, પણ કેટલાય કેસોમાં આવી ફાઈલો ન પણ હોય. પણ એવો ભય લોકોમાં ફેલાવાયો હતો કે હાજર કરાએલ વ્યક્તિ કોઇ સવાલ પૂછવાની હિમ્મત કરતી નહીં અને કોઈ સુધારક સાથે તે સંકળાયેલ હતી કે કોઈ **'બરાઅત'** થએલા સાથે તેને સંપર્ક હતો, એવો "ગુન્હો" કબુલ કરી લેતી. પછી એ વ્યક્તિને ઘણાં અપમાનજનક માફીનામાં ઉપર સહી કરવાનું કહેવામાં આવતું. આ માફીનામામાં પોતાની જાતને હલકી પાડવામાં આવતી એટલું જ નહીં પણ પાયાના લોકશાહી અધિકારોને નકારવામાં આવતા. "ગુન્હો" કયા પ્રકારનો છે તે પ્રમાણે માફીનામાનો મસોદો બદલતો રહેતો, માફીનામામાં જે સુધારક "શેતાન"નું નામ આપ્યું હોય તેની સાથે સંબંધ જાળવી રાખવાનો દંભ તેણે કર્યો છે તે માટે પોતાના ઉપર લાનત (શ્રાપ) બોલવાનું તેને કહેવામાં આવતું. જો એ માણસ સુધારક ઉદ્દેશનો પાકો સમર્થક હોય તો માત્ર લેખીત માફીનામાં ઉપર સહી કરી આપવાથી તેને માફી મળી જતી નહીં. માફીની વિધિનો ચાર્જ હાથમાં રાખનાર આમીલ પહેલાં તો તેને બેફામ ગાળો આપતો. પછી તેને વડા મુલ્લાંજી સમક્ષ હાજર કરવામાં આવતો જ્યાં વડા મુલ્લાંજીના "અનુયાયિઓ" એને મારે અથવા લાત મારે અને કહેતા જાય 'મુનાફીક' (દંભી), કાફિર શેતાન વગેરે વગેરે! આવા વર્તાવથી અમુક બિચારા તો બેહોશ થઈ ગએલા. આવા હાલ હવાલ કર્યા પછી વડા મુલ્લાંજી—"દયાના મુર્તસ્વરૂપ"—એને "માફી" બક્ષતા. ત્યાર પછી પણ આવો શખ્સ બ્લેક લીસ્ટમાંજ રહે છે અને નજીવા બહાનાઓ ઉપર કોઈ પણ વખતે એને ફરી પકડમાં લેવામાં આવી શકે. ધર્મગુરૂવર્ગની જોહુકમીના એ સમયમાં હજારો વોહરાઓને કોમ સાથે શાંતીથી રહેવા માટે આવી યાતનાઓનો અનુભવ કરવો પડયો હતો. આગળ આમાંના અમુક કેસોને વિગતવાર વર્ણવવામાં આવશે. વોહરા કોમ માટે એ "ફાસીસ્ટ ટેરર"નો સમય હતો, હજુ તે પુરો થયો નથી.

એ કટોકટીના સમયમાં ચળવળને નવો આકાર આપવા માટે સુધારક નેતાઓએ એક કેન્દ્રીય સંગઠન સ્થાપવાનો નિર્ણય લીધો. આ સંગઠનને "ધિ સેન્ટ્રલ બોર્ડ ઓફ દાઉદી બોહરા કમ્યુનીટી"નું નામ આપવાનું નક્કી કર્યું. એક **એડ–હોક બોડી** રચવામાં આવ્યું, જેમાં નોમાન કોન્ટ્રેક્ટર ચેરમેન હતા અને ઇસ્માઈલ અત્તરવાલા જનરલ સેક્રેટરી આ કેન્દ્રીય સંસ્થા સાથે જોડાવાનું ઉદેપુરના '**ધિ બોહરા યુથ**'એ જાહેર કર્યું. લોકતાંત્રિય પ્રકારનું બંધારણ ઘડવા માટે ત્યાર પછી એક સબ–કમીટીની નિમણુંક કરવામાં આવી આ બંધારણ '**ઓલ વર્લ્ડ દાઉદી બોહરા કોન્ફરન્સે**' માન્ય કરવાનું હતું અને તેના સ્વીકાર થયા પછી બંધારણની જોગવાય મુજબ ઓફીસ બેરર્સને ચૂંટવાના હતા અને તેની જ સાથે સેન્ટ્રલ એકઝીક્યુટીવ કમિટીના સભ્યોને ચુંટવાના હતા. કોન્ફરન્સ ભરાય ત્યાં સુધી એડ–હોક કમિટીએ કાર્ય સંભાળવાનું હતું.

સેન્ટ્રલ બોર્ડ સમક્ષ અગત્યનો વિષય જેને તાત્કાલિક ઉકેલવાનો હતો, તે વોહરાના વડામુલ્લાંજી ૧૦૦ કરતાં પણ વધુ જોડાઓના નિકાહ પઢી આપવા ના પાડતા હતા એ જોડાઓની શાદીનો હતો. અહીંઆ એ ધ્યાનમાં રાખવાનું છે કે કોમના બીન–મજહબી કાર્યો માટે લોકતાંત્રિય વિકલ્પ પુરો પાડવા માટે સેન્ટ્રલ બોર્ડ રચવામાં આવ્યું હતુ. એ **ધાર્મિક વિકલ્પ ન હતો.** આ કારણે સેન્ટ્રલ બોર્ડએ સ્પષ્ટ કર્યું હતું કે વડામુલ્લાંજીના ધાર્મિક વડા હોવા માટે બોર્ડને જરાપણ શંકા ન હતી. બિન મજહબી બાબતો અને વોહરાઓની વ્યક્તિગત જીંદગી ઉપર તેમની સંપૂર્ણ આપખુદ સત્તાનો જ બોર્ડ વિરોધ કરી રહ્યું હતું. માટે સૈયદના સાહેબ પોતે આ શાદીઓ માટે નિકાહ પઢવા (અથવા પઢાવી આપવા) કબુલ થાય તેમ સેન્ટ્રલ બોર્ડ ઈચ્છતું હતું.

સેન્ટ્રલ બોર્ડ વતી વડામુલ્લાંજીને એક મેમોરેન્ડમ મોકલવામાં આવ્યો. જરાપણ ખચકાયા વગર કે શક દર્શાવ્યા વગર તેમનું ધાર્મિક વડીલપણું માન્ય રાખવામાં આવ્યું હતું અને તેમને અંતકરણપૂર્વક ઉદેપુરમાં લાંબા સમયથી મુલત્વી રહેલી શાદીઓ પતાવી આપવા વિનંતી કરવામાં આવી હતી, જો કે સૈયદનાએ–અથવા તેમના જોહુકમી ભાઈઓએ.આ બાબત ઉપર ગંભીર મૌન સેવ્યું. મેમોરન્ડમમાં એ પણ બીલકુલ સ્પષ્ટ કરવામાં આવ્યું કે સુધારકો જેનું પ્રતિનિધિત્વ સેન્ટ્રલ બોર્ડ ધરાવે છે તેઓ વડામુલ્લાંજીનું ધાર્મિક નેતૃત્વ માન્ય રાખવાની સાથે તેમની સમક્ષ ત્રણ માંગો રજુ કરવા ઈચ્છે છે: (૧) કે ઝકાત, ફીત્ર વગેરે ધાર્મિક કરવેરાથી જે ફાળાઓ એકઠા થાય છે તેનો નિયમિત રીતે હિસાબ રાખવામાં આવે અને કુરાનમાં ફરમાવ્યા પ્રમાણે એ ફાળાઓ

હાજતમંદો અને ગરીબ લોકો માટે ખર્ચવામાં આવે, (૨) કે કેન્દ્રીય અને સ્થાનિક જમાતોના વહીવટ માટે લોકતાંત્રિય માળખું ઉભું કરવામાં આવે અને એક બંધારણ ઘડવામાં આવે જેમાં ચુંટાએલા સભ્યોના અધિકારો અને ફરજોની વડામુલ્લાંજીના અધિકારો અને ફરજો સામે વ્યાખ્યા કરવામાં આવે; (૩) કે ઉદેપુરમાં અટકી પડેલી શાદીઓ પતાવવામાં આવે અને જેમ બની રહ્યું છે તેમ શાદીઓ અને દફનક્રિયાઓમાં અડચણો ઉભી કરવામાં ન આવે.

સેન્ટ્રલ બોર્ડ અને ઉદેપુરના બોહરાયુથ તરફથી કેટલાય રીમાઈન્ડરો મોકલ્યા છતાં વડામુલ્લાંજીના તંત્ર તરફથી કાંઇ જવાબ ન મળ્યો એટલે બીજા પગલાઓ શરૂ કરવા પડ્યા. દુલ્હનો બનવાવાળી કન્યાઓનું એક ડેપ્યુટેશન ૧૬ એપ્રીલ ૧૯૭૪ના દિલ્હી પહોંચ્યું અને પોતાની વિટંબણાઓ ત્યારના વડા પ્રધાન શ્રીમતી ઈન્દીરા ગાંધીને જણાવવા માટે તેણીને મળ્યું. શ્રીમતી ગાંધીએ આ "કફોડી સ્થિતિની કન્યાઓ" (Damsels in Distras)ને ધીરજથી સાંભળી, પણ તેણી આ બાબતમાં કાંઇ ઝાઝું કરી શક્યા નહીં. તેણીએ મુંબઇના એક વોહરા એમ. પી. (લોક સભાના સભ્ય) સાલેહભાઈ અબ્દુલ કાદરને આ બાબતની ચર્ચા સૈયદના સાથે કરવા કહ્યું અને તેમને આ સમસ્યા ઉકેલવા માટે સમજાવવા કહ્યું. પણ સૈયદના વડા પ્રધાનના એન્વોય (સંદેશવાહક પ્રતિનિધિ)ને મળવા પણ તૈયાર ન થયા. ડૉ. નજમુદ્દીન જ તેને મળ્યા અને કહેવાય છે કે આ કાર્ય હાથમાં લેવા માટે તેને ઠપકો આપ્યો. કાદરે એ સ્પષ્ટ કર્યું કે વડાપ્રધાનની વિનંતી તેણે સ્વીકારવી જ જોઇએ. દુલ્હનોનું ડેલીગેશન ૧૭ એપ્રિલ ૧૯૭૪ના રાષ્ટ્રપતિ ભવનમાં પ્રેસીડન્ટ ફખરૂદ્દીન અલી એહમદને પણ મળ્યું. વડા મુલ્લાંજી અને તેના ખાનદાન સાથે પ્રેસીડન્ટ એહમદને ઘનીષ્ટ સંબંધ હતો. તેથી આમાંથી પણ કાંઈ વળ્યું નહીં. પણ રાજધાનીના પ્રેસમાં આ બીના આગલા પાનાના સમાચાર બન્યા. આ વાત છાપવા માટે જુદા જુદા છાપાઓ એક બીજાની હરીફાઈમાં ઉતર્યા. પણ કન્યાઓને તેમની સમસ્યા ઉકેલવાની કોઈ આશા વિના પાછું ફરવું પડયું હતું.

છેવટે ઉદેપુરના બોહરા યુથ ઓર્ગેનીઝેશને ૬ નવેમ્બર ૧૯૭૪નાં સૈયદનાને શાદીઓ ઉકેલી દેવા માટે એક અરજી કરી અને જવાબ માટે ૧૫ ડિસેમ્બરની તારીખ સિમારેખા તરીકે તેમાં જણાવી. ત્યાર પછી (સમય આવ્યે) ઉદેપુરના કામ કરી રહેલ આમિલને જ્યારે પૂછવામાં આવ્યું ત્યારે તેણે યુવાનેતાઓને કહ્યુ કે અરજી તેની મારફત મોકલવામાં નહોતી આવી માટે એના ઉપર ધ્યાન દઈ શકાય નહીં. પછી ૨૦ ડિસેમ્બરના બીજી અરજી તે આમિલના ફ્રુરવાના

કરવામાં આવી જેનો જવાબ શાદીઓની જે તારીખ નક્કી થઇ હતી ત્યાં સુધીમાં પણ ન આવ્યો. ત્યાર પછી સેન્ટ્રલ બોર્ડ સાથે મસલત કરીને યુવા નેતાઓએ સમૂહશાદી સ્વતંત્ર રીતે કરાવી લેવાની તારીખ જાહેર કરી. આ તારીખ ૧૬ માર્ચ ૧૯૭૫ની રાખી હતી.

ઉદેપુરના વોહરાઓ માટે તેમજ સુધારક ચળવળના બધા સમર્થકો અને સહાનુભૂતિકારો માટે આ એક મોટો અર્થસૂચક બનાવ હતો. શાદી અને દફન-ક્રિયા એવા બે પ્રસંગો છે જ્યારે ધર્મગુરુવર્ગ સુધારક ચળવળના સહાનુભૂતિકારો પાસેથી પૈસા કઢાવવા માટે અથવા વેર વાળવા માટે વધારેમાં વધારે રંજાડ કરે છે. સમૂહ લગ્નના દિવસની હવે મોટી સંખ્યાના વોહરાઓ આતુરતાપૂર્વક રાહ જોઈ રહ્યા હતા કારણ કે સુધારક ચળવળ માટે નવી દિશાનું સૂચક હતો અને ધર્મગુરુ વર્ગના જુલમમાંથી છુટકારો મેળવવાની શક્યતા માટે તે એક આશા હતી. એટલું જ નહીં પણ ઉદેપુરનું આખું શહેર ઉત્સાહથી પાગલ થઇ રહ્યું હતું. લોકશાહી આઝાદી, ન્યાય અને ધર્મગુરૂવર્ગના જોતરા (yoke) માંથી છુટવા વોહરાઓ ઉઠયા હતા એ લડત ઉદેપુરના લોકોએ પોતાના શહેરમાં જ જોઈ હતી. ધર્મગુરના હાથે કેરી પજવણી અને રંજાડનો વોહરાઓ ભોગ બન્યા હતા એ પણ તેમણે જોયું હતું. શાદીઓ માટેનો સંઘર્ષ પણ બે વર્ષ ચાલ્યો હતો.

ઉદેપુરની સામાન્ય પ્રજા માટે એ લાલ અક્ષરનો દિવસ હતો. એક અઠ-વાડિયા પહેલાં ધામધુમ શરૂ થઈ હતી. મોટી મોટી જગ્યાઓએ રોશની અને સજાવટ કરાઈ હતી. ભંડારી દર્શન મંડપ જ્યાં મુખ્ય વિધિ થવાની હતી ત્યાં ધમધોકાર પ્રવૃતિઓનું દશ્ય જોવા મળતું. ૨૫૦૦૦ માણસોની અંદાજેલ મેદનીના સમાવેશ માટે એક મોટો પંડાલ ઉભો કરવામાં આવ્યો હતો. મુખ્ય ઈમારતને આકર્ષકરીતે પ્રકાશિત કરી હતી. શાદીનું સરઘસ જે રસ્તેથી પસાર થવાનું હતું ત્યાં ઠેર ઠેર શહેરના જુદા જુદા સંગઠનો અને કમિટીઓએ કમાનો ઉભી કરી હતી. એમ લાગતું હતુ' કે આ કાંઈ બોહરા યુથના ઉદ્દેશ તરફ જ નહીં પણ માનવિય ઉદ્દેશ તરફ ઉદેપુરના લોકો સહાનુભૂતિ દર્શાવી રહ્યા હતા.

ઉદેપુરનો બુદ્ધીજીવીવર્ગ સહૃદયતાપૂર્વક બોહરા યુથ સાથે એક થઈ ગયો હતો. ઉદેપુર યુનિવર્સિટીના ૧૩૩ શિક્ષકોએ યુથને તેની હિંમત અને મક્કમતાની મુબારકબાદી આપતું એક છાપેલું પેમ્ફલેટ બહાર પાડયું હતું. આ પેમ્ફલેટો ઠેર ઠેર વ્હેંચવામાં આવ્યા હતા, તેમાં બીજી બાબતો સાથે આમ પણ લખ્યું હતું : "આ શહેરનો શિક્ષિત વર્ગ બોહરા યુથની પ્રવૃતિઓથી પરીચિત છે. યુથના મુક્તિ

આંદોલનથી સામાન્ય માણસને જાણવા મળ્યું છે કે દાઉદી વોહરા જમાત ઉપર વડા મુલ્લાંજી સૈયદના ડૉ. મોહમ્મદ બુરહાનુદ્દીન કેટલું નિયંત્રણ રાખે છે. જન્મથી કે મરણ સુધી દાઉદી વોહરો સૈયદનાની રજાનો ગુલામ રહે છે. તેની રજા વગર શાદી તો એક બાજુ રહી પણ મૃતદેહની દફનક્રિયા પણ થઇ શકતી નથી...રજાથી જ દાઉદી વોહરો હયાત રહી શકે છે. તેની રજા વગર તે દાઉદી વોહરા થતો અટકી જાય છે...આવી રીતે સૈયદના સાહેબ એક સમાંતર સરકાર ચલાવી રહ્યા છે અને દેશની પ્રતિનિધિત્વ ધરાવતી સરકારથી વિપરિત તે પોતાના કાયદાઓ અમલમાં મુકે છે...કોઇ ધાર્મિક પંડિતની આપખુદ સત્તા આ દેશનો કોઈ પણ સમજુ નાગરિક સ્વીકારી શકે નહી...અમે, ઉદેપુર યુનિવર્સિટીના શિક્ષકો બોહરા યુથને તેની મહાન ફતેહ માટે દીલી મુબારકબાદી પેશ કરીએ છીએ અને આજે જે બધા પરણી રહ્યા છે તેમને સુખી પરિણિત જીવનની શુભેચ્છા પાઠવીએ છીએ.'' આ પેમ્ફલેટ ઉપર ૧૩૩ શિક્ષકોની સહી છે.

કદી ના થએલો મેળો, સમૂહ લગ્નની ૧૬ માર્ચ ૧૯૭૫ ના દિવસે થયો હતો. જે પંડાલમાં ૨૫૦૦૦ માણસોના સમાવેશની જોગવાઈ હતી તે આ કામ માટે બિલકુલ પુરતો ન થયો. ટોળાનું નિયંત્રણ કરવાનું કામ પોલીસ માટે મુશ્કેલ બન્યું. છતાં પણ કોઈ પણ તબક્કે શાંતિનો ભંગ થયો ન હતો. આ પ્રસંગની પવિત્રતાથી લોકો પુરા જાણકાર હતા અને સુવ્યવસ્થા જાળવી રાખવા માટે મક્કમ હતા. કેન્દ્ર અને રાજ્યના મંત્રીઓ, અમુક રાજકીય નેતાઓ, ઉદે-પુરના મહારાજા, સેન્ટ્રલ બોર્ડ અને બોહરા યુથના આગેવાનો, વોહરા, મુસલ-માન, હિન્દુ, શીખ, ખ્રિસ્તી અને જૈનોના પંડિતો, મુનીઓ, મુલ્લાઓ, પાદરીઓ અને ગુરુઓ તેમજ બીજા મહેમાનો મુખ્ય મંચ ઉપર બિરાજેલા હતા. સમૂહ લગ્નનું બીજું અનોખું રૂપ એ હતું કે ભારતના બધા મહત્વના ધર્મો અને મજહબોના પંડિતોની હાજરીમાં શાદીઓની વિધિ કરવામાં આવી હતી. વોહરાના વડા મુલ્લાજી મુસ્લિમ કાજીએ પઢેલા નિકાહને પણ 'હરામ' (ગૈરકાનૂની) ગણે છે. એ દિવસે ત્રણ મુસ્લિમ કાજીઓએ કેટલાય નિકાહ પઢયા. બે વર્ષથી પણ વધુ સમય સુધી તનતોડ જેહમત કર્યા પછી કુલ ૧૦૭ જોડાઓની શાદીઓ થઈ. આ અનોખા અવસરને ભારત તેમજ વિદેશના પત્રોએ અને ટેલિવિઝને ધ્યાનમાં લીધેલ હતો અને બી. બી. સી. અને પશ્ચિમ જર્મનીના ટી. વી. કેમેરામેન પણ હાજર થયા હતા. ભારતના ફિલ્મસ ડિવિઝને પણ આ પ્રસંગને કચકડામાં ઉતારી લીધો હતો.

વળી આ પ્રસંગે સેન્ટ્રલ બોર્ડ ઓફ દાઉદી બોહરા કમ્યુનિટીના ચેરમેને

એક જાહેરનામું બહાર પાડયું હતું. આ મહત્વના દસ્તાવેજમાંથી થોડા ટાંકણાં અહીં રજૂ કરવા અસ્થાને નહીં ગણાય. એની શરૂઆત આ મુજબ હતી.

દાઉદી વોહરા કોમ પરંપરાગત શાન્તિચાહક અને નાની વેપારી પ્રજા છે એ વાત તો જગજાહેર છે. ઈસ્લામની મૂળભૂત શરિઅતોને તે પાળે છે અને મહાન ઈસ્લામી સંસ્કૃતિમાં તે યથાયોગ્ય ગર્વ લે છે. છતાં પણ તેના વિભાજીત પ્રકારના મૂળ અને અરબસ્તાનમાં બનેલા બનાવો, અને પાછળથી હિન્દુસ્તાનમાં થએલી તેની પુનઃરોપણીએ તેને અનોખું સ્વરૂપ અને તેની પોતાની ઓળખ આપી છે. ઈજીપ્તના બની ફાતેમી રાજકર્તાઓ જેને પાક ઈમામો તરીકે સન્માન અપાય છે તેઓએ સંસ્કૃતિનો કીર્તિવંત યુગ રચ્યો છે, જે ઈજીપ્તના ઈતિહાસમાં ગૌરવવંતુ સ્થાન ધરાવે છે. બની ફાતેમી મિશન પાછળથી ભારતમાં ખસ્યું-ભારતના પરોણાગતી દૃષ્ટાંતરૂપ તો છે જ– જ્યાં એ ફળ્યું ફૂલ્યું અને વિકાસ પામ્યું અને પોતાનો ઈતિહાસ સર્જ્યો. વોહરાઓ જેમણે આ મજહબનો અંગીકાર કર્યો તેઓ આ મહાન દેશની પ્રજા છે. તેનું ગૌરવ એટલું જ લ્યે છે જેટલું ઈસ્લામી અંગતું લ્યે છે.

સુધારક ચળવળ વિષે સામાન્ય રીતે ચર્ચા કર્યા પછી આ જાહેરનામું (declaration) બોહરા યુથે ઉપાડેલ ઝુંબેશ ઉપર આવે છે.

વોહરા સુધારક ચળવળના ઈતિહાસમાં બોહરા યુથ એસોસિએશનનું નામ સોનેરી અક્ષરોમાં લખાશે. સ્વતંત્રતા અને સ્વમાનની જ્યોત સળગતી રાખવા માટે તેના યુવા અને વૃદ્ધ ઉત્સાહી સભ્યોએ, ડગમગ્યા વગરની મક્કમતાથી, લડત ચાલુ રાખી. બધા વોહરાઓને તેઓએ ગૌરવ આપ્યું છે. તેમના બલી- દાનો અને વિરતાભરી લડત, આ ચળવળના ઈતિહાસમાં હિંમત અને બહાદુરીની કથા છે. આ શુભ અવસર ઉપર સેન્ટ્રલ બોર્ડ ગંભીરતાપૂર્વક વચન આપે છે કે તે આ કોમના સામાજિક-આર્થિક કાર્યો લોકશાહી ચીલા ઉપર સંગઠીત કરશે અને ફાતેમી દાવતની મહાન સંસ્થા સાથે બંધાઈ રહીને અને તેને વફાદાર રહીને સામાજિક-આર્થિક માળખાનો ઉપયોગી વિકલ્પ પૂરો પાડશે. કોમના ભાઈઓ અને દેશની બીજી પ્રજાના વિશાળ હિતમાં વોહરા કોમ અર્થસૂચક ભાગ ભજવી શકે એ માટે તે રચનાત્મક પ્રવૃત્તિઓ હાથ ધરશે.

**ધિ ઓલ વર્લ્ડ દાઉદી બોહરા કોન્ફરન્સ** (અખીલ વિશ્વ દાઉદી વોહરા સંમેલન)

અગાઉ જણાવ્યું તેમ અત્યાર સુધી સેન્ટ્રલ બોર્ડ ઓફ ધી દાઉદી બોહરા કમ્યુનીટીનો કારોબાર એક એડહોક કમિટી જ ચલાવી રહી હતી. આ બોર્ડના

અધિકારીઓ અને સેન્ટ્રલ એકઝિક્યુટિવ કમિટીની ચૂંટણી એક **'જનરલ કન્વેન્શન'** (સામાન્ય મહાસભા)માં જ થઈ શકે. વળી બંધારણનો મુસદ્દો તૈયાર થઈ રહ્યો હતો જે પ્રતિનિધિત્વ ધરાવતી સભામાં જ સ્વીકારી શકાય. માટે એક અખિલ વિશ્વ સંમ્મેલન બોલાવવા માટે નિર્ણય લેવામાં આવ્યો, કારણ કે ભારત ઉપરાંત બીજા દેશોમાં પણ સુધારક ચળવળના સમર્થકો હતા. આ હેતુ માટે નિમાએલી સબ-કમિટીએ બોહરા યુથના નેતાઓ સાથે મસલત કરીને ૧૭-૧૯ ફેબ્રુઆરી ૧૯૭૭ના આવું સંમ્મેલન ભરવાનું નક્કી કર્યું. તેમની સાથે સમજણ કરીને સંમ્મેલનનું સ્થાન ઉદેપુર રાખવામાં આવ્યું. ભારતમાંથી તેમજ વિદેશમાંથી આ માટે ઘણો ઉત્સાહજનક જવાબ મળ્યો, કારણ કે મોટી સંખ્યામાં લોકો પ્રસ્તાવિત સંમ્મેલનમાં ભાગ લેવા ઉત્સુક હતા.

પણ અનિશ્ચિતતાનું એક તત્વ આમાં રહેલું હતું. ધર્મગુરૂવર્ગે કોઈ પણ ભોગે આ સંમ્મેલનને તોડી પાડવા કાવાદાવા શરૂ કરી દીધા હતા. દેશમાં આપતકાલિન સ્થિતિ (emergency)નો લાભ લઈને વોહરા કોમની ધાર્મિક લાગણીને દુભાવવાના બહાના નીચે તેને બંધ કરાવવા તેઓ માંગતા હતા... કારણ કે ધર્મગુરૂ વર્ગનું તંત્ર શાસકીય રાજદ્વારીઓ અને તેમની સાથે જોડાએલા મુસલમાન નેતાઓ સાથે ઘણી લાગવગ ધરાવતું હતું એટલે ઈમરજન્સી તેની તરફેણમાં ગઈ હતી. સુધારક પ્રવૃત્તિઓ, ખાસ કરીને ઉદેપુરમાં સીધી અથવા આડકતરી રીતે દબાવી દેવામાં આવી હતી. વળી ઈમરજન્સી કાળમાં દાઊદી વોહરા સુધારક ચળવળનો ટી. વી. પ્રોગ્રામ જેમાં નોમાન કોન્ટ્રેકટર અને હું ભાગ લેવાના હતા અને કલલેશ્વર આ પ્રોગ્રામ ચલાવવાના હતા તેને સૈયદનાના કોઠારના દબાણથી રદ કરવામાં આવેલ-ધર્મમાં દખલગીરી કરવાના હંમેશના બહાના નીચે ફરી રેકોર્ડ કરેલા પ્રોગ્રામને ("વાંધાભર્યા રિમાર્કસ" કાઢી નાખ્યા પછી) પણ, સ્ટેશન ડાયરેકટરે વાયદો કર્યો હતો છતાં કદી બતાવવામાં આવ્યો ન હતો. શક્તિશાળી સ્થાપિત હીતો **મીડિયા** (પ્રચાર માધ્યમો)ને પણ કેવી સહેલાઈથી પહોંચી શકે છે. તે આ વાત ઉપરથી સ્પષ્ટ છે. ઘણા વર્ષોના અનુભવ પછી મને ખાત્રી થઈ ગઈ છે કે આપણા દેશમાં આવશ્યક સામાજિક પરિવર્તનો માટે જે અવરોધ છે તે આપણા રાજદ્વારીઓ છે જેમનો એક માત્ર ધ્યેય કોઈ પણ ભોગે સત્તા સાચવી રાખવાનો જ છે. આવી ચળવળોને તેમની પાકી તકવાદી નીતિ ઘણું નુકસાન પહોંચાડે છે. "વોહરાઓ ઉપર જુલ્મ કરવાના **લાયસન્સ** ખરીદવા" માટે વોહરા ધર્મગુરૂ તંત્ર સત્તાધારી પક્ષોને મોટા મોટા ડોનેશનો આપે છે એ જાણીતું છે, એમ એક વોહરા મિત્ર, જેમને ચળવળ પ્રત્યે છુપી સહાનુભૂતિ છે તે કહે છે.

આ સંબંધમાં હું એક દાખલો આપવા માગું છું–માફ કરજો, સંબંધિત વ્યક્તિનું અવસાન થઈ ગયું છે. હાલના સૈયદનાના પિતાજીનો રોજો ૧૯૭૫ માં લગભગ ચાર કરોડના ખર્ચે પૂરો બંધાઈ ગયો હતો. આ રોજાની દિવાલોની અંદરની બાજુએ કુરાનની આયાતો સોનાના અક્ષરોમાં લખાએલી હતી અને ઘણા ભાગોમાં હીરાઓ અને કિંમતી ઝવેરાતો મઢેલા હતા. ઘણા ખરા વોહરાઓને લાગતું કે આ બેફામ ખર્ચાઓની યોજના છે, કારણ કે તેમને મોટી રકમો પોતાના ગજવામાંથી કાઢવી પડતી હતી. (આ ફાળામાં દરેક વોહરા કુટુંબે અમુક ઓછામાં ઓછી રકમ ફરજીયાત ભરવાની હતી). એપ્રિલ ૧૯૭૫ માં આ રોજાનું ઉદ્‌ઘાટન થવાનું હતું અને વડા મુલ્લાંજી આ હેતુસર રાષ્ટ્રપતિ ફકરૂદ્દીન અલી એહમદ પાસે પહોંચ્યા. જ્યારે એમને આ વાતની જાણ થઈ ત્યારે અમે રાષ્ટ્રપતિને, રાષ્ટ્રપતિ ભવનમાં જઈ મળ્યા અને ધર્મગુરૂ વર્ગના ઘણા જ પજવણીના આચરણો તરફ તેનું ધ્યાન ખેંચ્યું, અને રોજાનું ઉદ્‌ઘાટન કરવા તેઓ કબૂલ ન થાય એવી વિનંતી કરી, કારણ કે આપણી પ્રજાના ધર્મ નિર્પેક્ષ ચરિત્ર વિરુદ્ધ એ બનશે એટલું જ નહીં પણ વોહરા ધર્મગુરૂવર્ગને એ ખોટી પ્રતિભા આપશે. આ રોજાના ઉદ્‌ઘાટન માટે તેને બોલાવવામાં આવશે તો તેઓ આ વસ્તુ ધ્યાનમાં રાખશે એવું રાષ્ટ્રપતિએ વચન આપ્યું. પણ અમને આંચકો લાગ્યો અને નિરાશા થઈ કે તેઓ ઠાઠમાઠ અને વિધિસર આ રોજાનું ઉદ્‌ઘાટન કરવા પધાર્યા. અમારી માહિતી મુજબ આ ઉદ્‌ઘાટન સમારંભમાં જ ૧૨ લાખથી પણ વધુ રકમ ખર્ચાણી હતી... દેશના ગલીચ લત્તાઓમાં સબડતા હજારો વોહરાઓને, તેમના વડા મુલ્લાજીને દેશના ટોચના મહાપુરુષોની સંગતમાં જોઈને "રાહત" થઈ.

આ બધું જોતાં અમને ડર હતો કે વડા મુલ્લાંજી કદાચ અમારા સંમ્મેલન ઉપર પ્રતિબંધ લગાડવામાં સફળ પણ થઈ જાય. એ દિશામાં તેઓ પોતાની બધી લાગવગોનો ઉપયોગ કરી રહ્યા હતા. પણ અમારા અહોભાગ્ય કે અમારા સંમ્મેલન પહેલાં જ ઈમરજન્સીમાં ઢીલ મૂકવામાં આવી અને આમ ચુંટણીની જાહેરાત થઈ ગઈ. વળી અમારી પ્રસ્તાવિત કોન્ફરન્સમાં મોટી સંખ્યામાં વિદેશના ડેલીગેટો પણ ભાગ લેવાના હતા. એટલે સરકારને અમારી કોન્ફરન્સ ઉપર પ્રતિબંધ મૂકવામાં જરા ઓછપ ન લાગી. આમ ધર્મગુરુવર્ગના કાવાદાવા નિષ્ફળ નીવડયા.

જોકે ધર્મગુરવર્ગતંત્ર બીજી રીતાથી કોન્ફરન્સને રોકવા મક્કમ બન્યું હતું. ઉદેપુરથી ૭૫ માઈલ દુર નાનું ગામ ગલિયાકોટ, જ્યાં પાક દરગાહ છે,

ત્યાં વડા મુલ્લાંજીને બોલાવવામાં આવ્યા. વડા મુલ્લાંજીની ગલિયાકોટની મુલાકાત, પાક શહીદ સૈયદી ફકદ્દીન શહીદના રોજામાં **"મોજીજો"** (ચમત્કાર) થવાનો હતો તે કારણે હતી. ભારતમાં બધે સ્થળે વોહરાઓને ખબર મોકલવામાં આવ્યા કે તેઓ ગલિયાકોટમાં ભેગા થાય. અગાઉ મુંબઈમાં કોન્ફરન્સને તોડી પાડવા તૈયારીઓ કરવામાં આવી હતી. ગલિયાકોટમાં કુલ લગભગ ૧૫૦૦૦ લોકો ભેગા થયા હતા. ઉદેપુરમાં કોન્ફરન્સ શરૂ થઈ તેના આગલા દિવસે ગલિયાકોટમાં એક "મોજીજો" (ચમત્કાર) થયો. શહીદના રોજાના ઘુમ્મટમાંથી લોહીના ટીપા ટપકવા માંડયા. એમ કહેવામાં આવ્યું : "જુઓ જુઓ ! આપણા દીન ઉપર દુશ્મનોએ કરેલા હુમલાથી સૈયદી ફકરૂદ્દીન મોલાનો રોજો પણ લોહીના આંસુ સારી રડી રહ્યો હતો." એવો રિપોર્ટ મળેલો છે કે સૈયદનાએ પોતે વાએઝમાં હિદાયત કરી અને દીનની હીફાઝત માટે તેના અનુયાયિઓ કુરબાની આપવા તૈયાર રહે એવી હાકલ કરી હતી. હવે ૧૫૦૦૦ વોહરાઓનું ટોળું ઉદેપુરમાં દાખલ થઈ અને "લોહીની નદીઓ વહે તો પણ" અમારી કોન્ફરન્સ તોડી પાડવા તૈયાર થયું હતું.

મુંબઈથી અમો મોટરગાડીથી રવાના થવાના હતા અને એ બાતમી બહાર પડી ગઈ. "વફાદાર મોમીનો"ની ટોળીમાં અમારા હીતેચ્છુઓએ અમને ગુપ્ત રીતે ટેલિફોન ઉપર ચેતવણી આપી કે સડક રસ્તે ન જાઓ કારણ કે અમારી કાર ઉપર હુમલો કરી અમને કતલ કરવાના કાવત્રાને આખરી રૂપ અપાઈ રહ્યું હતું. રતનપુર પાસે જ્યાં રસ્તો સાંકડો અને વેરાન હતો ત્યાં, જ્યારે અમે રાજસ્થાનની હદ ઓળંગીએ ત્યારે આ હુમલો થવાનો હતો. એટલે સડકથી મુસાફરી કરવાનું અમે રદ કર્યું અને તેના બદલે હવાઈમાર્ગે રવાના થયા. જ્યારે અમે ઉદેપુરના શહેરમાં દાખલ થયા ત્યારે ત્યાં, જાણે કે શહેર ભયંકર ખતરામાં હોય તેમ, P.A.C. (પોલીસ આર્મ્સ કોન્સ્ટેબ્યુલરી એટલે હથિયારબંધ પોલીસની ખાસ ટુકડી)ના જવાનોનો ત્યાં ભારે બન્દોબસ્ત કરવામાં આવ્યો હતો; અને ખરેખર શહેર ખતરામાં હતું જ. શહેરમાં દાખલ થવાના બધા નાકાઓ બંધ કરી દેવામાં આવ્યા હતા. જેજે ખરેખરા વોહરાઓ કોન્ફરન્સમાં ભાગ લેવા આવ્યા હોય તેમની બરાબર જાંચપડતાલ કરી પોલીસ અધિકારીઓ તેમને દાખલ થવા દેતા. સત્તાવાળાઓએ નક્કી કર્યું હતું પેલા ૧૫૦૦૦ લોકોને દાખલ થવા ન દેવા, કારણ કે તેમનો ઈરાદો શાન્તિભર્યો ન હતો અને તેઓ જો દાખલ થાય તો ચોક્કસ પાયમાલી થવાની હતી.

કોન્ફરન્સમાં ભાગ લેનારાઓમાં સતત તણાવ હતો. જાણે કોન્ફરન્સ છુપી તોપોના છાયામાં હોય તેમ, ઘડી ઘડી પોલીસ અધિકારીઓ અમારા માથે ઉભા રહી અમને ઉતાવળ કરવા કહી રહ્યા હતા. ભંડારીદર્શન મંડપના ખુલ્લા મેદાનમાં જ્યાં કોન્ફરન્સ ભરાવાની હતી ત્યાં અમને ભરવા ન દીધી. અમો એક હોલમાં ખીચોખીચ ભરાયા હતા, જે હોલ જોકે ઘણો મોટો હતો તો પણ બધા ડેલીગેટોનો સમાવેશ કરી શકાયો ન હતો. ઘણા લોકો આજુબાજુ ઉભા હતા અથવા નીચે જમીન ઉપર બેસી ગયા હતા. સવારે ૯ વાગ્યે આ બિલ્ડિંગ આસપાસ પોલીસો ઘેરી વળ્યા હતા, અને ત્યાર પછી કોઈપણને, પછી ભલે અમારા ખરા સમર્થકો હોય, દાખલ થવા દેવામાં આવ્યા ન હતા. મશહુર હિન્દી લેખક કમલેશ્વર જે કોન્ફરન્સનું ઉદ્ઘાટન કરવાના હતાં તેઓ સવા નવ વાગ્યે આવ્યા અને તેમને પણ દાખલ થવાની રજા ન મળી. તેણે ડિસ્ટ્રિક્ટ કલેક્ટરને ફોન કર્યો, જે સદભાગ્યે તેને ઓળખતા હતા અને તેની રજાથી જ તે હોલમાં દાખલ થઈ શક્યા.

પોલીસે આટલી બધી સાવધાનીઓ રાખ્યા છતાં એકાદ હજાર (ઝનુની) લોકો ઉદેપુરમાં ઘુસી ગયા હતા અને તેઓએ કોન્ફરન્સનો વિરોધ કરતું સરઘસ કાઢયું. વડામુલ્લાંજી તરફથી આવા હિંસક વિરોધની ખરેખર તો કોઈને કલ્પના પણ ન હતી, કારણકે સુધારકોએ આ કોન્ફરન્સ તો બંધારણ માન્ય કરાવવા તેમજ સેન્ટ્રલ બોર્ડના અધિકારીઓ અને એકઝિક્યુટિવ કમિટીના સદસ્યો ચૂંટી કાઢવા બોલાવી હતી. પણ ધર્મગુરુતંત્ર આવા કોઈપણ પ્રયાસને કચડી નાખવા માંગતું હતું. કદાચ તેમને ખાત્રી થઈ હશે કે એક વખત કૌમના એક ભાગમાં આવું લોકતાંત્રિય સંગઠન કામ કરવા લાગે તો તે માત્ર એક ભાગમાં જ લાંબો સમય સુધી સિમિત નહીં રહે. કોઈપણ લોકતાંત્રિક કે ક્રાન્તીકારી આદર્શ સમાજના :એક વિભાગમાં જ પુરી રાખી નથી શકાતો, દબાએલો અને શોષિતવર્ગ તુરત જ તેની માંગ કરે છે, અને જુલ્મીઓ આનાથી સૌથી વધુ ડરે છે.

પોલીસ સત્તાવાળાઓના દબાણથી કોન્ફરન્સ એક દિવસ વહેલી ખતમ કરવી પડી હતી. બે દિવસની ચર્ચા વિચારણા પછી તે પુરી કરવામાં આવી હતી. પણ અજેન્ડામાં રખાએલ બધી બાબતો ચર્ચાએલી હતી. કેનેડાના શ્રી હાતિમ દરબારે પ્રમુખપદ સંભાળ્યું હતું. તેઓ જુના સુધારક છે. એક સમયે ૧૯૪૨ની "ભારત છોડો" ચળવળમાં તેઓએ સક્રિય ભાગ લીધો હતો અને મહાત્મા ગાંધી સાથે સંકળાએલા હતા. વોહરા સુધારક ચળવળ સાથે તેઓ

હજુ પણ દિલચસ્પ સંબંધ રાખે છે અને ઠેઠ કેનેડાથી તેનું પ્રમુખપદ સ્વીકારવા આવેલ. કમલેશ્વર જેઓએ હિન્દી મેગેઝિન "સારિકા" માટે વિસ્તારપૂર્વક લખાણો આપ્યા હતા તેમણે કોન્ફરન્સનું ઉદ્‌ઘાટન કરતાં દિલ હલાવી નાખે તેવું ભાષણ કર્યું હતું. તેમણે કહ્યું હતું કે "જ્યારે વોહરાએ સામાજિક ન્યાય માટે લડી રહ્યા છે ત્યારે હું સુધારાના ઉદ્દેશને સમર્થન આપું છું, આ કે તે ધર્મના અનુયાયિ તરીકે નહીં, પણ માનવી તરીકે."

સબ-કમિટીએ તૈયાર કરેલ બંધારણનો મસોદ્દો માન્ય રાખવામાં આવ્યો. કોમમાં પહેલીવાર-કમસેકમ સુધારક વિભાગને સંબંધ છે ત્યાં સુધી-બધા લોકોને, પછી તે સ્ત્રી હોય કે પુરુષ-મતાધિકાર પ્રાપ્ત થયો. આ બંધારણ અનુસાર ૧૮ વર્ષની ઉમર ઉપરના કોઈ પણ વોહરાને જમાતની ચૂંટણીમાં મત આપવાનો અધિકાર છે. (પાછળથી આ બંધારણના આધારે ઉદેપુરમાં જમાતની ચૂંટણીએ થઈ હતી અને છેવટે વડા મુલ્લાંજીના પ્રતિનિધિ કાએદ જોહરે જે નામંજુર કરેલું તે હાંસિલ થઈને રહ્યું. આ સ્થિતિને ઉદ્ધતાઈથી અને અયોગ્ય રીતે ચલાવીને જ કાએદ જોહરે બળવો ઊભો કરેલ.) આ બંધારણ સ્થાનિક જમાતોને સંપૂર્ણ સ્વાયત્તતા (autonomy) સોંપે છે, જેની સુધારકો તરફથી લાંબા વખતથી માંગ હતી અને વડા મુલ્લાજીએ કદી સ્વીકારી ન હતી. આ બંધારણની બીજી અનેરી વિશિષ્ટતા એ છે કે જે કોઇ પોતાને દાઉદી વોહરો જાહેર કરે છે (શિઆ ઈસ્માઈલી મુસ્તાઅલિયા મજહબમાં માનતો) તેને દાઉદી વોહરો જ ગણવામાં આવશે. બીજી બાજુ વડા મુલ્લાજી આગ્રહ રાખે છે કે કોઈ વ્યક્તિને દાઉદી વોહરો ગણવો કે ન ગણવો તે એની મરજીની વાત છે.

આ બંધારણમાં સેન્ટ્રલ એકિઝક્યુટિવ કમિટીની જોગવાઈ રાખવામાં આવી છે, જેમાં ભારતના જુદા જુદા પ્રદેશોમાંથી તેમજ પરદેશમાંથી ૬૦ સભ્યો રહેશે. બે વર્ષમાં એકવાર ચૂંટાયેલી આ એકઝિક્યુટિવ કમિટી મધ્યસ્થ પોલીસી બનાવનારી સંસ્થા બનશે અને કોમના પ્રશાસનીય કારોબાર (administrative affairs) ને ચલાવશે. ચુંટાએલા સભ્યો ઉપરાંત સીધી રીતે ચૂંટાએલા ચેરમેન તથા સેક્રેટરી-જનરલ, સેન્ટ્રલ એકઝિક્યુટિવ કમિટીના **એક્સ-ઓફિશીયો** સદસ્યો રહેશે. ઉદેપુરની કોન્ફરન્સમાં ઈસ્માઈલ અત્તરવાલાને અને મને અનુક્રમે ચેરમેન અને જનરલ-સેક્રેટરી તરીકે ચૂંટવામાં આવ્યા હતા. ૬૦ સભ્યોની કાઉન્સિલ પણ ચૂંટવામાં આવી હતી જેમાં ઉદેપુર (રાજસ્થાન), ગુજરાત, મધ્યપ્રદેશ અને મહારાષ્ટ્ર ભારતના અને પરદેશના કેનેડા, કુવૈત, યમન, પાકિસ્તાન, યુ. કે અને સિલોનના સભ્યો આવી જતા હતા.

ઉદેપુરના ગુલામ હુસૈન અને મુંબઈના મેહફુઝા સન્તવારવાલાને વાઈસ-પ્રેસીડેન્ટો ચૂંટવામાં આવ્યા હતા.

મહારાષ્ટ્રમાંથી વિખ્યાત દલિત લેખકો જેવા કે બાબુજી બાઘુલજી, ડાયા પવાર અને અર્જુન ડાંગલેએ કોન્ફરન્સમાં હાજરી આપી હતી. કોન્ફરન્સમાં બોલતા, બાઘુલજીએ કહ્યું હતું કે સુધારક વોહરાઓની હાલત શેડયુલ્ડ કાસ્ટસની હાલત કરતાં પણ વધુ ખરાબ હતી. અસ્પૃશ્ય લોકોને અડકી ન શકાય પણ તેમની સાથે બોલી તો શકાય છે, જ્યારે અહીં તો સુધારક વોહરાઓ સાથે કોઈ અડકી કે બોલી પણ નથી શકતું. તેણે કહ્યું કે જો કે ઈસ્લામ આવા ધૃણાસ્પદ આચરણોની વિરૂદ્ધ છે છતાં આપણાં જ્ઞાતિઓથી ભરેલા દેશમાં વડા મુલ્લાજી અસ્પૃશ્યોનો બીજો વર્ગ ઊભો કરી રહ્યા છે. માટે તેણે ભારત સરકારને અપીલ કરી કે તે આવા સમાજ-વિરોધી આચરણોનો અંત લાવવા માટે યોગ્ય પગલાં લ્યે, કારણ કે બંધારણમાં જે આદર્શોને પવિત્ર સ્થાને બેસાડેલ છે તેની વિરૂદ્ધ આવા આચરણો છે. સામાજિક બહિષ્કારની પદ્ધતિ વિરૂદ્ધ ધારો પસાર કરવા માટે ભારત સરકારને આગ્રહ કરતો ઠરાવ પણ તેણે કોન્ફરન્સમાં મુકયો. આ ઠરાવ તાળીઓના ગડગડાટ વચ્ચે સર્વાનુમતે પાસ થઈ ગયો.

કોન્ફરન્સ પતી ગયા પછી સારાયે ધર્મગુરુ-તંત્રે એવું જુઠાણું ફેલાવવા દોડધામ કરી મૂકી કે તેમના વિરોધને લીધે કોન્ફરન્સ ભરાણી જ ન હતી, પણ માત્ર અમુક જણાઓએ બંધબારણે બે-ચાર કલાક મિટિંગ ભરી હતી અને તેને કોન્ફરન્સનું નામ આપી દીધું હતું. જ્યારે 'દાઉદી વોહરા બુલેટીને' આ કોન્ફરન્સની વિગતવાર માહિતી છાપી ત્યારે અમારા તરફ સદભાવ ધરાવતા લોકોને જુદે જુદે સ્થળે જાણ થઈ કે સત્ય શું હતું. અલબત્ત રાષ્ટ્રીય દૈનિક અને રાજસ્થાનના સ્થાનિક પત્રોએ પણ આ સમાચાર છાપેલા. ધર્મગુરુ વર્ગના ગપ્પા જ્યારે બહાર પડી ગયા ત્યારે તેમને ઘણું શરમાવા જેવું લાગ્યું. એટલે વોહરાભાઈઓનું ધ્યાન કોન્ફરન્સની વાત ઉપરથી બીજી બાજુ ખેંચી લેવા વોહરા પીરોની વિવિધ દરગાહો/રોજાઓમાં "મોજીજા" (ચમત્કારો) કરવામાં આવ્યા.

આ "મોજીજા"ની શ્રૃંખલા ગલિયાકોટથી શરૂ થઈ જે વિષે અગાઉ લખાઈ ગયું છે. બીજો મોજીજો મુંબઈમાં હમણાં બંધાએલ રોજામાં થઈ, જે રોજા વિષે ઉપર ચર્ચા થઈ ગઈ છે. માર્ચ-૧૯૭૭ માં એક દિવસે વડા મુલ્લાંજી

સવારે ૧૦ વાગ્યે રોજામાં દાખલ થયા. દાખલ થતાં જ રોજાની દીવાલોમાંથી પાણી "ટપકતાં" તેમણે જોયું. લો, જુઓ ! આ તો મોજીજો થયો. રસુલિલ્લાહના પૌત્ર ઈમામ હુસૈનની કરુણ કથા યાદ કરીને રોજાના પત્થરો પણ "રડી રહ્યા હતા." અલ્લાહતઆલાએ વડા મુલ્લાંજીના પિતાજીના રોજાને આ "ગૌરવ લેવા જેવું અહોભાગ્ય" બક્ષ્યું હતું. શહેર અને પરાઓના બધા વોહરાભાઈઓને આ અપૂર્વ ચમત્કારના દર્શન કરવા રોજાની મુલાકાત લેવાનું કહેવામાં આવ્યું. થોડી જ વારમાં હજારો માણસો ભેગા થઈ ગયા. છાપાવાળાઓને પણ જાણ કરવામાં આવી અને આશરે સાંજના ૪ વાગ્યે એક પ્રેસ પાર્ટીને રોજામાં ફેરવવામાં આવી. તેમણે જોયું કે દીવાલો તો સાવ સુકી હતી. વડા મુલ્લાંજીના પ્રતિનિધિએ તેમને કહ્યું કે બપોર પછી પાણી નિતરતું બંધ થઈ ગયું હતું અને પીળા રંગની દીવાલ ઉપર રેગાડા બતાવ્યા જ્યાં પાણી વહી ગયું હતું.

દારા કામા (જે એક મુસલમાન કેમિસ્ટ છે), મુઝફ્ફરઅલી અને મારા જેવા બીજા ઘણા લોકોએ પ્રેસને સ્ટેટમેન્ટો આપીને આ દાવાને પડકાર કર્યો. કેમિસ્ટે તો ત્યાં સુધી કહ્યું કે કોઈ પણ પત્થરમાંથી પાણી નીતરતું તે પબ્લિકમાં દેખાડી શકે છે. ધર્મગુરુવર્ગ આનાથી ઘણો ગુસ્સામાં આવી ગયો પણ તેઓ કાંઈ કરી શકયા નહીં. 'મુંબઈ સમાચાર'ના તંત્રી ઉપર અને મારા ઉપર કેસ કરવામાં આવ્યો કે અમે "ધાર્મિક લાગણીઓ દુભાવી હતી અને ધાર્મિક ભાવનાઓને ઉશ્કેરી હતી." પણ આ કેસ કોર્ટમાં આગળ ચલાવવામાં આવ્યો નહીં, કદાચ એ ડરથી કે મોજીજા માટે કોર્ટમાં પડકાર કરવામાં આવશે. જણાવેલી તારીખોએ ત્રણ વખત હું કોર્ટમાં ગયેલ પણ વાદીઓ દેખાણા જ નહીં. અમદાવાદના તેમજ બીજી જગ્યાઓના રોજાઓમાં પણ તેવા જ મોજીજાઓ" થયાના દાવા કરવામાં આવ્યા હતા. હવે આખી કોમ ચમત્કારોની ચર્ચાઓમાં જ પરોવાઈ ગઈ. સુધારકોની લડતમાં આવેલા ખરા મુદ્દાઓ તરફથી વોહરાઓનું ધ્યાન બીજી બાજુ દોરવી જવામાં વડા મુલ્લાંજી અમુક અંશે અને થોડા સમય માટે તો જરૂર સફળ થયા. આમ જ્યારે સુધારક ચળવળ વધુ જોર પકડે છે ત્યારે ધર્મગુરુ વર્ગ વધુ જોશથી કૌમને વધારે અને વધારે પાછળ લઈ જાય છે. પણ આ દિશામાં ધર્મગુરુ વર્ગની ફતેહ વધુ દેખીતી છે અને ખરી નથી. પરિવર્તનના પરિબળો (અને આ કાંઈ રોજિંદો પોકાર નથી; હું જે કહું છું એ વાસ્તવિક આંકણીના આધારે છે.) "જેમનું તેમ" સાચવી રાખવાવાળા પરિબળોથી વધુ મજબુત છે.

## નથવાણી કમિશન પૂર્વેના બનાવ

જ્યારે દાઉદી વોહરા વિશ્વસંમેલન ઉદેપુરમાં ભરાઈ રહ્યું હતું ત્યારે દેશમાં જબ્બર પરિણામો લાવે તેવા રાજદ્વારી બનાવો બની રહ્યા હતા. **'ઈમરજન્સી'**માં ઢીલ મુકવામાં આવી હતી અને આમ ચૂંટણીઓની જાહેરાત થઈ ગઈ હતી. (અગાઉના રાજસ્થાનના મુખ્યમંત્રી હરદેવ જોશીએ જો કે અમને સંમેલન ભરવાની રજા આપવામાં ઝાઝી તરફેણ કરી ન હતી, છતાં આ (ચૂંટણી) એક કારણ હતું કે સંમેલન ભરવા દેવામાં આવ્યું.) માર્ચ ૧૯૭૭ની ચૂંટણીઓમાં જનતા પક્ષ સત્તા ઊપર આવી ગયો અને મોરારજી દેસાઈ વડાપ્રધાન બન્યા. વોહરા સુધારકો અને બીજા સહનાગરિકો, જેમણે ઈમરજન્સીના આપખુદ અને મનમાન્યું કરનાર શાસન નીચે સહન કર્યું હતું તેમને માટે આ ખુશીનો દિવસ હતો. મોરારજીભાઈને વોહરાઓની સમસ્યાઓને અનુભવ હતો કારણ કે ૧૯૪૮માં ત્યારની મુંબઈની ધારાસભામાં નાતબહાર કરવાના ઘૃણાસ્પદ આચરણની પ્રથા ઉપર પ્રતિબંધ લગાડવાનું **'બિલ'** તેમણે **'પાપલોટ'** કરેલ. પણ આપણી રૂઢિચુસ્ત ન્યાયપ્રણાલિકાને કારણે સુપ્રીમ કોર્ટે ૧૯૬૧માં સંકુચિત ટેકનિકલ કારણુસર આ **'બિલ'** રદ કરેલ.

કોંગ્રેસ સરકાર અને કોંગ્રસપક્ષના નેતાઓ, મોરારજી દેસાઇના એક માત્ર અપવાદ સિવાય, તેમના ૩૩ વર્ષના શાસનમાં સુધારકોને મદદરૂપ થયા ન હતા. હકીકતમાં તો ત્યારના વડા મુલ્લાંજી સૈયદના તાહેર સૈફૂદ્દીને શાસક પક્ષ સાથે સંપર્ક બાંધવા માટે સુયોજીત ચાલ શરૂ કરી દીધી હતી. નામાંકિત મુસલમાન નેતાઓ જેવા કે મર્હુમ ડૉ. ઝાકિર હુસૈન, કર્નલ બશીર હુસૈન ઝૈદી (વડામુલ્લાજીના કુટુંબની એશિયન ઈલેકટ્રોનિકસ નામની ઔદ્યોગિક પેઢીમાં જેમના ઘણા શેરો છે.) તથા અન્ય નેતાઓ શાસકપક્ષ સાથે (વડા-મુલ્લાજીના તંત્રની) ગાંઠ જોડી આપવા માટે સાધનરૂપ બન્યા હતા. આ દૃષ્ટિ ધ્યાનમાં લઈને પચાસના દાયકાની શરૂઆતમાં જ્યારે ડૉ. ઝાકિર હુસેન વાઈસ-ચાન્સેલર હતા ત્યારે અલીગઢ મુસ્લિમ યુનિવર્સિટીને એકાવનમા વડામુલ્લાંજીએ મોટા **ડોનેશન**ની જાહેરાત કરી હતી. ધીરેધીરે વડામુલ્લાંજીના કુટુંબે બધા અગ-ત્યના મુસલમાન નેતાઓ અને કોન્ગ્રેસ પક્ષના શઠિયાઓ સાથે ઘનિષ્ટ સંબંધો વિકસાવ્યા અને આ સંબંધો સુધારકો સામે તેમને ઘણા કામમાં આવ્યા. સુધારકોની અરજોને કદી ધ્યાનમાં લેવામાં આવી ન હતી, જો કે સૈદ્ધાંતિક રીતે કોન્ગ્રેસ પક્ષ લોકશાહી અને ધર્મનિર્પેક્ષતાના આદર્શોને વરેલ હતો અને સુધારાવિરોધી તત્વોની લાગવગ ઓછી કરવાનો દાવો કરતો હતો. ધર્મગુરુ

વર્ગના કુટુંબની દોલત તથા મતદાતાઓ ઉપરની તેમની લાગવગ તરફ જ તેમની નજર હતી. આદર્શો અનિશ્ચિત સમય સુધી રાહ જોઈ શકે છે, પણ દોલત અને સત્તાની લાલચ જ્યારે સાવ સામે હોય ત્યારે કોણ રાહ જુએ !

ચૂંટણીમાં કોન્ગ્રેસ પક્ષની હારથી સુધારકો બીજા કારણે પણ સૌથી વધુ ખુશ થયા હતા. બધા નામાંકિત મુસલમાનો જેમની સાથે વડામુલ્લાંજીના કુટુંબને ગાઢ સંબંધ હતો તેઓ રાજકીય ક્ષેત્રમાંથી ફગાવાઈ ગયા હતા. શાસકિય ઉચ્ચવર્ગનો હાથો વડા મુલ્લાંજીએ આમ અચાનક ગુમાવ્યો હતો, જેમની દોસ્તી કરવા માટે સારો એવો ખર્ચ કર્યો હતો. સુધારકોને થોડો લાભ દેખાણો, કારણ કે નવા કેન્દ્રીય મંત્રીમંડળમાં અમુક સભ્યો એવા હતા જેમણે જ્યારે તેઓ વિરોધ પક્ષમાં હતા ત્યારે સુધારકોનું સમર્થન કર્યું હતું, દાખલા તરીકે જ્યોર્જ ફર્નાન્ડીસ. હકીકતમાં તો ૧૯૬૭ના આમ ચુનાવમાં વડા મુલ્લાંજીએ એસ. કે. પાટીલના મતને ખુલ્લમખુલ્લો ટેકો આપ્યો હતો અને દક્ષિણ મુંબઈના મતદારક્ષેત્રના વોહરાઓને ખાનગી **ફરમાન** મોકલ્યું હતું કે તેને મત આપી ફરનાન્ડીસને હરાવે. આમ ૧૯૭૭ની ચૂંટણીઓ પછી સુધારકોએ પોસ્ટરથી ઝુંબેશ આદરી. એમાં નારો એ લખેલો કે : "રાષ્ટ્રને મુક્તિ મળીને ગઈ છે. વોહરાઓનું શું, જેઓ કાયમી ઈમરજન્સીમાં જીવી રહ્યા છે ? તેમને મુક્તિ અપાવવા પણ મદદ કરો"

આ દરમ્યાન મહારાષ્ટ્રમાં પણ એસ. બી. ચવાણના મંત્રીમંડળને રાજીનામું આપવું પડેલ અને દાદા પાટીલ નવા મુખ્યમંત્રી તરીકે આવ્યા. શંકર રાવ ચૌહાણ સાથે વડા મુલ્લાંજીએ સારા સંબંધ બાંધ્યા હતા, પણ નવા મુખ્યમંત્રીની ઝાઝી ઓળખાણ ન હતી. સુધારકોએ અમુક બીજા સંગઠનો જેઓ તેમના ઉદ્દેશ પ્રત્યે સહાનુભૂતિ ધરાવતા હતા તેમની સાથે મળીને, સામાજિક બહિષ્કારના અનિષ્ટ વિષે ચર્ચગેટ પાસે સુન્દરબાઈ હોલમાં ૪ જૂન ૧૯૭૭ના એક સેમીનાર યોજી. મહારાષ્ટ્ર જનતા પક્ષના એકમના પ્રમુખ એસ. એમ. જોશીએ પ્રમુખપદ સંભાળ્યું અને વસંતદાદા પાટીલ, મહારાષ્ટ્રના મુખ્યમંત્રીએ આ સેમીનારનું ઉદ્ઘાટન કર્યું. શ્રી પાટીલે તેમના ઉદ્ઘાટન પ્રવચનમાં સામાજિક બહિષ્કારની પ્રથાને બિન-ઈસ્લામી કહી વખોડી કાઢી અને આ અનીષ્ટની સામે જેઓ લડી રહ્યા છે તેમને સમર્થન આપવાનું વચન આપ્યું. શ્રોતાગણને તેઓએ ખાત્રી આપી કે આ સમાજ વિરોધી પ્રથા ઉપર પ્રતિબંધ લગાડતો ખરડો તેઓ મહારાષ્ટ્રની ધારાસભામાં તુરતજ દાખલ કરશે. એસ. એમ. જોશીએ કહ્યું કે ધર્મગુરુવર્ગ અને તેના રૂઢિચુસ્ત અનુયાયિઓએ તેમના

ઉપર ઘણું દબાણ કર્યું હતું કે તેઓ આ સેમીનારમાં ભાગ ન લ્યે. પણ તેમણે મક્કમતાથી તેમને કહ્યું કે કોઈ ધર્મ કે ધાર્મિક માન્યતાઓ વિરૂદ્ધ સેમીનાર ન હતી, પણ અમુક સ્થાપિત હીતો તેનો દુરુપયોગ કરતાં હતા તેની વિરૂદ્ધ તે હતી. જો જરાપણ એમને એમ લાગશે કે કોઈ વ્યક્તિ ધાર્મિક વડા સામે અશ્લીલ ભાષા વાપરે છે અથવા ધાર્મિક માન્યતાઓ ઉપર કાદવ ઉછાળે છે, તો તેઓ **વોકઆઉટ** કરતા અચકાશે નહીં. એમણે શ્રોતાઓને કહ્યું કે આવી સ્પષ્ટ ખાત્રી આપવાં છતાં સેમીનારમાં હાજરી ન આપવા તે લોકોએ તેમની ઉપર દબાણ ચાલુ રાખ્યું. તેમને ધમકી પણ આપવામાં આવી કે જો તેઓ સેમીનારમાં હાજરી આપવા ઉપર આગ્રહ રાખશે તો મહારાષ્ટ્રની જનતા પાર્ટીનું તેમનું પ્રમુખપદ પણ જોખમાશે. (પાછળથી જોશીને તેમની પાર્ટીના પદ ઉપરથી હાંકી કાઢવાની માંગ કરતાં પાટિઆઓ લઈ, તેમણે સરઘસ પણ કાઢેલું.) સેમીનારમાં હાજરી આપ્યા પછી, અમુક સ્થાપિત હીતો સુધારકોના સંઘર્ષ વિરૂદ્ધ ધર્મનો દુરુપયોગ કરી રહ્યા છે તેની જોશીને સંપૂર્ણ ખાત્રી થઈ ગઈ. આટલું જ નહીં પણ સેમીનારની સમાપ્તી પછી આગળની કાર્યવાહી માટે **"સોસાયટી ફોર ઈ રેડીકેશન ઓફ સોશ્યલ બોયકોટ"** બનાવવામાં આવી. તેનું પ્રમુખપદ સંભાળવા તેઓ કબુલ થયા હતા. આપણે આગળ જોઈશું તેમ સુધારકોને તેમના સંઘર્ષમાં મદદ કરવા માટે જોશીએ ઘણોજ સક્રિય ભાગ ભજવ્યો.

ત્યાર પછી જોશીના પ્રમુખપદ નીચે **સોસાયટી ફોર ઈ રેડીકેશન ઓફ સોશ્યલ બોયકોટ** (સામાજિક બહિષ્કાર નાબુદ કરાવવાનું મંડળ) મળ્યું અને નિર્ણય લીધો કે સામાજિક બહિષ્કારની સમસ્યાઓની ચર્ચા કરવા માટે એક **ડેલીગેશન** જોશીના નેતૃત્વ નીચે વડા મુલ્લાંજી પાસે જાય. જોશી ઉપરાંત, ડેલીગેશનમાં નોમાન કોન્ટ્રેકટર, પ્રો. એસ. એમ. વરકે, સારાભાઈ અને મારો સમાવેશ થયો હતો. વડામુલ્લાંજીને જોશીએ આ હેતુ માટે મુલાકાત માંગતો પત્ર લખ્યો. વડા મુલ્લાંજીએ જવાબ ન આપ્યો. બલ્કે થોડા સમય પછી **શીઅતે અલી** (મુંબઈની દાઉદી વોહરા જમાત)ના જોઇન્ટ સેક્રેટરી, સૈફુદ્દીન વખારિયાએ ઉત્તર આપ્યો. તેણે લખ્યું કે 'બરઆત' (સામાજિક બહિષ્કાર)ની પ્રથા પાકકુરાનના આદેશ સાથે મેળ ખાય છે અને તે વિષે કાંઈ પણ ચર્ચા કરવાની રહેતી નથી. તો પણ જો જોશીની ઇચ્છા હોય તો તે નીચે સહી કરનાર (વખારિયા)ને અરસપરસ સગવડતાભર્યા સમયે અને તારીખે મળી શકે છે. વડા મુલ્લાંજીને મળવાનો, જે જોશીના પત્રનો મકસદ હતો, તે વિષે વખારિયાના પત્રમાં કાંઈજ ઉલ્લેખ ન હતો.

પાક કુરાનના '**બરાઅત**' વિષેના આદેશ માટે જોશીએ પાક કિતાબના નિષ્ણાતોનો સંપર્ક સાધ્યો. એમના અભિપ્રાય મુજબ તેણે વખારિયાને ફરી પત્ર લખ્યો કે પાક કિતાબનું જેમને વિશાળ જ્ઞાન છે તેમણે તેને અભિપ્રાય આપ્યો છે કે જે અર્થમાં વડામુલ્લાંજી '**બરાઅત**'નો ઉપયોગ કરે છે તે અર્થમાં (કુરાનમાં) કોઈ જોગવાઈ નથી. "અત-તૌબા" (પ્રાયશ્ચિત)ની ૯મી **સુરા** (પ્રકરણ) ની પહેલી **આયાત** (વાકય)માં **બરાઅત** નો આ શબ્દ આવે છે, અને તે પણ જુદા વિષયમાં. આ **આયાત** (વાકય) આ મુજબ છે : "મૂર્તિપૂજકો સાથે તમે જે કરારો કર્યા છે, તેની અલ્લાહ અને તેના પૈગમ્બરની **બરાઅતનું** (immunity =પ્રાભાવહિનતા)નું જાહેરનામું (આ છે)." પૈગમ્બરને આ વાકય (**આયાત**) ત્યારે **નાઝીલ** (પ્રકટ) થયું હતું જ્યારે મક્કાના મૂર્તિપૂજકોએ, તેમણે જે કરાર મુસલમાનો સાથે કર્યા હતા, તે તોડી નાખ્યા. તેથી અલ્લાહે પણ મુસલમાનોને તે કરાર વિરૂદ્ધ પ્રભાવહિનતા (લાગુ ન પડવું) એટલે–**બરાઅત**–જાહેર કરી મુક્ત કર્યા. **બરાઅતનો** અર્થ અને વિષય બેઉ અહીંયા બિલકુલ જુદા હતા. આ પત્રનો વખારિયાએ આજ સુધી જવાબ આપ્યો નથી.

(અનુવાદકની નોંધ :–અલ્લાહે આ **આયાત નાઝીલ** કરીને **બરાઅત** જાહેર કરી, નહિં કે પૈગમ્બરે આપખુદ રીતે. **બરાઅત** કરવાનો અધિકાર આ આયાતમાં અલ્લાહે પૈગમ્બરને કે તેના ઉત્તરાધિકારીઓને સોંપ્યો નથી.)

આગળ કાંઈ પગલાં લેવાય તે પહેલાં એક બનાવ બની ગયો. લાયન્સ કલબના એક જલસામાં હાજરી આપીને કોન્ટ્રેકટર તેની પુત્રી તથા જમાઈ સાથે કારમાં અમદાવાદથી પાછા ફરી રહ્યા હતા. રસ્તામાં એમનું વતન ગોધરા પડે છે ત્યાં તેઓ થોભ્યા. ગોધરામાં દાઉદી વોહરાની મોટી વસ્તી છે અને એક સમયે તે સુધારક પ્રવૃત્તિઓનું કેન્દ્ર હતું. ધર્મગુરુવર્ગના કહેવાથી તેમની હીલચાલ ઉપર નજર રખાઈ રહી હતી, એ કહેવાની ભાગ્યેજ જરૂરત છે. ગોધરામાં સુધારક ચળવળના સમર્થક સૈફી પાવાગઢવાલા જે વોહરા મોહલ્લાની નજીક રહેતા હતા, તેમની મુલાકાત કોન્ટ્રેકટરે કરી. થોડીજ વારમાં ૩૦૦૦થી ૪૦૦૦ માણસોનું ટોળું પાવાગઢવાલાના મકાનની આજુબાજુ ઘેરી વળ્યું, જે પૂર્વનિયોજનનું સ્પષ્ટ સૂચક છે ટોળું કેરોસીનના ડબ્બાઓ અને ચિંથરાઓ, ઘરને આગ લગાડવામાં માટે લઈને આવ્યું હતું પણ એ જ મકાનમાં બીજા થોડા કુટુંબો પણ રહેતા હતા એ હકીકતે તેમના ઈરાદાને રોકયું.

ટોળાએ હવે દરવાજો તોડી કોન્ટ્રેકટર, પાવાગઢવાલા અને તેમના કુટુંબને ફટકારવાની કોશિશ કરી. પોલીસ જે આ બનાવના સ્થળે આવી ગઈ હતી

તે ટોળાને વિખેરી નાખવાના પગલા લીધા વગર જોઈ રહી હતી. સ્થાનિક ઘાંચી મુસ્લિમકોમના ભાડુતી તત્વોના નેતૃત્વ નીચે જે ટોળું ભેગું થયું હતું તેણે, એમ કહેવાય છે કે "પોલીસ ઝિંદાબાદ" ના નારા લગાવ્યા. પણ ટોળું દરવાજો તોડી નાખવામાં સફળ થયું ત્યાં તો વધુ પોલીસ સાથે કલેકટર આવી પહોંચ્યાં. કોન્ટ્રેકટર, પાવાગઢવાલા અને તેમના કુટુંબીજનોને તેણે બચાવી લીધા અને પોલીસની ગાડીમાં તેમને સુરક્ષિત રીતે લઈ જવામાં આવ્યા. કલેકટરના ચાલ્યા ગયા પછી પાવાગઢવાલાનું ઘર લુંટવામાં આવ્યું અને કોન્ટ્રેકટરની કાર અને પાવાગઢવાલાના ઘરના ફર્નીચરને આગ લગાડી દેવામાં આવી. પાછળથી પોલીસે ૫૨, જણાની ધરપકડ કરી હતી, જેમાંના કેટલાક ઉપર સેશન્સ કોર્ટમાં, ખૂન કરવાના પ્રયત્નના આરોપસર, મુકદ્દમો દાખલ કરવામાં આવ્યો હતો. આ બનાવ ૧૨ જૂન ૧૯૭૭ના ઘટયો હતો.[1]

"સોસાયટી ફોર ઈરેડીકેશન ઓફ સોશ્યલ બોયકોટ'ના વતી જોશીના નેતૃત્વ નીચે એક ડેલીગેશન ૪ જુલાઈ ૧૯૭૭ના દિલ્હીમાં વડાપ્રધાન મોરારજી દેસાઈને મળ્યું. સેન્ટ્રલ બોર્ડ ઓફ દાઉદી વોહરા કમ્યુનીટીના ચેરમેન અત્તરવાલાએ પણ વડા પ્રધાનને એક મેમોરેન્ડમ રજુ કર્યો. ડેલીગેશને બે મુખ્ય માંગો કરી: (૧) વોહરા ધર્મગુરૂવર્ગના હાથે સુધારક વોહરાઓ ઉપર થઇ રહેલી હિંસા, ધાક-ધમકી, સામાજિક બહિષ્કાર અને બીજી પ્રકારની સતામણી અને પજવણીના આરોપો વિષે તપાસ કરવા સરકારે એક કમિશન નિયુક્ત કરવું જોઈએ; (૨) સુપ્રીમ કોર્ટે નાતબહાર અગાઉના ધારા ઉપર વાંધાઓ ઉઠાવ્યા હતા તે ધ્યાનમાં લઈને સરકારે પાર્લામેન્ટમાં સામાજિક બહિષ્કારની પ્રથા વિરુદ્ધ કાયદો પસાર કરવો જોઈએ.

વડા પ્રધાને ધીરજપૂર્વક વાત સાંભળી અને કહ્યું કે સમસ્યાની ગંભીરતાથી તેઓ વાકેફ હતા અને સુધારકોના સમર્થકોને જે કઠીનાઈ અને પજવણી સહન કરવી પડતી હતી તેનાથી પણ વાકેફ હતા. પણ આમાં જે રાજદ્વારી ગુંચવણો સમાએલી છે તે જોતાં વધુ સલાહભરેલું એ છે કે **"સિટીઝન્સ ફોર ડેમોક્રસી"** જેવી બિન-સરકારી સંસ્થાને આ તપાસ સોંપવામાં આવે, જેના વતી વી. એમ. ટારકુન્ડેએ હાલમાં આંધ્રપ્રદેશમાં નક્ષલવાદીઓની હત્યાઓ વિષે તપાસ કરી હતી. તેમણે કહ્યું કે આવી તપાસ (રિપોર્ટ)ને સરકાર ધ્યાનમાં લઈ શકે છે. સામાજિક બહિષ્કાર વિરૂદ્ધ પાર્લામેન્ટમાં કાયદો પસાર કરવા વિષે તેઓ કાનૂન મંત્રાલયને આ પ્રશ્ન તપાસી જવા કહેશે. આમ તેમને એક ખરડાનો મસોદો (draft) આપવામાં આવ્યો, જે તેઓ ન્યાયમંત્રી શાંતિભૂષણ પાસે

મોકલશે એમ વચન આપ્યું. વસંતકુમાર પંડિતે આ ખરડો પાર્લામેન્ટમાં સ્વતંત્ર સભ્યના ખરડા તરીકે ત્યાર પછી દાખલ કરેલ છે.

મોરારજી દેસાઈને મળ્યા પછી જયપ્રકાશ નારાયણને મળવાનું નક્કી કરવામાં આવ્યું, કારણ કે **'સિટીઝન્સ ફોર ડેમોક્રસીના'** તેઓ ત્યારે પ્રમુખ હતા. એ સમયે જયપ્રકાશજી 'એકસપ્રેસ ટાવર'માં રહેતા હતા. એસ. એમ. જોશી સાથે અમે તેમને મળ્યા અને આ સમસ્યાથી તેમને વાકેફ કર્યા. વોહરાના વડા મુલ્લાંજીના અનુયાયિઓએ કોન્ટ્રેકટર ઉપર ખુની હુમલો કર્યો હતો તેનું વર્ણન પણ અમે તેમને કર્યું. 'સિટીઝન્સ ફોર ડેમોક્રસી' વતી–જેના તેઓ પ્રમુખ હતા–એક **એન્કવાયરી કમિશન** નીમવા અમે તેમને વિંનતી કરી. સુધારક વોહરાઓની પજવણીની દયાજનક વાત સાંભળી જયપ્રકાશજીને આઘાત થયો અને તુરતજ તેમણે તેમના સેક્રેટરીને બે પત્રો લખાવ્યા. એક પત્ર વડા મુલ્લાંજીને સંબોધીને અને બીજો **સિટીઝન્સ ફોર ડેમોક્રસી'**ના સેક્રેટરી વી. એમ. તારકુન્ડેને સંબોધીને લખાવ્યો. વોહરાના વડા મુલ્લાંજીને ૧૪ જુલાઈ ૧૯૭૭ ના લખેલો તેમનો પત્ર આ મુજબ હતો :

પ્રિય સૈયદના સાહેબ,

વોહરા સુધારકો ઉપર સામાજિક બહિષ્કાર લાદવામાં આવવાથી હજારો કુટુંબો ઉપર આફત આવી પડે છે, તે તરફ મારું ધ્યાન દોરવામાં આવેલ છે. સુધારક વોહરાઓ આપના આધ્યાત્મિક મરતબાને પડકારતા નથી પણ તેમના લોકશાહી અધિકારો અને માનવ મૂલ્યોની જાળવણી માટે મથી રહ્યા છે. માનવતા અને અંતર આત્માની સ્વતંત્રતા ઉપર સર્વોપરીતા મેળવવા કોઈ બીજી બાબત ધ્યાનમાં લેવા દેવી ન જોઈએ, એમ હું માનું છું, અને ન તો રાજદ્વારી ફાયદા કે નુકસાનની દષ્ટિથી આ પ્રશ્ન ધ્યાનમાં લેવો જોઈએ.

ગોધરામાં ૧૨ મી જૂનના સુધારકો ઉપર થયેલા હુમલાને જો આપે સાર્વજનિક રીતે વખોડી કાઢેલ હોત તો હું ઘણો જ ખુશ થાત. હું જાણું છું કે રૂઢિચુસ્ત વોહરાઓ આપની સૂચનાઓ વિરુદ્ધ નહીં જાય, અને માટે હું આપને અરજ કરું છું કે સામાજિક બહિષ્કાર ઉઠાવી લેવાની વ્યવસ્થા કરી, પીડાતી માનવતાને તાત્કાલિક રાહત આપો અને આપના રૂઢિચુસ્ત અનુયાયીઓને શાંતિ અને સૌમ્ય ફરી સ્થાપવા માટે મદદ કરવાની સલાહ આપો.

સ્નેહભર્યા માન સાથે,
આપનો નિષ્ઠાવાન,
જય પ્રકાશ નારાયણ.

એ જ દિવસે તેમણે વી. એમ. તારકુન્ડેને લખ્યું :

મારા પ્રિય તારકુન્ડે,

મારા મિત્ર એસ. એમ. જોશી મને આજે સવારે મળ્યા અને દાઉદી કોમ, તેમના વડા મુલ્લાંજી જે અન્યાયો તેમના ઉપર કરે છે તેનાથી કેવી પીડાય છે તે મને સમજાવ્યું. ગયે મહિને સામાજિક બહિષ્કારની પ્રથા, જે દેશની જુદી જુદી જ્ઞાતિઓ જેવી કે જૈન, વોહરા, સવર્ણ અને હરિજનોમાં પ્રચલિત છે તે ઉપર પ્રતિબંધ લગાડવાની **અરજન્ટ** આવશ્યકતાની ચર્ચા કરવા માટે મુંબઈમાં એક **સેમીનાર** થઈ હતી. જ્યારે શ્રી મોરારજી દેસાઈ ૧૯૪૯ માં મુંબઈ રાજ્યના મુખ્ય મંત્રી હતા (Sic), ત્યારે તેમણે વોહરા કોમમાં નાતબહાર કરવાની પ્રથા અને તેમના વડા મુલ્લાંજીને આવો બહિષ્કાર જાહેર કરવાના અધિકાર ઉપર પ્રતિબંધ લગાડતો ધારો પસાર કરેલો. જોકે સુપ્રીમકોર્ટે તેને અમાન્ય ઠરાવ્યો હતો, માટે માત્ર વોહરાઓને જ મર્યાદિત નહીં પણ ભારતની બધી જ્ઞાતિઓને લાગુ પડતા સામાજિક બહિષ્કારના પ્રતિબંધની જરૂરત છે.

વડા મુલ્લાંજી, રાજ્યમાં રાજ્ય ચલાવી રહ્યા છે. તેઓ કરવેરાઓ નાખે છે, અને જે કૃત્યોને તેઓ પોતાનું અપમાન (Offence) ગણે છે, તેની સજા તેમના અનુયાયિઓને કરે છે. હાલમાં એસ. એમ. જોશીના નેતૃત્વ નીચે એક ડેપ્યુટેશન વડા પ્રધાનને મળવા ગએલ (અને માંગ કરેલ કે) વોહરા કોમના સુધારક વિભાગ, પ્રાયઃ યુવા પુરુષો અને સ્ત્રીઓની પજવણીની ફરિયાદોમાં તપાસ કરવા સારુ એક કમિશન નીમવામાં આવે. સરકાર તરફથી કમિશન નિમવાની અશકયતા વડા પ્રધાને દર્શાવેલી, પણ આ કાર્ય એક નોન-ઓફિશ્યલ કમિટીને કરવા કહેવું એમ તેમણે સૂચવેલ, અને આ સંબંધમાં આન્ધ્રમાં નક્ષલવાદીઓ ઉપર અત્યાચારોના બારામાં આપણી કમિટીએ કરેલ કામને દર્શાવેલ. શ્રી જોશીએ સૂચવેલ કે વોહરાઓ જેઓ સમાજમાં સુધારાઓ કરવા સંઘર્ષ કરી રહ્યા છે, અને વડા મુલ્લાંજી જે તેમના નાગરિક અધિકારો છીનવી લઈ અત્યાચારો કરે છે તેમાંથી મુક્ત કરવા અને આવા વહેમો દૂર કરવા વોહરઓની ફરિયાદો જોઈ જવા **'સિટીઝન્સ ફોર ડેમોક્રસી'**ને એક કમિટી નિમવા વિનંતી કરવામાં આવે.

મને એમ લાગે છે કે શ્રી ચન્દ્રકાંત દરૂ અને તેની સાથે બીજા અમુક (સજ્જનો)ને આ કાર્ય સોંપવામાં આવે. માજી જસ્ટીસ નથવાણી, એમ. પી.

ને કમિટીમાં જોડાવા તમે વિનંતી કરી શકો છો, જે કમિટીના સેક્રેટરી તરીકે દરૂ કાર્ય સંભાળે.

ઉષ્માભર્યા માન સાથે,
આપનો નિષ્ઠાવાન
જય પ્રકાશ નારાયણ

જે. પી. એ લખેલા બે પત્રોને મેં પૂરેપૂરા ઉપર ટાંકેલ છે, કારણ કે પાછળથી આ પત્રોની આસપાસ એક મોટો મતભેદ ઉભો થયેલો. જે. પી. ના સૂચન મુજબ સુધારક વોહરાઓની સતામણી અને પજવણીના કિસ્સાઓની તપાસ અર્થે માજી જસ્ટીસ અને હાલના એમ. પી. નરેન્દ્ર નથવાણીની અધ્યક્ષતા નીચે **'સિટીઝન્સ ફોર ડેમોક્રસી'**એ એક કમિટી નીમેલ. કમિટીના બીજા સદસ્યો હતા : વી. એમ. તારકુન્ડે, ચન્દ્રકાંત દરૂ (અમદાવાદના નામાંકિત વકીલ અને માનવ અધિકારોના હિમાયતી), મુંબઈ યુનિવર્સિટીના પ્રો. આલુ દસ્તુર, હૈદ્રાબાદની ઓસમાનિયા યુનિવર્સિટીના ઇસ્લામીક સ્ટડીઝના પ્રોફેસર ડો. આલમ ખુંદમીરી અને ઔરંગાબાદની મરાઠાવાડા યુનિવર્સીટીમાંથી નામાંકિત મુસ્લિમ પોલિટિકસના સ્કોલર ડો. મોઈન શકીર. દરૂને મેમ્બર સેક્રેટરી તરીકે નીમવામાં આવેલ. બે આગળ પડતા મુસલમાનો અને પારસીને ખાસ એટલા માટે શામિલ કરવામાં આવેલ કે જેથી લઘુમતિ કોમોમાં ભય પેદા ન થાય. પણ આપણે આગળ જોઈશું તેમ વડા મુલ્લાંજીએ આ શકયતાનો પૂરેપૂરો લાભ ઉઠાવ્યો. એન્કવાયરી કમિશનના નિમણુક વિષે 'પ્રેસ'ને પ્રથમ વક્તવ્ય તારકુન્ડેએ, **'સિટીઝન્સ ફોર ડેમોક્રસી'**ના સેક્રેટરીની હેસીયતથી દીધેલ હતું, એટલે ઘણા સમય સુધી છાપાવાળાઓ તેનો તારકુન્ડે કમિશનના નામથી ઉલ્લેખ કરતા. ઘણા સમય પછી કમિશન નથવાણી કમિશનના નામથી ઓળખાયું. ધર્મગુરુ વર્ગના તંત્રે છાપાઓમાં આ ગોટાળાનો લાભ લઇને વોહરા કોમમાં અફવાઓ ફેલાવી કે તારકુન્ડે કમિશનને તંત્રે કાર્ય કરવા ન દીધું અને એને પરિણામે સુધારકોએ નથવાણીની અધ્યક્ષતા નીચે બીજું કમિશન બનાવ્યું.

કમિશનને તપાસવાના મુદ્દાઓની વિષયસૂચિ (terms of Reference) ની પણ જાહેરાત કરવામાં આવેલ, જેમાં સ્પષ્ટતા કરેલી કે ધાર્મિક માન્યતાઓ કે પરંપરાગત માન્યતાઓ (dogmas) નો કમિશન સ્પર્શ કરશે નહીં, અને વોહરા ધર્મગુરુ કુટુંબના અમુક અમાનવિય અને ગિનમજહબી આચરણોનો, જે વોહરાઓ અંતર આત્માના અવાજથી વિરોધ કરે છે તેમની સતામણી અને પજવણીના કિસ્સાઓ પુરતી જ આ કમિશનની તપાસ રહેશે. ચન્દ્રકાંત દરૂએ

આ વિષયસૂચિ (terms of Reference) ની જાહેરાત અમદાવાદમાં કરેલ અને ઘણા રાષ્ટ્રિય અને સ્થાનિક છાપાઓએ તે છાપેલ.

અગાઉ જણાવ્યું તેમ ધર્મગુરુવર્ગનું તંત્ર ધાર્મિક અને રાજદ્વારી મુસ્લિમ નેતાઓ સાથે ઘણા ઘનિષ્ટ સંબંધો જાળવી રાખે છે. કમિશને તપાસવાની બાબતોની વિષયસૂચિની જેવી જાહેરાત થઈ કે તુરત જ વડા મુલ્લાંજીના પ્રતિનિધિઓ આ નેતાઓ પાસે પહોંચ્યા અને લઘુમતીના કારોબારમાં આ એક દખલગીરી કરનારા કમિશનને વખોડી કાઢતા વક્તવ્યો આપવા કહ્યું. મજલીસે મુશવ્વરતના અધ્યક્ષ મૌલાના મુફતી અતીકુર રહેમાને તપાસ કમિશનને વખોડી કાઢતું એક વક્તવ્ય આપ્યું (પણ તેમણે મને પાછળથી કહેલ કે કર્નલ ઝેદ અને વડા મુલ્લાંજીના અમુક પ્રતિનિધિઓ વક્તવ્યનો મસોદો લઈને તેમની પાસે આવેલ અને તેમને તે ઉપર સહી કરી આપવા સમજાવેલ.) તેમના વક્તવ્યમાં તેમણે એવો આરોપ લગાડેલ કે કમિશનના તપાસના મુદ્દાઓ જોતાં કમિશન એવી બાબતોની તપાસ કરશે કે વડા મુલ્લાંજી જુદો ઝંડો, જુદું જુદું સૈન્ય રાખે છે વગેરે વગેરે હકીકતમાં તપાસના મુદ્દાઓમાં આવી કોઈ બાબત શામિલ ન હતી. એમ લાગે છે કે ધર્મગુરુ તંત્રે તપાસના મુદ્દાઓની વિષયસૂચિ ઉપજાવી કાઢી હતી અને અમુક મસ્લિમ નેતાઓમાં આ ઉપજાવી કાઢેલ (forged) દસ્તાવેજ સક્યુંલેટ કરેલ કે જેથી લઘુમતીમાં ડરની ભાવનાની રમત રમી શકાય.

સ્થાનિક તેમજ રાષ્ટ્રિય દરજ્જાના બીજા ઘણા મુસલમાન નેતાઓએ નથવાણી કમિશન લઘુમતી ધર્મમાં દખલગીરી બરાબર છે એમ કહી વખોડી કાઢતા વક્તવ્યો આપેલ. હકીકતમાં ઉઠાવાએલા મુદ્દાઓની ચાલાકીથી તારમરોડ કરવામાં આવેલ. દાખલા તરીકે આ લડતને **'મુસ્લિમ પર્સનલ લૉ'** માં પરિવર્તન સાથે કાંઈ જ સંબંધ ન હતો, અને ન તો હમીદ દલવાઈ જેવા એકસરખા **સિવિલ કોડ**ના હિમાયતીઓ સાથે વોહરા સુધારક ચળવળના નેતાઓને સીધો કે આડકતરો સંબંધ કદી હતો. પણ દરેક મુસલમાન નેતાને કહેવામાં આવેલ કે સુધારકોની લડત પણ **'મુસ્લિમ પર્સનલ લૉ'** માં ફેરફાર માટેની લડત હતી અને તેઓ હમીદ દલવાઈ અને તેના જેવા બીજાઓ સાથે ગાઢ સંબંધ ધરાવતા હતા. એ પણ હકીકત છે કે સુધારકો હમીદ દલવાઈ અને તેના ગ્રુપના એજન્ટો છે એવું જુઠાણું પ્રકારતા પોસ્ટરો ભારતના અગત્યના કેન્દ્રોએ લગાડવામાં આવેલ. પટના અને કલકત્તા જેવા શહેરો જ્યાં મુસલમાનોની વસ્તી સારા પ્રમાણમાં છે ત્યાં આવા પોસ્ટરો લગાડવામાં આવેલા.

ધર્મગુરુવર્ગ બેશરમ અને સાફસાફ જુઠાણાનો ઉપયોગ કરી રહ્યા હતા એ કાંઈ આ પહેલી જ વખત બન્યું ન હતું. આ સદીની શરૂઆતથી જ જ્યારે આ લડતનો આરંભ થયો ત્યારથી હંમેશાં આવું કરી રહ્યા છે. વોહરા ધર્મગુરુ વર્ગે સત્યને કદી માન આપ્યું જ નથી. તેના માટે તો કૌમ ઉપર પોતાની પક્કડ જમાવી રાખવી એ સૌથી વધુ અગત્યનું છે, સત્ય અને ધર્મ પણ વધુ અગત્યના નથી. ધર્મગુરુ વર્ગ સારી રીતે જાણતો હતો કે મુસલમાનો તેમના **'પર્સનલ લૉ'** ના પરિવર્તનની વાતથી જ છંછેડાઈ જતા હતા અને કમિશનનો વિરોધ કરવાની સૌથી સહેલી વાત એ હતી કે તેને એ પ્રશ્ન સાથે જોડી દેવું. આ જાતની ઝુંબેશ શરૂ કરી દેવામાં આવી હતી અને ખાસ કરીને ઉર્દૂ છાપાઓમાં. સુધારક વોહરાઓ, જેમના ઉપર ઈસ્લામ વિરોધી હોવાનું તોહમત મૂકવામાં આવ્યું હતું, તેમના વિરુદ્ધ ઝુંબેશ ચાલુ રાખવા ઘણા ખરા ઉર્દૂ સામયિકોને એક અથવા બીજી રીતે પૈસા આપવામાં આવ્યા હતા. સુધારકો જ્યારે તેમની (છાપાવાળાની) પાસે પહોંચ્યા ત્યારે તેમની સફાઈ છાપવાની તેઓએ ના પાડી. તેઓમાંના ઘણા તો ખુલ્લમખુલ્લું કહેતા કે "અમને આટલું આપવામાં આવ્યું છે; તમે વધુ આપો, જો તમારે કાંઈ પ્રકાશિત કરાવવું હોય તો." અલબત્ત અમારે માટે આપવાનો સવાલ જ ન હતો. ઉર્દૂ છાપાઓ અમને કાળા ચિતરતા, પણ અમે લાચાર હતા. થોડાક જ ઉર્દૂ છાપાઓ એવા હતા જેઓ સિદ્ધાંતરૂપે અમારી પડખે ઉભા રહ્યા અને કાંઈ પણ ચુકવવાની માંગ ના કરી.

આમ છતાં પણ ટોચના મુસલમાન નેતાઓ અમારી સમસ્યાથી સારી રીતે પરિચિત હતા. કેટલીય વાર અમે આ નેતાઓ પાસે ગયા હતા અને વોહરાના વડા મુલ્લાંજીના આપખુદ શાસનમાંથી લોકશાહી મુક્તિ માટેના અમારા સંઘર્ષથી તેમને વાકેફ કર્યા હતા. સુધારકોની પજવણીનો અંત લાવવા અને સામાજિક બહિષ્કાર પાછો ખેંચી લઈ મસલત માટે કબુલ થવા, પોતાની વડા મુલ્લાંજી સાથેની લાગવગનો ઉપયોગ કરવા અમે તેમને (મુસ્લિમ નેતાઓને) વિનંતી પણ કરી હતી. પણ એ "અંદરની બાબત" હતી એમ કહીને તેઓએ હંમેશાં લાચારી દર્શાવી હતી. પણ હવે આજ નેતાઓ, કોઈ પણ જાતની નૈતિકતા વગર "ધા હિન્દુ કમિશન"ને વગોવવા માંડયા અને તેની નિમણૂકમાં લઘુમતી કૌમના ધાર્મિક કારોબારમાં દખલગીરી કરવાનું "કાવત્રું" જોવા લાગ્યા. તેમને બરાબર ખબર હતી કે **કમિશન** માં બે નામાંકિત મુસલમાનો અને એક પારસી બાઈ હતા અને કલ્પનાના ગમે તેટલા ઘોડા દોડાવીને પણ તેને "હિન્દુ કમિશન"નું નામ ન આપી શકાય. ગમે તેમ હોય પણ ભારતમાં

મુસલમાન નેતાઓની અખંડતા (Integrity)ની આબરૂ છે જ નહીં, અને કોઈ પણ રાજદ્વારી નેતૃત્વ જેટલું તકવાદી હોઈ શકે તેટલા તકવાદી તેઓ પણ છે. હકીકતમાં અનૈતિક રાજદ્વારી લાભો માટે સોદો કરવામાં, આવા નેતાઓ જરા પણ અચકાતા નથી પછી ભલે ભારતના મુસલમાનોને આવા હેતુસિદ્ધ પરિવર્તનો ફાયદાકારક હોય તો પણ તેનો વિરોધ કરવો.

હકીકતમાં તકવાદી નેતાગીરીએ હંમેશા સુધારા વિરોધી પ્રવૃત્તિઓને જ ટેકો આપવાનું પસંદ કરેલ છે, જેમકે **'મુસ્લિમ પર્સનલ લો'** માં પરિવર્તનનો વિરોધ કરવો, જાણે કે ભારતના મુસલમાનો સમક્ષ આજ પ્રશ્નો આજે મોખરે હોય. ખરૂં જોતા તો આવા પ્રશ્નોને ટેકો આપવામાં સ્થાપિત હીતો જળવાય છે, કારણ કે આવા પ્રશ્નો ભાવાત્મક હોઈને, મુસલમાન કૌમને ઉપર લાવવાની ગંભીર પ્રવૃત્તિ કર્યા વિના તેમને નેતાગીરી પકડી રાખવામાં મદદ કરે છે. દિલ્હીમાં ઓકટોબર ૧૯૭૭ના પહેલા અઠવાડિયામાં **'મિલ્લી કન્વેન્શન'** ભરાએલી જેમાં આવા બધા "મુસ્લિમ નેતાઓ" એ ભાગ લીધેલ. જો કે માનવામાં નહીં આવે, પણ આ કન્વેન્શનમાં સાત ઠરાવો રજુ થએલા તેમાંથી ૭ ઠરાવો એક અથવા બીજી રીતે 'મુસ્લિમ પર્સનલ લો' સાથે જ સંકળાએલા હતા. નવી સ્થપાએલ **'જનતા'** સરકારનું મુસલમાનોની સમસ્યાઓ તરફ ધ્યાન આકર્ષિત કરવા માટે આ કન્વેન્શન ભરાયું હતું, અને જમાતે–ઈસ્લામી, જમિઅતુલ ઉલમા, મુસ્લમ લિગ, મજલીસે મુશવ્વરત, મુસ્લિમ મજલીસ, તામીરે મિલ્લત, દીની તાલીમ બોર્ડ, અહલે હદીસ, ઈમરાતે શરિઆ અને બીજા આવા પ્રતિનિધિત્વ ધરાવતા સંગઠનોએ તેમાં ભાગ લીધેલ.

**'ઇન્ડિયન એકસ્પ્રેસ'** માં ૧૪ ઓકટોબર ૧૯૭૭ના અંકમાં (તેમનો લેખ "મુસ્લામ કન્વેશન–એ ક્રીટીક") માં સુલતાન શાહીને લખતાં નિરીક્ષણ કરેલ, "મુસ્લીમ પર્સનલ લો વિષે આવી અયોગ્ય (abnormal) ધુન શા માટે? **'પર્સનલ લો'** માં કોઈપણ પરિવર્તન ઠોકી બેસાડવાની ન તો સરકારની કે ન તો લોકોના કોઈ વર્ગની આ પળે ચાલ છે, એ હકીકત ધ્યાનમાં લેતાં આ વસ્તુ ખાસ વિસ્મયજનક લાગે છે. **'પર્સનલ લો'** જે સાચી અથવા ખોટી રીતે ધાર્મિક પરિચયનું પ્રતીક બની ગએલ હોય તેમની આ ચિંતા સમજી શકાય એવી છે. પણ બીજી બધી સમસ્યાઓને બહાર રાખીને તેની સાથે (પર્સનલ લો સાથે)ની તેમની ધુન સમજાવી શકાય તેવી નથી. દેખીતું છે કે નેતાવર્ગ, મુસલમાનોને જે ખરા પડકારનો સામનો કરવો પડી રહ્યો છે તેની સાથે કદમ મીલાવી રહ્યો નથી એ નિરાશાજનક છે." આ સંબંધમાં વોહરા

સમસ્યાનો પણ શાહીને હવાલો આપેલ, કારણ કે એ પણ 'મીલ્લી કન્વેન્શન" માં ચર્ચાનો વિષય હતો. શાહીને લખ્યું હતું: "આ અનિષ્ટોને ઉખાડી ફગાવવા માટે મુસ્લીમ નેતાઓ શું કરી રહ્યા છે? કાંઈજ નહીં. તો પછી કોમના જે આંતરિક મામલાઓ' કહેવામાં આવે છે તેમાં સરકાર દખલ ન દે એમ કહેવાનો તેમને શું અધિકાર છે? તારકુન્ડે કમિશન (એટલે તે નથવાણી કમિશન વિષે કહે છે) ની નિમણુક થવાના રિપોર્ટ વિષે આ બધી ધમાલ (ballyhoo) શા માટે, જે દાઉદી વોહરા કોમના કારોબારમાં તપાસ કરવાનું છે? વોહરાઓ સાથે બધું બરાબર નથી (થઈ રહ્યું) એમ માનવાને, કમસેકમ શંકા લાવવાને મજબુત કારણો છે. વોહરા કોમના અમુક સભ્યોએ, કોમની ખરાબમાં ખરાબ જાતની શોષણખોરી તેના વડા દ્વારા થઈ રહી છે એવા આક્ષેપો વારંવાર કર્યા છે. લોકોને અને તેમની પ્રતિનિધિત્વ ધરાવતી સરકારને એ જાણવાનો અધિકાર છે કે આવા આક્ષેપોમાં કાંઈ તથ્ય છે કે નહીં. દાઉદી વોહરા કોમ તો ઠીક પણ મુસલમાનો, શું ભારતીય રાષ્ટ્રમાં (એક અલગ રાષ્ટ્ર બનેલા છે કે જેની "આંતરિક બાબતો" એજ જુની બદનામ થયેલી બે રાષ્ટ્રની થિઅરીની માન્યતાની ગંધ નથી બતાવી રહી?

કન્વેન્શનના થોડા દિવસો પહેલાં જ હું દિલ્હી ગયો હતો. ત્યાં મુસ્લિમ કોમના બધા અગત્યના નેતાઓની, જેઓએ પાછળથી આ કન્વેન્શનમાં ભાગ લીધેલ તેમની મુલાકાત લીધેલ. હું જેમને મળેલ તેમાંના અમુક શખ્સો મૌલાના મુફતી અતીકુર રહેમાન, અમીર જમાતે ઈસ્લામી મૌલાના મોહમ્મદ યુસુફ અને શાહી ઈમામ અબ્દુલ્લાહ બુખારી પણ હતા. મેં જાતે તેઓને અમારી સમસ્યા સમજાવી અને બિલકુલ સ્પષ્ટ કરી દીધું હતું કે અમારી ચળવળને **'મુસ્લિમ પર્સનલ લૉ'** માં પરિવર્તન કરવાની ચળવળ સાથે કાંઈ લેવાદેવા નથી. ધર્મને નામે તાનાશાહી અને સરમુખત્યારશાહી વિરૂદ્ધ ખાસ કરીને અમારી લડત હતી. મેં તેમને એ પણ સમજાવ્યું કે સુધારક વોહરાઓની સતામણી અને પજવણીના આરોપોની તપાસ કરવા માટે નથવાણી કમિશનની નિમણૂક થઈ હતી અને ગંભીરતાપૂર્વક ખાત્રી આપવામાં આવી હતી કે કોઈ ધાર્મિક માન્યતાને સ્પર્શ કરવાનો કોઈ ઇરાદો છે જ નહીં. મેં તેમને એ પણ કહ્યું કે મસ્જીદો, શાદી, તલાક વગેરે સેંકડો બાબતોની તપાસ બિનમજહબી કોર્ટો, જેમાં ગૈર–મુસ્લિમ જજો પણ હોય છે, તે કરે છે અને આ મુદ્દાઓને ધાર્મિક કાયદાઓ અને માન્યતાઓ સાથે સીધો સંબંધ હોય છે. જો બિનમજહબી કમિશન વોહરા કોમના એક વિભાગની, જે ધર્મગુરુવર્ગના હાથ નીચે પીડાઈ રહેલ છે, તેની ફરિયાદો તપાસે તો શું ખોટું છે?

જો કે આ નેતાઓએ મારી દલીલોનો સચોટ જવાબ ન આપ્યો છતાં તેઓ ભારપૂર્વક માનતા રહ્યા કે કમિશન, મૌલાના મોહમ્મદ યુસુફ, અમીર જમાતે ઇસ્લામીના શબ્દોમાં, "એક લટકતી તલવાર" હતી અને તે "લઘુમતી કોમના કારોબારમાં સરકારની દખલગીરી માટે પુરના દરવાજા ખોલશે" એટલે મેં સૂચન કર્યું કે અમારી ફરિયાદોની તપાસ માટે મુસ્લિમ નેતાઓ પોતે એક એન્કવાયરી કમિશન નીમે અને જો મુસ્લિમ નેતાઓ એ જાતની પાકી ખાત્રી આપે તો અમે તેની સમક્ષ હાજર થશું અને નથવાણીને તપાસ બંધ કરવા વિનંતિ કરીશું. મારી નિરાશા વચ્ચે આ નેતાઓએ કાંઈ જ રસ ન બતાવ્યો; અને બેએક દહાડા પછી આ નેતાઓએ **"મીલ્લી કન્વેન્શન'** માં નથવાણી કમિશનને સખત શબ્દોમાં વખોડી કાઢતો ઠરાવ પસાર કર્યો. હકીક્તમાં કન્વેન્શનના મુખ્ય ઠરાવ તરીકે તેને પ્રેસમાં રજૂ કરવામાં આવ્યો. વોહરા ધર્મગુરુવર્ગે બધા ડેલીગેટોનો એક દિવસનો જમણનો અને ઉતારાનો ખર્ચ ભોગવ્યો એ કાંઈ આશ્ચર્યજનક નથી.

દિલ્હીમાં હું શાહી ઈમામ અબ્દુલ્લાહ બુખારીને પણ મળેલ અને તેમને વોહરાના ધર્મગુરૂવર્ગના શોષણકારી આચરણો, જેની સામે અમારી લડત હતી તે વિષે વિગતવાર સમજાવેલ. તેમણે કહેલ કે ઉદેપુરના પિડાતા વોહરાઓ તરફથી તેમને ઘણા પત્રો મળેલ. પણ પોતે જે એક નાના ઓરડામાં જ્યાં દસ માણસોનો પણ સમાવેશ ન થઈ શકે ત્યાં રહે છે, તે મોટા મહેલોમાં રહેવા-વાળાની તાકાતને કેમ પડકારી શકે ? એમની આ ટિપ્પણી સાંભળી હું ડઘાઈ ગયો, છતાં પણ મેં તેમને કહ્યું કે આજ ઓરડામાંથી તેમણે માજી વડા પ્રધાન શ્રીમતી ઇન્દિરા ગાંધી જેઓ વોહરાના વડા મુલ્લાંજી કરતા વધુ શક્તિશાળી હતા, તેમને તેઓએ પડકારેલ. એક ફકીર પણ, જો તે મક્કમ માન્યતાથી સત્ય માટે લડે, તો સૌથી વધુ શક્તિશાળી નરેશને પણ ધ્રુજાવી શકે છે; તો વોહરા ધર્મગુરુવર્ગ કયાં રહ્યો જે રાજદ્વારી સત્તા પણ ભોગવતો નથી ? આવા શબ્દોથી શાહી ઈમામ જરા શરમાઈ ગયા અને મને વચન આપ્યું કે તેઓ આ બારામાં વડા મુલ્લાંજી સાથે વાતચીત કરશે અને આ મામલો સમજૂતીપૂર્વક નીપટાવવા તેમને સમજાવશે. પણ તેમણે શું કર્યું ? મારી મુલાકાત પછીના એક અઠવા-ડિયામાંજ નથવાણી કમિશનને, જે તેમના શબ્દોમાં "લઘુમતી કોમના કારોબારમાં હડહડતી દખલગીરી બરાબર હતું', સખત રીતે વખોડી કાઢતું વક્તવ્ય તેમણે 'પ્રેસ'ને આપ્યું. આ અનઓફિશિયલ કમીશન ઉપર પ્રતિબંધ મુકવા તેમણે જનતા સરકારને અનુરોધ કર્યો, અને જો એમ નહીં કરવામાં આવે તો ગંભીર

પરિણામો આવશે અને મુસલમાનો જનતા સરકારમાં વિશ્વાસ ગુમાવી બેસશે. મુસ્લિમ નેતાઓએ અમારા ઉદ્દેશને દગો દીધાની કહાણી ઘણી લાંબી અને દર્દજનક છે. મારો તો એવો અભિપ્રાય છે કે આ નેતાઓને પીડિત, મુસલમાનોની હાલતની કાંઈ પડી નથી. અમુક લાગણી ઉશ્કેરનારા પ્રશ્નો જેવા કે **મુસ્લિમ પર્સનલ લો,** અલીગઢ મુસ્લિમ યુનિવર્સિટી, ઉર્દૂ ભાષાને (રાષ્ટ્રની બીજી ભાષાઓ જેમ) માન્ય કરાવવી વગેરેનું સમર્થન કરી, પોતાનું નેતૃત્વ આગળ ધપાવવાનું જ તેઓએ હાથમાં લીધું છે, કારણ કે સત્તા ઉપર આવવાનો આજ ટુંકો રસ્તો છે. પીડાઈ રહેલા મુસલમાનોની દશા અને તેમની સામાજિક આર્થિક હાલતની તેમને લગીરેય પડી નથી. આવા પ્રશ્નો ઉશ્કેરીને જ્યાં સુધી તેમને કાર્યાલયની કમાણીનો ભાગ મળતો રહેશે અને સત્તાવાળાના આંગણામાં પહોંચી શકવાનું ચાલુ રહેશે, ત્યાં સુધી તેઓ પોતાના સહધર્મિઓની ખરી સમસ્યાઓનો ગંભીર વિચાર નહીં જ કરે.

આ મુસ્લિમ નેતાઓએ વિરોધનો જે ઘોંઘાટ ઉડાવેલ તે જયપ્રકાશ નારાયણના કાન સુધી પહોંચે એ જોવાનું વોહરા ધર્મગુરુ વર્ગે ધ્યાનમાં રાખેલ, કારણ કે જે. પી.એ આ તપાસનું સૂચન પહેલાં કરેલ હતું. વોહરાઓમાં આ વિરોધની ઝુંબેશના વાજા વગાડવાનું સંગઠન પણ ધર્મગુરુવર્ગે જ કરેલ. વોહરાઓમાં તેમના ફરમાનોનું પાલન ન કરવાની કોણ હિમ્મત કરે? એન્કવાયરી કમિશનની નિમણૂંક વિરૂદ્ધના પત્રો અને ટેલિગ્રામોનો જે. પી. ઉપર દરોડો પડયો. જે. પી.ની આસપાસ જે લોકો હતા (ગાંધીવાદી કહેવાતા પટનાના થોડા મુસલમાનો પણ એમાં હતા) તેમને, કમિશન પડતું મુકવા અથવા કમસેકમ પોતે એમાં નથી એમ કહેવા જે. પી.ને સમજાવવા, બળવાન વોહરાના ધર્મગુરુએ દબાણ કર્યું. જે. પી.એ એસ. એમ. જોશીને વહેલી તકે પટના આવી આ બાબત ચર્ચા કરવા પત્ર લખ્યો. જે. પી. તરફથી આવેલ તેડાને માન આપી કોન્ટ્રેકટરના સંગાથે જોશી ૧૧ સપ્ટેમ્બર ૧૯૭૭ના પટના ગયા. વડા મુલ્લાંજીના પ્રતિનિધિઓ બે દિવસ અગાઉ પટના પહોંચી ગયા હતા. જે. પી.એ આપવાના વક્તવ્યનું લખાણ તૈયાર કરી આ લોકો ગયા હતા કે જેથી તેના ઉપર જે. પી ની સહી કરાવી લેવાય. એવા રિપોર્ટ મળેલા કે જે. પી.ને **'એમનેશિયા'** (વિસરી જાય તેવી નબળાઈ) આવી ગએલ, અને કમનસીબે તેમનો સેક્રેટરી અબ્રાહમ, જે તારકુન્ડેને તપાસ માટે કાગળ લખેલ ત્યારે જે. પી. સાથે મુંબઈમાં 'એકસપ્રેસ ટાવર'માં હતો, તે રજા ઉપર હતો. એ બેઉ વસ્તુનો લાભ ઉઠાવીને વડા મુલ્લાંજીના ચતુર પ્રતિનિધિઓએ, જોશી પુનાથી આવે તે પહેલાં, લખીને

લાવેલ વક્તવ્ય ઉપર જે. પી.ની સહી લઈ લીધી. આ વડા મુલ્લાંજીના પ્રતિનિધિઓએ અગાઉથી તૈયારી કરી રાખી હતી કે એક સત્તાધારી **મીડિયા મેનની** મારફત પ્રેસ, રેડિઓ તેમજ ટેલિવિઝનને આ વક્તવ્ય તુરત જ બહાર પાડી દેવું. **એમરજન્સી** દરમ્યાન દિલ્હીમાં **ઇન્ફરમેશન ડિપાર્ટમેન્ટ**માં આ **મિડિયા મેન** સૌથી મોટી ઓફિસનો અધ્યક્ષ હતો. એવો રિપોર્ટ છે કે હકીકતમાં આ નિવૃત્ત સરકારી અધિકારી મોટો પગાર મેળવીને વડા મુલ્લાંજી વતી **પબ્લિક રિલેશન્સ**નું કામ કરી રહેલ છે.

પટના એરપોર્ટ ઉપર જોશીને લેવા જે. પી.ના ભાઈ આવેલ ત્યારે તેમણે ખબર આપ્યા કે જે. પી.એ વક્તવ્ય ઉપર સહી કરી આપી હતી. જોશીને આઘાત થયો કે જોકે તેઓ તેજ દિવસે આવી રહ્યા હતા તો પણ તેમની મસલત કર્યા વગર વક્તવ્ય જારી કરી દેવામાં આવ્યું હતું. જે. પી. વતી જારી કરેલ વક્તવ્ય આ મુજબ હતું : "દાઉદી વોહરા મુસ્લિમના કારોબારમાં **અન–ઓફિશિયલ** તપાસ કરાવવા કદી તેમણે સૂચન કર્યું હોય તે વાત આજે શ્રી જયપ્રકાશ નારાયણે નકારી કાઢી હતી. અહીંયા એક વક્તવ્યમાં શ્રી નારાયણે કહ્યું કે દાઉદી વોહરા મુસ્લિમ કારોબારમાં તેમની વિનંતીથી **અન–ઓફિશિયલ ઈન્કવાયરી** કરવા માટે (કમિશન) સ્થાપવામાં આવ્યું હતું તે બાબત તેમનું ધ્યાન ખેંચવામાં આવ્યું હતું. દાઉદી વોહરા અને બીજી મુસ્લિમ જાતિઓ તરફથી તેમને મોટી સંખ્યામાં **રિપ્રેઝન્ટેશન્સ** મળ્યા હતા. તેમણે કહ્યું : 'હું એ વાત બિલકુલ સ્પષ્ટ કરી દેવા ઈચ્છું છું કે કોઈ પણ કોમના ધાર્મિક મામલામાં કોઈ દખલ દે એવી હિમાયત મેં કદી કરી નથી. આવી સ્વતંત્રાની ખાત્રી આપવા માટે આપના રાષ્ટ્રના રાજ્ય બંધારણે ખાસ જહેમત ઉઠાવી છે અને તે આદર્શ એવો છે કે બધાએ તેને માન આપવું જોઈએ અને તેનાથી ખુશ થવું જોઈએ. કહેવાતી તપાસ સાથે હું કદી સંકળાએલો નથી અને ફરી સ્પષ્ટ કરું છું કે ધાર્મિક ભાવનાઓનો ભંગ કરવા માટે કે તેને દુઃખ પહોંચાડવા માટે, રાજદ્વારીઓ કે રાજદ્વારી હેતુઓને રજા આપવી ન જોઈએ. પ્રત્યેક ધાર્મિક કોમને તેના આંતરિક ધાર્મિક મામલાઓનું, તેના મજહબ અને માન્યતાઓ મુજબ નિકાલ લાવવાની સ્વતંત્રતા હોવી જ જોઈએ. એ દુઃખની વાત છે કે એક ગેરસમજણથી દાઉદી વોહરા કોમની લાગણીઓ અને પ્રાયઃ મુસલમાનોની લાગણીઓ દુભાઈ છે.' શ્રી નારાયણે લાગતાવળગતા સર્વેને જેમાં સરકાર, રાજદ્વારી પક્ષો અને પ્રેસ આવી જાય છે, એવી અપીલ કરી કે કોઈ કોમના ધાર્મિક મામલાઓમાં તેઓ દખલ ન દે. (સમાચાર)

અત્રે એ કહેવાની ભાગ્યે જ જરૂરત છે કે જે. પી.એ પોતાના મત તુરત જ તદ્દન બદલી નાખ્યો. (Volte face) અથવા તો તેમના amnesia (ભૂલી જવાય તેટલી નબળાઈ)ના કારણે તેવું લાગ્યું. આ વક્તવ્ય બધા છાપાઓ, રેડિઓ અને ટી. વી.માં અગ્રસ્થાને આવેલ. જોશી જે. પી.ને મળ્યા અને તેમને વોહરાના વડા મુલ્લાંજી સુધારક વોહરાઓની જે કહેવાતી સતામણી કરી રહ્યા હતા, તેની તપાસ કરવા મુંબઈથી વી. એમ. તારકુન્ડેને જે પત્ર લખેલ તેની યાદ દેવડાવી અને તેમણે સૈયદના સાહેબને જે કાગળ લખ્યો હતો, જેમાં સુધારક વોહરાઓ ઉપર ગોધરામાં થએલા હિંસક હુમલાઓ ઉપર તેમના મૌનને વખોડી કાઢેલ તે કાગળની પણ યાદ દેવડાવી. જોશીએ આ પત્રોની યાદ દેવડાવવાથી જે. પી. ખૂબ શરમાઈ ગયા અને જેઓએ તેમની સહી મેળવવાનો પેંતરો કર્યો હતો તેમના ઉપર ગુસ્સે થયા. અજીત ભટ્ટાચાર્ય જે ત્યાં હાજર હતા તેમણે જે. પી.ને પોતાની સ્થિતિ સમજાવતો બીજો પત્ર તારકુન્ડેને લખવાની સલાહ આપી, પણ સંકોચથી દૂર રહેવા તે પત્ર **'પ્રેસ'**ને રિલીઝ ન કરવો એમ સૂચવ્યું. આ સલાહ જે. પી.એ માન્ય રાખી અને તે મુજબ એક પત્ર તારકુન્ડેને લખ્યો, અને તેને પહોંચાડવા જોશીને આપ્યો.

આમ જાણવા છતાં કે જે. પી.એ તારકુન્ડેને અને વોહરાના વડા મુલ્લાંજીને પત્રો લખેલા અને તારકુન્ડેને તપાસ આદરવા અનુરોધ કરેલો, છતાં જુઠા વક્તવ્ય ઉપર તેમની સહી મેળવી લઈને સૈયદનાના પ્રતિનિધિઓએ જે. પી.ને અત્યંત શરમજનક સ્થિતિમાં મૂકી દીધેલ. "દીનને અને રૂહાની મૂલ્યોને નિભાવી રાખનાર"ની આવી હાલત હતી. એટલું જ નહીં પણ ધર્મગુરુવર્ગના તંત્રે પ્રોપેગન્ડાના હેતુઓસર જે. પી.ના વક્તવ્યનો પૂરો લાભ ઉઠાવ્યો. ઈંગ્લિશ, ઉર્દૂ, હિન્દી અને ગુજરાતીમાં લાખો પોસ્ટરો છપાવવામાં આવ્યા અને ભારતના અગત્યના શહેરો અને નગરોમાં ચોંટાડવામાં આવ્યા. આ પોસ્ટરોનો નારો હતો "જુઠાબોલાઓથી ચેતતા રહો." આ વક્તવ્ય જારી કરવા માટે જે. પી.નો આભાર દર્શાવતા અગ્રલેખો તંત્રીસ્થાનેથી ઉર્દૂ છાપાઓમાં તેમણે લખાવ્યા. જે. પી. વિરૂદ્ધ તેમને ઉતારી પાડતા **રિમાર્કસ** અગાઉ ધર્મગુરુ-તંત્રે રજુ કરેલા, અને હવે તેઓ તેમને માટે બહાદુર પુરુષ બની ગયા. જે. પી.એ આપેલા વક્તવ્ય પછી સુધારકો વિરોધી નવી ભયંકર ઝુંબેશ શરૂ કરવામાં આવી. રમઝાન ઈદ અગાઉ જે. પી.નું વક્તવ્ય જારી થએલ. અમુક મારા નજીકના સગા-વ્હાલાઓએ ઈદ પ્રસંગે મને ચુપચાપ મળવા માટે (**'બરાઅત'** થએલ વોહરાને કોઈ વોહરો મળી ન શકે કે વાત ન કરી શકે)

યોજના કરેલ, પણ તેમણે મને સંદેશે। મોકલ્યો કે જે. પી.ના વક્તવ્ય પછી ધર્મગુરુના ચમચાઓ વધુ આક્રમણકારી બન્યા હતા, અને તેથી તેઓ મને મળી શકશે નહીં. અમારા સમર્થકો અને હિતેચ્છુઓને નિરાશા થઈ અને તેમને લાગ્યું કે અમારું કાર્ય નિરાશાજનક બની ગયું છે, અને દેશમાં નર્યું રાજકીય તકવાદીપણું જોતાં અમારા પ્રયાસોનો કાંઈ જ અર્થ નહીં સરે.

પણ અમો નિરાશ થયા નહીં. અમારા ઉદ્દેશમાં અમને પૂરતી શ્રદ્ધા હતી એટલું જ નહીં પણ જે. પી.એ જેમને **ઈનકવાયરી** કરવાનું કાર્ય સોંપ્યું હતું તેમનામાં અમને પૂરો વિશ્વાસ હતો. નથવાણી, તારકુન્ડે અને કમિશનના બીજા સભ્યો ઘણાં જ પ્રમાણિક માણસો હતા જેમને કોઈ પણ કિંમતે ખરીદી શકાય જ નહીં. ઇન્દિરા ગાંધીનું **ઈમરજન્સી** શાસન પણ તેણીના તાનાશાહી વલણો સિદ્ધ કરવા ખાતર તેમનો અવાજ બંધ કરી શક્યું નહીં, છાના રહેવાનું તો એક બાજુ રહ્યું. લોકશાહીમાં શ્રદ્ધા માટે તેઓ જાણીતા હતા, અને આન્ધ્ર પ્રદેશમાં નક્ષલવાદીઓની હત્યાની તપાસ કરવામાં આ આદર્શો સિવાય બીજી કોઈ બાબતે તારકુન્ડેને પ્રેરણા આપી ન હતી; અને તે પણ રાજ્ય સરકારનો સખ્ત વિરોધ હોવા છતાં. અમારી શ્રદ્ધા તુરતમાં જ સાચી નીવડી. પહેલાં તો વડા મુલ્લાંજીના નાના ભાઈ યુસુફ નજમુદ્દીન અને તેના રાજદ્વારી સલાહકાર, ૧૯૭૭ ઓકટોબરના પહેલા સપ્તાહમાં દિલ્હીમાં તારકુન્ડેને મળ્યા, (એક ભરોસાપાત્ર સ્થળેથી મને માહિતી મળી હતી કે નજમુદ્દીને તારકુન્ડેને રાત્રીના ભોજન માટે આમંત્રણ આપેલ) અને વોહરા કોમની "આંતરિક બાબતોમાં ડખલ ન દેવા" તેમને સમજાવેલ. એવા રિપોર્ટ મળેલ કે તારકુન્ડેએ નજમુદ્દીનને સાફ શબ્દોમાં કહેલ કે દાઉદી વોહરા કોમની ધાર્મિક માન્યતાઓમાં ડખલ દેવાની કમિશનની કોઈ જ ઈચ્છા ન હતી, પણ વોહરા કોમમાં માનવ સન્માન અને લોકતાંત્રિય અધિકારોનો ભંગ થાય છે તેનો અંતર આત્માના અવાજથી વાંધો ઉઠાવાઈ રહ્યો છે, તે વિષે જ કમિશનને સંબંધ છે. ખરેખર જો આ આક્ષેપો ખોટા હોય તો કમિશન સમક્ષ આવીને પોતાની સફાઈ પેશ કરવા માટે તેમને આ સારો મોકો હતો, એમ તારકુન્ડેએ સૈયદનાના ભાઈને કહ્યું હોય એવા રિપોર્ટ મળે છે. નજમુદ્દીન નિરાશ થઈને મુંબઈ પાછા ફર્યા.

ધર્મગુરુતંત્રને હવે ખાત્રી થઈ ગઈ કે કમિશનના સભ્યોને ખામોશ કરવાનું "નરમ રીતોથી" તેમને માટે સંભવ નથી. માટે હવે તેમણે સતામણી અને ધાકધમકીના પગલાં લીધા. જોશી, નથવાણી, તારકુન્ડે, ડૉ. આલમ ખુંદમીરી

અને ડૉ. મોઈન શાકિરને હવે હજારો પત્રો અને તાર આવવા લાગ્યા, જેમાંના અમુકમાં તો ગંદી ભાષા અને ખૂનની ધમકીઓ ભરેલી હતી. આ એક સંગઠિત ચાલ હતી એટલે ઘણાખરાં પત્રોમાં એને એ વાતો દોહરાવાતી હતી. છઠ્ઠા અને સાતમા ધોરણમાં ભણતા નિશાળિયાઓ, જેઓને ભાગ્યેજ ખબર હોય કે આ બધી શું બાબત છે, તેમને પત્રો લખવાની ફરજ પાડવામાં આવી હતી. આવા પત્રોને રજીસ્ટર કરીને મોકલવા માબાપોને અમુક રકમ ફાળવવાનું ફરજીયાત કરવામાં આવ્યું હતું. કમિશનના બે મુસ્લિમ સભ્યો ક્રોધનું ખાસ નિશાન બન્યા હતા અને તેમના કુટુંબના સભ્યોને પણ વારંવાર ચેતવણી આપવામાં આવી હતી કે ઈનકવાયરી કમિશનમાં બેસવાથી, તેમના પુત્ર અથવા પતિને રોકવામાં નહીં આવે તો તેઓ તેમને ગુમાવી બેસશે. એમ કહેવું પડે છે કે ડૉ. આલમ ખુંદમીરી અને ડૉ. મોઈન શાકિરને જશ આપવો પડશે કે આવી ધમકીઓ, જેનાથી તેમના કુટુંબોમાં તનાવ ઉભો થયો, છતાં તેમની મક્કમતામાંથી તેઓ ડગ્યા નહીં. બીજી જાતની સતામણીઓ પણ તેમણે તેટલી જ મક્કમતાથી સહી લીધી.

જ્યારે અમે અવારનવાર અપીલ કર્યાં છતાં ઉલેમાઓ અને મુસ્લિમ રાજદ્વારી નેતાઓએ સૈયદનાને સમર્થન કરવું ચાલુ રાખ્યું (વોહરાના વડા મુલ્લાંજી જુદી જુદી મુસ્લિમ રાજદ્વારી પાર્ટીઓ અને મંડળીઓને તેમજ બીજી સંસ્થાઓને નાના અથવા મોટા ડોનેશનો આપે છે અને આ ઉલેમાઓ અને નેતાઓ એક અથવા બીજી રીતે આવી પાર્ટીઓ અથવા સંસ્થાઓ સાથે સંકળાએલા છે) ત્યારે અમે મુસ્લિમ બુદ્ધીજીવી વર્ગ તરફ ફર્યા. મુંબઈ, દિલ્હી, હૈદ્રાબાદ, પટના, કલકત્તા, અલીગઢ અને બીજી જગ્યાઓના ઉર્દૂ લેખકોમાં મારા અમુક મિત્રો પણ હતા, કારણ કે મારી નમ્ર રીતે હું પણ ઉર્દૂ લખાણોમાં ફાળો આપું છું. ઉર્દૂ લેખકો ૧૯૪૭ના ભાગલાના દિવસોમાં પણ સંકુચિત કોમી વલણથી કદી પ્રેરાયા નથી એમ કહેતા મને ગર્વ થાય છે. પ્રદેશવાદી અંધારી ગલીઓથી દૂર રહી, તેઓએ હંમેશા પ્રગતિશીલ અને ધર્મનિર્પેક્ષ ઉદ્દેશોને સ્વીકાર્યા છે.

પહેલાં તો હું મારા મિત્ર ડૉ. કમર રઈસને મળ્યો, જેઓ દિલ્હી યુનિવર્સિટીના ઉર્દૂ વિભાગના અધ્યક્ષ છે. આ બાબતમાં તેમણે ઉત્સાહપૂર્વક રસ લીધો. જુદી જુદી સંસ્થાઓના ઉર્દૂના શિક્ષકો અને લેખકો સાથે ચર્ચાવિચારણા કરી એક વક્તવ્યનો મસોદો તૈયાર કર્યો. આ વક્તવ્યમાં આ મુજબ કહેવામાં આવ્યું :

વોહરા કોમના વિખવાદ વિષે અમુક સમયથી અમો છાપાઓના રિપોર્ટો જોઈ રહ્યા છીએ. વોહરા કોમ નાની, ગુંથાએલી અને શાંતિપ્રિય કોમ છે. પણ એમ જોવા મળે છે કે અમુક ધર્મગુરુવર્ગના હિતોએ, સખ્ત હાથે કામ લઈને ઘણી મુસીબતો ઉભી કરી છે. એ તો જગજાહેર છે કે દાઉદી વોહરાઓને પોતાના અભિપ્રાય મુક્ત રીતે દર્શાવવાના, સખાવત ટ્રસ્ટો ઉભા કરવાના, સંસ્થાઓ સ્થાપવાના વગેરે સામાન્ય અધિકારો પણ ઉપલબ્ધ નથી. સુધારક વોહરાઓ જેઓ આ સખ્તાઈ (regimentation)નો અંત આણવા અને ધર્મગુરુ વર્ગે કોમમાંથી ઉઘરાવેલા પૈસાનો હિસાબ રજુ કરવાની માંગ કરી રહ્યા છે. તેઓની મોટા પાયા ઉપર પજવણી થઈ રહી છે. ધર્મગુરુ વર્ગ અવારનવાર **'બરાત'** (સામાજિક બહિષ્કાર)નો ઉપયોગ કરે છે જેનાથી આ નાની કોમમાં પાયમાલીની અસર થાય છે અને મા અને દીકરા વચ્ચે, પતિ અને પત્ની વચ્ચે અને ભાઈ અને બહેન વચ્ચે વિખુટા પડી જવાનું દુર્ભાગ્ય ઉભું થાય છે. માનવિય અને લોકતાંત્રિય અધિકારો ઉપર ભાર દેતી આ ચળવળને ગુંગળાવી નાખવાના આવા જુનવાણી અને મધ્યકાલિન આચરણોને અમે સખ્ત રીતે વખોડી કાઢીએ છીએ. વોહરાનો ધર્મગુરુવર્ગ જે કહેવાતા અત્યાચારો કરી રહેલ છે તેની તપાસ માટે જે તારકુન્ડે કમિશનની નિમણૂક કરાએલ છે તેને અમે આંવકારીએ છીએ. આ સારીયે તપાસ લોકતાંત્રિય અધિકારોને લગતા પ્રશ્નો ઉપર જ કેન્દ્રીત રહેશે અને કોઈ પણ ધાર્મિક માન્યતાઓ સાથે તેને કાંઈ પણ લેવા દેવા નથી. શ્રી તારકુન્ડેએ પોતે આવી ખાત્રી વારંવાર આપી છે. માટે કોઈએ પણ ધાર્મિક લઘુમતી કોમમાં ડખલગીરીનો પ્રશ્ન ઉઠાવવાની જરૂરત રહેતી નથી.

ઉપરનું વક્તવ્ય દિલ્હી યુનિવર્સિટી, જવાહરલાલ નેહરુ યુનિવર્સિટી, જામિઆ મીલિયા અને બીજી સંસ્થાઓના મોટી સંખ્યાના બુદ્ધીજીવી મુસલમાનો અને મુસ્લિમ લેખકોએ સહી કરી જારી કર્યું હતું. દિલ્હીથી સહી કરનારાઓના નામાંકિત નામો આ હતા: ડો. કમર રઈસ, ડો. મુશિરૂલ હક્ક, જામિયા મીલિયાના ડીપાર્ટમેન્ટ ઓફ ઈસ્લામિક સ્ટડીઝના અધ્યક્ષ, ડો. એમ. એસ. અગવાની, ડો. સીદ્દીકુર રેહમાન કીડવાઈ, ડો. અસલમ પરવેઝ, ડો. ઝફર ઈમામ, ડો. એ. ડબલુ. અનસારી (આ બધા જવાહરલાલ નેહરુ યુનિવર્સિટીના), ડો. મુજીબ રિઝવી, ગુલામ રબ્બાની તબન અને બીજા ઘણા (એ બધા દિલ્હીના જામિયા મીલિયાના છે), ડો. અકિલ એહમદ, ડો. રશિદ હસન ખાન અને બીજા ઘણા દિલ્હી યુનિવર્સિટીના.

ત્યાર પછી હું અલીગઢ મુસ્લિમ યુનિવર્સિટીના પ્રાધ્યાપકો પાસે ગયો. ત્યાં કોઈની પણ સાથે મને વ્યક્તિગત સંપર્ક હતો નહીં. તો પણ મારા

ધ્યેયમાં મને વિશ્વાસ હતો. મને ઘણી જ નવાઈ લાગી જ્યારે મેં જોયું કે **એ. એમ. યુ.** ના ઘણાખરા પ્રાધ્યાપકો અમે જે ઉદ્દેશથી લડી રહ્યા હતા તેનાથી પરીચિત હતા. આ તેજ યુનિવર્સિટી હતી જ્યાં, ત્યારના વોહરાઓના વડા મુલ્લાંજી ડૉ. તાહેર સૈફુદ્દીનને ચાન્સેલર બનાવીને ડૉ. ઝાકિર હુસૈને, તેમનો મરતબો ઉંચો લાવવાની કોશિશ કરી હતી. હાલના વડા મુલ્લાંજીના તેઓ પિતા હતા, અને ત્યારે ત્યાં તેઓ ઝાઝા લોકપ્રિય હતા નહી. ઘણા ખરા પ્રાધ્યાપકો અમારા ધ્યેય પ્રત્યે સહાનુભૂતિ બતાવતા હતા અને ઉત્સાહપૂર્વક તેઓએ મારૂં સ્વાગત કર્યું. મને એ જાણીને પણ સંતોષ થયો કે ઘણા ખરા પ્રાધ્યાપકો મને નામથી તો ઓળખતા જ હતા અને તેથી અમારા મિશન (મકસદ)નો જરા પણ વિરોધ ન થયો. બલ્કે હું જે ઉદ્દેશથી ત્યાં ગયો હતો તેનો તાત્કાલિક ઉત્તર મળી ગયો; મને એ પણ જાણવા મળ્યું કે ઘણાખરા શિક્ષકો અને વિદ્યાર્થીઓ વોહરાના વડા મુલ્લાંજીની બહુ જ ટીકા કરનારા હતા.

ડિપાર્ટમેન્ટ ઓફ ઈસ્લામિક સ્ટડીઝના ડૉ. મહમદુલ હક્કે અને વેસ્ટ એશિયન સ્ટડીઝના ડૉ. મકબુલ એહમદે અમારા ધ્યેયને તુરતજ સમર્થન આપ્યું. દિલ્હીના મુસ્લિમ બુદ્ધિજીવીવર્ગે જે વક્તવ્ય તૈયાર કરી તેના ઉપર સહીઓ કરેલી તે વક્તવ્ય ઉપર અલીગઢ મુસ્લિમ યુનિવર્સિટીના ઈતિહાસ વિભાગના અધ્યક્ષ અને નામાંકિત ઇતિહાસકાર ડૉ. ઇરફાન હબીબે વિના સંકોચ સહી કરી. ડૉ. આર. આર. શેરવાની અને બીજા ૩૮ પ્રાધ્યાપકોએ પણ તેમજ કર્યું, અને આમ બે–ચાર કલાકમાં મને અલીગઢ મુસ્લિમ યુનિવર્સિટીમાંથી જ ૪૦ સહીઓ મળી ગઈ. તેવી જ રીતે પટના, કલકત્તા, બેન્ગલોર, હૈદ્રાબાદ અને બીજા ઘણા સ્થળોના શિક્ષિત મુસલમાનો પાસે વધુ મુશ્કેલી વગર ફરી આવ્યો. ખરેખર તો મને જાણવા મળ્યું કે આ પ્રશ્ન ઉપર મુસ્લિમ નેતાઓ અને ઉલેમાઓએ જે વલણ અખત્યાર કર્યું હતું તેનાથી તેઓ આમતૌર પર ખુશ નહતા. તેમને જરા પણ એમ લાગતું નહતું કે નથવાણી કમિશન સુધારક વોહરાઓની સતામણી અને પજવણીના આક્ષેપોમાં તપાસ કરે, તે કોઈ રીતે લઘુમતિ કોમના ધાર્મિક મામલાઓમાં દખલગીરી બરોબર ગણાય. મુંબઇમાંથી પણ ઘણા નામાંકિત લેખકો જેવા કે કે. એ. અબ્બાસ, કુર્રતુલ ઐન હૈદર, અઝીઝ કૈસી, અખ્તરૂલ ઈમાન. ઈસમત ચુગતાઈ, રાહી માસુમ રઝા અને મુલ્ક રાજ આનંદ અને સરદાર જાફ્રીએ પણ અમારી ચળવળને ટેકો આપ્યો. વડા મુલ્લાંજીનું દેખરેખ રાખનારૂ તંત્ર એટલું જાગૃત રહે છે કે અમારા સમર્થનમાં જે જે મુસ્લિમ બુદ્ધીજીવીઓએ હસ્તાક્ષર કરેલા તેમને એક અઠવાડિયામાં જ ધમકી

આપતા પત્રો આવવા લાગ્યા. આ અર્ધફાસીસ્ટ તંત્રે, આખા ભારતમાં ફેલા-એલા આ શખ્સોના સરનામા શોધી કાઢયા, તે એ તંત્રની કાર્યસાધકતા માટે ઘણું કહી જાય છે.

મુસ્લિમ બુધ્ધીજીવી વર્ગ અમારી સાથે થઈ જવાથી અમારો કેસ મજબુત બની ગયો, અને થોડા વૃદ્ધાવસ્થામાં જર્જરીત થઈ ગયેલા અને તકવાદી મુસ્લિમ નેતાઓએ જે છાપ ઉભી કરી હતી કે ઘણાખરા મુસલમાનો આ તપાસની વિરૂદ્ધ હતા, તેનું કોઈ સ્થાન ન રહ્યું. હવે કલકત્તા, હૈદ્રાબાદ, દિલ્હી, બેંગ્લોર અને અમુક બીજી જગ્યાઓના ઉર્દૂ અખબારોએ અમારી તરફેણમાં લખવું શરૂ કર્યું. આને પરિણામે ધર્મગુરુ વર્ગ નિરાશ થઈ ગયો અને ઝરણિયો બન્યો, અને શારીરિક હિંસા શરૂ કરી દીધી. કલકત્તામાં ૮ નવેમ્બર ૧૯૭૭ની પ્રેસ કોન્ફરન્સના સ્થળે મારા ઉપર હિંસક હુમલો કરવામાં આવ્યો અને કોન્ફરન્સની **પ્રોસીડિંગ્સ** ચાલવા દેવામાં આવી નહીં. મુસ્લિમ ઈન્સ્ટિટયૂટના આંગણામાં ભરાએલી, આગળ પડતા કલકત્તાના મુસલમાનોની મિટિંગમાં મને પ્રવચન કરવા દેવામાં ન આવ્યું. ત્યારપછી ડિસેમ્બર '૭૭માં હૈદ્રાબાદની આબીદ રોડ ઉપરની હોટેલ જ્યાં હું ઉતર્યો હતો, તેની બહાર મારા હૈદ્રાબાદના એક વોહરા સમર્થક ઉપર આવો જ હુમલો કરવામાં આવ્યો હતો. મારે પોલીસનું રક્ષણ માંગવું પડયું હતું કારણ કે વડા મુલ્લાજીના ભાડુતીઓ દરેક ઠેકાણે મારો પીછો કરતા હતા. એજ દિવસે **ઈન્કવાયરી કમિશનના** હૈદ્રાબાદના મેમ્બર ડો. આલમ ખુંદમીરી ઉપર પણ ધોળે દિવસે હુમલો થયો હતો. તેવી જ રીતે **ઈસ્લામ એન્ડ હ્યુમેનીઝમ** (ઈસ્લામ અને માનવતાવાદ)ના વિષય ઉપર પ્રવચન આપવા માટે બેંગ્લોર યુનિવર્સિટીએ ૨૬ નવેમ્બર ૧૯૭૭ના મને આમંત્રણ આપેલ, તેની વોહરાના ધર્મગુરુવર્ગને જાણ થતાં અમુક સ્થાનિક મુસ્લિમ નેતાઓ દ્વારા કર્ણાટકના ગવર્નર ઉપર દબાણ લાવી મને "ઈસ્લામ વિરોધી" કહી આ પ્રવચનને રદ કરાવ્યું હતું. મારા પ્રવચનનું લખાણ યુનિવર્સિટી પાસે હતું તે વાંચીને તેમાં ખરેખર ઈસ્લામ વિરોધી વળાંક હતો કે નહીં એની તપાસ કર્યા વગર ગવર્નરે મારું પ્રવચન **કેન્સલ** કરાવ્યું, એ ઘણી દુર્ભાગ્યની વાત હતી.

જ્યારે ધર્મગુરુ **ઈન્કવાયરી કમિશનને** કામ કરતાં રોકી શકયા નહીં, જો કે ઉચિત અને ગંદી બધી રીતો તેઓ અજમાવી ચુકયા હતા, ત્યારે તેના વિરૂદ્ધ આંદોલન શરૂ કરવા, આખીયે કોમને ઉશ્કેરવાનો નિર્ણય લેવાયો. વાતાવરણમાં "ધર્મયુદ્ધ" (જેહાદ) નો પોકાર ઊભો થયો. બધા **આમિલોને**

(વોહરાના સ્થાનિક પાદરીઓ) પોતપોતાના શહેરો અને નગરોમાં આંદોલન યોજવા માટે વડા મુલ્લાજીએ ફરમાનો રવાના કર્યાં.

આ આંદોલન માટે નાણા કઢાવવા વોહરાઓને **બરાત** (બહિષ્કાર) ની ધમકીઓ આપી, દરેક શહેરમાંથી હજારો રૂપિયા ઉઘરાવવામાં આવ્યા હતા. નથવાણી કમિશનને વગોવતા વિશેષ અંકો સ્થાનિક અખબારોને પૈસા આપી કઢાવ્યા. વડા મુલ્લાંજીના અમુક અનુયાયિઓએ વકતવ્ય જારી કર્યું કે જો નથવાણી કમિશન પોતાનું કાર્ય બંધ નહીં કરે તો તેઓ મરણાંત અપવાસો શરૂ કરશે. આવા અપવાસ હજુ સુધી કોઈએ શરૂ કર્યા નથી એ બતાવે છે કે સામાજિક બહિષ્કાર (બરાત) ના દબાણ હેઠળ આવું વક્તવ્ય જારી કરાયું હતું. જો કે કેટલાય ગામોમાં સાર્વજનિક સ્થળોએ relay fast (અનુક્રમે અપવાસ ?) શરૂ કરવામાં આવ્યા હતા. સુધારકો સાથેના સંપર્કના અભાવથી કેટલાયે લોકોને ખબર જ ન હતી કે આ બધું શું થઈ રહ્યું છે. પણ શિક્ષિત વોહરાઓ જેઓ છાપાઓ વાંચતા તેમને આ સમસ્યાનો પરિચય હતો અને જો કે બહારથી, 'બરાત' (સામાજિક બહિષ્કાર) ની બીકે તેઓ કમિશનનો વિરોધ કરતા છતાં દિલની અંદરથી તેની સફળતા ઇચ્છતા હતા. મોટી સંખ્યાના વોહરાઓ કમિશનની કાર્યપ્રગતિ વિષે, નનામી રીતે અથવા બીજા માર્ગે, આતુરતાપૂર્વક તપાસો કરી રહ્યા છે.

ઘણીવાર ધર્મગુરુવર્ગે જુઠી અફવાઓ ફેલાવેલી કે કમિશન વિખેરાઈ ગયું છે, અને તે વિજય માટે લોકોને ઉજવણી કરવા ફરજ પાડેલી. આવા પ્રસંગોએ દુરના લોકો અમારો સંપર્ક સાધવા કોશિશ કરતાં કે જેથી સત્ય શું છે તે પારખી શકાય, કારણ કે તેઓ આતુર હતા કે કમિશન પોતાની તપાસ પુરી કરી ધર્મગુરુવર્ગના અંતરઆત્માના અવાજને ગુંગળાવવાની તિરસ્કારપાત્ર રીતો ખુલ્લી પાડે. જ્યારે કમિશને ફરિયાદો નોંધાવવા આમંત્રણ જારી કર્યું ત્યારે અમને, આવા ભયભીત વાતાવરણમાં કેટલા વોહરાઓ આગળ આવી, ફરીયાદો નોંધાવશે તેનો અંદાજ ન હતો. કમિશને સ્પષ્ટ કરી દીધું હતું કે જેઓને પોતાની ઓળખ જાહેર ન પાડવી હોય તેઓએ તેમની ફરિયાદોમાં એમ દર્શાવવું, અને આવા લોકો પાસેથી ખાનગીમાં પૂછપરછ થશે અને તેઓના નામો બિલકુલ ગુપ્ત રખાશે. કમિશનની આવી જાહેરાતની અસર થઈ અને કદી આશા ન હતી એટલો સહકાર લોકોએ આપ્યો. કમિશને (ફરિયાદો નોંધાવવાના) ફોર્મ બે વખત છપાવવા પડયા હતા અને ઘણા લોકોએ તો છાપેલા ફોર્મ વિના સાદા કાગળ ઉપર પોતાની ફરિયાદો રજૂ

કરી હતી. કમિશન માટે આવી ફરિયાદોના મુદ્દાઓ તારવવા મુશ્કેલ થઈ પડયા હતા. આ સાફસાફ બતાવે છે કે કૌમ અને ખાસ કરીને કેળવાએલો વર્ગ–ધર્મગુરુઓએ ઊભું કરેલ સખ્તાઈના વાતાવરણમાં ગુંગળાઈ રહી છે અને તેવા જુલ્મમાંથી મુક્ત થવા આતુર છે પણ જરૂરી કિંમત ચુકવવા તૈયાર નથી. (આ કિંમત કાંઈ નાણાની જ નથી પણ હિમ્મત, બહાદુરી, બલિદાન, સહન કરી લેવાની શક્તિ અને અવાજ ઉઠાવવાની તૈયારી છે. –અનુવાદકની નોંધ)

આમ હોવા છતાં પણ અમુક બાબતોથી આપણે અજ્ઞાન ન રહેવું જોઈએ. કૌમનો એક નાનો પણ મક્કમ વર્ગ વડા મુલ્લાંજી સાથે છે. બીજા રાજકર્તાઓની માફક ધર્મગુરુવર્ગે પણ ચતુરાઈથી આ નાના વર્ગને પાળ્યો છે. બીજા રાજકર્તાઓ જે રીતોનો ઉપયોગ કરે છે તે જ જુની રીતો અહીં પણ જોવા મળે છે. વિશેષ કદર કરવાની પ્રથાથી થોડા શખ્સોને ટાયટલો આપવામાં આવે છે, અને બીજા સમાજોમાં બને છે તેમ, આવી કદરના ચાહકો પણ થોડા ઘણા હોય જ છે અને તે માટે તેઓ પોતાના અંતરઆત્માને પણ વહેંચી નાખે છે. આમાંનાં અમુક લોકો મ્યુનિસિપાલિટી, ધારાસભ્યો અને પાર્લામેન્ટમાં ધર્મનિરપેક્ષ સ્થાનો મેળવવા માટે આમ કરે છે. અમુક જાણીતા સુધારકોએ પણ રાજકીય અથવા અન્ય વ્યક્તિગત ફાયદાઓ માટે આવું કરેલ એ કાંઈ બહુ આશ્ચર્યજનક વાત નથી. વડા મુલ્લાંજી પાસે ભયંકર નાણાકીય શક્તિ છે અને કેટલીયે વાર તેઓ આ શક્તિને રાજકીય શક્તિમાં વટાવી લ્યે છે. આવા લોકો નથવાણી કમિશનનો વિરોધ કરવામાં આગલી હરોળમાં આવ્યા અને અમારે માટે ઘણા જટીલ પ્રશ્નો ઊભા કર્યા. પણ તેમનામાં નૈતિક શ્રદ્ધા ન હતી જેને પરીણામે કૌમનું ખરૂં સમર્થન તેમને પ્રાપ્ત ન થયું, અને દેખીતી રોકકળ કરવા છતાં કમિશનને રોકવામાં બહુ સફળ ન થયા.

જ્યારે આ તકવાદી વર્ગ દરેક શહેર અને નગરમાં કમિશનના વિરોધમાં પ્રવૃત્તિઓ કરવામાં રોકાએલ હતો, ત્યારે એટલી જ મક્કમતાથી પણ અલબત્ત છાનોમાનો બીજો વર્ગ, છાપાઓને અને બીજી ગૈરવોહરા પ્રજાને આ સ્થિતિની સાચી હકીકતો પૂરી પાડીને અને ઘણીવાર તો અમારી જાણ બહાર અને રજા વગર આ વિરોધને તોડી પાડી રહ્યો હતો. અમારી ચળવળને ચાલુ રાખવામાં આ નૈતિક અને અદશ્ય સમર્થન બળ આપી રહ્યું હતું, જ્યારે માણસો અને ભૌતિક સાધનોની કમી અમે અનુભવી રહ્યા હતા. જો કે ધર્મ-ગુરુવર્ગે પોતાના ઊંચી કોટીના સાધનોથી પૂરી કોશિશ કરી, તો પણ તે અમને અમારા **મિશનમાં** આગળ વધવાથી રોકી શકયો નહીં, નથવાણી

કમિશનનો વિરોધ કરવા ધર્મગુરુવર્ગે ઘણા વિદેશી રાષ્ટ્રોમાં પણ, અને ઘણી વખત તો ખતરનાક નારાઓનો ઉપયોગ કરીને, પ્રવૃત્તિઓ ગોઠવી હતી. જેમકે કેલિફોર્નિઆમાં (યુ. એસ. એ.) "ભારતમાં ઈસ્લામને ખતરો"ના નારાઓ ઊભા કર્યા. યુનાઈટેડ સ્ટેટસમાંથી નીકળતા 'બ્યલિયન ન્યુઝ' નામના છાપાના ૨૮ જુલાઈ ૧૯૭૭ ના અંકમાં આવા પ્રદર્શનનો અહેવાલ આપતા લખ્યું હતું: "એક મુસ્લિમ પ્રદર્શનકારીઓના ગ્રુપે ભારતના તેમના વતનમાં ધાર્મિક સતામણી થાય છે એવો ઉલ્લેખ કરીને પોતાની સ્થિતિની જાણકારી કરવા ઈન્ડિઅન કોન્સોલેટ જનરલની શિકાગોની ઓફિસ સામે વિરોધ દર્શાવતું પ્રદર્શન કર્યું......

"દાઉદી વોહરા મુસ્લિમ કૌમ જેનું મથક ઈન્ડિયામાં છે તે કૌમના વિરોધકર્તા સભ્યોએ જાહેર કર્યું કે હમણાં થોડાક મહિનાઓ થયાં ઇન્ડિયામાં મુસલમાનોની સતામણી વધી ગઈ છે, જેને પરિણામે કેટલાય ઘવાય છે અને મરે છે. 'ઈન્ડિયામાં ઈસ્લામ ફેલાઈ રહ્યો છે અને ત્યાં એવા લોકો છે જે આ ફેલાવો જોવા નથી માંગતા. શિકાગો–એરિઆની દાઉદી વોહરા કૌમના પ્રેસીડન્ટ સલમાન રશીદે આવો આક્ષેપ કર્યો. 'ઈન્ડિયામાં ઇસ્લામ હવે ખતરામાં છે.' આમ કહેવાતો 'ઈસ્લામને ખતરો' એ ઉપર ભાર દઈને, 'બ્યિલિયન ન્યુઝ' મજબ, મિ. રશીદે નિષ્કર્ષ કાઢયો કે "ઇન્ડિયામાં ખરી લોકશાહી સ્થાપવામાં મદદ માટે અમે યુ. એસ. ગવર્નમેન્ટ અને તેની પ્રજાનું સમર્થન માંગીએ છીએ." મિ.રશિદ પોતે શું કહી રહ્યા હતા અને તેનો શો અર્થ થતો હતો તેનાથી કદાચ વાકેફ પણ ન હોય, પણ જે ધર્મગુરુવર્ગે તેમને આમ કહેવા ઉશ્કેર્યા હતા અને તે પણ ધર્મગુરુના મતલબ માટે, તે આ કથનનો અર્થ બરાબર સમજતો હતો. ધર્મગુરુ કુટુંબે જૂઠાણા અને અર્ધસત્યોનું આ મિશ્રણ જાણી કરીને બાફ્યું હતું કે જેથી યુ. એસ. એ. ના સીદી મુસલમાનો, જેઓ ચળવળિયા છે તેમને ખોટેમાર્ગે દોરી શકાય. ભારત બહાર પણ વોહરાનો ધર્મગુરુવર્ગ આ સમસ્યાને ચાલાકીથી ભારતની મુસ્લિમ લઘુમતી સમસ્યામાં પલટાવી નાખવાની કોશિશ કરી રહેલ છે, જે સત્યથી બિલકુલ વેગળું છે. છેલ્લા દાયકામાં અમદાવાદ અને ભીવડીમાં થયેલાં ભયંકર હુલ્લડો પછી પણ મસલમાનોએ પરદેશમાં આવું કોઈ આંદોલન કર્યું ન હતું. સમસ્યાની આ પહેલા (aspect) તરફ સરકાર ગંભીર વિચાર કરે એ બહેતર છે.

યુ. કે. અને એશિયા તથા આફ્રિકાના અન્ય દેશોમાં સુધારક વોહરાઓએ પણ કમિશનની તરફેણમાં દેખાવો કર્યા હતા. ભારત સરકાર અને કમિશનના

સભ્યોને તેમણે અનુરોધ કર્યો હતો કે પીડાતી માનવજાતના હિતમાં તપાસ ચાલુ જ રહેવી જોઈએ. લંડનમાં થએલા દેખાવમાં ભાગ લેવા, લિસેસ્ટરમાં વસેલા વોહરાઓ મોટી સંખ્યામાં આવ્યા હતા. યુગાન્ડામાંથી સ્થળાંતર કરી આ વોહરાઓ યુ. કે. આવ્યા હતા અને તેઓની સુધારાવાદી માન્યતામાં શ્રદ્ધાને કારણે તેઓ વડા મુલ્લાંજીના પ્રકોપનું નિશાન બન્યા હતા. લંડનમાં ઈન્ડિઅન હાઈ કમિશનરને, કેટલાયે દસ્તાવેજોની નકલો સાથે તેમણે એક લંબાણપૂર્વકનો મેમોરેન્ડમ રજૂ કરેલ. આ મેમોરેન્ડમની નકલ નથવાણી કમિશનને પણ મોકલવામાં આવી હતી. તેમાંથી અમુક ઉતારાઓ હું અહીં ટાંકવા માંગું છું:

માનનિય મહોદય,

યુ. કે. માં દાઉદી વોહરા કોમના પ્રગતિશીલવર્ગનું અમે પ્રતિનિધિત્વ ધરાવીએ છીએ. અમારી સદસ્યતા પૂર્વઆફ્રિકા અને ભારતમાંથી સ્થળાંતર થએલાઓની મુખ્યત્વે બનેલી છે, અને બહુમતી યુગાન્ડામાંથી આવેલાઓની છે.

ધર્મગુરુવર્ગ સાથેના અમારા મતભેદો અને અમારા ગ્રુપ ઉપરનો તેમનો જુલ્મ ૧૯૬૭થી થએલા છે, ત્યાં સુધી પૂર્વ આફ્રિકામાં વિવિધ જમાતો એક બંધારણ નીચે કામ કરી રહી હતી, જે બંધારણને અમારા મર્હુમ દાઈ, સૈયદના તાહેર સૈફુદ્દીને (અ. ક.) ચર્ચાવિચારણા પછી આશીષ બક્ષેલી. આ બંધારણે જમાતોને મોટી સંપત્તિ હાંસિલ કરવામાં મદદ કરી હતી, જે કોમના હાજતમંદોના લાભાર્થે વપરાતી હતી.

...અમારા હાલના દાઈ સૈયદના મહમ્મદ બુરહાનુદ્દીન સાહેબે ૧૯૬૭માં નવું બંધારણ દાખલ કરવા કોશિશ કરી હતી. નવું બંધારણ ઠોકી બેસાડવાનો તેમનો હેતુ એ હતો કે જુદા જુદા ટ્રસ્ટીઓના બોર્ડો નાણાઓ અને સંપત્તિ જે પૂર્વ આફ્રિકાની જમાતોએ પ્રાપ્ત કરી હતી અને જે લાખો પાઉન્ડની હતી તેનું સંપૂર્ણ નિયંત્રણ હાથમાં લઈ લેવું. ટાન્ઝાનિયામાં આ પ્રયાસ આંશિક રીતે સફળ થયો, પણ કેનિયા અને યુગાન્ડામા તેનો જબ્બર વિરોધ થયો.

......ઉપલા ઠરાવમાં હવાલો આપેલો છે તે બંધારણ એ જ હતું જે અમારા મર્હુમ દાઈએ ચાર વર્ષની મસલતો પછી પૂર્વ આફ્રિકાની જમાતોને બક્ષેલ અને આશીર્વાદ આપેલ. મર્હુમ દાઈ પોતાના મજહબથી ગાફેલ હતા એવો ઈશારો કરવો તે યુગાન્ડાના દાઉદી વોહરાને તદ્દન સ્વીકાર્ય ન હતું અને નવા બંધારણ પ્રત્યે સખ્ત વિરોધનું તે પણ એક કારણ હતું.

......જ્યારે જુના બંધારણે ઉચિત રીતે ચૂંટાએલા મેનેજરો અને ટ્રસ્ટીઓના બોર્ડોને તેના બધા કારોબારમાં સ્વાતંત્ર્ય અને લોકતાંત્રિય અધિકાર અર્પેલ, ત્યારે નવામાં આથી બિલકુલ વિપરીત છે. જુના બંધારણે જન્મથી જે વોહરો હોય તેને વોહરા તરીકે પણ માન્ય રાખેલ, અને પુખ્ત વયે '**મિસાક** (વફાદારીના સોગંદ) આપવા સિવાય બીજી કોઇ જરૂરત ન હતી.

ત્યાર પછી આ **મેમોરેન્ડમ** પજવણી (persecution)ના વિવિધ કેસો જેવા કે શાદીઓ રોકવી, વફાત થએલાઓની દફનક્રિયાઓ રોકવી, સામાજિક બહિષ્કાર વગેરેને વર્ણવે છે. બધા કેસોના ચીવટથી દસ્તાવેજો રજૂ કરાયા હતા. એક રસિક બનાવ આ **મેમોરેન્ડમે** વર્ણવેલ છે જે અહીં ટાંકવા લાયક છે.

અમારા દાઈના ભાઈ ડો. યુસુફ નજમુદ્દીન અને તેના ખાસ પ્રતિનિધિ, ૧૯૬૭ માં જ્યારે યુગાન્ડામાં રોકાણા હતા, ત્યારે યુગાન્ડામાં ત્યારના ઇન્ડિયન હાઈ કમિશનર પાસે ગયા હતા અને અમો તેને કેવી રીતે સતાવી રહ્યા હતા તેની કથનીઓ કહી હતી. કેટલીક મુલાકાતો પછી હાઈ કમિશનરને ખાત્રી થઈ ગઈ કે સત્ય એથી વિપરીત હતું, અને તેમણે હાઈ કમિશનના એક અધિકારીને, દાઇના પ્રતિનિધિના કમ્પાલાના નિવાસસ્થાને અમારી સાથે મોકલવા વ્યવસ્થા કરી. એ ચર્ચા અને વાર્તાલાપોને છાનીમાની **ટેપ** (tape) કરીને રેકોર્ડ કરી લીધેલ, અને આ **ટેઈપ** અને બીજા ઘણા દસ્તાવેજી પુરાવાઓ દિલ્હી મોકલવા માટે હાઈ કમિશનરને હાથોહાથ આપવામાં આવેલ. એ એક દુઃખભરી વાત છે કે હાઈ કમિશનરની સહાનુભૂતિએ અને **દાઈના** પ્રતિનિધિની અનુચિત મનોવૃત્તિના નક્કર પુરાવાઓ છતાં, ભારત સરકારે કાંઇ પણ પગલાં ન લીધા. એ વખતે રજૂ કરેલા પુરાવાઓની નકલો અમો હાજર કરી શકતા નથી, કારણ કે યુગાન્ડામાંથી અમને હાંકી કાઢેલા ત્યારે ઘણા ખરા દસ્તાવેજો અમારી પાસેથી ખોવાઈ ગયા છે. પણ અમને ખાત્રી છે કે દિલ્હી પાસે આ રેકોર્ડો હશે.

ઉપલા **મેમોરેન્ડમના** છેવાડે ભારત સરકારને એક દિલસોજીભરેલી અપીલ કરવામાં આવી છે: "અમે આ એ આશાએ પુરો કરીએ છીએ કે અમારા દાઈની પ્રવૃત્તિઓની તપાસ કરવા ભારત સરકાર **ઈન્કવાયરી** સ્થાપશે અને માત્ર સત્તા અને પૈસાની લાલચ ખાતર જે યાતનાઓ કરાઈ રહી છે તેનો અંત આણશે, (સત્તા અને પૈસો) બેમાંથી એક પણ દાઉદી વોહરાનો મજહબ નથી કે સારાયે ઈસ્લામનો એ મજહબ નથી કે ન તો ભારતના ધર્મ

ગુરુવર્ગનું એ પરદેશમાં કે ભારતમાં પ્રતિબિંબ છે. વિકલ્પ તરીકે ભારત સરકારે નથવાણી કમિશનને **ઓફિશિયલ બ્લેસીંગ્ઝ** આપવા અને એ કમિશનની તપાસ ઉપર પગલાં લેવા" (એવી અમારી અપીલ છે). આ **મેમોરેન્ડમ** ઉપર બર્મિંગહામની દાઉદી વોહરા જમાત કોર્પોરેશનના પ્રેસીડન્ટ એફ. એચ. કપાસી, અને લિસેસ્ટરની દાઉદી બોહરા વેલફેર સોસાયટીના પ્રેસિડેન્ટ એન. ટી. વણાટની સંયુક્ત સહીઓ થયેલ છે.

સીલોન, યમન, પાકિસ્તાન, કુવૈત વગેરે બીજા ઘણા દેશોમાંથી આવી જાતના **મેમોરેન્ડા** (કમિશન ઉપર) આવ્યા હતા. આ બધા દેશોના જુલ્મ ભોગવી રહેલા વોહરાઓએ કમિશન અને ભારત સરકારને વોહરાના વડા મુલ્લાંજી તેમની પજવણી કરે છે તેના કારણોની તપાસ કરવા અને તેમની દર્દનાક હાલતનો અંત આણવા આજીજી કરેલ છે. આ **મેમોરેન્ડા**માંથી જગ્યાના અભાવે અમો અહીં ઉતારા ટાંકતા નથી. જે લોકોને આ બાબતમાં રસ હોય તેઓ નથવાણી કમિશનના **રેકોર્ડઝ**માંથી ધર્મ અને સત્તા મળીને કેવી ખોફનાક શક્તિ બની શકે છે, તે વિષે માહિતીનો ખજાનો મેળવી શકશે.

સેન્ટ્રલ બોર્ડ ઓફ દાઉદી બોહરા કમ્યુનીટીએ જે ઓફીશિયલ મેમોરેન્ડમ રજૂ કરેલ તેના ૧૯ ટાઈપ કરેલા પાનાઓ (સીંગલસ્પેસના)માં સુધારક ચળવળનો સંક્ષિપ્ત ઈતિહાસ અને જે વોહરાઓ આ ચળવળ તરફ જરા પણ સહાનુભૂતિ રાખતા તેઓની પજવણીના અનેક દષ્ટાંતો આપ્યા છે. કમિશન સમક્ષ ગુંગળાવી નાખતી જોહુકમી અને પજવણીની હકીકતો રજુ કરીને, **ઈન્કવાયરી કમિશનના** માનનીય સભ્યોને **મેમોરેન્ડમ**માં વિનંતી કરવામાં આવી છે કે જો તેમની તપાસથી તેમને ખાત્રી થઈ જાય તો ભારત સરકારને નીચેના પગલાઓ લેવાની ભલામણ કરે : (૧) કોમનો એક સભ્ય બીજા સભ્યનો સામાજિક બહિષ્કાર ઠોકી ન બેસાડે તે રોકવા માટે કેન્દ્રીય સરકાર યોગ્ય કાયદો ઘડે (કમિશનના ધ્યાનમાં લેવા માટે એક ખરડાનો મસોદો આ સાથે સંલગ્ન, કરેલ છે). (૨) **"પ્રોટેકશન ઓફ સિવિલ રાઈટસ એકટ, ૧૯૫૫'** માં ઉચીત સુધારો કરવામાં આવે કે જેથી તે કાયદાના **પ્રોવિઝન્સ** દેશના દરેક નાગરિકને, પછી તે ગમે તે ધર્મ, જ્ઞાતિ કે પંથનો હોય, લાગુ પડે. (૩) ભારતના રાજ્ય બંધારણ (Constitution) માં યોગ્ય સુધારો થાય કે જેથી વ્યક્તિના મૂળભૂત આધકારોનું રક્ષણ માગતા, મોટી સંખ્યાના લોકોના મૂળભૂત અધિકારોનો ભંગ ન થાય, જેમ સુપ્રીમ કોર્ટના **'નાતબહાર'** (excommunication Case) વિષેના ચુકાદાથી બન્યું છે. (૪) **'બોમ્બે પ્રીવેન્શન ઓફ**

**એકસ કોમ્યુનીકેશન એકટ**'નો યોગ્ય રીતે સુધારો કરીને ફરી પસાર કરવામાં આવે, (સુપ્રીમ કોર્ટના ચુકાદાને ધ્યાનમાં લઈને) કે જેથી ધર્મ સિવાયના કારણોસર કોઈ ધર્મના વડા કોઈપણ વ્યક્તિને, પોતાના નાતબહાર કરવાના અધિકારનો ઉપયોગ કરીને, નાતબહાર કરી ન શકે. (૫) **'પબ્લિક ટ્રસ્ટ એકટ'**માં યોગ્ય સુધારો કરવામાં આવે કે જેથી કોઈ એક શખ્સ, પછી તે ગમે તેવો પૂજ્ય હોય **સોલ ટ્રસ્ટી** તરીકે સ્વીકારવામાં ન આવે અને આવા **સોલ ટ્રસ્ટીને** તેના પુત્ર કે ભાઇને તેનો **સોલ સકસેસર** (એકલો ઉત્તરાધિકારી) નીમવાની સત્તા આપવામાં ન આવે. દરેક **પબ્લિક ટ્રસ્ટનું** એક **બોર્ડ ઓફ ટ્રસ્ટીઝ** હોવું જોઇએ અને આવા **પબ્લિક ટ્રસ્ટના** મેનેજમેન્ટમાં (ટ્રસ્ટનો) લાભ ઉઠાવનારાઓને સીધી અથવા આડકતરી રીતે કાંઈક કહેવાનો અધિકાર હોવો જોઈએ.

તપાસ શરૂ કરવા માટે હવે કમિશન પાસે પુરતી **મટીરિઅલ** એકઠી થઈ ગઈ હતી. કમિશને જાહેર કર્યું કે મુંબઈમાં ૩૦ એપ્રિલ અને ૧ મે ૧૯૭૮ના તેની પહેલી બેઠકો મળશે. વડા મુલ્લાંજીના તંત્રે ફરી ધમધોકાર કામ શરૂ કરી દીધું. કમિશનને બેઠકો ભરવા ન દેવી એમ તેમણે નક્કી કરી લીધું હતું. કોમના ધાર્મિક મામલાઓમાં કમિશન કહેવાતી દખલગીરી કરે છે તેના ઇલાજ માટે કાનૂની માર્ગ ન લેવો એમ નક્કી કરવામાં વડા મુલ્લાંજીએ ચતુરાઈ વાપરી હતી, કારણ કે તેમને ખબર હતી કે ધર્મના નામે થઈ રહેલ પજવણી અને સતામણીના કેસોની જ કમિશને તપાસ કરવાની છે, અને એ સંબંધમાં તેમની પાસે કાનૂની લડતનો કોઇ કેસ જ ન હતો.

સારાયે ભારતમાં વોહરાઓને તેમણે ફરમાન જારી કર્યું કે મુંબઈ આવી તેઓ કમિશનની બેઠકો ભરાતી રોકે અને એ કાર્યને તેમણે પાક જેહાદ (પવિત્ર ધર્મયુદ્ધ)નું નામ આપ્યું. જુદા જુદા પ્રાન્તોમાંથી સેંકડો વોહરાઓને મુંબઇ લાવવામાં આવ્યા. ઔરંગાબાદ અને હૈદ્રાબાદના સ્થાનિક મુસ્લિમ નેતાઓ દ્વારા, કમિશનના ખાસ કરીને મુસલમાન સભ્યો ઉપર દબાણ લાવવા ધર્મગુરુવર્ગે પ્રયાસ કર્યો. કમિશનના એક સભ્યને એમ કહીને કે બીજો બેઠકમાં હાજરી આપવાનો નથી અને કમિશનમાંથી તેણે રાજીનામું મુકી દીધું છે, એવું જુઠાણું ફેલાવી ખોટે રસ્તે દોરવાનો પણ પ્રયાસ ધર્મગુરુવર્ગે કરેલ પણ બન્ને મુસ્લિમ સભ્યો મક્કમ રહ્યા અને મિટિંગમાં હાજરી આપી. નથવાણીના નિવાસસ્થાને જ્યાં કમિશનની મિટિંગ ભરાવાની હતી તે દિવસે, કમિશનના એક માત્ર સ્ત્રી સભ્ય ડૉ. આલુ દસ્તુરે જોયું કે વડા મુલ્લાંજીના કહેવાથી

બોલાવાએલી વોહરા મહિલાઓ તેણીના ઘરને ઘેરી વળી હતી. આ સ્ત્રીઓએ તેણીને ભયંકર પરિણામોની ધમકી આપી, જો તેણી ઘરની બહાર પગ મુકશે તો. છેવટે તેણીએ પોલીસને બોલાવ્યા અને પોલીસના રક્ષણ હેઠળ તેણીને નથવાણીના ઘરે પહોંચાડવામાં આવી.

નથવાણીનું નિવાસસ્થાન પણ સલામત ન હતું. નથવાણી દિલ્હીથી ૨૯ એપ્રિલની રાત્રીની **ફ્લાઇટ**થી મુંબઈ આવવાના હતા. આ વાતની ખબર ન હોવાથી એક ઝનૂની ટોળું એમ સમજીને કે નથવાણી મુંબઈમાં જ છે, તે જ સાંજે તેમના ઘર ઉપર હુમલો કર્યો. ત્યારના ગૃહપ્રધાન અને નાયબ મુખ્યમંત્રી નાસિક રાવ તિરપુડેના નિવાસસ્થાનની સામે બખ્તવાર બિલ્ડિંગમાં નથવાણીના એપાર્ટમેન્ટનો દરવાજો તોડી નાંખવામાં આવ્યો. નસીબજોગે જ્યારે ટોળું દરવાજો તોડી નાખવાનો પ્રયાસ કરી રહ્યું હતું ત્યારે નથવાણીનો પુત્ર ઘેર હતો અને તેણે પોલીસ બોલાવી. ટોળું ઘરને વેરવિખેર કરે તે પહેલાં પોલીસ આવી પહોંચી અને ૨૯ જણાને હિરાસતમાં લીધા.

સ્થિતિ તનાવપૂર્ણ હતી. જ્યારે કમિશન તપાસ અર્થે બોલાવાએલા સાક્ષીઓની જુબાની લઈ **ઈન્કવાયરી** શરૂ કરવાની હતી, તે દિવસે ૩૦ એપ્રિલની સવારે, ૨ લાખ વોહરાઓનું ટોળું આ સ્થાન ઉપર હુમલો કરવાનું હતું. પોલીસે આ ક્ષેત્રમાં સેકશન ૧૪૪ લગાડી દીધી હતી. આ પ્રતિબંધને પાર કરવા ધર્મગુરુવર્ગે ચાલાકીભરી રીત અજમાવી. સાધારણ રીતે આવા પ્રતિબંધ સાદી અને અંતેષ્ઠીના સરઘસો તથા ધાર્મિક મેળાવડાઓને લાગુ નથી પડતો. એટલે ધર્મગુરુવર્ગે રૂઢીચુસ્ત વોહરાઓને હુકમ કરેલ કે તેઓ નમાઝી કપડાં (કુર્તા અને લુંગી) પહેરે અને હાથમાં કુરાન શરીફ અને તસ્બી (જપમાળા) લઈને આવે. છતાં પણ પોલીસે તેમને ચોપાટીની રેતીથી આગળ જવા ન દીધા.

કયારેય પણ હિંસા ફાટી નીકળે તેવી સ્થિતિ હતી. નથવાણી, કમિશનના એક સભ્ય મોઈન શાકિર સાથે પૂરતું રક્ષણ માંગવા ગૃહ પ્રધાન તિરપુડેને મળવા ગયા. વડા મુલ્લાંજીના માણસો ગૃહ પ્રધાન અને મુખ્યમંત્રી વસન્ત દાદા પાટીલ પાસે પહોંચી, તેમને પોતાના વિશ્વાસમાં લઈ લીધા હતા એવું જણાયું. મુંબઇમાં આવી મિટિંગ ભરવાના વિચાર પ્રત્યે ગૃહપ્રધાન નારાજ હતા એમ લાગ્યું; અને એવા રિપોર્ટ મળેલા છે કે તેણે નથવાણીને કહ્યું કે એ જનતા પાર્ટીનું કમિશન છે અને તેઓ દિલ્હીમાં મિટિંગ ભરે અને મુંબઈમાં મહારાષ્ટ્ર સરકાર માટે કાયદો અને વ્યવસ્થાની સ્થિતિ ઉભી ન કરે એ વધું

સારૂં રહત. તિરપુડેએ કહ્યું કે સ્થતિને કાબુમાં રાખવી તેમને માટે મુશ્કેલ રહેશે. આના જવાબમાં નથવાણીએ તેમને કહ્યું કે કમિશનને જનતા પાર્ટી સાથે કાંઈજ લેવાદેવા નથી. (ગૃહ મંત્રાલય સંભાળનાર તિરપુડેજીની આવી દુઃખદ અજ્ઞાનતા ખરેખર આશ્ચર્યજનક કહેવાય); અને કોઈપણ ધાર્મિક બાબતમાં દખલ દેવાનો કમિશનનો કોઈ ઈરાદો જ નથી. મહારાષ્ટ્ર સરકાર તેને રક્ષણ પૂરું ન પાડે તો પણ તેની જીંદગીના જોખમે તે તપાસ આગળ ચલાવશે જ એમ નથવાણીએ તિરપુડને કહ્યું, સુરક્ષા વ્યવસ્થા કરવા માટે તિરપુડેને કેન્દ્ર તરફથી સૂચનાઓ મળી હતી અને તેથી તેઓ પોતાની જવાબદારીમાંથી છટકી શકતા ન હતા.

નથવાણી મુખ્યમંત્રીને પણ મળ્યા. મુખ્યમંત્રીએ પણ તેમને ઠપકો આપ્યો કે કમિશન લઘુમતી કોમના ધાર્મિક મામલામાં દખલ દઈ રહ્યું હતું. નથવાણીએ તેમને ખાત્રી આપી કે એવું કાંઈજ નથી (સામાજિક બહિષ્કાર વિરોધી **સેમીનાર**માં બે એક મહિનાઓ અગાઉ જ પાટીલ બોલ્યા હતા કે તે બિન-ઈસ્લામી પ્રથા હતી અને તેની વિરૂદ્ધ એક ઠરાવ તેઓ ધારાસભામાં તુરત જ દાખલ કરશે. આ ભાષણ પછી થોડા દિવસમાંજ વડા મુલ્લાંજીના પ્રતિનિધિ તેમને મળેલ અને તેમને "વિશ્વાસ"માં લીધેલ). મુખ્યમંત્રીને નથવાણીએ એ પણ જણાવ્યું કે કમિશનમાં બે મુસ્લિમ સભ્યો હતા અને એ બારામાં તેમને જરા પણ ડરવાની જરૂરત નથી. આના જવાબમાં મુખ્યમંત્રીએ નથવાણીને કહ્યું કે આ બે મુસ્લિમ સભ્યો માત્ર નામના મુસલમાન હતા, કારણ કે તેમાંના એકે એવો દાવો કર્યો હતો કે કુરાનશરીફથી વધુ સારી કિતાબો તે લખી શકે છે.

આ વસ્તુ સાફસાફ બતાવે છે વડા મુલ્લાંજી મુખ્યમંત્રીની મનોવૃત્તિ ઢાળવામાં અને કમિશમના મુસ્લિમ સભ્યો વિરૂદ્ધ ખોટા આક્ષેપો મુકી તેમને પ્રભાવિત કરવામાં ઠીકઠીક સફળ થયા હતા, અને મુખ્ય મંત્રીએ વડામુલ્લાંજીની વાત માની લીધી હતી. ભારતીય રાજકારણમાં ધર્મ (પછી તે ગમે તે સ્વરૂપમાં હોય)અને નાણા બન્ને ઘણો અગત્યનો ભાગ ભજવે છે. આપણી સંપૂર્ણ તકવાદી રાજદ્વારી નેતાગીરીની પ્રથા, જે ધર્મને નામે કાંઈપણ, અને સૌથી કલંકિત ગુન્હાઓ પણ થવા દે છે, તેના ઉપર આ એક દુઃખદ ટીકા છે. ત્યાર પછી પાટીલ એક પગલું વધુ આગળ ગયા અને વડા મુલ્લાંજીએ યોજેલ એક સમારંભમાં બોલતાં તેમણે કહ્યું મેં ઈશ્વરને જોયો તો નથી, પણ કરુણા, માનવતા અને આધ્યાત્મિક પ્રેમ જો ઈશ્વરભક્ત માણસના સદ્દગુણો હોય તો

ડૉ. સૈયદનામાં મેં તેને જોએલ છે.” સૈયદના વિરૂદ્ધ સુધારક વોહરાઓના અમાનવિય–પજવણીના ગંભીર આક્ષેપો હતા તે જાણવા છતાં પાટીલે આ શબ્દો ઉચ્ચારેલ.

મુખ્યમંત્રીના આવા કથનથી ઉશ્કેરાઇને મુલ્કરાજ આનંદ, અલી સરદાર જાફરી, કે. એ, અબ્બાસ અને કમલેશ્વરે તેમને લખ્યું કે : “સુધારક વોહરાઓ જેમને ઘણા અહેવાલો મુજબ, પજવવામાં આવે છે તેમના તરફ આ આધ્યાત્મિક પ્રેમ અને કરુણા લંબાવવામાં આવે એવી અમે આશા રાખીએ છીએ. આધુનિક યુગમાં બધી કોમો અને ધર્મોમાં સામાજિક સુધારાઓ આવશ્યક છે.”

ભારે પોલીસ બન્દોબસ્ત નીચે કમિશને પોતાની બેઠક ભરી. ચોપટી ઉપર ૧૫૦૦૦ વોહરાઓના ભયાનક ટોળાને રોકવા સેંકડો પોલીસના માણસો પ્રયત્ન કરી રહ્યા હતા. ભારે બન્દોબસ્ત છતાં, જે શખ્સોને કમિશન સમક્ષ હાજર થવા કહેવામાં આવેલ તેઓને મિટિંગની જગ્યાએ પહોંચવાનું ઘણું મુશ્કેલ બન્યું હતું. સાવધાનીની પુરતી જોગવાઈ કરીને તેઓને ત્યાં લઈ જવામાં આવ્યા હતા કે જેથી પકડાઈ જઇને ખૂની હુમલાનો શિકાર ન બને. અઢાર શખ્સોને બોલાવેલ તેમાંથી ૧૪ જણા ઘણી વિટંબણાઓ પાર કરીને ત્યાં પહોંચી શકયા. કમિશને આ બધાની જુબાની લીધી અને જાંચપડતાલ કરી. તનાવ પીગળી ન જાય ત્યાં સુધી કાંઇપણ જોખમ ન લેવું અને છુપાઈ રહેવું એમ પોલીસે કોન્ટ્રેકટર, અત્તરવાલા અને મને કહ્યું. આવા સંજોગોમાં અમે કમિશન સમક્ષ હાજર થઇ શકયા નહીં અને છુપાઈ જવું પડયું. ચોપાટી પાસેના ટોળા સાથે પોલીસ મથી રહી હતી. લગભગ ૧૧ વાગ્યે દરિયાની બાજુથી નારાઓ લગાવતા ચાલીસેક વોહરાઓ અચાનક દેખાણા, (દરિયા પાસે પોલીસે પોતાના માણસો ગોઠવ્યા ન હતા) અને બખ્તાવર બિલ્ડિંગમાં ઘુસી જવાની કોશિશ કરી. નસીબ જોગે પોલીસ સાવધાન હતી અને નથવાણીના ઘરમાં ઘુસે તે પહેલાં તે લોકોને પકડી લીધા. ત્યાર પછી બપોરે અઢી વાગ્યે પોલીસ ઉપર પત્થરાબાજી કરી આ ટોળાએ પોલીસકોર્ડન તોડી નાખવા કોશિશ કરી. ચૌદેક જેટલા પોલીસ અધિકારીઓ અને કેટલાય કોન્સ્ટેબલોને ઈજા થઈ. ત્યાર પછી પોલીસને લાઠી ચાર્જ કરવો પડયો જેમાં કેટલાક સો વોહરાઓ ઘાયલ થયા. અત્રે એ નોંધપાત્ર છે કે બે સ્થાનિક મુસુલમાન નેતાઓ (જેઓની મુંબઇના મુસલમાનો ઉપર પણ કોઈ છાપ નથી) તે સિવાય કોઈ મુસલમાન આ દેખાવમાં શામિલ થયો ન હતો અને આમ વડા મુલ્લાંજીનો દાવો કે સાધારણ રીતે બધા મુસલમાનો આ તપાસની વિરુદ્ધ હતા અને આ સારીયે લઘુમતી કોમની સમસ્યા હતી,

તે દાવો જુઠો સાબિત થયો. વોહરાઓનું ટોળું પણ તેમની વસ્તીનું પ્રમાણ જોતાં, અને ધર્મગુરૂવર્ગે જહેમત કરેલી તે જોતાં ધાર્યા જેટલું મોટું ન હતું. (જેહાદની તીવ્ર બુમ ઉપાડવામાં આવી હતી) પચાસ ટકાથી વધુ વોહરાઓ તો સામાજિક બહિષ્કારની ધમકીને કારણે એકઠા થયા હતા અને નહી કે તેઓ ઈન્કવાયરી કમિશનથી ખરેખર વિરુદ્ધ હતા.

અગાઉ ધર્મગુરુવર્ગે કોમને જણાવેલ કે કમિશન બરખાસ્ત કરવામાં આવ્યું હતું. હવે પૂરેપૂરી જાહેરાત અને હિંસાના વાતાવરણમાં તેની બેઠક થઈ હતી. માટે ધર્મગુરુવર્ગે તેનું કામકાજ રોકવા, નવા પ્રયાસો કરવા શરૂ કર્યા હતા. તેઓએ જનતા પાર્ટીના પ્રેસીડન્ટ ચન્દ્ર શેખર ઉપર દબાણ કર્યું જે એમ કહેવાય છે કે નથવાણીને તપાસ ન કરવા સમજાવ્યા કારણ કે વોહરાના ધર્મગુરુને અલગ પાડી દેવા એ રાજદ્વારી રીતે જોખમભરેલું હતું. આમ છતાં નથવાણી મક્કમ રહ્યા અને ચન્દ્ર શેખરની વિનંતીને નકારી કાઢી. ધર્મગુરુએ ત્યાર પછી કમિશનને બંધ કરવા જે.પી. ને સમજાવવા એક વધુ પ્રયાસ કરવા નિર્ણય લીધો. એમ લાગે છે કે જે. પી. આ દબાણને લગભગ તાબે થયા પણ નથવાણી અને તારકુન્ડે જ્યારે તેઓ જે. પી. ને ૬ જૂન ૧૯૬૮ના મળ્યા ત્યારે મક્કમ વલણ અખત્યાર કર્યું અને તેમને જણાવ્યું કે ૩૦૦થી પણ વધુ ફરિયાદ તેમની પાસે આવી ગઈ હતી અને તેઓ આ ફરિયાદોની તપાસ કરી રહ્યા હતા. આમ છતાં પણ તેમણે જે. પી.ને આશ્વાસન આપ્યું કે તેઓ વધુ ફરિયાદો આમંત્રિત કરશે નહીં. વળી જે. પી. ની નાદુરસ્ત તબિયત જોતાં આ સમસ્યાની ચિંતા ન કરવા તેમને વિનંતી કરી.

કમિશને જાહેર કર્યું કે તેની બીજી બેઠક અમદાવાદમાં ૨૪ જૂન ૧૯૭૮ ના બેસશે. મુંબઈમાં બેઠક મળ્યા પછી ધર્મગુરુવર્ગે વોહરાઓમાં પ્રોપેગન્ડા આદર્યો હતો કે મુંબઈમાં નથવાણી કમિશનને બેઠક ભરવા દેવામાં આવી ન હતી અને ભવિષ્યમાં પણ વોહરાઓને તેને કામગીરી કરવા દેવી નહીં. 'ફતેહ મુબીન' (સ્પષ્ટ વિજય)ની ઉજવણી કરવા પણ હુકમો કાઢવામાં આવ્યા હતા. હવે ફરી વોહરાઓને કમિશનની મિટિંગ રોકવા અમદાવાદ આવવાનું કહેવામાં આવ્યું. પણ ડરનો માર્યો કોઈ વોહરો, વડા મુલ્લાંજીને એ પૂછવાની હિંમત ન કરી શક્યો કે કમિશન બરખાસ્ત થયું હતું એવી તેને જાણ કરવામાં આવી હતી, તો ફરી કમિશનની બેઠક અમદાવાદમાં ક્યાંથી થઈ રહી હતી? ગમે તેમ હોય પણ આ વખતે ધર્મગુરુવર્ગની મહાન કોશિશો છતાં, ૫૦૦૦થી વધુ લોકોને મિટિંગનો વિરોધ કરવા તેઓ લાવી શક્યા ન હતા.

ગુજરાતના મુખ્યમંત્રી બાબુભાઈ પટેલે પ્રશંસનિય વલણ અપનાવ્યું. કમિશનની બેઠક ઉપર પ્રતિબંધ મૂકવાની વિનંતી કરવા માટે, વડા મુલ્લાંજીએ એક નામાંકિત વકીલ અને બીજા શખ્સોનું ડેપ્યુટેશન અમદાવાદ મુખ્યમંત્રી પાસે મોકલ્યું. મુખ્યમંત્રીએ ડેપ્યુટેશનને જણાવ્યું કે તેણે આ વિષયમાં કાનૂની અભિપ્રાય મેળવી લીધો છે, અને કોઇપણ કમિટી કે કમિશન, જેની બેઠક અમુક સાક્ષીઓ કે દસ્તાવેજોની તપાસ માટે ભરવામાં આવી રહી હોય, તેના ઉપર તે પ્રતિબંધ લગાડવાની સ્થિતિમાં નથી. આવી તપાસ કરવા માટે કોઇ પણ **પ્રાઈવેટ બોડી** સ્વતંત્ર છે. રાજ્ય બંધારણે સુરક્ષિત રાખેલ કોઈ પણ મૂળભૂત અધિકારનું ઉલ્લંઘન થાય છે એમ જો તેમને લાગતું હોય (**ડેપ્યુટેશનીસ્ટસે** એ લાઈન ઉપર દલીલો કરી હતી) તો તેઓ અદાલત તરફથી **ઈન્જન્કશાન** મેળવવા સ્વતંત્ર છે; અને તેની સરકાર અદાલતના હુકમને માન્ય રાખશે. ત્યાર પછી ડેપ્યુટેશનીસ્ટોએ મુખ્યમંત્રીને કહ્યું કે મહારાષ્ટ્ર સરકારે બેઠક ઉપર પ્રતિબંધ લગાડેલો (આ નર્યું જુઠાણું હતું) અને તમારે પણ તેમ કરવું જોઈએ. પટેલે (પ્રતિબંધ મુકેલ) ગેઝેટ ઓર્ડર બતાવવા કહ્યું અને એમ પણ કહ્યું કે મહારાષ્ટ્ર સરકારે તેમ કરેલ હોય તો પણ તેનો દષ્ટાંત અનુસરવાની કાંઈ તેમની-ફરજ નથી, કારણ કે તેઓ આપમેળે આ વિષય ઉપર ચુકાદો લેવાનું પસંદ કરશે

ત્યારે ડેપ્યુટેશનીસ્ટોએ મુખ્યમંત્રીને ધમકી આપી કે જો મિટિંગ ભરાશે તો દેખાવો (demonstrations) થશે. મુખ્ય મંત્રીએ ત્યારે પૂછ્યું કે તેઓ કેટલા પ્રદર્શનકારીઓ ભેગા કરવા માંગે છે? તેઓએ જવાબ આપ્યો કે લગભગ ૧૦,૦૦૦. મુખ્યમંત્રીએ કહ્યુ કે તેઓ ૧૫૦૦ (?) લાવી શકે છે. પ્રદર્શન કરવાનો તેમને બંધારણિય અધિકાર છે. પણ તેમને યાદ રાખવા કહ્યું કે પ્રદર્શન (demonstration) શાંતિ પૂર્ણ હોવું જોઈએ. જો કોઈ કાયદો પોતાના હાથમાં લઈને તોફાન કરવા પ્રયત્ન કરશે તો પોલીસ એવી સ્થિતિનો દઢતાપૂર્વક સામનો કરશે. આવી મક્કમ ચેતવણી આપ્યા છતાં પ્રદર્શનકારીઓ હિંસક બન્યા હતા અને કમિશનની બેઠકની જગ્યાએ પહોંચવા પોલીસ **કોર્ડન** તોડી નાખવા ટોળાએ પ્રયાસ કરેલ. પોલીસે લાઠીચાર્જ કર્યો હતો અને અશ્રુગેસના ગોળા ફેંકવા પડયા હતા અને ઘણા માણસોને ઈજા પહોંચી હતી. બેઠક શરૂ થવા પહેલાં કમિશનના સભ્યોને મુખ્યમંત્રીએ ચા માટે આમંત્રિત કરેલ. કમિશને તેની અમદાવાદની બેઠકમાં, સારાયે ગુજરાતમાંથી અંદાજે ૧૪ સાક્ષીઓને તપાસેલ.

કમિશનની ત્યાર પછીની બેઠક ૨૨ ઓકટોબર ૧૯૭૮ ના દિલ્હીમાં બેઠેલી. ઉદેપુરના સાક્ષીઓને તપાસવા માટે આ ખાસ બેઠક બોલાવેલ. આ પ્રકરણની શરૂઆતમાં જણાવ્યું તેમ ઉદેપુરના લોકોએ ઘણું સહન કર્યું હતું. વડા મુલ્લાંજીના અનુયાયિઓના ખૂની હુમલાઓનું તેઓ નિશાન બન્યા હતા દિલ્હીની બેઠકમાં ત્રણ મહીલાઓને મીલાવીને કુલ ૧૩ સાક્ષીઓને તપાસવામાં આવ્યા હતા. બલ્કે ઉદેપુરથી બીજા ઘણા ગયા હતા. બધાની તપાસ થઇ ન હતી. એવા રિપોર્ટ મળેલા છે કે કમિશનને ઘણી માહિતી અને સાબિતી આપતા પુરાવાઓ મળ્યા હતા કે વોહરા કોમમાંથી ઘણા અંતરઆત્માના અવાજથી વિરોધ કરનારા અને અસહમત થનારાઓની પજવણી થતી હતી. ખાસ કરીને વોહરાઓ અને સુધારક ચળવળના બીજા હિતચ્છુઓ કમિશનના રિપોર્ટની આતુરતાપૂર્વક રાહ જોઇ રહ્યા છે.

---

# ૮ સુધારક ચળવળનું પૃથ્થકરણિય અવલોકન

પ્રકરણ ૬ માં આપણે જોયું તેમ સુધારક ચળવળનો ઈતિહાસ આ સદીની શરૂઆત સુધી પહોંચે છે. ત્યારે સવાલ એ ઉભો થાય છે કે સુધારકો આટલા વર્ષો સુધી કોમમાંથી સમર્થન કેમ એકઠું કરી શકયા નથી? આ સવાલનો કોઈ સરળ જવાબ નથી કારણ કે આ સમસ્યા જ ગુંચવાડા ભરેલી છે. હું અહીં આ સમસ્યાનું પૃથક્કરણ કરીશ કે જેથી જવાબ શોધી શકાય.

આ સમસ્યા ઉપર વધુ પ્રકાશ પાડવા આગળ વધીએ તે પહેલાં કોમના થોડાક અગત્યના લાક્ષણિક અંગો નજરમાં રાખવા જોઈશે. શરૂઆતથી જ વોહરાઓ એક નાની વેપારી કોમ છે. ઐતિહાસિક દસ્તાવેજો બતાવે છે તેમ ૧૪મી સદીમાં જાફરિયા ફાંટો અલગ થયો ત્યાર પછી દાઉદીઓ ઘણું કરીને આ વેપારીવર્ગના હતા. સમાજશાસ્ત્રની દૃષ્ટિથી જોઈએ તો નાની વેપારી કોમ, શ્રીમંત અને મોટા વેપારીઓ કરતાં વધુ પરંપરાબાધ્ય અને 'પરિવર્તન રોધક હોય છે. તેવી જ રીતે નાની વેપારી કોમ સાધારણ રીતે મોટા વેપારીઓ કરતાં વધુ શુદ્ધ, પ્રમાણિક, નૈતિક અને નીતિવાદી હોય છે. આજે પણ ઝાઝા વોહરાઓ નાની વેપારી કોમ તરીકે જ ચાલુ છે. આઝાદી પછી પણ ભારતે ઔદ્યોગિક અને વાણિજયક્ષેત્રોએ પ્રગતિ કર્યા છતાં, ભાગ્યે જ થોડા વોહરાના કુટુંબો મધ્યમ વેપારીવર્ગના છે તેમ કહી શકાય. ભારતમાં તો કોઈ વોહરા કુટુંબ વેપાર કે ઉદ્યોગમાં ટોચીના સ્થાને પહોંચેલ નથી. મધ્યમ કે લઘુ ઉદ્યોગ ક્ષેત્રના હોવાનો દાવો થોડા વોહરા કુટુંબો જ કરી શકે છે એ હકીકત છે.

વેપારીવર્ગ કરતાં ઉદ્યોગપતિવર્ગ ઘણો વધારે ગતિશીલ અને પ્રગતિશીલ દૃષ્ટિબિંદુ ધરાવનારો છે એ મંતવ્ય સાથે તો કોઈ પણ પોલીટીકલ ઈકોનોમીનો વિદ્યાર્થી સહમત થશે અને એ નોંધ લેવી અગત્યની છે કે ઔદ્યોગિક સાહસિકતા વોહરાઓનું જોરદાર લક્ષણ નથી. વોહરાઓની જેમ તેમના દાઈઓ પણ વીસમી સદી શરૂ થઈ ત્યાં સુધી રૂવાબ કે ભપકા વગરનું સામાન્ય જીવન જીવતા હતા. પરિણામસ્વરૂપ તેમનું નૈતિક માનસ, આજના તેમના સ્થાને આવેલાઓ કરતાં ઘણું ઊંચું હતું. ખરી વાત તો એ છે કે તેમની સાદગી અને પાકી દાખલો લેવા જેવી ગણાતી હતી. નાની વેપારી કોમના વોહરાઓનું નૈતિક ધોરણ ઘણું ઊંચું હતું અને તેમની પ્રમાણિકતા, અખંડતા અને શાંતિચાહના માટે તેઓ સાધારણ રીતે જાણીતા હતા.

પ્રથમ વિશ્વયુદ્ધ શરૂ થયા પછી જો કે અમુક વોહરા કુટુંબોનો આર્થિક દરજ્જો જરા ઊંચો થયો. તેઓ સહેલાઈથી નાણું કમાણા, પણ તેમની સામાજિક અને ધાર્મિક દષ્ટી, જેમ બીજે બને છે તેમ એટલી જ ત્વરાથી બદલી નહીં. સદીઓથી ચાલી આવતી તેમની રૂઢિચુસ્તતાના મુળિયાઓ ઘણા ઊંડા હતા અને સહેલાઈથી તે ઉખડી શકે નહીં. આમાંના ઘણા વેપારીઓ જેઓએ સહેલાઈથી નાણા બનાવ્યા તેઓને અક્ષરજ્ઞાન પણ ન હતું. આવા લોકોને હવે સામાજિક મરતબો જોઈતો. હતો આવો મરતબો મેળવવા તેઓએ સૌયદનાની તિજોરીમાં પૈસા રેડયા, જેનાથી સૌયદનાની સત્તા વધી ગઈ. તેના પૂર્વાધિકારીઓ તો ઘણીવાર દેવામાં ડૂબેલા રહેતા. હવે સ્થિતિ વડા મુલ્લાંજીની તરફેણમાં નિર્ણયાત્મક રીતે વળી ગઇ, અને જો કોઈ વિરોધ કરે તો તેવા વિરોધીઓ સાથે અસરકારક રીતે નિપટી લેવા માટે તેની પાસે મજબૂત હથિયારો આવી ગયા. આપણે અગાઉ જોઈ ગયા તેમ ૪૬ મા દાઇના વફાત પછી એક ગંભીર સ્થિતિ ઉભી થઈ હતી, જેને ઝેર પહોંચાડવાની શંકા હતી. તેમના ઉત્તરાધિકારી અબ્દુલ કાદર નજમુદ્દીનને સર્વાનુમતે તેમના પછીના દાઈ તરીકે સ્વીકારવામાં આવ્યા ન હતા અને આ સ્થિતિને પોતાની તરફેણમાં કરી લેવા માટે ધાર્મિક ખિતાબો અને ઇલકાબો વગેરે છૂટે હાથે વહેંચવામાં આવ્યા.

સુડતાલિસમા દાઇ ભૌતિક સાધનોની દષ્ટિએ મજબુત ન હતા એટલે તેમણે તેમના વિરોધીઓને સતાવવાને બદલે મનાવવાની નીતિ અખત્યાર કરી. પણ વિસમી સદીના બીજા દાયકામાં સ્થિતિ તદ્દન જુદી હતી. પહેલાં તો સુડતાલિસમા દાઈના સંબંધમાં હતું તેમ પડકારનો પ્રકાર હવે ધાર્મિક રહ્યો ન હતો; હવે પડકાર બિન મજહબી પ્રકારનો હતો, કારણ કે નવા વિરોધીઓ પશ્ચિમી કેળવણી માટે મથી રહ્યા હતા. બીજું ઉપર દર્શાવેલા કારણોસર ભૌતિક સાધનોની દષ્ટિએ વડા મુલ્લાંજીની સ્થિતિ ઘણી વધુ મજબૂત બની ગઈ હતી. આમ એકાવનમા દાઈએ નવા વિરોધીઓનો પડકાર સતામણી અને પજવણીની નીતિને અનુસરીને ઝીલ્યો. વીસમી સદીમાં વેપાર માટેની તકો વિકસી કારણ કે જમીનદારશાહી બેડીઓ ઢીલી થઈ અને વેપારી કોમો વધુ અને વધુ સમૃદ્ધ થતી ગઈ. દાઈએ વધુ અને વધુ કારોબારીતંત્ર ફેલાવવાના પગલા લીધા અને કોમ ઉપર વધુ મજબૂત પક્કડ જમાવી દઈને કોમની વધતી જતી સમૃદ્ધિમાંથી પોતાનો હિસ્સો કાઢી લેવા માટે વિવિધ ચતુરાઈ–ભર્યા સાધનો ઉભા કર્યા. તેના વિરોધીઓને સતાવવા માટે આનાથી તેને વધુ સત્તા મળી. આમ તે એક દુષ્ટ ચક્ર બન્યું જે હજુ સુધી અસરકારક રીતે તુટયું નથી.

આ સમસ્યાનું બીજુ મહત્ત્વનું પહેલું (પાસુ) (aspect) જેનો છેલ્લા બે રાજકર્તા દાઈઓએ પોતાના હિત માટે પૂરો ફાયદો ઉઠાવ્યો છે. તે પણ આપણે ધ્યાનમાં રાખવો પડશે. પહેલા પ્રકરણમાં આપણે જોયું તેમ ઈસ્માઈલીઓ ઘણી સંગઠિત કોમ હતી જેને તેમના ઈમામમાં અંધવિશ્વાસ હતો. અલબત્ત ત્યારે ચાલી રહેલા સંજોગોમાં એ જરૂરી હતું. ઈસ્માઈલિઓ ખિલાફતનો દાવો કરતા હતા, અને ત્યારે તેઓ તે સમયના સૌથી વધુ શક્તિશાળી સામ્રાજ્ય, બની અબ્બાસીના મોરચા સામે ઉભા હતા. સ્વાભાવિક રીતે જ આ અસાધારણ સ્થિતિને પહોંચી વળવા માટે તેમણે એક મજબૂત ભૂગર્ભ ચળવળ, જેમાં પાકી ગુંથણીનું સંગઠન અને નેતા (ઈમામ) પ્રત્યેની વફાદારી રહેલી, તે સ્થાપી. આ વ્યવહારિક જરૂરત, સત્તાની શ્રૃંખલાનું તંત્ર (Hierarchical Organisation) અને ગુપ્ત તત્વદર્શન રૂપે, ધાર્મિક ક્ષેત્રમાં વ્યક્ત થઈ. ઈસ્માઈલી ફીરકાઓમાં આજે પણ આ ઉચ્ચકોટીની સંસ્થા વ્યવસ્થા ચાલુ રહી છે, અને સૌથી વધુ દાઉદીઓમાં આ પ્રકારનું પાકી ગુંથણીનું સંગઠન સત્તાધારી નેતા માટે ઘણું લાભદાયી નીવડે છે.

બની ફાતેમી વંશના ઈમામો થોડી સદીઓ સુધી ઈજીપ્તમાં જ્યારે રાજ કરતા હતા તે સિવાયના સમયમાં ઈસ્માઈલીઓ, ઈસ્લામી દુનિયામાં પજવણી ભોગવતી લઘુમતિ તરીકે જ જીવી રહ્યા હતા. આને લીધે તેઓ આંતરિક દૃષ્ટિના અને પોતાની સુરક્ષા જોવા વાળા બન્યા; અને આવા પ્રતિકૂળ સંજોગોમાં તેમને આવું પાકી ગુંથણીનું સંગઠન ઘણું જ કામમાં આવ્યું એ વાતની નોંધ લેવી અગત્યની છે. હિન્દુસ્તાનમાં પણ, ગુજરાતના અને દિલ્હીના થોડા મુસ્લિમ રાજકર્તાઓને બાદ કરતાં, તેમના તરફ ધાર્મિક અસહિષ્ણુતા જ બતાવાએલ. આ સુન્ની રાજકર્તાઓ ખાસ કરીને વોહરાઓને અને સાધારણ રીતે બધા ઈસ્માઈલિઓને ધર્મભ્રષ્ટ (heretic) ફીરકો જ માનતા અને તેમની ક્રૂર પજવણી કરતા. પોતાની શક્તિને જાળવી રાખીને અને પોતાના સંગઠનને મજબૂત કરીને આવા સંજોગોમાં તેઓ જીવતા રહ્યા એ તો દેખીતું છે. એ વાત વિચિત્ર લાગે પણ આવી પજવણીની નીતિને કારણે વોહરાઓએ બ્રિટિશરાજ આવકાર્યું, કારણ કે તેમને લાગ્યું કે મુસ્લીમશાસનમાં સદીઓથી થઈ રહેલી તેમની પજવણીમાંથી તેમને છુટકારો મળ્યો છે.

સદીઓથી ચાલતી આ પજવણીથી તેઓ (Paranoiac) (ભય, ભ્રમ અને વહેમની ઘેલછાની એક માનસિક બીમારી) બન્યા અને કેન્દ્રથી બહાર લઈ જતી કોઈ પણ ચળવળથી તેઓ ડરતા રહ્યા. આમ અમુક ફીરકાઓના ફાંટાની ચળ-

વળો સિવાય, કેન્દ્રથી બહાર લઈ જતી કોઈ પણ ગંભીર પ્રકારની મનોવૃત્તિને કોમમાં ઝાઝું સમર્થન કદી મળ્યું નહીં. કોમનું પૂરું માનસિક વલણ આવી વૃત્તિઓને નિરુત્સાહી કરતું. બ્રિટીશરાજ્યના આવવા પછી સ્થિતિમાં ઘણું પરિવર્તન આવી ગયું છે. કોમની બહારની સત્તાઓ પાસેથી વોહરાઓને વધુ સહીસલામતીની ભાવના મળી અને ત્યાર પછી જ 'કેન્દ્ર બાહ્ય મનોવૃત્તિઓ' વિકસી શકી. ઠાકોર વિષે કોહન જે કહે છે તે દાઉદીઓને પણ એટલું જ લાગુ પડે છે :

બ્રિટિશ લોકોના આવવાથી આ વર્ગની નક્કરતા ઘસાઈ ગઈ; બાહ્ય દબાણના ડરથી હવે તેમને સહકાર આપવો જ પડતો ન હતો...આ પરિવર્તન વધુ ઝગડાઓ, દરજ્જા માટેની સ્પર્ધા અને પોતાની જાતના ભાઈઓને ખદેડી નાખવાના પ્રયાસો તરફ દોરી ગયું...અદાલતોએ લડાઈ લડવાનું ઉત્તમ રણક્ષેત્ર પૂરું પાડ્યું. (થિઓડોર રાઈટ જુનિઅરે, કોહન ૧૯૫૯ : ૯૩; જુઓ રાઈટ ૧૯૬૬ A જેમાં આ ઉતારો આપ્યો છે.)

આપણે આગલા એક પ્રકરણમાં તપાસ્યું તેમ બ્રિટિશ અદાલતોમાં કેટલાય મુકદ્દમાઓ દાખલ કરવામાં આવ્યા હતા, ચોંટી રહીને લડાણા હતા. સ્વતંત્ર ભારતમાં પણ આ સ્થિતિ થોડીઘણી ચાલુ જ રહી છે, સિવાય કે કોમી હુલ્લડો વખતે. તો પણ એમ કહી શકાય કે બીજા ભારતીય મુસલમાનોની જેમ વોહરાઓ બીન સહીસલામતીની લાગણીથી જીવન વિતાવી રહ્યા છે, અને તેથી તેઓની સાથે સામાન્ય રીતે ઓળખાણના કારણો શોધવામાં હીચકીચાતા નથી. (અમે પણ મુસલમાનો છીએ એમ જ્યારે પ્રસંગ સાંપડે ત્યારે કહે છે–અનુવાદકની નોંધ). સુધારકો માટે આ વસ્તુ જરા ગુંચવાડો ઉભો કરે છે. પણ આવા બધા ફેરફારો છતાં, એક સામાન્ય વોહરા માટે આવું સંપૂર્ણ કેન્દ્રીત સંગઠન ઈતિહાસના પ્રવાહમાં ચાલુ રહે એ ઘણો ગંભીર મામલો છે. (સામાન્ય વોહરાને પોતાનું આ સંગઠન ટકી રહે અને આમ મુસ્લિમ જનતામાં ભળી ન જાય એનો ડર રહે છે ?–અનુવાદકનો પ્રશ્ન.) સામાન્ય વોહરાનું આવું વલણ કૌમ માટે **બળ** તેમજ **નબળાઈ** બન્ને પૂરા પાડે છે. **બળ** એટલા માટે કે સૌથી પ્રતિકૂળ સંજોગોમાં પણ આ વલણથી કૌમ જીવતી રહી છે, અને તે ઐતિહાસિક ઘટના છે; **નબળાઇ** એટલા માટે કે આવી આંતરિક દષ્ટિ અને કેન્દ્ર તરફ ખેંચતી મનોવૃત્તિઓનો અમુક અપ્રમાણિક નેતાઓ, ધાર્મિક તેમજ રાજકીય, પૂરો લાભ ઉઠાવે છે, અને છેલ્લા ૫૦ વર્ષમાં કોમનો આ અનુભવ છે.

ધાર્મિક નેતાવર્ગ પોતાના લક્ષ્યો માટે ચતુરાઈથી આવી લાગણીઓનો ઉપયોગ કરી રહેલ છે. હમણાં સુધી સુન્ની મુસલમાનોને વોહરાઓ પોતાને પજવનારા લેખતા હતા અને તેમનાથી પોતાને અલગ રાખવા માટે લાગણી ભર્યા બધા કારણો હતા અને ધર્મગુરુવર્ગ તેમને ટેકો આપતો. (એકાવનમા દાઇ સૈયદના તાહેર સૈફુદ્દીને વિસમા દાયકામાં **'ઝુ નુરિલ હક્કિલ મુબીન'** નામની કિતાબ લખેલી, જેને હિન્દુસ્તાનના બધા મુસલમાનોએ વખોડી કાઢી હતી. **'ધર્મ ઉપર તલવાર'** (Sword on Religion) નામના પુસ્તકમાં બધા અગ્રગણ્ય મુસલમાન નેતાઓના જવાબનો સંગ્રહ કરવામાં આવેલ હતો. દાઈનું નામ સૈફુદ્દીનનો અર્થ થાય છે **'ધર્મ માટે તલવાર,'** આજે પરીવર્તિત સંજોગોમાં મુસ્લિમો સાથે (વોહરા) ધર્મગુરુવર્ગ સામાન્ય ઉદ્દેશ સ્થાપવા પ્રયાસ કરે છે (વોહરાઓને બીજા મુસલમાનો સાથે લાગણીપૂર્વક જોડીને નહીં) અને ભારતમાં મુસ્લિમ ઉદ્દેશના હિમાયતી હોવાનો દાવો કરે છે, તેમજ મુસલમાન નેતાવર્ગનો વોહરા ધર્મગુરુવર્ગ એક મહત્ત્વનું અંગ છે એમ બતાવવા માંગે છે.

વોહરાની સમસ્યાનો પ્રશ્ન છે ત્યાં સુધી મુસ્લિમ નેતાવર્ગનો તેમાં શું ભાગ છે તે વિષે હું અહીં પ્રકાશ પાડવા ઈચ્છું છું. સાધારણ રીતે ભારતમાં મુસ્લિમ નેતાવર્ગ ઘણો રૂઢિચુસ્ત છે અને પરિવર્તનના કોઈ પણ પ્રયાસને રૂંધે છે. આવી દૃષ્ટિ તેને વોહરા ધર્મગુરુવર્ગના સોહબતી બનાવવામાં કામની છે, જે ખોટી રીતે આ સમસ્યા ધર્મની માન્યતાઓમાં ફેરફાર કરવાના ઉદ્દેશથી છે. તેમ બતાવે છે. હમણાં હમણાં વોહરા ધર્મગુરુવર્ગ મુસ્લિમ નેતાઓ સાથે સંબંધો કેળવવા પોતાનાથી બનતું બધું કરી રહેલ છે, અને ખાસ કરીને તેમના પક્ષો, મંડળો અને સંસ્થાઓને, પોતાના ચઢીઆતા નાણાકીય સાધનોનો ઉપયોગ કરીને પૈસા અને આપીને. એ કહેવાની ભાગ્યે જ જરૂરત છે કે આજે ભારતમાં ધર્મગુરુનું આ કુટુંબ જેટલું તવંગર છે તેટલું તવંગર બીજું કોઈ મુસ્લિમ કુટુંબ નથી; અને તેની સારીયે આવક કોમ પાસેથી ધાર્મિક કરવેરા, ઝકાત અને નઝરાણા કઢાવી ઊભી કરાય છે. ઘણાખરા મુસ્લિમ નેતાઓ આમ એક અથવા બીજી રીતે વોહરા ધર્મગુરુના ઓશિયાળા બની રહે છે. માટે વડા મુલ્લાંજીની નાણાકીય સ્થિતિ નબળી પાડે એવી કોઈ ચળવળને તેઓ સમર્થન આપી શકે તેવી આશા રખાય જ નહીં.

ઉલટાનું મુસ્લિમ નેતાવર્ગ પ્રાન્તિય તેમ જ કેન્દ્રીય સરકાર, વોહરા સુધારકોની ધર્મગુરુવર્ગ દ્વારા થતી સતામણી અને પજવણી રોકવા માટે, કોઈ

પગલા ન લ્યે એવું દબાણ કરવા હંમેશા તૈયાર રહે છે. છેલ્લા પ્રકરણમાં આપણે જોયું તેમ આ મુસ્લિમ નેતા વર્ગે જ, **ધિ સિટીઝન્સ ફોર ડેમોક્રસી** દ્વારા **નથવાણી કમિશન ઓફ ઈન્કવાયરીની** નિમણૂંક થઈ, તેની વિરૂદ્ધ હોહા કરી મૂકી હતી. આવા કારણને લીધે સુધારકોને સામાન્ય રીતે એમ લાગે છે કે મુસ્લિમ ઉલેમા અને રાજદ્વારી નેતાઓએ જો અપ્રમાણિક ભાગ ભજવ્યો ન હોત, તો તેઓની ધર્મગુરુવર્ગ સામેની આપખુદ અને શોષક નીતિની વિરૂદ્ધની લડતમાં તેઓએ વધુ સફળતા મેળવી હોત.

પ્રાન્તો તેમ જ કેન્દ્રની સરકારોએ પણ અમુક અપવાદ સિવાય કાંઈ વધુ સારો ભાગ ભજવ્યો નથી. તેવી જ રીતે રાજદ્વારી પક્ષોએ (સામ્યવાદી અને સમાજવાદી પક્ષો અપવાદરૂપ) જે ભાગ ભજવ્યો છે તે પણ અફસોસજનક છે. રજની પટેલ જેવા પ્રગતિશીલ નેતાએ માટે પણ આ બારામાં કાંઈ ગર્વ લેવા જેવું નથી. સત્તા જાળવી રાખવી અને તે માટે જ બધી વ્યૂહરચના કરવી, એજ આવા નેતાઓનો એક માત્ર ઉદ્દેશ છે. કોઈ ઉપયોગી સામાજિક પરિવર્તનમાં તેમને જરા પણ રસ નથી. બલ્કે તેમાં અવરોધ નાખવામાં તેમનું પોતાનું હીત છે. સમાજમાં પરિવર્તન–વિરોધી પરિબળો સાથે રાજકીય ગાંઠ બાંધીને આવો અવરોધ કરાય છે, પછી ભલેને તેઓ આદર્શના મોટા મોટા નારા લગાવતા હોય. મારે ભારપૂર્વક અહીં કહેવું જ જોઈએ કે સ્થાપિત હિતોના હાથમાં, ભારત જેવા જ્ઞાતિ અને કોમવાદી તત્ત્વોથી ભરેલા પછાત દેશમાં આવું મતપેટીના લક્ષથી પ્રેરિત રાજકારણ, એક મજબૂત હથિયાર બની શકે છે અને બની રહ્યું છે. લોકતંત્રને હું વખોડતો નથી, તેનાથી તો હું ઘણો દૂર રહું છું. આપણા દેશને પરોપકારી તાનાશાહી (benevolent dictatorship)ની જરૂરત છે એ અભિપ્રાયનું પણ હું સમર્થન કરતો નથી. મારી દૃષ્ટિએ આવો અભિપ્રાય ભ્રમ સિવાય બીજું કાંઈ નથી, જે એવા લોકો ધરાવે છે. જેઓ વર્ગભેદને કારણે ઉભા થતાં વિરોધી હિતો સમજતા નથી, અને રાજકીય બનાવોને, આવા વર્ગભેદથી ઊભા થતાં પરિબળોથી અલગ પાડીને જુએ છે. હું તો એટલું જ કહેવા માંગુ છું કે આપણા સંવિધાન (constitution, રાજબંધારણ)માં ધાર્મિક લઘુમતિઓ અને બીજાઓ માટે જે લોકતાંત્રિય સલામતીઓ રાખવામાં આવી છે (અને ખરા લોકશાહી સમાજમાં તે હોવી જ જોઈએ), તેનો અપ્રમાણિક નેતાઓ પોતાના જ લાભ માટે દુરઉપયોગ કરી શકે છે અને કરી રહ્યા છે, અને મતપેટી-લક્ષિય રાજકારણ (politics) તેમને ઉપયોગી નીવડે છે. અહીં હું એક hypothesis (કામચલાઉ **થિઅરી**)

રજૂ કરવાની પણ હિંમત કરી શકું છું જે સામાન્ય નીરિક્ષણ કે જેમ કોઈ કોમ વધુ પછાત તેમ આવા દુરઉપયોગનો ખતરો વધુ રહે છે તેના ઉપર આધારિત છે, અને જેમ કોમ નાની તેમ બિન સહીસલામતી વધુ અનુભવે છે, અને અપ્રમાણિક નેતાવર્ગ આવી બિન સહીસલામતીની લાગણીનો ખોટો લાભ વધુ ઉઠાવે છે. આવી લોકતાંત્રિય સલામતીઓની વ્યવસ્થા લઘુમતી કોમના હિતમાં ત્યારે જ સૌથી વધુ ઉપયોગી થઈ શકે છે જ્યારે તેનો ખરો અર્થ કરાય છે, અને મુળરૂપે પ્રમાણિક, ગતિશીલ અને ઉન્નતી તરફ નજર રાખતો નેતાવર્ગ જે કોમને આગળ લઈ જઈ શકે તેવી ક્ષમતા ધરાવતો હોય, નહીં કે તેના ઉપર વર્ચસ્વ ધરાવવા માંગતો હોય, તે તેને લાગુ પાડે છે. કમનસીબે લાગતાવળગતા નેતાઓના સ્વાર્થી વલણને લઈને આપણા દેશમાં આવી સ્થિતિ નથી.

હવે વોહરા કોમ તરફ આપણે ધ્યાન દઈએ. આપણે જોઈ ગયા તેમ સુધારક ચળવળ ૨૦મી સદીની શરૂઆતમાં મંડાણી અને તે સમયે કોમમાં પશ્ચિમી કેળવણીના ફેલાવાનો પ્રશ્ન ધરીનો મુદ્દો બની ગયો હતો. પશ્ચિમી કેળવણીના હિમાયતીઓ ઉપર જુદીજુદી જાતની રૂકાવટો લાદી ધર્મગુરુ વર્ગે તેમના પ્રયાસો રુંધવાના પગલાં લીધા. આના જવાબમાં લોકતાંત્રિય સ્વતંત્રતા અને વ્યક્તિના અધિકારોના પ્રશ્નો ઉઠયા. ધર્મગુરુવર્ગે દાવો કર્યો અને આ દાવો જોરજુલમથી ઠોકી બેસાડયો—કે તેના કૃત્યો ઉપર સવાલ ઉઠાવી શકાય જ નહીં અને દાઉદી વોહરા મજહબને લાગેવળગે છે ત્યાં સુધી વ્યક્તિ કોઈ અધિકાર ભોગવતી નથી. લોકશાહી અધિકારો અને કોમના માળખાના લોકતાંત્રિકરણના પ્રશ્નો હવે આગળ આવ્યા અને વ્યક્તિના અધિકારોનો સવાલ ઘણો મહત્ત્વનો બની ગયો. આપણે ચર્ચા કરી ગયા તેમ વોહરા કોમ એક નાના વેપારી વર્ગની છે, અને તેના બારીક ગૂંથણીવાળા અને સત્તાધારીવર્ગની શ્રૃંખલાવાળા સંગઠન સાથે મજબૂત રીતે જકડાએલી છે. આમ કોમના માળખાનું લોકતાંત્રિકરણ અને વ્યક્તિના અધિકારોની માંગો એ સામાન્ય વોહરાના મગજમાં બહુ માનસિક અસર ન કરી. ઉલટાનું ધર્મગુરુવર્ગ માટે સુધારક ચળવળને કેન્દ્ર બહાર ખેંચી જતી અને ભંગાણ પાડતી બતાવવાનું ઘણું સહેલું થઇ પડયું. લોકશાહીકરણની વાતે તો ફક્ત ક્ષિતિજ ઉપર આવેલા નાના વર્તુળના શખ્સોને જ અપીલ કરી. આમ કેટલાય દાયકાઓ સુધી સુધારક ચળવળ ઉપલા વર્ગ (elite) કેન્દ્રીય રહી અને આ સીમાડાને પાર ન કરી શકી. આ સીમાને હજુ ઓળંગવાની છે, જો કે ક્રિયા ચોક્કસ શરૂ થઈ ગઈ છે.

લાંબા સમય સુધી ધર્મગુરુવર્ગ કોમમાં બિનમઝહબી કેળવણીના ફેલાવાને રોકવા મથતો રહ્યો તેને પરિણામે આ કોમનો બુદ્ધિનો વિકાસ ખોરવાઇ ગયો. વોહરાઓનો બુદ્ધિનો પાયો (intellectual base) ઘણો સંકુચિત છે. જે કોઈ થોડા ઘણા બુદ્ધિજીવીઓ છે તેમને ધર્મગુરુવર્ગે ઠોકી બેસાડેલ સખ્ત શિસ્તની પ્રથા સાથે મેળ સાધવો પડે છે. કોમને લગતા મામલાઓમાં તેમને પોતાના અભિપ્રાયો મુક્ત રીતે વ્યક્ત કરવા દેવામાં આવતા નથી. સમાજિક બહિષ્કારનો ડર બતાવવામાં આવે છે. દાવતના ફરમાનોનું સખ્ત પાલન ફરજિઆત (Strict Conformism) કરીને બૌદ્ધિકસર્જન શક્તિનો વિકાસ રૂંધવામાં આવે છે. (આ conformism તાનાશાહી શાસનમાં હોય એટલી ખરાબ છે.) સારીયે દુનિયામાં પાંચ લાખ કરતાં પણ વધુ વોહરાઓ છે અને તેમાંના કેટલાય આર્થિક રીતે સદ્ધર છે, છતાં પણ રાષ્ટ્રીય કે આંતરરાષ્ટ્રીય ખ્યાતીના કોઈ લેખક, વિજ્ઞાની, કલાકાર અથવા સાહિત્યકાર ભાગ્યે જ જોવા મળશે, જ્યારે કે પારસી અને સુલેમાની વોહરાઓ જેવી સંખ્યામાં નાની કોમોએ કેટલાય આંતરરાષ્ટ્રીય ખ્યાતીના લેખકો, વિજ્ઞાનીઓ અને બુદ્ધિજીવીઓ પેદા કર્યા છે. ધર્મગુરુવર્ગનો દાવો કે સખ્ત શિસ્ત કોમના હિતમાં છે એ દાવાને જુઠો સાબિત કરવા આ હકીકત જ પુરતી છે. આવું સખ્ત બૌદ્ધિક conformism હંમેશા આપખુદ શાસકોના લાભમાં રહે છે. વોહરા કોમ એનો દૃષ્ટાંત છે. વોહરા સ્ત્રીઓમાં કેળવણીના અભાવને કારણે, વોહરા બુદ્ધિજીવી-ઓના નાના વર્તુળને ઘણા કપરા સંજોગોમાં કાર્ય કરવાનું રહે છે. બીજી મુસ્લીમ કોમો કરતા વોહરાનો સ્ત્રીવર્ગ આર્થિક રીતે થોડો આગળ હોવા છતાં કેળવણીના ક્ષેત્રે વોહરા મહિલાઓ ઘણી પાછળ રહી ગઈ છે. આ ક્ષેત્રથી સ્ત્રીઓને દૂર રાખવામાં વોહરાના ધર્મગુરુવર્ગનું ખાસ હિત છે. ભારતમાં એક કોમની સ્ત્રીઓ બીજી કોમની સ્ત્રીઓ સાથે ભાગ્યે જ સંબંધ રાખે છે એ હકીકત આ દુર્ભાગ્યમાં ઉમેરો કરે છે. વોહરાની સ્ત્રીઓમાં દુર્ભાગ્ય વધારે છે. કારણ કે સરખામણીમાં તેઓ ઓછી શિક્ષિત અને ઓછી નોકરી કરનારીઓ છે. મુંબઈ જેવા શહેરોમાં પણ ઘણી ઓછી વોહરા સ્ત્રીઓ નોકરી કરે છે, કારણ કે સમાજમાં આંગળીચીંધ થઈ જાય છે, અને નાના ગામોમાં તો ભાગ્યે જ આવું જોવા મળે છે. (ભારતમાં નાની વેપારી કોમમાં, સમાજ-શાસ્ત્રની દૃષ્ટિએ જોતાં, આવું આલોચન વધુ સખ્ત છે.)

સામાજિક બહિષ્કારનું હથિયાર આ કારણોસર વધુ અસરકારક રહે છે. જ્યારે કોઈ વ્યક્તિની 'બરાત' (સામાજિક બહિષ્કાર) કરવામાં આવે છે

ત્યારે તેની પત્ની, બહેનો અથવા મા પણ તેની સાથે રહી શકતા નથી કે તેની સાથે સંપર્ક રાખી શકતા નથી; જો રાખે તો તેઓની પણ એ જ હાલત કરવામાં આવે. આમ આવી સ્ત્રીઓ **'બરાઅત'** થએલા પુરુષ સાથે રહેવાનું પસંદ કરે તો પણ તેઓને લાગે કે તેઓ ભયંકર રીતે અલગ પડી ગયેલી છે. અને છેવટે તેને **'લાઈન'**માં આવી જઈ વડા મુલ્લાંજીની માફી માગવા ફરજ પાડે છે. આવી ખાસ પ્રકારની સમસ્યાને કારણે સુધારકોએ ઘણા અનુભવી લડવૈયાઓ ગુમાવ્યા છે. ઘણી ઓછી સ્ત્રીઓ આવી અદ્‌ભુત હિમ્મત બતાવી શકે અને તેમના પિતાઓ, ભાઈઓ કે દીકરીઓને પડખે ઉભી રહે, જ્યારે ધર્મગુરુવર્ગ તેમની **'બરાઅત'** કરે. વડા મુલ્લાંજીએ સુધારક ચળવળને કચડી નાખવા માટે આ સ્થિતિનો પોતાના લાભાર્થે પૂરેપૂરો લાભ ઉઠાવ્યો છે. અગાઉ આપણે જોઈ ગયા તેમ ઉદેપુરની ચળવળ ટકી રહી, કારણ કે ધર્મગુરુવર્ગે સ્ત્રીજાતિ ઉપર ખુલ્લમખુલ્લો હુમલો કરવાની ભૂલ કરીને હંમેશને માટે તેઓની શત્રુતા વોહરી લીધી. ચળવળ માટેનું સ્ત્રીઓનું આ સમર્થન ઉદેપુરમાં ઘણું મૂલ્યવાન સાબિત થયું. અત્રે એ નોંધ લેવી પણ અગત્યની છે કે એ શહેરમાં પુરુષો અને સ્ત્રીઓની કેળવણીની માત્રા ઘણી ઉંચી છે. ઉદેપુરમાં ઘણી વોહરા મહિલાઓ શિક્ષકો અથવા ડોક્ટરો છે અને બીજી સરકારી નોકરીઓમાં કામ કરે છે.

વોહરાઓમાં સુધારક ચળવળના વિકાસને રોકનારું બીજું એક કારણ પણ છે. શાદી અને મરણ પ્રસંગે ધર્મગુરુવર્ગે નિમેલા આમિલ અને મુલ્લાંઓ જે ક્રિયાકાંડો કરે છે તે દીનની નજરે માન્ય રખાય છે. ઈસ્લામમાં ધર્મગુરુ વર્ગ જેવી કોઈ માન્યતા જ નથી અને કોઈ પણ સામાન્ય માણસ નિકાહ અથવા દફનક્રિયા કરી શકે છે. પણ ઈસ્માઈલિઓમાં જ, ખ્રિસ્તીઓ સાથે સરખાવી શકાય તેવી ધર્મગુરુવર્ગની શૃંખલાનું માળખું રચાયું છે. સૌથી વધુ વિરોધ કરનારાને પણ તાબે કરવાની બળજબરી કરવા માટે ધર્મગુરુવર્ગે શાદી અને મરણના પ્રસંગોનો પૂરેપૂરો લાભ ઉઠાવ્યો છે. આ ગૈરઈસ્લામી આચરણમાંથી છુટકારો મેળવવા માટે સમજી શકાય એવા કારણોસર, હજુ કોમ તૈયાર નથી થઈ. જો આમ બને તો ઘણા વોહરાઓને, વડા મુલ્લાજીએ જારી કરેલા ફરમાનો સાથે સહમત ન થવાની હિમ્મત કરવાનું મન થશે.

છેવટે ધર્મગુરુવર્ગનું વર્ચસ્વ નિભાવી રાખવામાં આર્થિક કારણ પણ ભાગ ભજવે છે. ભારતમાં હજુ પણ પછાતપણાના કારણે આધુનિક વ્યવસાયકારો જેવા કે દાક્તરો, વકીલો, ઈજનેરો, **આર્કિટેકટો** (ભવન નિર્માણ કલાના

નિષ્ણાતો) વગેરેને પણ પોતાની ગ્રાહકી (clientell) માટે પોતાની જ જાત અથવા કોમના માણસો ઉપર નિર્ભર રહેવું પડે છે. ફરમાનને તાબે ન થનાર શખ્સ, જો **'બરાઅત'** (સામાજિક બહિષ્કાર) આવી પડે તો તેના સહધર્મી ગ્રાહકો ગુમાવી બેસશે. ધર્મગુરુવર્ગે આવી રીતે ઘણા વ્યવસાયદારોને ગોઠણ ઉપર ઝુકાવ્યા છે. આવા દાખલાઓ અનેક છે. આવા સંજોગોમાં ભાગ્યે જ કોઈ પોતાની દઢ માન્યતામાં ટકી રહેશે. આવા કારણસર ધંધાકીય ભાગીદારી પણ જોખમાય છે. કોઈ વોહરાની પેઢીમાં કામ કરતો સુધારક વોહરો પોતાની નોકરી ગુમાવશે અને સુધારક વોહરાની પેઢીમાં વોહરાઓ નોકરી છોડી દેશે. સુધારક વોહરાના કારખાનાનો માલ પણ બીજા કોઈ વોહરાઓ વાપરે નહીં એમ ધર્મગુરુવર્ગ આદેશ દેશે.

ઉપર દર્શાવેલા કારણોસર સુધારક ચળવળને ઘણું સહન કરવું પડયું છે અને તેના પ્રત્યે શુભેચ્છક વલણ હોવા છતાં તેનો વિસ્તૃત સ્વીકાર થયો નથી. તો પણ સંજોગો હવે ઝડપથી બદલી રહ્યા છે. ધીરે ધીરે પણ સુધારક ચળવળ હવે ગતી પકડી રહી છે. ઔદ્યોગિકરણનો ઘણો વધારો, કેળવણીનો ફેલાવો, વેપારી સાહસોનું વિવિધ્યકરણ, સરકારી અને અર્ધસરકારી ક્ષેત્રોમાં નોકરીઓની વધુ તકો, રાજદ્વારી બાબતોની વધુ જાણ વગેરે પાસાઓ પરિવર્તન ક્રિયામાં સહાયક બની રહ્યા છે. હમણાં હમણાં ધર્મગુરુવર્ગ ખરેખર દ્વીધા (dilema)માં પડી ગએલ છે: તેની સત્તાને પડકાર જેમ-જેમ વધતા જાય છે તેમ તેમ કોમ ઉપર પોતાની પક્કડ મજબૂત કરવા ધર્મગુરુવર્ગ વધુ ને વધુ regimentation (ફોજદારી અનુશાસન) કરે છે; અને વધુ regimentation કરવાથી કોમ વધુ તેનાથી વિખુટી પડતી જાય છે. ધર્મગુરુવર્ગને લાગે છે-અને તે કદાચ ખરું પણ હોય-કે કાંઈ પણ છુટ મુકશું તો કોમ ઉપરની પોતાની વર્ચસ્વતા ઘસાઈ જશે. પણ વધારે પડતી regimentation પણ તેના માટે એટલી જ આપત્તિજનક સાબિત થઈ રહી છે. આવી સ્થિતિમાંથી કેમ બહાર નીકળવું તેજ તેને ખરેખર ખબર નથી, કારણ કે એ સ્થિતિ ઘણી નાજુકતાથી નીપટવાની જરૂર છે. પણ વડા મુલ્લાંજી અને તેમનું કુટુંબ એટલા ઉદ્ધત છે કે ઉચિત પગલાં લઈ શકતા નથી.

સુધારક ચળવળનું ક્ષેત્ર વિસ્તૃત કરવામાં **મિડીયા** એ પણ પોતાનો ભાગ ભજવેલ છે. અગાઉ ખરા મુદ્દાઓ શું છે તે ઘણા લોકોને ખબર જ ન હતી, પણ હવે અમારી ચળવળનું સત્ય મોટી સંખ્યાના લોકો જાણવા માંડયા છે, તે સમાચારપત્રો અને મેગેઝિનોને આભારી છે. જે ઉશ્કેરાટથી

ધર્મગુરુવર્ગે નથવાણી કમિશનનો વિરોધ કર્યો અને કમિશનનો વિરોધ કરવા વોહરાઓ ઉપર ફરજ પાડવા, જે દબાણના પગલાઓ લીધા તેનાથી ધર્મગુરુ વર્ગની નબળાઈની તડ ખુલ્લી પડી ગઈ છે. આને કારણે ધર્મગુરુવર્ગ તરફનો વિરોધ વધી ગયો છે. વળી છેલ્લા થોડા વર્ષોમાં ધર્મગુરુવર્ગે પૈસા કઢાવવામાં વધુ નિર્દયતા દાખવી છે અને ગરીબમાં ગરીબ માણસને પણ છોડેલ નથી. આવી નિર્દય વસુલીએ સારીયે કોમને અસર કરી છે, અને ગઈકાલ સુધી જેઓ સુધારકોનો વિરોધ કરતાં તેઓ પણ ફરીથી વિચારી રહ્યા છે. મજબૂત કિલ્લામાં આખરે તિરાડો દેખાવા લાગી છે. હવે આ ચળવળ નાના શિક્ષિત વર્ગ સુધી સિમીત નથી રહી, અને કોમના વિશાળ ક્ષેત્રમાં ફેલાવાની ક્રિયા શરૂ થઈ ગઈ છે, જે સુધારાવાદીઓની ખરી શક્તિ છે.

પણ ખાસ કરીને મારા સુધારક ભાઈઓને હું ભાર દઈને કહેવા માંગું છું કે આનો એ અર્થ નથી કે સફળતા હવે નજીક આવી ગઈ છે અને પાકેલા ફળો હવે સીધા આપણા હાથમાં પડવાના છે. શક્તિશાળી, સાધનસંપન્ન અને ઘણા જ ચતુર પ્રતિદ્વંદીનો આપણે સામનો કરવાનો છે. આપણી વ્યુહ-રચના આપણે પહેલાંથી જ ઘડવી પડશે, બધા પાસાઓને બરાબર તોળીને અને ખુલ્લી આંખો રાખીને, કે જેથી સંજોગ અનુસાર વ્યૂહરચના ફેરવી શકાય. વળી શોષણખોર અને જુલ્મી કોઠાર (ધર્મગુરુનું કારોબારીતંત્ર) તરફ ફેલાએલી કોમની નારાજગી, વ્યવસ્થિત રીતે વિરોધી સંગઠનમાં દોરવાયેલી નથી. હજુ માર્ગમાં ઘણી વિટંબણાઓ ઉભી છે. આ ચળવળને સાચા રસ્તે દોરી જવા માટે સુધારક આગેવાનોએ વધુ તર્કશક્તિ અને સંગઠન બનાવવાની ક્ષમતા દેખાડવી પડશે, ખાસ કરીને જ્યારે કે તેમની પાસે સાધનસંપન્નતાની જબ્બર કમી છે. આ કંઈ સહેલું કામ નથી. પણ મને ખાત્રી છે કે હાલનો આગેવાનવર્ગ આ પડકાર ઝીલવા શક્તિમાન છે.

આ ચળવળ માટે કામ કરવા ઘણા યુવાનો આગળ આવી રહ્યા છે એ સફળતાની નિશાની છે. કોમમાં ફેલાએલી નારાજગીને સાચી દિશામાં દોરવવા માટે, સમજણપૂર્વક અને તર્કશક્તિથી કામ લેવામાં આવે તો આ જવાનીનો જુસ્સો ઘણો સહાયક થઈ પડે તેમ છે. જે શહેરોમાં વોહરાઓની વસ્તી સારી માત્રામાં છે ત્યાં છુપી પ્રવૃત્તિઓ સંગઠિત કરવાનો સુધારક આગેવાનોનો નિર્ણય બરાબર છે. ખુલ્લે મોરચે સામનો કરવાનો સમય હજુ પાકયો નથી. જો છુપી પ્રવૃત્તિઓનું સમજણપૂર્વક નિર્દેશન કરવામાં આવે તો છુટોછવાયો અણગમો ભયંકર વિરોધી પરિબળમાં એકત્ર થઈ, ધર્મગુરુવર્ગને સુધારકોની માંગો પુરી

કરવાની અને ધાર્મિક ક્ષેત્રમાં જ ફક્ત સિમિત રહેવાની ફરજ પાડશે. મધ્ય પ્રદેશમાં છુપી તેહરિક ગતિશીલ બની છે અને ઇન્દોરમાં તેનું મુખ્ય કેન્દ્ર છે. ઇન્દોરમાં વોહરા યુવકો પ્રવૃત્તિને સાચી દિશામાં ચલાવી રહ્યા છે અને ઘણી સફળતા હાંસિલ કરેલ છે. એટલી જ સાવધાનીથી જો પ્રવૃત્તિ ચાલુ રાખવામાં આવે તો ક્રાન્તિનું બીજું કેન્દ્ર ઇન્દોર બની જાય. વોહરા સ્ત્રીઓમાં પોતાના ઉદ્દેશનો પ્રચાર કરવાનો સુધારકો માટે એટલું જ જરૂરી છે, કારણ કે ધર્મગુરુવર્ગ માટે સ્ત્રીઓ સમર્થનનો કિલ્લો બની રહેલી છે. સુધારકોના ઉદ્દેશને જો વોહરા સ્ત્રીઓ બરાબર સમજી શકે અને તેને વળગી રહે તો ધર્મગુરુવર્ગની હાર થતા વાર નહીં લાગે. એમ જોવા મળેલ છે કે જ્યાં જ્યાં કોઈ કુટુંબની સ્ત્રી સભ્યો તેમના પુરુષ સભ્યો પડખે ઉભી રહી છે ત્યાં ત્યાં કુટુંબ સામાજિક દબાણોનો સામનો કરી શકેલ છે. પણ આ માટે સુધારકોએ સતત અને ધીરજપૂર્વકની જહેમત કરવાની જરૂર છે. સામાજિક પરિવર્તનની પ્રવૃત્તિઓ માટે કોઈ ટૂંકો માર્ગ નથી, અને ખાસ કરીને ચાલાક ધર્મગુરુવર્ગ જે કોમને ઉપયોગી નેતૃત્વ પૂરું પાડવાને બદલે વર્ચસ્વ જમાવી રાખવા કાજે, સામાજિક આચરણોને ધર્મના અવિભાજ્ય અંગો તરીકે ગણાવતો હોય, ત્યારે તો ચોક્કસ નથી જ.

ઉપર દર્શાવેલી, પ્રવૃત્તિની નબળાઈઓ અને શક્તિને જો મારા સુધારક મિત્રો ધ્યાનમાં રાખે–જો કે મારું પૃથક્કરણીય અવલોકન ભૂલરહીત ન પણ હોય–અને તે મુજબ તેમના કાર્યનો માર્ગ ઘડી કાઢે અને સમર્પણની ભાવનાથી કામ કરે, તો મને જરા પણ શંકા નથી કે સફળતા આપણી જ થશે...

# ૯ વોહરા કૌમના દુઃખીયારાઓ

વોહરા કૌમ અત્યારે અશાંત સમયમાંથી પસાર થઈ રહી છે. આ કૌમના ઘણા ભાઇઓ, અને ખાસ કરીને જેઓએ આપખુદ વોહરા ધર્મગુરુ વર્ગ સામેના બળવામાં ભાગ લીધો છે, તેઓ અતિશય વેદના અને માનસિક યાતના ભોગવી રહ્યા છે. સેંકડો કુટુંબો વિખુટા પડી ગયા છે અને તેમના પુર્નમિલનની કમ સે કમ નજીકના ભવિષ્યમાં તો ભાગ્યે જ કોઈ તક દેખાય છે. આ ચળવળમાં જેમણે સીધો ભાગ નથી લીધો પણ તે તરફ સહાનુભૂતિ રાખવાની શંકા પણ હોય, તેમને સફેદ ઝબ્બાધારી જુલ્મી ધર્મગુરુવર્ગે નથી છોડેલ.

ફ્રેન્ટઝ ફેનને પોતાના મશહુર પુસ્તક The wretched of the earth (દુનિયાના દુઃખીયારાઓ)માં, વસાહતી દુનિયાના લોકોને પશ્ચિમી વસાહતકારોએ (colonizers) કેવી રીતે ધુત્કારેલ, અપમાનિત કરેલ અને શારીરિક તેમજ માનસિક રીતે રીબાવેલ અને હંમેશને માટે તેમના માનસને કેવી અસર પહોંચાડેલ, તેનો ચિતાર આપેલ છે. આ પુસ્તકની પ્રસ્તાવનામાં પશ્ચિમી શ્રોતાગણને સંબોધીને **જીન પોલ સારત્રે** કહે છે : "આપણા Victims (વસાહતનો ભોગ બનેલા) તેમના જખ્મો અને જંજીરોથી આપણને ઓળખે છે અને તેમનો આ પુરાવો જડબાતોડ છે. આપણે તેમને કેવા કરી નાખ્યા છે એ તેઓ આપણને બતાવે, તે આપણે **આપણને પોતાને** કેવા કરી નાખ્યા છે, તેની પ્રતીતિ કરાવવા માટે પૂરતું છે. પણ એ કાંઇ કામનું છે? હા, કારણ કે યુરપ 'મૃત્યુના દરવાજે' ઊભું છે. ઉપમારૂપે જોઈએ તો વોહરા ધર્મગુરુવર્ગ વસાહતકર્તા છે અને વોહરાઓ વસાહતનો ભોગ બનેલા લોકો છે. ધર્મગુરુવર્ગ તેમને ધુત્કારે છે, તેમનું અપમાન કરે છે અને રિબાવે છે અને તેમની સાથે ગુલામો જેવું વર્તન કરે છે, જેમ પશ્ચિમી વસાહતકર્તાઓ તેમની એશિયા અને આફ્રિકાની પ્રજા પ્રત્યે કરતાં. આ ભોગ થઈ પડેલા વોહરાઓ પોતાના જખ્મો અને જંજીરોથી તેમના ધર્મગુરુવર્ગને ઓળખે છે. જાલીમ ધર્મગુરુવર્ગથી તેઓ કંટાળી ગયા છે તેનો આ માનસિક જખ્મ જડબાતોડ પુરાવો છે.

અલબત્ત વસાહતનો ભોગ બનેલા લોકો માટે એ એક રાજદ્વારી લડત હતી. યોગ્ય નેતૃત્વ અને વ્યુહરચના દ્વારા તેઓએ પશ્ચિમી વર્ચસ્વની ધૂંસરી ફગાવી દીધી, પણ ધાર્મિક સત્તાધિશો સામે આવી સીધી લડત શક્ય નથી અને

એવી લડત શરૂ કરવામાં આવે તો પણ સફળતા હાંસિલ કરવાના ચાન્સ ઘણાં ઓછા છે. સામાજિક પરિવર્તનની ક્રિયા માટે પણ એવી જ સ્થિતિ છે. જમાના–જુની સામાજિક પરંપરાઓ જેને ધાર્મિક દરજ્જો આપી ઊંચે સ્થાને મૂકાયેલી છે તેને તોડવી ઘણી મુશ્કેલ છે. આવી લડતો ઘણા વાંકાચૂંકા માર્ગથી પસાર થાય છે અને અત્યંત સહન કરવું પડે છે અને વિરતાભર્યા બલિદાનો માંગી લ્યે છે. લોકોને આત્મહત્યા કરવી પડી હોય તેવા પણ દૃષ્ટાંતો છે. પીડાઈ પીડાઇને ઘણાના મગજ પણ ચસ્કી ગયા છે.

વોહરા ધર્મગુરુવર્ગે કેવી રીતે લોકોને પજવીને તાબે થવા માટે ડરાવેલા છે તેના અમુક કેસ અમે અહીં વર્ણવીશું. આ પજવણી અને સતામણીની કથા ઘણી લાંબી અને હૃદયદ્રાવક છે. વીસમી સદીની શરૂઆતમાં અમુક વોહરા ભાઈઓ ખિનમજહબી શિક્ષણના ઉદ્દેશથી કાર્ય કરવા આગળ આવ્યા, ત્યારથી આ કહાની શરૂ થાય છે. ધર્મગુરુવર્ગે પશ્ચિમી શિક્ષણના આઈડીયાનો વિરોધ કર્યો અને તેમના પ્રયાસોમાં અડચણો ઊભી કરી. આને લીધે વૈયક્તિક અધિકારો (individual rights) નો સવાલ ઊભો થયો અને ત્યારના વોહરાના વડામુલ્લાંજીએ આવા અધિકારોને માન્ય ન રાખ્યા અને તેને પોતાની સત્તા વિરૂદ્ધ પડકાર ગણ્યો અને આ પડકારને ઝીલવા જે જે લોકોએ તેના ફરમાનોની અવગણના કરી તેમને પજવવાની શરૂઆત કરી. ઘણા તાબે થઈ ગયા અને જેઓ ન થયા તેમને નાતબહાર કર્યા. આ નાની અને સારી રીતે ગુંથાએલી કોમમાં નાતબહાર અને સામાજિક બહિષ્કાર (બરાઅત)ના પગલાં ભયંકર રીતે કામ કરી જાય છે. નાતબહાર કરાએલી વ્યક્તિ પોતાના કુટુંબથી પણ અલગ પડી જાય છે અને તેનું કુટુંબ જો તેની પડખે ઊભું રહેવા તૈયાર થાય તો તેમની પણ કોમમાં એવી જ હાલત થાય છે. જેઓ આવી કફોડી હાલતનો ભોગ બન્યા છે તેમનું લીસ્ટ ઘણું લાંબું છે. અમે અહીં અમુક દૃષ્ટાંતો જ આપશું જે બતાવશે કે જેઓ પોતાના માનવઅધિકારો ઉપર ભાર મુકે છે તેમને સતાવવા અને પજવવા માટે ધર્મગુરુવર્ગ કેવા ક્રૂરતાભર્યા પગલાંઓ લ્યે છે.

**કેસ—૧**

સર આદમજી પીરભાઈના કુટુંબને ઈ. સ. ૧૯૧૭માં નાતબહાર કરવામાં આવેલ, કારણ કે મુંબઈની હાઈકોર્ટમાં ત્યારના વોહરાના વડામુલ્લાંજી સૈયદના તાહેર સૈફુદ્દીન સામે ત્યારના મુંબઈ પ્રાન્તના સોલિસિટર જનરલે એક મુકદ્દમો દાખલ કરેલ જેમાં શ્રી ઈબ્રાહીમ આદમજી પીરભાઈ એક પાર્ટી બનેલા.

ચાંદાભાઈ શેઠની મઝારમાં ગલ્લો રાખેલો તેમાંથી જે નાણા એકઠા થતાં તેનો હિસાબ આપવા વોહરાના વડા મુલ્લાંજીને ફરજ પાડવા આ મુકદ્દમો દાખલ થયેલો. નાતબહાર થયા પછી આ કુટુંબને ઘણું અપમાન સહન કરવું પડયું હતું. આ કુટુંબને શું શું ભોગવવું પડેલ તેની બધી વિગત અમો અહીં આપી શકતા નથી. વોહરાના વડા મુલ્લાંજી આ કુટુંબ પ્રત્યે કેટલી અદાવત રાખતા હતા તે બતાવવા હું અહીં એ બનાવનું વર્ણન કરીશ. ઈબ્રાહીમ આદમજીના એક ભાભી અમતુલ્લાબાઈ ગુજરી ગયા ત્યારે વડા મુલ્લાંજીએ તેની દફનક્રિયાની રજાની ના પાડી, દફનવિધિ માટેની રજા માટે જ્યારે બધા પ્રયાસો નિષ્ફળ નીવડયા ત્યારે મુંબઇના ચર્નારોડ ઉપરના આદમજી કુટુંબની માલિકીના એક પ્લોટમાં તેણીને દફનાવવામાં આવેલી. દફન થઈ ગયા પછી તુરત જ મધ્યરાત્રીના તેણીના શબને કબરમાંથી કાઢી ફગાવવા માટે ધર્મગુરુ વર્ગે તેના અનુયાયિઓને મોકલ્યા હતા. શબને કબરમાંથી ખોદી કાઢવામાં આવ્યું એટલું જ નહીં પણ કફન કાઢીને શબને નગ્ન અવસ્થામાં ચર્નીરોડ સ્ટેશનની સામેની ફૂટપાથ ઉપર ફેંકી દેવામાં આવ્યું હતું. શબને ફરી દફન કરવામાં આવ્યું હતું અને કેટલાય દિવસો સુધી પોલીસનો જાપ્તો રાખવામાં આવ્યો હતો. આ ત્રીસના દશકાના છેવાડાના ભાગમાં બન્યું હતું.

**કેસ—૨**

વોહરા ધર્મગુરુવર્ગની જુલ્મી સત્તા વિરૂદ્ધ બહાદુરીથી લડનારા મુલ્લાં અબ્બાસ ઓરંગાબાદી હતા. તેના કુટુંબનો પણ સલામ બંધ કરાએલ (નાત-બહાર કરાએલ). મુલ્લાં અબ્બાસ એક પ્રખર વકતા હતા અને ઈસ્માઈલી ધર્મશાસ્ત્રના વિદ્વાન હતા. ઈસ્માઈલી મજહબની ધાર્મિક માન્યતાઓ સમજાવવા તેઓ ઉપદેશના **બયાનો** કરતાં અને તેમના વકતૃત્વને કારણે તેઓ ઘણા લોકોને પોતાના બયાનમાં આકર્ષતા. વડા મુલ્લાંજી અને તેમના કુટુંબની ધર્મહીન પ્રથાઓની તેઓ તેમના **બયાનો**માં ટીકા કરતાં. માટે વડા મુલ્લાંજીને તેમના પ્રત્યે વેર હતું. વોહરા કોમમાં સુધારાઓને સમર્પિત એક ઉદ્દપત્ર પણ તેઓ પ્રકાશિત કરતા હતા. વડામુલ્લાંજીના અનુયાયીઓએ તેના ઉપર તેજાબ ફેંકેલો જેને લીધે તેમનો ડાબી બાજુનો ચહેરો અને ડાબી આંખ બળી ગએલા. આ દુર્ઘટના પછી મુલ્લાં અબ્બાસ ઓરંગાબાદી ભારત છોડી ચાલ્યા ગયા અને પાકિસ્તાનમાં જઈ સ્થાયી થયા. પણ કરાંચીમાં પણ તેમણે સુધારા માટેની જેહાદ ચાલુ રાખી. પાકિસ્તાનમાં પણ વડા મુલ્લાંજીએ તેમને છોડયા નહીં. કરાંચીમાં તેમના ઘરમાં તેઓ બેઠા હતા ત્યારે ૨૪ જૂન ૧૯૬૬ ના

અમુક શખ્સો ત્યાં ઘુસી ગયા અને ઔરંગાબાદી ઉપર ઘાસલેટ રેડી તેમને સળગાવી દીધા. તેમના કુટુંબીજનો આવ્યા તે પહેલાં ગુન્હેગાર છટકી ગયા અને મુલ્લાં સાહેબને આમ જીવતા બાળી મુકયા. મરતાં મરતાં તેમણે જે જુબાની આપેલી (dying declaration) તેમાં તેમણે અમુક ગુન્હેગારોને ઓળખાવેલા અને આ ગુનામાં વોહરા ધર્મગુરુવર્ગ સંડોવાએલ છે એવો આરોપ મુકેલ. મુલ્લાં ઔરંગાબાદીના એક મુસ્લામ દોસ્ત જેને આ બનાવની વિગતની ખબર હતી તેણે નથવાણી કમિશન સમક્ષ જુબાની આપવા તૈયારી બતાવી હતી. કમિશને તેની જુબાનીની નોંધ લેવા તેને બોલાવેલ કે નહીં તેની મને ખબર નથી.

**કેસ—૩**

શેખ એહમદઅલી, શેખ હસનઅલી, શેખ સજ્જાદ હુસૈન અને શેખ અલી એહમદ સુરતની જામિયા સૈફીયા (વોહરા–પાઠશાળા, seminary) ના ચાર અગ્રગણ્ય **મોઅલ્લિમો** (શિક્ષકો) હતા. કૌમની બીજી સંસ્થાઓ જેમ આ પાઠશાળા પણ ધર્મગુરુ ખાનદાનના સંપૂર્ણ નિયંત્રણમાં છે એ કહેવાની ભાગ્યે જ જરૂરત છે. ધર્મગુરુ ખાનદાનની સત્તાનો જેઓ પડકાર કરે છે, તેમની પ્રત્યે ઉપરના ચાર **મોઅલ્લિમો** સહાનુભૂતિ દર્શાવે છે એવી શંકા રખાતી હતી. સુડતાલીસમા દાઇ**ની નસ** (નિમણૂક) યોગ્ય રીતે થઈ ન હતી અને તેથી અત્યારના દાઈ જે ઉત્તરાધિકારની શ્રુંખલામાં બાવનમાં છે તેઓ પણ **નસ**ની ધાર્મિક યોગ્યતા ધરાવતા નથી એ માન્યતા પણ આ ચાર મોઅલ્લિમો રાખે છે એવી પણ શંકા રખાતી હતી. આ ચાર મોઅલ્લિમોની રંજાડની કહાણી રૂંવા ઊભા કરી નાખે તેવી છે. ધર્મગુરુના પ્રકોપના ભોગ બનેલાઓમાંના એક શેખ એહમદઅલી સાથે વ્યક્તિગત મુલાકાતો ગોઠવી અને તેમણે પોતાની ડાયરીમાં જે લખેલું તે ઉપર આધારિત અમુક બનાવોનું વર્ણન અહીં રજૂ કરાએલ છે. વોહરા ધર્મગુરુવર્ગે આ ચાર મોઅલ્લિમો ઉપર હુમલો કરવા પાઠશાળાના વિદ્યાર્થીઓને ઉશ્કેર્યા. તેમને લાતો મારવામાં આવી, પીટવામાં આવ્યા અને તેમની ઉપર થુંકવામાં આવ્યું. અમુક વિદ્યાર્થીઓ અને શિક્ષકો તો તેમના મોઢા ખોલી તેમાં થુંકવા સુધીની હદે પહોંચેલ. તેઓ પાઠશાળાના મકાનમાંથી બહાર આવ્યા ત્યારે લોહી અને થુંકથી ખરડાએલા હતા. પણ તેમની વેદનાનો આનાથી જ કોઈ અંત ન આવ્યો. તેમને નોકરીમાંથી બરખાસ્ત કરવામાં આવ્યા. વળી તેમના ઘરોની ચાર દીવાલોમાં ગોંધી રાખવામાં આવ્યા. વળી તેમના ઘરો વોહરા મોહલ્લામાં જ હતા. તેમણે કાંઈ

ગુન્હો નહોતો કર્યો છતાં તેઓ ઘરમાંથી બહાર નીકળી શકતા નહીં. વડા મુલ્લાંજીને વફાદાર ન હોવાની શંકા માત્રથી તેમના ઉપર આ અમાનુષી વહેવાર કરવામાં આવી રહ્યો હતો. વધુ દુઃખની વાત તો એ છે કે વડા–મુલ્લાંજીએ તેમને કેટલીય વાર માફી આપી છતાં વડા મુલ્લાંજીના અનુયાયીઓ તેમને ડરાવતા–ધમકાવતા રહ્યા અને તેમની પીડાનો અંત ન આવ્યો. માફી માંગવા અને દયાની ભીખ માંગવા સિવાય આ કમનસીબ મોઅલ્લિમો વધુ કાંઈ કરી શકતા ન હતા. પણ દયાની આ યાચનાઓથી જુલ્મીઓને જરા પણ લાગી ન આવ્યું અને બિચારા મોઅલ્લિમો ભયના વાતાવરણમાં જીવી રહ્યા. એક વખતે તો તેમને મુંબઈ બોલાવવામાં આવ્યા અને એમ કહેવામાં આવ્યું કે તેમને આખરે માફ કરી દેવામાં આવશે. વડા મુલ્લાંજીએ તેમને સૈફી મસ્જીદ બોલાવ્યા જ્યાં તેઓ **વાએઝ** (ઉપદેશ) કરી રહ્યા હતા. તે દિવસે તેમને મસ્જીદમાં માફી બક્ષવાની હતી. જેવા તેઓ મસ્જીદના પ્રવેશદ્વાર પાસે પહોંચ્યા તેવા સફેદ ઝભ્ભાધારી મુલ્લાંઓએ તેમને માથા ઉપર પગરખાં મુકી દયાની યાચના કરવા કહ્યું. ઝનૂની ટોળું તેમને ગાળ ગલોચ અને અપમાન કરી પીટતું હતું અને તેમના ઉપર થુંકતું હતું. આવી અપમાનજનક હાલતમાં વડા મુલ્લાંજીએ તેમને માફી બક્ષી. આ માફી પણ અગાઉની માફીઓ કરતાં જરાય જુદી ન હતી. અગાઉ જેમ જ અત્યંત અપમાન સહન કરવાનું તેમણે ચાલુ રાખવું પડયું. વડા મુલ્લાંજીના ઝનુની અનુયાયીઓના એક ઉશ્કેરાએલા ટોળાએ આ મોઅલ્લિમોમાંના એક શેખ સજ્જાદ હુસૈનને ૧૯૭૫માં મૂઢમારથી મારી નાખ્યા. વડા મુલ્લાંજી વિરૂદ્ધના બળવા પછી બીજા મોઅલ્લીમ શેખ એહમદ અલીને વોહરા યુવાવર્ગના સભ્યો ઉદેપુર લઈ ગયા. તે અત્યારે ઉદેપુરમાં જ રહે છે. બીજા બે મોઅલ્લીમો શેખ હસનઅલી અને શેખ અલી એહમદ વોહરાના મોહલ્લામાંથી નીકળી જઈ હવે તેમના દીકરાઓ સાથે રહે છે. હું તેમને મળ્યો છું અને તેમને મોઢેથી તેમના અપમાન અને યાતનાની રૂંવા ઉભા કરી દે તેવી કથની સાંભળેલી છે. મેં ઉપર જે વર્ણવેલ છે તે સમુદ્રમાં તરતા બરફના પહાડની અણી (tip of ice berg) માત્ર જ છે.

**કેસ–૪ :**

ઉદેપુરના બળવા પછી વડા મુલ્લાંજીએ ડરામણીનું નવું મોજું છુટું મૂકયું. શશી ભૂષણના ભાષણથી ધર્મગુરુવર્ગને એક ભગવાને મોકલેલી તક મળી ગઈ. ભૂષણના કથીત **રિમાર્કસની** વિરુદ્ધની કુચમાં જેઓએ ભાગ ન લીધો તેમના ઉપર વિવિધ પ્રકારના રંજાડ અને સતામણીના બનાવો બન્યા. ઇન્દોરની

ક્રિશ્ચિયન કોલેજના ઈકોનોમીકસના પ્રોફેસર મુહમ્મદ હુસેન આ રંજાડોનો ભોગ બન્યા. ઇન્દોરમાં જે દિવસે વોહરાઓએ 'વિરોધ કુચ' યોજેલી તે દિવસે હુસૈનની કોલેજમાં પરીક્ષાની દેખરેખની ડયુટી હતી અને એટલે તે 'વિરોધ-કુચ' માં ભાગ લઈ શકયા ન હતા. ઇન્દોરના સ્થાનિક **આમિલે** ઇન્દોરની એક મસ્જીદમાં બધા વોહરાઓની એક **મજલિસ** (સભા) પ્રોફેસર હુસૈનને વખોડી કાઢવા બોલાવી અને તેની **બરાઅત** (સામાજિક બહિષ્કાર) જાહેર કરી. પ્રો. હુસૈન લોકપ્રિય સામાજીક કાર્યકર્તા છે અને કોમની કેટલીય સખાવતી અને બીજી સંસ્થાઓ સાથે તે સંકળાએલા છે. તેમની નિષ્ઠાપૂર્વકની સેવાની બધા કદર કરતા હતા. સ્થાનિક આમિલે તેના બધા દોસ્તોને પ્રો. હુસૈન ઉપર લાનત પઢવા (શ્રાપ બોલવા) કહ્યું અને 'વિરોધ કુચ' માં ભાગ ન લેવા માટે તેને ત્રગોવ્યા. ડરના માર્યા તે લોકોએ તેમ કર્યું. ત્યાર પછી તેના પિતાને જાહેર સભામાં તેના ઉપર **લાનત** (શ્રાપ) બોલી વખોડી કાઢવા કહ્યું. જ્યારે તેણે આનાકાની કરી ત્યારે તેને સખત ચેતવણી આપવામાં આવી કે જો તે એમ નહીં કરે તો તેની બધી દીકરીઓને **તલ્લાક** (છુટાછેડા) અપાશે. આવી ધમકીના ડરથી બિચારા બાપને પણ ન છુટકે આ આદેશનું પાલન કરવું પડયું. આટલું જ નહીં પણ વધારામાં તેને કહેવામાં આવ્યું કે તેના પુત્ર પ્રો. હુસૈનને તેની પત્ની સાથે ઘર છોડી તેજ રાત્રે ચાલ્યા જવા કહેવું અને જો તેમ નહીં કરે તો તેની દીકરીઓને તલ્લાકનો ભોગ થવું પડશે. પ્રો. હુસૈન પોતે, તેના માબાપ અને બહેનોને સહન ન કરવું પડે તે માટે પોતાનું ઘર છોડી બાલબચ્ચા સાથે ગયા. બીજા કોઈ વોહરા તેને આશરો આપે એ સવાલ જ ન હતો. છેવટે તેનો એક પંજાબી હિન્દુ વિદ્યાર્થી તેને પોતાને ઘેર લઈ ગયો. પ્રો. હુસૈનને હું જ્યારે મળ્યો ત્યારે તે તેના વિદ્યાર્થી સાથે ઈન્દોરમાં રહેતા હતા. એક વરસ તે ત્યાં રહ્યા, જ્યારે તેના પિતાએ ગમે તે ભોગે તેની સાથે રહેવાનું નક્કી કર્યું. આ આખા કુટુંબની **બરાઅત** થઈ ગઈ છે અને એમ કહેવાય છે કે તેઓએ પોતાનો ધર્મ પણ બદલી નાખ્યો છે. કોઈપણ વોહરાને તેની અથવા તેના કુટુંબીઓ સાથે વાત કરવાની પણ મનાઇ છે.

**કેસ-૫ :**

ચાન્દાની એક વોહરા વિધવા બાઈનો પુત્ર માલેગાંવ (મહારાષ્ટ્ર)માં. એક સુધારક કુટુંબ સાથે રહેતો હતો.

આ માતાને તેના પુત્ર સાથે કાંઈ પણ સંબંધ ન રાખવાનું કહેવામાં આવ્યું. છતાં પણ મા તેના પુત્રને પત્રો લખતી હતી. ધર્મગુરુવર્ગના અમુક

ચમચાઓએ ટપાલીને લાંચ આપી આ પત્રો હાથ કર્યા. આને પરિણામે તેણીનું
અપમાન કરવામાં આવ્યું અને વડા મુલ્લાંજીના ફરમાનને "તાબે ન થવા" માટે
માફી માંગવાનું કહેવામાં આવ્યું. તેણીએ એક છેલ્લો પત્ર તેના બેટાને લખ્યો
અને એક પરસ્પર ભરોસાદાર વ્યક્તિ સાથે એ પત્ર મોકલાવ્યો, કારણ કે
તેણીને ડર હતો કે જો ટપાલમાં પત્ર નાખશે તો ફરી પકડાઈ જશે. આ પત્રમાં
આ બિચારી બાઈએ પોતાની વેદના ઠાલવી છે. માલેગાંવથી આ વિધવા બાઈના
પુત્રના એક સગા આ પત્ર અમારી પાસે લાવ્યા હતા.

**કેસ–૬ :**

અમારા હિતેચ્છુઓએ અમને એક દંપતી વચ્ચે થએલ પત્રવ્યવહારના
બે મુળ કાગળો વંચાવેલ. આ કાગળો હૃદયદ્રાવક વાત કહી જાય છે. આ બન્ને
પતિપત્ની એકબીજાને ખુબજ ચાહતા હતા. પણ પત્નીનું કુટુંબ સુધારક પ્રવૃત્તિ
તરફ સહાનુભૂતિ ધરાવનારૂં હતું એટલે ધર્મગુરુવર્ગે પતિ ઉપર દબાણ કર્યું કે
તે પત્નીને તલ્લાક આપી દે. આ હુકમને તાબે થવા સિવાય પતિ પાસે કોઇ
ઇલાજ ન હતો, કારણ કે તે ધર્મગુરુવર્ગનો એહસાનમંદ હતો. તલ્લાક પહેલા
લખેલા આ પત્રમાં તેણે પત્ની તરફના પોતાના પ્રેમના ભાવ રજૂ કર્યા છે
અને તેણીને આજીજી કરી છે કે એક છુપી જગ્યાએ તે તેને મળે. મને ખબર
નથી કે તેઓ મળ્યા કે નહીં પણ મને ચોક્કસ ખબર છે કે તેઓના તલ્લાક
થઈ ગયા.

**કેસ–૭ :**

વડોદરાની ડો. ખતિજાનો આ કિસ્સો છે. ડો. ખતિજા વડોદરાની મેડિકલ
કોલેજમાં ભણાવતી હતી અને એક ફખરૂદ્દીન બરોડાવાલા સાથે પરણેલી હતી.
આ એક પ્રેમલગ્ન હતા. છેલ્લા દસ વર્ષથી તેઓ સાથે રહેતા હતા અને તેમને
બે બાળકો હતા. ડો. ખતિજા ઉદેપુરના હતા જ્યાં તેના ભાઇ ઈબ્રાહિમ અલી
એન્જીનિઅર (ભારત સરકારની ઝિન્ક ઈન્ડિઆ લિ. ના ચીફ એન્જીનિઅર) તથા
તેની વૃદ્ધ માં બોહરા યુથ એસોસિએશન સાથે સંકળાએલા હતા. ધર્મગુરુવર્ગે ડો.
ખતિજાના ઉપર વડોદરામાં દબાણ કર્યું કે તે તેની મા તથા ભાઈઓ સાથેના
સંબંધ તોડી નાખી અને સ્થાનિક આમિલની રૂબરૂમાં તેમના ઉપર લાનત
(શ્રાપ) બોલે. ડો. ખતિજાએ તેમ કરવા ના પાડી અને મક્કમ વલણ લીધું.
સ્થાનિક આમિલે તેના પતિ ફખરૂદ્દીન બરોડાવાલાને કહ્યું કે તે તેની પત્નીને
સમજાવે કે તેણી હુકમનું પાલન કરે અથવા તેણીને તલ્લાક આપી દે. જ્યારે
શ્રી બરોડાવાલાએ આ બાબત વાંધો ઉઠાવ્યો અને જણાવ્યું કે તે તેની પત્ની

અને બાળકોને ચાહે છે ત્યારે આમિલે તેને કહ્યું કે વડા મુલ્લાંજીના હુકમનું પાલન ન કરે તેવી પત્નીને પ્રેમ કરવો તે પાપ છે અને એને પરિણામે થયેલા બચ્ચાઓ હરામના ગણાશે. થોડા મહિનાઓ સુધી તો પતિ મક્કમ રહ્યો અને **બરાઅત** (સામાજિક બહિષ્કાર)નો સામનો પણ કર્યો. પણ ધર્મગુરુવર્ગે હવે તેના આખા કુટુંબ ઉપર લડાંઇ માંડી અને શ્રી બરોડાવાલાના માબાપ, ભાઈઓ તથા બહેનોને પણ રંજાડવા શરૂ કર્યા. તેમની એક બહેન તો કલકત્તા જેટલે દુર હતી ત્યાં પણ તેની રંજાડ શરૂ થઈ ગઈ. ધર્મગુરુવર્ગે આમ શ્રી બરોડાવાલાના માબાપ અને બહેનોની રંજાડ શરૂ કરી અને તેઓએ એના બદલામાં ડૉ. ખતિજાની રંજાડ શરૂ કરી અને તેણીને અપમાનિત કરવા લાગ્યા. તેનો પતિ લાચારીથી આ બધું જોઈ રહ્યો. ડૉ. ખતિજા ઘણી ભણેલી લાયકાતવાળી હોવ ઉપરાંત એક સ્વમાની સ્ત્રી હતી. તેણી લાંબો વખત આ અપમાન અને બદનામી સહન કરી શકી નહીં અને પોતાના બચ્ચાઓ સાથે તે પતિનું ઘર છોડી ચાલી ગઇ. એક સુખી પરીણિત જોડું આમ જુદું પડી ગયું.

**કેસ–૮ :**

મુંબઈના મલ્લાડ પરાના અકસા **બીચ** પાસે એક યુવા દંપતી પોતાની ચાર વર્ષની બાળાને મુકીને ડુબી ગએલ. બે દિવસ પછી તેમના શબો ઘણી ખરાબ થઈ ગએલી સ્થિતિમાં મળ્યા. આ દંપતીના મા બાપ સુધારક ચળવળ પ્રત્યે સહાનુભૂતિ ધરાવનારા હતા આ કારણે વોહરાના વડા મુલ્લાંજીએ તેમના નિયંત્રણ નીચેના વોહરાના કબ્રસ્તાનમાં આ મૃત દેહોને દફનાવવાની રજા ન આપી. જ્યારે શબોને કુરલાના કબ્રસ્તાન પાસે લઈ જવામાં આવ્યા ત્યારે વડા મુલ્લાંજીના ઘણા કાંધિયાઓ કબ્રસ્તાનને ઘેરી વળ્યા હતા, મૈયતના જનાઝા સાથે આવેલા શોકગ્રસ્ત લોકોએ વારંવાર સમજાવ્યા છતાં આ કાંધિયાઓએ કબ્રસ્તાનનું ફાટક ખોલવાની ના પાડી. આ દંપતી એવી કરુણ રીતે ડુબી મર્યા હતા કે મૈયતમાં શામિલ બધા લોકો રડી રહ્યા હતા. પણ વડા મુલ્લાંજીના અનુયાયિઓને કંઈ અસર થતી નહતી અને મૈયતને દફનાવવા માટે અમને કબ્રસ્તાનમાં દાખલ થવા દેતા ન હતા. જનાઝા ઉપર તેઓ પથરા પણ ફેંકવા લાગ્યા કે જેથી અમો પાછા ફરી જઈએ. આવા તો કેટલાયે કિસ્સાઓ બન્યા છે જેમાં વડા મુલ્લાંજીના અનુયાયિઓએ મૈયતો અને દફનાવવા આવેલા માણસો ઉપર પથ્થરબાજી કરી છે કે જેથી વોહરાનાં કબ્રસ્તાનમાં તેઓ દાખલ ન થઇ શકે. દરેક વખતે પોલીસને કાં તો લાઠીચાર્જ અથવા તો ગોળી ચલાવવી પડી છે. આવા કરુણ પ્રસંગે ખરાબમાં ખરાબ દુશ્મનો પણ આવું અમાનુષી વર્તન

ન કરે પણ વોહરાના વડા મુલ્લાંજી કોમ ઉપર પોતાનું નિયંત્રણ જમાવી રાખવા માટે બેશરમ રીતે આવું કરે છે.

કેસ-૯

**બરાઅત** સામાજિક (બહિષ્કાર) અને તેનાથી આવતા ભયંકર પરિણામોના ડરથી કેટલીક વખતે લોકોને આત્મહત્યા કરવી પડી છે. તેનો એક દાખલો અહીં ટાંકું છું. પુનાની એક કન્યા તે જ શહેરના એક યુવક સાથે પરણી હતી. પણ છોકરાની મા તેની વહુ સાથે સારો વહેવાર કરતી ન હતી અને વારંવાર થતાં અપમાનથી તંગ આવી જઈને આ કન્યા પોતાના પતિથી જુદી થવા તૈયાર થઈ. તે તેના માબાપ સાથે રહેવા ચાલી અને મા બાપે પુત્રીના આ ભાગ્ય સાથે સમાધાન કરી લીધું અને તેઓ તલ્લાક લઈ લેવા માંગતા હતા. પણ છોકરીના પતિએ વોહરાના સ્થાનિક આમિલ નોમાનભાઈ સાહેબ પાસે જઈ, તેની મદદ માંગી (એમ કહેવાય છે કે ખિસાના જોરે) કે તે છોકરી ઉપર તેના ઘરે પાછી આવવા દબાણ લાવે. આમિલે છોકરીને તેની દેવડીએ બોલાવી અને તેણીના શોહરના ઘરે પાછા ફરવા તેને હુકમ કર્યો. છોકરીએ આમિલને સમજાવવાની કોશિશ કરી કે જ્યારે સાસુ તેણીને દુઃખ દે છે ત્યારે તેનો પતિ તેની માનો પક્ષ લે છે એટલે તે પાછી જવા રાજી નથી, પણ આમિલે તેની એકે વાત સાંભળી નહીં અને પતિના ઘરે પાછા જવાનો પોતાનો હુકમ ચાલુ રાખ્યો. જ્યારે છોકરી કબુલ ન થઈ ત્યારે આમિલે ધમકી આપી કે જો તે હુકમનું પાલન નહીં કરે તો તેની અને તેના માબાપની **બરાઅત** (સામાજિક બહિષ્કાર) કરવામાં આવશે. છોકરીએ આજીજી કરી કે બરાઅતના ડરથી તેણીને તેના પતિના ઘરે પાછા ફરવાનું ફરમાન ન કરે અને એમ પણ આજીજી કરી કે તેના કુટુંબનો આમાં કાંઈ વાંક નથી માટે **બરાઅત** કરી તેમને સજા થવી ન જોઈએ. પણ આમિલે તેની આજીજીની અવગણના કરી. ત્યારે છોકરીએ કહ્યું કે તેના પતિ સાથે રહેવા જવા કરતાં તો તે આપઘાત કરવો પસંદ કરશે. આમ છતાં આમિલને જરાય અસર થઈ નહીં. **બરાઅત**ના શ્રાપમાંથી તેના કુટુંબને બચાવી લેવા ખાતર છોકરી સાસરે ગઈ અને માંકડ મારવાની દવા પીને પોતાની માનસિક વ્યથાનો અંત આણ્યો. પોતાના કુટુંબને **બરાઅત**ની નામોશીથી બચાવી લેવા માટે આમ તેણીએ તેની જીંદગી સમર્પણ કરી દીધી. તેણીના dying declaration (મરણ સમયનું નિવેદન)માં તેણીએ આમિલ ઉપર સ્પષ્ટ આરોપ લગાડયો. આ સમાચાર પુનાના સ્થાનિક અખબારોમાં મોખરે છપાણા અને સ્થિતિ એવી તનાવપૂર્ણ બની ગઈ કે આમીલને ત્યાંથી નાસી જવું પડયું.

### કેસ-૧૦

ઉદેપુરમાં ૧૮ જાન્યુઆરી ૧૯૭૫ના મોઈય્યદપુરા મસ્જિદમાં જ્યારે બોહરા યુથના સમર્થકો મોટી સંખ્યામાં ભેગા થઈને ધાર્મિક ઉપદેશો સાંભળી રહ્યા હતા ત્યારે છરાઓ, સાયકલની ચેનો અને લાઠીઓ લઈ વોહરાના વડા મુલ્લાંજીના લગભગ ૪૦૦ ખંદાઓ મસ્જિદમાં ધસી આવ્યા અને તેમના ઉપર હુમલો કર્યો. આ લોહીયાળ હુમલામાં મોટી સંખ્યામાં પુરુષો, બૈરાઓ અને બાળકો ઘાયલ થયા. મસ્જિદની દીવાલો લોહીથી ખરડાઈ ગઈ. છ માસ પછી જ્યારે હું ત્યાં ગયો ત્યારે પણ મસ્જિદની દીવાલો ઉપર લોહીના દાઘ દેખાઈ રહ્યા હતા. વડા મુલ્લાંજીના આ લોહીતરસ્યા અનુયાયીઓએ સ્ત્રીઓ અને જવાન છોકરીઓને પોતાનું ખાસ નિશાન બનાવ્યું હતું. કેટલાય બૈરાઓની છેડતી કરી હતી અને ઘણાને મસ્જિદની પહેલા માળની ગેલેરીમાંથી નીચે ફગાવી દીધા હતા. પાછળથી એક વ્યક્તિ તેની ઈજાથી મરણ પામી હતી. બધા મુસલમાનો જેને નમાઝની પવિત્ર જગ્યા માને છે તે મસ્જિદમાં પણ સૈયદનાના અનુ-યાયીઓ ઘાતક હુમલો કરવાથી અચકાયા નહીં. નિર્દોષ માણસો જ્યારે ઉપદેશ સાંભળી રહ્યા હતા ત્યારે આ હુમલો કરવામાં આવ્યો હતો.

### કેસ-૧૧

ઉદેપુરમાં એક વૃદ્ધ માણસ જે બોહરાયુથ (સુધારક પક્ષ)નો આનુયાયી હતો તે ગુજરી ગયો. તેનો દીકરો આ પક્ષમાં ન હતો. તેને તેના પિતાના જનાઝાના સરઘસમાં શામિલ થવા દેવામાં ન આવ્યો એટલું જ નહીં પણ તે જ દિવસે તેના ઉપર શાદી કરવાની ફરજ પાડવામાં આવી કે જેથી "તેના બાપની વફાત" ઉપર તે ખુશી મનાવે. વડા મુલ્લાંજીની સત્તાનું ઉલ્લંઘન કરવાની તે હિમ્મત ન કરી શક્યો.

### કેસ-૧૨

જામનગરના અકબર મકાતી ૨૦ વર્ષ અગાઉ સુધારક પ્રવૃત્તિના હિતેચ્છુ હતા પણ સામાજિક દબાણને કારણે તેણે માફી માંગી લીધી હતી અને પ્રવૃ-ત્તિથી સંબંધ તોડી નાખ્યો હતો. તેની બીમાર પત્ની ૧૦ જુલાઈ ૧૯૭૭ના વફાત થઈ. તેની દફનવિધિની રજા લેવા માટે મકાતી સ્થાનિક આમિલ પાસે ગયા, પણ ૨૦ વર્ષ અગાઉ તેણે સુધારક ચળવળમાં ભાગ લીધો હતો અને કદાચ આજે પણ તેને તે ચળવળ પ્રત્યે સહાનુભૂતિ હોય એ કારણોસર સ્થાનિક આમિલે રજા આપવાની ના પાડી. મકાતીએ આમિલને સમજાવવાની ખૂબ

કોશિશ કરી કે હવે તેવું નથી પણ આમિલે રજા ન આપી અને લાશ ૨૪ કલાક કરતાં પણ વધુ સમય પડી રહી. જ્યારે લાશ સડવા માંડી ત્યારે મકાતીએ હિન્દુઓ અને મુસલમાનોને તેની વહારે બોલાવ્યા. બિન વોહરા પ્રજાના દબાણને લઈને છેવટે આમિલે રજા આપી પણ એ શરતે કે વફાત થએલ બાઈનો પતિ કે તેના દીકરાઓ દફનવિધિમાં ભાગ ન લ્યે. પતિ અને પુત્રો બીજો કોઈ રસ્તો ન દેખાતાં અને મૃતદેહને માન આપીને કબુલ થયા. આમિલ એવો તો દિલ વગરનો હતો કે લાશને ગાડામાં નાખીને લઈ જવાનો અને કોઈ પણ ધાર્મિક ક્રિયાઓ કર્યા વગર દફનાવી દેવાનો હુકમ કર્યો. જામનગરના સ્થાનિક છાપાઓએ આમિલના આ અમાનુષિ વર્તન ઉપર સખ્ત શબ્દોમાં ટીકા કરી હતી.

આવા તો હજારો કેસો છે જેમાંથી ઉપર દર્શાવેલા અમુક કેસ જ મેં તારવેલા છે. એ બધા કેસોની વિગત અહીં આપવી સંભવ નથી. હજારો વોહરા કુટુંબો યાતના ભોગવી રહ્યા છે. માત્ર એ કારણે જ કે તેઓએ પોતાના અંતરઆત્માનો અવાજ સાંભળવાનું પસંદ કરેલ છે. આવા પીડાઈ રહેલા કુટુંબો માત્ર ભારતમાં જ છે એમ નહીં બલ્કે સિલોન, પાકિસ્તાન, પૂર્વ આફ્રિકા, મધ્ય પૂર્વના દેશો, યુ. કે., યમન વગેરે ઘણી જગ્યાએ છે. સેંકડો માતાઓ, બહેનો, ભાઈઓ અને પતિઓ એવા છે કે જે પોતાના પુત્રો, ભાઈઓ, બહેનો અને પત્નીઓને મળી શકતા નથી કે વાતચીત કરી શકતા નથી, માત્ર એ કારણે જ કે તેઓ આ અદૃશ્ય "વાડ" ની એક અથવા બીજી બાજુએ છે. તેઓ વડા મુલ્લાંજીની સરકારની લાચારીથી ભોગ બનેલા છે. હા, તે એક સરકાર જ છે, જો કે તેનો કોઈ પ્રદેશ નથી અને ન તો કોઈ સામાન્ય રાજકીય સાધનો દ્વારા તેને સત્તા સુપ્રત કરવામાં આવેલી છે. પણ કોઇ પણ આપખુદ સરકાર જેટલી જુલ્મી બની શકે છે તેટલી તે પણ જુલ્મી બનેલી છે. આ આપખુદ ધર્મગુરુવર્ગના માળખા સામે સુધારકો લડી રહ્યા છે કે જેથી સારીયે દુનિયાના વોહરાઓ પણ લોકશાહી અધિકારો ભોગવતા સામાન્ય માનવી જેવી જીંદગી સ્વમાન સાથે જીવી શકે. જો કે તેઓનો સંઘર્ષ નિરાશાજનક જણાય છે જ્યારે **પોલિટિશ્યનો**એ તકવાદી વલણ અખત્યાર કર્યું છે ત્યારે, છતાં પણ તેઓ પોતાના ઉદ્દેશની શ્રદ્ધાથી આગળ ધપીને, લડી રહ્યા છે.

## એપેન્ડીક્સ ૧

## સેન્ટ્રલ બોર્ડ ઓફ દાઉદી વોહરા કમ્યુનિટીનો મેમોરેન્ડમ

Ref: CBDBC-4-78 ૭ એપ્રિલ, ૧૯૭૮.

નથવાણી કમિશન
C/o શ્રી સી. ટી. દરૂ
૯, ન્યુ અલ્કાપુરી સોસાયટી,
ગુલબાઈનો ટેકરો,
અમદાવાદ ૩૮૦ ૦૧૫

પ્રિય મહાશયો,

ભારતમાં તેમજ પરદેશ વસતાં દાઉદી વોહરા કોમના રોશન ખયાલ વર્ગના અમો પ્રતિનિધિઓ છીએ અને કમિશનની વિચારણા માટે અમો નીચે મુજબ **મેમોરેન્ડમ** રજુ કરીએ છીએ.

દાઉદી વોહરાઓમાં સુધારક ચળવળ વીસમી સદી જેટલી જ પુરાણી છે. આ કોમમાં ચર્ચ જેવું માળખુ છે જેની ચોટીએ ઇમામ છે જે **પરદે** છે એમ માનવામાં આવે છે. ઈમામની ગેરહાજરીમાં **દાઈ-ઉલ-મુત્લક** તેમનું પ્રતિનિધિત્વ ધરાવે છે અને એટલે તે આ **ફીરકા**ના સામાન્ય રીતે વડા છે. ચર્ચ જેવું આ પ્રકારનું માળખું આ ફીરકાને અસામાન્ય જાતનો ફીરકો બનાવે છે અને બીજા ઈસ્લામના ફીરકાઓથી તેને અલગ પાડે છે અને તેનું પોતાનું સ્વતંત્ર લક્ષણ આપે છે.

ઇમામની ગેરહાજરીમાં **દાઇ** બધી ધાર્મિક સત્તાઓનો ઉપયોગ કરે છે જે સત્તાઓ નહિંતર ઇમામ ચલાવતા હતા, જો કે ધર્મની દૃષ્ટિએ જ્યારે ઇમામ **પરદે** હોય ત્યારે અમુક મહત્ત્વની કાર્યવાહીઓ દાઇને કરવા દેવામાં આવતી નથી. ધાર્મિક પ્રચલિત માન્યતા (dogma) અનુસાર ઈમામ **માસુમ** (infallible, ભૂલ ન કરનાર) છે, જ્યારે દાઈ–ઉલ–મુત્લક નથી. જો કે હમણાં હમણાં અમુક દાઇઓએ એવો દાવો કર્યો છે કે તેઓ quasiinfallible (માસુમ જેવા જ) છે, ભલે માસુમ ન કહેવાય. અગાઉના દાઈઓ પોતાની સત્તાના બારામાં ઉદાર હતા, અને બીજા **ઉલેમાઓ** (વિદ્વાન પંડિતો)ને નમાઝની ઈમામત પઢાવવાના, નિકાહ પઢવાના, દફનક્રિયાઓ કરવાના વગેરે ધાર્મિક કાર્યો, દાઈની પહેલાથી રજા વગર બજાવવા માટે ઘણી છૂટ આપતા હતા. સ્થાનિક જમાતો પણ રોજિંદા કાર્યો ઉકેલવામાં, જેવા કે જમાતનું કામ

ચલાવવા માટે સ્થાનિક પ્રતિનિધિઓ ચૂંટવા, પૈસા ઉઘરાવવા અને વાપરવા વગેરે માટે પૂરી સ્વાયત્તતા (autonomy) ભોગવતી. લોકશાહી ધોરણોને આ માન આપવા બરાબર હતું અને સરળ કાર્યવાહીનો રસ્તો સાફ રાખતું. સ્થાનિક જમાતો ગરીબો, હાજતમંદો, વિધવાઓ અને યતીમોની દેખભાળ કરતી, અને કોઈ પણ જાતના ઘર્ષણ કે સામાજિક તનાવ વિના સહકાર અને મળતાવડાપણાની ભાવના પ્રસરી રહેતી.

બધા જાણે છે કે દાઉદી વોહરા કોમ નાના વેપારીઓ અને ધંધાદારીઓની કોમ છે જેની ધર્મનિષ્ઠા જાણીતા છે. જ્યારે સ્થાનિક જમાતો અને ઉલેમાઓને વધુ છૂટ અપાતી હતી, ત્યારે કોમના વડા પ્રત્યેનો ભક્તિભાવ કોઈ પણ જાતના દ્વેષભાવ વગર અખંડિત રહેતો. જો કે ભૂતકાળ વિષે આ કાંઇ આદર્શ ચિત્ર નથી તો પણ એકબીજા પ્રત્યેના માન અને મરતબાના પાયા ઉપર રચાએલ આ વ્યવસ્થા સરળ કામગીરી તરફ લઈ જનારી હતી.

પણ વિસમી સદીની શરૂઆતમાં જ્યારે સૈયદના તાહેર સૈફુદ્દીન, એકાવનમા દાઇ તરીકે આ પ્રતિષ્ઠાવાન ગાદી ઉપર આવ્યા ત્યારે વસ્તુસ્થિતિમાં ફેરફાર થવા લાગ્યા. તેમના પૂર્વાધિકારીએ પણ સત્તા કેન્દ્રીત કરવાના પગલાઓ લીધા હતા, પણ એકાવનમા દાઈ તો તેમ કરવામાં હદ ઉપર પહોંચ્યા. જ્યારે કોમના અમુક આગેવાન સભ્યોએ મુંબઈના ચાંદાભાઈ શેઠની દરગાહના ગલ્લા (દાનના પૈસાની પેટી)ના મેનેજરોને સવાલો કર્યા ત્યારે સત્તાના કેન્દ્રીકરણની પ્રક્રિયા વધુ તેજ બની, કારણ કે આ મેનેજરોને સૈયદના તાહેર સૈફુદ્દીનના દબાણ અને ફરમાનો હેઠળ, તેમના કબ્જામાં રહેલા સખાવતના ફાળાઓમાંથી બદરી મહેલ નામની એક આલિશાન રહેણાક–અને–ઓફિસની ઇમારત બાંધવા માટે મોટી રકમો આપવી પડી હતી. આ ઇમારત મુંબઇના ફોર્ટ એરિઆના દબદબાભર્યા લતામાં સૈયદના, તેમના ભાઈઓ અને કુટુંબીજનો માટે બાંધવાની હતી. મજકુર ઈમારત જો કે **પબ્લિક ચેરિટી** ફન્ડમાંથી બાંધવામાં આવી હતી તો પણ તેને વ્યક્તિગત માલિકીની સંપત્તિ તરીકે રાખવામાં આવી હતી. જ્યારે મજકુર મેનેજરો પોતાના કૃત્યને સંતોષકારક રીતે સમજાવવામાં અસમર્થ રહ્યા ત્યારે સર આદમજી પીરભાઈ (જેઓ મશહુર વોહરા દાનવીર હતા) તેમના પુત્ર શ્રી ઈબ્રાહીમ આદમજીએ મુંબઇના એડવોકેટ જનરલ, જે પબ્લિક ટ્રસ્ટી પણ હતા તેમને લખ્યું. આ તબક્કે સૈયદના આગળ આવ્યા અને એડવોકેટ જનરલ સમક્ષ દાવો કર્યો કે કોમના સભ્યોની જીંદગી, મોત અને સંપત્તિ જેમાં અલબત્ત બધા ચેરિટેબલ અને પબ્લિક ફન્ડઝ પણ આવી જાય, તે ઉપર

તેમને સંપૂર્ણ સત્તા (absolute power) છે, અને હજુ આગળ વધીને એવો દાવો કર્યો કે તેઓ પૃથ્વી ઉપર અલ્લાહના એક માત્ર પ્રતિનિધિ (sole representative) છે એટલે તેઓ સંપૂર્ણ સત્તા (absolute power) ભોગવે છે અને તેથી કરીને દેશના કોઈ પણ કાનૂનને કે કોઈ પણ વ્યક્તિને અલ્લાહ સિવાય, હિસાબ આપવા બંધાએલ નથી (E 1) એડવોકેટ જનરલ આ દાવો કબૂલ કરવા તૈયાર ન થયા અને ત્યારની મુંબઈની હાઈકોર્ટના જસ્ટીસ માર્ટીનને આ કેસ સોંપ્યો. આ મુકદમો (O. O. C. J. Suit No. 941 of 1917, Advocate General of Bombay V/s. Yusufali Ebrahimji and Syedna Taher Saifuddin) ઘણી ધમાચકડીથી લડાણો હતો. આ કાનૂની લડાઈ લડવામાં ઘણા નામાંકિત ઉલેમાઓ અને કોમના આગેવાનો ઈબ્રાહીમ આદમજીની પડખે ઉભા રહ્યા હતા. ચુકાદામાંથી ટાંકેલા ફકરાઓ, જે આ સાથે બીડેલ છે, તે ઉપરથી જોઈ શકાશે કે મુંબઇની હાઇ-કોર્ટે સૈયદનાનો દાવો માન્ય રાખવાની છેવટે ના પાડી. આ મુકદમાની સુના-વણીઓ (proceedings) દરમ્યાન એકાવનમા દાઈ તાહેર સૈફુદ્દીને વિચિત્ર દાવાઓ કર્યા હતા, જેમાંના અમુક નીચે મુજબ છે:-

૧, કે તેઓ પૃથ્વિ ઉપર અલ્લાહ જેવા જ છે;

૨, કે મહમ્મદ નબીની દરેક સત્તા તેની પાસે છે અને પાક કુરાન અને શરિઅતમાં તે સુધારા કરી શકે છે;

૩, કે તે વ્યાજ લ્યે છે અને વ્યાજ દયે છે, જો કે ઈસ્લામમાં વ્યાજની લેવડદેવડ ઉપર સખત પ્રતિબંધ છે;

૪, કે તે 'ધણી', 'માલિક' છે–કોમનો સંપૂર્ણ એક માત્ર (absolute owner) માલિક અને **મિસાક**ના કારણે કોમના સભ્યો તેના ગુલામો છે;

૫, કે પબ્લિક ફન્ડઝનો તે પોતાના માટે અને પોતાના કુટુંબ માટે ઉપયોગ કરી શકે છે, પછી તે સખાવતના હોય કે ન હોય.

આવા દાવાઓ અગાઉ કદી સાંભળવામાં આવ્યા ન હતા અને બીજા કોઈ દાઈએ આવા દાવાઓ કર્યા ન હતા. પણ કોર્ટના સાક્ષીના કઠેરામાં ઉલટ પાલટ તપાસ વખતે તે પોતાના દાવાઓને પુરવાર કરી શકયા ન હતા અને પોતાનો મત વારંવાર એવો બદલતા રહ્યા કે ન્યાયાધીશે ટકોર કરેલી કે આવો "slippery witness" (લપસી જતો સાક્ષી) તેમને કદી મળ્યો ન હતો. આખરે absolute owner (સંપૂર્ણ એક માત્ર માલિક) હોવાના બદલે તેમને કોમની પબ્લિક ચેરિટેબલ સંપત્તિના એક ટ્રસ્ટી જાહેર કરવામાં આવેલ.

સૈયદના તાહેર સૈફુદ્દીનને લાગેવળગે છે ત્યાં સુધી આ એક ખતરનાક સ્થિતિ ઉભી થઈ હતી. કોમના ઘણા આગેવાન પુરુષોએ તેમજ ઉલેમાઓએ તેમના આ દાવાઓનો ખુલ્લમખુલ્લો પડકાર કર્યો હતો. તેમને એમ લાગ્યું કે જો આ વસ્તુ અટકાવવામાં નહીં આવે તો "ભયંકર સ્થિતિ" ઉભી થશે. માટે તેમણે બળજબરી વાપરવી શરૂ કરી કે જેથી તાબે ન થનારા (recalcitrants) તેની હરોળમાં આવી જાય. ઈબ્રાહીમભાઈ આદમજીનો જેઓએ પક્ષ લીધેલ તેમને બધાને પોતાની મરજી મુજબ નાતબહાર કર્યા અને પોતાનો નિર્ણયો દયા રાખ્યા વગર ઠોકી બેસાડયા. એવો ભય ઉભો કરવામાં આવ્યો કે કોમ ધ્રુજી ઉઠી. આમ ઘણાખરા વિરોધીઓ ડરી ગયા અને માફી માંગવા અને પીછેહઠ કરવા તૈયાર થઈ ગયા. માત્ર થોડાઓએજ ભુલ કબુલ ન કરી અને તેઓ સાવ જુદા પડી ગયા અને ભયંકર ત્રાસ ભોગવ્યો. એટલું જ નહીં પણ સૈયદનાએ બધી સત્તા પોતાના હાથમાં કેન્દ્રીત કરી લીધી કે જેથી પોતાનો સીક્કો પાડી શકે અને સત્તાને નક્કર કરી મજબુત કરી શકે. ઉપર જણાવ્યું તેમ ઉલેમાઓ અને સ્થાનિક જમાતો આ સત્તા (powers) ભોગવતા હતા. દાઇની વ્યક્ત કરેલી રજા વગર સ્થાનિક ઉલેમા હવે નિકાહ પઢવાનું, દફનવિધિ વગેરે ક્રિયાઓ કરી શક્તા નહીં. સ્થાનિક જમાતોને પણ પબ્લિક રકમના પૈસાઓ તેમને (દાઈને) ભરપાઈ કરવાની ફરજ પાડવામાં આવતી અને દાઈની રજા વગર એક પાઈ પણ સ્થાનિક જમાત વાપરી શકતી નહીં. અગાઉ જે બધા અધિકારો સ્થાનિક જમાતો ભોગવતી તે હવે દાઈએ નિયુક્ત કરેલા આમિલોને સોંપવામાં આવેલ. આ આમિલો હવે સૈયદના, તેના બે ભાઈઓ અને તેમના કુટુંબના બીજા સભ્યોના હાથમાં માત્ર કઠપુતલીઓ હતા. આ કુટુંબના અત્યારે ૧૮૮ સભ્યો છે અને દરેક સભ્ય એક રજવાડા (minim-potentato) જેમ વર્તે છે.

આ જાતના કેન્દ્રીકરણ અને લશ્કરી શિસ્ત (regimentation) થી તે આપખુદ જેવા, અને સાથે નાણાની શક્તિથી અત્યંત સત્તાધારી બની ગયા. ગર્ભથી કે મોત સુધી દાઉદીવોહરાની જીંદગીના દરેક પાસાનું તે નિયંત્રણ કરનાર બન્યા. કોઈપણ પ્રવૃત્તિ, પછી તે ધાર્મિક હોય કે દુનિયાદારી, હવે તેમની રજા વગર થઈ શકતી ન હતી. જે સંસ્થાઓ સામાજિક કલ્યાણ, સંસ્કૃતિ કે આધુનિક શિક્ષણને પ્રોત્સાહન આપી માનવ સ્વમાન અને માનવ લોકતાંત્રિય અધિકારોની વધુ જાગૃતિ લાવનારી હતી, તેને ફરમાનો આપી બરખાસ્ત કરવામાં આવતી કે તેના ઉપર પ્રતિબંધ મુકવામાં આવતો.

સહકારી બેન્કો અથવા એવી કોઈ બીજી સંસ્થાઓ જેના ઉપર પ્રતિબંધ ન મુકી શકાય અથવા બરખાસ્ત ન કરી શકાય તેને તેમના ખાંધિયાઓ હાથ કરી લેતા અને છેવટે ગુંગળાવીને શહીદ કરી દેતા. અમુક રાષ્ટ્રિય અખબારો જે લોકતંત્ર, માનવ અધિકાર અને આધુનિકરણના ઉદ્દેશને પ્રોત્સાહન આપતા તે વાંચવા ઉપર પ્રતિબંધ મુકવામાં આવેલ અને જો તેમના બાતમીદારો એવો રિપોર્ટ આપે કે કોઈ વોહરો છાનોમાનો એ વાંચે છે તો એ વ્યક્તિજ નહીં પણ તેવું આખુયે કુટુંબ અને સગાસંબંધી અને મિત્રોને રંજાડવામાં આવતા. બુરહાનપુરની નામાંકિત હકિમિયા હાઈસ્કુલ, લાયબ્રેરી અને ગુલઝારે હકીમી પ્રેસ જે આધુનિક શિક્ષણના પ્રથમ હીમાયતીઓ (pioneers) હતા તેમને ગુંગળાવીને ખતમ કરી નાખ્યા. કરાંચીનું એક ઘણું લોકપ્રિય મેગેઝિન 'આગેકદમ' અને અમરેલી (સૌરાષ્ટ્ર)નું 'બાગે મોમિન' ઉપર પ્રતિબંધ મુકવામાં આવેલ અને જેઓ પાસે જુના અંકો પણ હતા તેમને રંજાડવામાં આવેલ. જ્યારે 'બાગે મોમિન' ના તંત્રી ગુજરી ગયા ત્યારે તેના મૃતદેહને સ્થાનિક વોહરાના કબ્રસ્તાનમાં દફનાવવા દેવામાં આવેલ નહીં, એટલું જ નહીં પણ વોહરાઓને હુકમ કરવામાં આવેલ કે તેના મૈયતના જનાઝામાં કોઈ શામિલ ન થાય. આને પરિણામે તેમના દીકરાને મૈયતને બેલગાડીમાં નાખી હિન્દુ અને મુસલમાન લોકોની મદદથી દફનાવવું પડેલ. ઉર્દૂ સામયિક 'ઈન્સાફ' ના તંત્રી મુલ્લાં અબ્બાસ ઔરંગાબાદીના મોઢા ઉપર તેજાબ ફેંકવામાં આવેલ જેને પરિણામે તેની એક આંખ ગઈ અને ચેહરો ગંભીર રીતે બળી ગયો. આવો ત્રાસ આપવા છતાં જ્યારે મુલ્લાં ઔરંગાબાદીએ નમતું ન આપ્યું ત્યારે તેની જીંદગી એવી કફોડી સ્થિતિમાં મુકાઈ ગઈ કે છેવટે તેને કરાંચી નાસી જવું પડયું. પણ આમ છતાં એને છોડવામાં ન આવ્યો. એક દિવસે બપોર પછી જ્યારે લોકો બપોર પછીના આરામમાં પડેલા ત્યારે બે ખૂનીઓ તેના ઓરડામાં ઘુસી ગયા અને પેટ્રોલ છાંટી તેને જીવતા બાળી મુકયા (E2). પુરાવા તરીકે આ સાથે બીડેલ દસ્તાવેજ જુઓ. શ્રી એસ. એ. નવાબનો પત્ર (H/60/1c, મલિર કોલોની, કરાંચી-૩૭)શ્રી વી. એમ. તારકુન્ડેને સંબોધેલ છે તે પણ જુઓ. જેમાં એ લખે છે કે મુલ્લાં અબ્બાસ ઔરંગાબાદીને બાળી મુકવામાં આવેલ તેના પુરાવા તેની પાસે છે અને કમિશન સમક્ષ હાજર થવા તે તૈયાર છે. તાત્કાલિક સંદર્ભ માટે મજકુર પત્રની ફોટો કોપી બીડવામાં આવી છે. (E3)

આ સાથે સાથે કોમની કરોડો રૂપિયાની પબ્લિક ચેરિટેબલ/વકફ સંપત્તિ તેમના મેનેજરો/ટ્રસ્ટીઓ પાસેથી સૈયદનાએ નિર્દય રીતે કબ્જે કરી લેવા

માંડી. જેઓ સહકાર ન આપતા તેમની સખત રંજાડ શરૂ કરી. કાનૂની મુશ્કેલીઓથી જે ટ્રસ્ટો હાથ ન કરી શકાણા તેમાં સૈયદનાએ પોતાને એક (sole) ટ્રસ્ટી બનાવડાવ્યા અને મુંબઈ હાઈકોર્ટ સમક્ષ તેમણે કરેલા દાવાઓ મુજબ પોતાને વિસ્તૃત અને મનમાની સત્તાઓ અપાવી (E4). આ સાથે બીડેલા મદ્રાસ વકફ બોર્ડના નિર્ણયને જુઓ જે માત્ર 'સમુદ્રમાં ડુબેલા બરફના પહાડ (iceberg)ની અણીજ દેખાડે છે. આ બધી બાબતોથી વોહરાઓમાં ઘણો તનાવ પેદા થયો. કોમમાં ભયનું મોજું ફરી વળ્યું આ બધું ગણત્રીમાં લઇને બુધ્ધિજીવી વોહરાઓમાં અસંતોષ વધતો ગયો.

ગણ્યાગાંઠયા સુધારકો જેઓ આગળ આવ્યા તેમને નિર્દય રંજાડ અને કોમમાંથી સંપૂર્ણ રીતે અલગ પડી જવાનું ભોગવવું પડયું હતું. તેમની મુખ્ય માંગો આ મુજબ હતી :–

(अ) કોમના બિન–મજહબી કારોબારના મૈનેજમેન્ટનું વિકેન્દ્રીકરણ ફરી દાખલ કરવું;

(ब) માનવ સ્વમાન અને માનવ અધિકારો ફરી સ્થાપિત કરવા;

(क) સ્થાનિક જમાતોના કારોબારનું લોકતાંત્રિકરણ;

(ड) ભારતમાંથી અને વિદેશોમાંથી લગભગ રૂ. ૧૦ કરોડથી રૂ. ૧૨ કરોડની જબ્બર રકમ જે જુદા જુદા કરવેરા તથા **ઝકાત–સીલા –ફીત્રા** (tithes)થી દર વરસે ઉઘરાવાય છે તેનો લોકોને હિસાબ આપવાની વ્યવસ્થા. આ ફાળાઓ કોમના સમાજકલ્યાણ માટે છે અને વ્યક્તિગત ઉપયોગ માટે નથી.

પરદેશમાંથી વસુલ થતાં ફાળાઓ ભારતમાં લાવવામાં આવે છે કે નહીં અને તેનો હિસાબ રખાય છે કે નહીં તેની કોઈપણ વ્યક્તિ કલ્પના કરી શકે છે. ભારતમાં સરકાર સત્ય શોધી કાઢવા અસમર્થ જણાય છે કારણ કે સૈયદના પાસે નાણાની થેલીની શક્તિ છે. (E5) અમુક કરવેરા અને ભારત અને પરદેશમાંથી ઉઘરાવાતી કુલ રકમની એક નોંધ આ સાથે બીડેલ છે તે જુઓ. (E6) નનામું એક નિવેદન, જે કદાચ સૈયદનાના એક આમિલે જારી કર્યું છે એમ માની શકાય, અને જેમાં અમે જણાવેલ જુદી જુદી જાતના કરવેરા અને વસુલી વિષે વિવાદ કર્યો છે, તે આ સાથે બીડેલ છે તે પણ જુઓ. સુધારક ચળવળને સખત જુલ્મોથી દબાવી દેવાના પ્રયાસ છતાં સમય સમય પર થોડી વ્યક્તિઓએ આ પ્રકાશ આપતી મશાલ જલતી રાખી છે. આ ઉજ્જવલ ધ્યેય માટે તેઓએ

ઘણી કુરબાનીઓ આપી છે. અહીં એ સ્પષ્ટ કરવું પડે છે કે કોઈપણ વખતે આ સુધારકોએ જેમાં હાલના સુધારકો પણ આવી જાય છે, તેમણે દાઈની દાવતનો અથવા સૈયદના તાહેર સૈફુદ્દીનની અથવા તેના ઉત્તરાધિકારીની દાઈ હોવાની કાનુનતઃ યોગ્યતાને પડકાર કર્યો નથી.

ત્રીસ અને ચાલીસના દશકાઓથી જ સુધારકોએ માત્ર મનોબળ અને ખંતથી આ લડત ટકાવી રાખી છે, કારણ કે ભૌતિક અને બીજી સાધન સંપત્તિમાં તેઓ શક્તિશાળી સૈયદનાથી ઘણા ઉતરતા હતા.

બીજા દેશોમાં જ્યાં ભારતથી દાઉદી વોહરાઓ જઈને વસ્યા હતા, ત્યાં પણ આવા જોરજુલમના પગલાંઓ લેવાનું સૈયદનાએ ચાલું રાખ્યું. પૂર્વ આફ્રિકાના વોહરાઓમાં પણ ઘણી બેચેની વ્યાપી રહી હતી અને સૈયદના પાસેથી તેઓ પણ આવા અધિકારો માંગતા હતા. પણ પૂર્વ આફ્રિકામાં બ્રિટિશ સત્તાવાળાઓ આવા જુલમી પગલાંઓને સમર્થન આપતા ન હતા અને ત્યાંની જમાતો માટે લોકતાંત્રિય બંધારણો ઘડવાની સૈયદનાને ફરજ પડાએલ. (E7) આ બંધારણ જેની એક નકલ આ સાથે બીડેલ છે તેમાં સૈયદનાની દાઈ તરીકેની ધાર્મિક **પોઝિશન** ઉતારી પાડયા વગર સ્થાનિક જમાતોને તેમના બિન–ધાર્મિક કારોબારમાં સંપૂર્ણ સ્વાયત્તતા આપવામાં આવેલ. એ ધ્યાનમાં રાખવું જ જોઈએ કે ભારતના હાલના સુધારકો પણ લગભગ એવાજ પ્રકારનું બંધારણ માગે છે અને તેઓએ પણ દાઈની કાનુનતઃ યોગ્યતા (legitimacy) ને કદી પડકારેલ નથી.

પ્રથમ બોહરા એજ્યુકેશનલ કોન્ફરન્સ ઈ. સ. ૧૯૩૨ માં શ્રી ઈસ્માઈલ એમ. કાન્ગા જેઓ આગળ પડતા સોલીસીટર અને ઈથીઓપિયાના માજી કાઉન્સલ જનરલ છે તેમના મર્હુમ પુત્ર શ્રી મહમ્મદઅલી કાન્ગાની અધ્યક્ષતા હેઠળ બોલાવાએલી હતી. આ કોન્ફરન્સ યોજનારાઓને તેમજ તેમાં ભાગ લેનારાઓને પણ નાતબહાર કરવામાં આવ્યા હતા અને તેમના કુટુંબીજનો અને સગા વ્હાલાઓને રંજાડવામાં આવ્યા હતા. મર્હુમ શ્રી હાતીમ અલવી અને બીજા આગેવાનોએ એ સમયમાં એક બોહરા યુથ એસોસિએશન કરાંચીમાં ઉભું કર્યું હતું. કેળવણીના ઉદ્દેશને, ખાસ કરીને કન્યાઓમાં પ્રોત્સાહન આપવાનો તેમનો ઈરાદો હતો. ત્યાં સુધી સ્ત્રી કેળવણી ઉપર સંપૂર્ણ પ્રતિબંધ હતો. વિરલાઓની આ મંડળી ઉપર ઘાતક હુમલાઓ થયા હતા અને તેમને રંજાડવામાં આવેલા. પણ તેમાંના ઘણાખરાએ જરા પણ નમતું મુકયું નહીં અને તેમની ઉમદા પ્રવૃત્તિઓ ચાલુ રાખી. હિંસાથી સુધારકો ડરી ગયા ન હતા એ જોઈને વિવિધ

કાવાદાવાઓ અને ભાગલા પાડી રાજ કરવાની નીતિનો ઉપયોગ કરાયો જેને પરિણામે તે પછીના દસકામાં આ સંગઠન તુટવા માંડયું અને છેવટે ખતમ થઈ ગયું.

સને ૧૯૪૪માં સુધારક વોહરાઓએ ફરી સંગઠિત થવા પ્રયત્ન કર્યો અને પૂર્વ આફ્રિકાના સર યુસુફઅલી કરીમજી જીવણજીની અધ્યક્ષતા હેઠળ મુંબઈમાં એક મોટી કોન્ફરન્સ બોલાવી. શરૂ થવાના એક કલાક પહેલા મુંબઈના કવીન્સ રોડ ઉપરનો સુન્દરબાઈ હોલનો જ્યાં કોન્ફરન્સ ભરાવાની હતી ત્યાં સૈયદનાના ચમચાઓની દોરવણીથી પાંચ હજાર કરતાં પણ વધુ વોહરાઓના હિંસક ટોળાએ કબ્જો લઈ લીધો, સુધારક વોહરાઓને કોન્ફરન્સ હોલમાં દાખલ થતા પરાણે રોકવામાં આવ્યા હતા. છેવટે ખાનગીમાં સ્થળ બદલી નાખીને ઘણાજ તનાવ હેઠળ કોન્ફરન્સ ભરવામાં આવી હતી. ત્યાર પછી તુરત જ કોન્ફરન્સ યોજનારા આગેવાનો અને ભાગ લેનારાઓને ઓળખી કાઢી તેમને નાતબહાર કરવામાં આવ્યા હતા અને જુદી જુદી રીતે પજવવામાં આવ્યા હતા.

સન ૧૯૪૪ થી ૧૯૫૭ સુધી કોમમાં એવો ડર પેસી ગયો હતો કે કોઈપણ વ્યક્તિ ખુલ્લમખુલ્લા સૈયદનાની અવગણના કરી શકતી ન હતી. તો પણ રાખ નીચે થોડા અંગારા ધગી રહ્યા હતા.

સન ૧૯૫૭માં ગુજરાતના બગસરા ગામમાં સુધારકોની બીજી કોન્ફરન્સ ભરાણી જેમાં મોટી સંખ્યામાં લોકો હાજર થયા. આ કોન્ફરન્સમાં હાજર થએલા ડેલીગેટોએ બીજી માંગો ઉપરાંત્ત પૂર્વઆફ્રિકાની (જમાતોના) બંધારણ મુજબ બંધારણ ફરી દાખલ કરવાની, વોહરાના વિદ્યાર્થીઓને શિક્ષણ માટે વધુ સગવડતાઓ આપવાની, હોસ્પિટલો, યતીમખાનો વગેરે, જેની અછતથી કોમને ઘણી અગવડતાઓ ભોગવવી પડે છે, તેની સખાવતી સંસ્થાઓ ઊભી કરવાની માંગ કરી જ્યારે કે ધર્મગુરુવર્ગ દર વરસે જબ્બર રકમો વસુલ કરે છે. આ ફાળાઓનો હિસાબ આપવાની પણ સૈયદનાને વિનંતી કરવામાં આવી. ધર્મગુરુ-વર્ગ માટે આ ફરી, ખતરાની નિશાની હતી અને તેથી જેઓએ બગસરા સમ્મેલનમાં ભાગ લીધો તેમના ઉપર પજવણીનો જોરજુલમ છુટો મુકયો. બગ-સરા સમ્મેલન વિરુદ્ધ ઠરાવો પસાર કરવાની જુદી જુદી જમાતો ઉપર ફરજ પાડવામાં આવી અને જેઓએ તેમાં ભાગ લીધો હોય તેમને 'મુદદઈ (threthes, ધર્મવિરોધી) ઠરાવી વખોડી કાઢવાનું કહેવામાં આવ્યું. જો કે ભાગ લેનારાઓ સૈયદનાએ પૂર્વ આફ્રિકાની બાબતનાં જે માન્ય રાખ્યુ હતું તેનાથી વધુ કાંઇજ માંગી રહ્યા ન હતા. પૂર્વ આફ્રિકાના વોહરાઓની જમાતોને બંધારણ આપવામાં

આવ્યુ હતું એ વાત સૈયદનાએ તેના ભારતના અનુયાયિઓથી છુપી રાખી હતી. એ બીકે કે કોમમાં લોકતાંત્રિય આશાઓ ફેલાશે જે તેમની આપખુદ સત્તાના પાયાનેજ હચમચાવી દેશે. આ બીક એટલી જોરદાર, હતી કે સફળતાપૂર્વકની ચાલો ચાલીને અને "ભાગલા પાડીને શાસન કરો"ની જમાના જુની અને સારી રીતે અજમાવાએલ નીતિને અનુસરીને, સૈયદના તાહેર સૈફુદ્દીનની વફાત પછી ૧૯૬૫માં પૂર્વઆફ્રીકાના બંધારણને રદ કરવામાં હાલના સૈયદનાના ભાઇ યુસુફ નજમુદ્દીન સફળ થયા.

સાંઠના દાયકાની મધ્યમાં ગુજરાતના ગોધરા શહેરમાં સુધારક ચળવળે નવું જોર પકડયું, અને ત્યાંના ઘણા ભાઈઓએ ધર્મગુરુવર્ગના જે ફરમાનો દાઉદી વોહરા કોમની સાચી માન્યતાઓ ઉપર આધારિત ન હતા તેને નકારી કાઢયા. સૈયદનાની અગાઉથી રજા લીધા વગર ત્યાં કેટલાયે નિકાહો પઢાયા. તેવી જ રીતે તેમની અગાઉથી રજા લીધા વિના, ઇસ્લામમાં રહેલી દફનક્રિયાની વિધિઓ પુરી કરીને મૈયતોને દફનાવ્યા પણ ખરા. ગોધરાના બહાદુર પુત્રો અને પુત્રીઓને પણ ઘણો જોરજુલમ ભોગવવો પડયો અને ધર્મગુરુવર્ગ હંમેશાની જેમ **'બરાઅત'** (સામાજિક બહિષ્કાર)નું હથિયાર, તેમને બાકીની કોમથી અળગા પાડી નાખવા માટે ચલાવ્યું. થોડા વરસોની લડત પછી ગોધરાના લોકોને નમવું પડયું.

નાતબહાર કરવાના હથિયારનો ઉપયોગ કરવાનું હવે ધર્મગુરુવર્ગ માટે સંભવ ન હતું એ બાબતની અહીં નોંધ લેવી રસિક જણાશે. આ દરમ્યાન સુપ્રીમ કોર્ટ તેના **મેજોરિટી જજમેન્ટ**માં (બહુમતીથી અપાએલ ચુકાદો) જે ૧૯૬૫માં આપેલ તેમાં માત્ર ધાર્મિક કારણોસર નાતબહાર કરવાના સૈયદનાના અધિકારને માન્ય રાખેલ, તો પણ કુદરતી ન્યાયના (natural justice) હિતમાં કોઈપણ વ્યક્તિને નાતબહાર કરતાં પહેલાં અનુસરવા માટે ચાંપતી ચોકસાઈની ક્રિયા પદ્ધતિ નક્કી કરેલી હતી અને તેમ છતાં પણ નાતબહાર કરવાનો નિર્ણય અદાલતમાં કાયદેસર લડી શકાય તેવો (justiciable) કરવામાં આવ્યો હતો. ધર્મગુરુવર્ગ માટે મનમાની રીતે કોઈને નાતબહાર કરવાનું આનાથી લગભગ અશકય બની ગયું હતું. (E8) સુપ્રીમ કોર્ટના જજમેન્ટની એક નકલ આ સાથે બીડી છે, જેમાંથી જોઈ શકાશે કે એક વ્યક્તિ, એટલે સૈયદનાના વ્યક્તિગત અધિકારનું રક્ષણ કરવા જતાં દસ લાખ વોહરાઓના નાગરિક અને માનવ અધિકારોને ધ્યાનમાં નથી લેવામાં આવ્યા. ચીફ જસ્ટીસ બી. પી. સિંહાએ **ડીસેન્ટીંગ જજમેન્ટ** (સહમત ન થતો ચુકાદો) આપેલ અને તેમને

ચોક્કસ લાગેલ કે લોકોના નાગરિક અને માનવ અધિકારોની અવગણના ન કરી શકાય. અમને એમ લાગે છે કે સુપ્રીમ કોર્ટ સમક્ષ ફરી વાર જઈએ તો તે પોતાના અગાઉના ચુકાદાને ફરીથી તપાસે. પણ અમારી પાસે સાધનોની કમીને કારણે આવું પગલું લઈ શકાતું નથી.

આમ જ્યારે નાતબહારનું કૃત્ય **'જસ્ટીસિએબલ'** બન્યું ત્યારે સૈયદનાએ નાતબહાર મુકવાના બદલે **'બરાઅત'** નામનો ચતુરાઇભર્યો વિકલ્પ શોધી કાઢયો. **'બરાઅત'**નો અક્ષરશઃ અર્થ અમુક વિચારોથી કે કાર્યોથી દુર રહેવું અથવા સહમત ન થવું એવો થાય છે પણ ધર્મગુરુવર્ગે આ પરિભાષા (term)નો અર્થ તેમને જેનો બહિષ્કાર કરવો હોય તેના સામાજિક બહિષ્કાર તરીકે ઘટાવ્યો. આ સામાજિક બહિષ્કાર ગર્ભઅર્થમાં નાતબહાર સિવાય કાંઈજ ન હતું કારણકે **'બરાઅત'** થએલ વ્યક્તિ કોમમાં પોતાના બધા જ અધિકારો ગુમાવી બેસતો એટલું જ નહીં પણ પોતાના જ સગાવ્હાલાઓ, મિત્રો અને કોમના બીજા ભાઈઓ—જેમાં પોતાના માબાપ પણ આવી જાય—સાથેનો સંપર્ક તુટી જતો, અને અગાઉના નાતબહાર મુકવામાં પણ એ બધું જ હતું.

**'બરાઅત'** વિરૂદ્ધ મુંબઈમાં ઘણું મોટું આંદોલન થયું. મુંબઈમાં ફ્લોરા ફાઉન્ટેન પાસે સુધારકોએ **'બરાઅત'**ના ફરમાનની ઘણી નકલો બાળી નાખી. કાનૂન અને વ્યવસ્થાની ઘણી ગંભીર સ્થિતિ ઉભી થઈ અને પોલીસના સત્તાવાળાઓએ ૧૯૬૫માં સૈયદના પાસેથી ખુલાસો માંગ્યો. સૈયદનાના એક ભાઈ જનાબ આઈ. ઝૈનુદ્દીને એક જાહેર વકતવ્ય એ સમયે જારી કર્યું (અખબારની એક કાપલી આ સાથે બીડેલ છે) કે **'બરાઅત'**નો અર્થ ફક્ત મોમિનોને એક નિર્દેશ છે કે અમુક વિચારધારાનો ત્યાગ કરો અને નાતબહાર કે સામાજિક બહિષ્કારનો કોઈ ઇરાદો જ નથી. આ વકતવ્ય મુંબઈની પોલીસના રેકર્ડઝમાં હોવો જ જોઈએ. પણ આ વકતવ્ય માત્ર જાહેર જનતાના અભિપ્રાયને ઠંડો પાડવાના હેતુથી જ જારી કરવામાં આવ્યું હતું અને ગંભીર રીતે કદી તેનું પાલન કરાયું નથી. જ્યારે જ્યારે સ્થિતિ એવી ઉભી થઈ ત્યારે તેનો ઉપયોગ સામાજિક બહિષ્કારના અસરકારક હથિયાર તરીકે ચાલુ રખાણો છે.

ગોધરામાં અને બીજે સ્થળે આ ચળવળને દબાવી દીધા પછી 'બરાઅત'ની બીક ઘણા વરસો સુધી તે ધીમી ગતિની રહી. શ્રી નોમાનભાઈ એલ. કોન્ટ્રેક્ટર, એડવોકેટ હુસૈનીભાઈ સંચાવાલા, એડવોકેટ અકબરઅલી કાજી, નૈરોબીના સૈફુદ્દીન પટવા, ટાન્ઝાનિયાના સર યુસુફઅલી એ. કે. જીવણજી, યાહ્યાભાઈ લોખંડવાલા, મોહસીન નગરી અને એવા બીજા આગેવાન શખ્સોએ, બરાઅતની

બીજી કોમના ઝાઝા જાહેર સમર્થન વિના ઘણી મુશ્કેલીભરેલી વિટંબણાઓનો સામનો કરી આ લડત ટકાવી રાખી.

આગળ જતાં ૧૯૭૩માં ઉદેપુરમાં એક ગંભીર પરિસ્થિતિ ઉભી થઈ જે નિર્ણયાત્મક રીતે સાબિત કરે છે કે કોમ ઉપર ધર્મગુરુવર્ગનું કુટુંબ કેવું લશ્કરીશાસન (regimentation) ઠોકી બેસાડે છે. ઉદેપુરના નવજવાન અને શિક્ષિત લોકોએ બોહરા યુથ એસોસિએશન સ્થાપ્યું હતું જે ઉદેપુરના વોહરાઓ માટે અમુક કલ્યાણકારી પ્રવૃત્તિઓ ચલાવવા ખાતર યોગ્ય રીતે રજીસ્ટર થએલું હતું. એક કોઓપરેટિવ બેન્ક, એક સ્કોલરશીપ સોસાયટી અને લાયબ્રેરી આ એસોસિએશન ચલાવતું હતું. તેની નિઃસ્વાર્થ સેવાની ઘણી કદર થઈ હતી અને આ સંગઠન ઘણું જ લોકપ્રિય બન્યું. ધર્મગુરુવર્ગને આ ઘણું ખટક્યું કારણ કે કોઈ પણ સ્વતંત્ર સંગઠન ખંતથી અને પ્રમાણિકતાથી કોઈ પ્રસંશાત્મક કલ્યાણકારી કાર્ય કરે તે તેની આંખમાં કણા જેમ ખટકતું. બોહરા યુથ એસોસિએશનના ચાર સભ્યો જેઓ સક્રિય સામાજિક કાર્યકરો હતા તેમને સ્થાનિક મ્યુનિસિપાલ ચૂંટણીમાં ઉમેદવાર તરીકે સ્પર્ધા કરવી હતી પણ વોહરા ધર્મગુરુવર્ગે તેમને રજા ન આપી અને તેને બદલે પોતાના જ ઉમેદવારો ઉભા કર્યા. અહીં એ યાદ રાખવું જોઈએ કે ધર્મગુરુવર્ગની ઇચ્છા વિરૂદ્ધ સૈયદનાની રજા વગર કોઈ વોહરો ચૂંટણી ન લડી શકે કે મત પણ ન આપી શકે. આ જવાનિયાઓએ સ્વતંત્ર રીતે ચૂંટણી લડી અને સૈયદનાએ ઉભા કરેલા ઉમેદવારોને સખત રીતે હરાવ્યા. ઉદેપુરના વોહરાઓના આ ખુલ્લમખુલ્લા અનાદરે ધર્મગુરુવર્ગમાં પ્રકોપ જગાડયો. હાલના સૈયદનાએ તેમના એક પુત્ર શાહજાદા કાએદ જોહરને સૂચના આપી ઉદેપુર મોકલ્યા કે બોહરા યુથ એસોસિએશનને અને કોઓપરેટીવ બેન્કને તુરત જ બરખાસ્ત કરી નાખો અને તેમની બધી સામાજિક કલ્યાણની પ્રવૃત્તિઓ રોકી દયો. સૈયદનાના નિર્દેશની ફોટોકોપી આ સાથે બીડેલ છે તે જુઓ (E 10)

શાહજાદા ઉદેપુર પધાર્યા અને એસોસિએશન અને બેન્કને બરખાસ્ત કરી નાખવાનો હુકમ કર્યો. ઉદેપુરના ઘણા ખરા વોહરાઓને આ પસંદ પડયું નહીં અને આ એસોસિએશન જે ભારતીય સંવિધાનમાં તેમને મુળભૂત અધિકારોની ગેરન્ટી હેઠળ બનાવવામાં આવ્યું છે તેને ભંગ કરવાના નિદેશનો ખુલાસો માંગ્યો. સૈયદનાના શાહજાદાએ ખુલ્લેખુલ્લું કહ્યું કે ભારતીય સંવિધાન અનુસાર તમને એ અધિકાર હોઈ શકે છે, પણ આપણો ધર્મ દેશનાં કાયદાની ઉપર છે અને જે યુથ એસોસિએશન સૈયદનાની 'રજા' વગર ઉભું કરવામાં

આવ્યું છે તેને વિખેરી નાખવાનું મૌલાનાનું ફરમાન છે. ત્યાર પછી ઉદેપુરના વોહરાઓએ બોહરા યુથ એસોસિએશન ચાલુ રાખવાની રજા આપવા વિનંતી કરી પણ શાહજાદાએ આગ્રહ કર્યો કે એસોસિએશનને વિખેરી નાખવાના સૈયદનાના ફરમાનને પહેલાં તાબે થાવ. તેમણે વધુમાં કહ્યું કે એસોસિએશનને ફરી સ્થાપવું કે નહીં તે સૈયદનાની મરજીની વાત છે અને તેના અધિકારીઓ અને સભ્યોને નિમવાનો અધિકાર માત્ર તેમનો જ છે. ઉદેપુરના વોહરાઓને આ ખુલાસાથી સંતોષ થયો નહીં અને પોતાના મૂળભૂત અધિકારો ઉપર ભાર મુકયો જે છેવટે સ્થાનિક કલેકટરના વચમાં પડવાથી શાહજાદાએ માન્ય રાખવું પડયું. શાહજાદાએ આ બાબત સૈયદનાને જણાવી અને સૈયદનાએ બોહરા યુથ એસોસિએશનના લગભગ ૧૦૦૦૦ વોહરા સમર્થકોની **'બરાઅત'** (સામાજિક બહિષ્કાર) કર્યો. આ બરઆત થવાથી તેઓ ગભરાઇ ગયા. ઉદેપુરના વોહરાઓનું એક જુથ જેમાં સ્ત્રીઓ પણ શામિલ હતી તે ગલીયાકોટ જ્યાં દરગાહ છે ત્યાં સૈયદના પધારેલ તેમની માફી માંગવા પહોંચ્યું. પણ તેમને સાંભળવાના બદલે અમુક દાદાઓ તેમના ઉપર તુટી પડયા અને તેમને સખત માર માર્યો. સૈયદના સાહેબની નજરમાં જ સ્ત્રીઓની છેડતી કરવામાં આવી અને પોતાની લાજ બચાવવા તેમને નાસી જવું પડયું. છ મહિના પછી રામપુરામાં સૈયદનાની માફી માંગવાનો આ વોહરાઓએ બીજો પ્રયાસ કર્યો, ફરી તેમની એવી જ હાલત કરવામાં આવી અને ત્યાર પછી જ તેઓએ સૈયદનાની માફીની ભીખ ન માંગવાના સામૂહિક કસમ ખાધા. હવે તેઓ માનવ તરીકેનો તેમનો મોભો જળવાઇ રહે તેવી સન્માનભરી સમજુતી કરવા જ પ્રયાસ કરશે.

વેર લેવા માટે ધર્મગુરુવર્ગે ધાર્મિક સેવાઓ પાછી ખેંચી લીધી અને નિકાહ પઢવા વગેરે ક્રિયાકાંડો કરવાની ના પાડી દીધી.

ત્યારપછી બે વરસ સુધી આ સમસ્યા ઉકેલવા અને મુલત્વી રહી ગએલી શાદીઓના નિકાહ પઢી આપવા માટે તેઓ સૈયદનાને આજીજી કરતા રહ્યા. પણ સૈયદનાએ તેમના ખાનદાનના સદસ્યોની સલાહ મુજબ આવી આજીજીઓ સ્વીકારવાની ના પાડી. શાદીઓ પણ થઈ શકી નહીં. સુધારકોએ ત્યારના વડા પ્રધાનનું ધ્યાન આ ૨૦૦ થી પણ વધુ થવા વાળા દંપત્તીઓની હાલત તરફ ખેંચ્યું. પણ એ કાંઈ વધુ સહાયરૂપ ન થયું.

ઉદેપુરના બળવા પછી ધર્મગુરુના કુટુંબે કોમ ઉપર ત્રાસનું રાજ્ય છોડી મુક્યું. હવે પછી કોઈ નજીવા બહાનાસર પણ **'બરાઅત'** કરવી શરૂ કરી દીધી. ત્યારના લોકસભાના સદસ્ય શ્રી શશી ભૂષણના અમુક **રિમાર્ક્સ**

વિરૂધ્ધ સૈયદનાએ જે વિરોધકૃત્ય આયોજીત કરેલી તેમાં વ્યક્તિગત કારણોસર જે લોકો ભાગ ન લઈ શક્યા હતા તેમની **બરાઅત** કરવામાં આવી, અપમાન કરવામાં આવ્યું અને તેમના ઉપર શારીરિક હુમલાઓ પણ કરવામાં આવ્યા. એ વખતે એટલી બધી બીક પેસી ગઈ હતી કે પતિ અને પત્ની પણ એકાંતમાં આ બાબતની ચર્ચા કરવાથી ડરતા હતા. એ સમયે સૈયદનાના ખાંધિયાઓએ આ ચળવળની ચાર આગેવાન વ્યક્તિઓ (૧) અસગર અલી એન્જીનિયર (૨) ઈસ્માઈલ અત્તરવાલા (૩) નોમાન એલ. કોન્ટ્રેકટર (૪) યાહ્યા લોખંડવાલાની હત્યા કરવાની યોજના પણ બનાવેલી. કેટલાય હિંસક બનાવો બન્યા અને સુરતના એક વયોવૃધ્ધ આલિમ શખ્સ શેખ સજ્જાદ હુસૈન જેમની આ પ્રવૃત્તિ તરફ સહાનુભૂતિ હતી અને જેમણે હાલના સૈયદનાને જ દીની તાલીમ આપેલી તેમના ઉપર સૈયદનાના ભાઈ યુસુફ નજમુદ્દીનની ઉશ્કેરણીથી એક હિંસક ટોળાએ હુમલો કરી હત્યા કરી નાખી. ભારતમાં અને પરદેશમાં બધી જગ્યાએ મસ્જીદોમાં સુધારકો વિરૂધ્ધ નફરતની ઝુંબેશ ઉપાડવા વોહરાના આમિલો (પાદરીઓ)ને આદેશ દેવામાં આવ્યા જેને પરિણામે ભારતમાં તેમજ પરદેશમાં કેટલાયે સુધારકો, રૂઢિચુસ્ત વોહરાઓએ જે હિંસક વાતાવરણ ઉભું કર્યું તેના શિકાર બન્યા.

વડા મુલ્લાંજીનું કુટુંબ સુધારકોને શાંતિપૂર્વક તેમનું દૃષ્ટિબિંદુ રજૂ કરવા દેતા નથી. કોમની અંદર તો ઠીક પણ કોમની બહાર પણ દૃષ્ટિબિંદુ વ્યક્ત કરવામાં તેમને અડચણો ઉભી કરે છે. એવા ઘણા દાખલાઓ છે જે આ મંતવ્યને સાબિત કરે છે. બાબા અધવ અને બીજાઓએ વોહરા સુધારકોને ટેકો આપવા નવેમ્બર ૧૯૭૭માં પુનામાં એક મિટિંગ ભરેલી તેમાં ખલેલ પહોંચાડવા માટે એક ગુંડાઓની ટોળી તૈયાર થઈને આવી હતી. **'માઈક'** ખેંચી લેવામાં આવેલ, ખુરશિયો તોડી નાખવામાં આવેલ અને મિટિંગ ગોઠવનારાઓને જેમાં બે સુધારક વોહરાઓને પણ ઈજા પહોંચાડેલ. પુનાના સમાચાર પત્રોએ આ બનાવને વ્યાપક રીતે છાપેલ. તે અગાઉ ઉદેપુરમાં ૧૭, ૧૮ અને ૧૯ મી ફેબ્રુઆરી ૧૯૭૭ના સુધારકોએ પહેલું દાઉદી વોહરા વિશ્વ સંમેલન ભરેલું. સૈયદના સાહેબે તેમના અનુયાયિઓને સૂચનાઓ જારી કરેલી કે ગમે તે ભોગે આ સમ્મેલનને તોડી પાડવું. આ હેતુ માટે લગભગ ૧૫૦૦૦ જેટલા લોકોને ઉદયપુરમાં છાનામાના ઘુસાડી દેવાની યોજના બનાવાએલ. ઉદેપુરથી ૭૫ માઈલ દૂર આવેલી ગલિયાકોટ દરગાહમાંથી સૈયદનાએ પોતે આ કાર્યનું નિર્દેશન કરેલ. ભાગ લેનારાઓની સુરક્ષાનું આ સમ્મેલન

એક મોટું જોખમ હતું અને ઘણા પરદેશના ડેલીગેટો તેમાં ભાગ લેવાના હતા એટલે સરકારે પુરા પાડેલ શસ્ત્રધારી પોલીસની મદદથી તનાવપૂર્ણ વાતાવરણમાં આ સમ્મેલન ભરી શકાયું હતું. આવા ચાંપતા પોલીસ બંદોબસ્ત અને સશસ્ત્ર પોલીસ ટુકડીની હાજરી હોવા છતાં કાનૂન અને વ્યવસ્થાની સ્થિતિ બગડી જવાને લીધે સમ્મેલનને એક દિવસ ટુંકાવી નાખવું પડયું હતું. મુસ્લિમો અને બીજાઓ સમક્ષ પોતાનું દૃષ્ટિબિંદુ રજુ કરવા જ્યારે વ્યક્તિગત રીતે સુધારક વોહરાઓ બહાર ગએલા ત્યારે તેમના ઉપર પણ હુમલાઓ થએલા. સેન્ટ્રલ બોર્ડ ઓફ દાઉદી બોહરા કમ્યુનીટીના સેક્રેટરી જનરલ શ્રી અસગરઅલી એન્જીનીઅર ઉપર પણ બે વાર હુમલાઓ થએલા, એકવાર કલકત્તામાં ૮મી નવેમ્બર ૧૯૭૭ના અને બીજીવાર હૈદ્રાબાદમાં ૨૬મી ડિસેમ્બર, ૧૯૭૭ના. સુધારકો કોઈ ધાર્મિક માન્યતાનો વિરોધ કરે છે એટલા માટે નહીં પણ માત્ર એટલા માટે કે તેઓ લોકતાંત્રિય કારોબાર અને ધર્મ-ગુરુવર્ગે ઉઘરાવેલા ફાળાઓના પૈસાનો હિસાબ રાખવાની માંગ કરે છે માટે આ બધું કરવામાં આવે છે. ધર્મના નામે થઈ રહેલી શોષણખોરી અને આપખુદ સત્તાના મુળિયાને આવી માંગો કાપે છે, જે ધર્મગુરુના કુટુંબની બડાઈની ઘેલછાથી થાય છે, અને પરિણામે આવા જોર જુલમ થાય છે. આ તબક્કે એ સ્પષ્ટ કરી દેવાની અમારી ઈચ્છા છે કે સુધારકો નીચેની ત્રણ માંગો માટે આંદોલન કરી રહ્યા છે :—

(૧) લોકતાંત્રિય બંધારણ ઘડવું જે અનુસાર સ્થાનિક જમાતોના પ્રતિનિધિઓ ચૂંટાશે;

(૨) ધર્મને નામે વસુલ થયેલી બધી રકમોનો ધર્મગુરુવર્ગ (કોઠાર) હિસાબ રાખે અને આ રકમો કુરાન શરીફ અને દાઉદી વોહરાની બીજી ધાર્મિક કિતાબોમાં બતાવ્યા મુજબ વપરાય;

(૩) નિકાહ પઢવાના, દફન કરવાના વગેરે ધાર્મિક કાર્યોનું વિકેન્દ્રીકરણ કરવું જેમ સૈયદના તાહેર સૈફુદ્દીનના સમય પહેલાં હતું જ (ઉપર જણાવ્યા મુજબ.)

સુધારકોના માનવ અધિકારો દબાવી દેવામાં આવે છે અને જુલમો થાય છે તેના અમુક જાતના દાખલાઓ તરફ અહીં આ મેમોરેન્ડમમાં અમે **ઇન્કવાયરી કમિશનના** માનનિય સભ્યોનું ધ્યાન ખેંચવા માંગીએ છીએ, જેના અમુક દૃષ્ટાંતો નીચે આપેલા છે :—

**જોરજુલમો અને માનવ તથા લોકતાંત્રિય અધિકારોને દબાવી દેવા :**

(૧) શારીરિક હુમલાઓ : વારંવાર પોતાનું દષ્ટિબિંદુ સમજાવતા સુધારક વોહરા ઉપર શારીરિક હુમલાઓ થયેલા છે. પત્રકાર અબ્બાસ ઔરંગાબાદી સુધારા માટે લડતા વિર લડવૈયાઓમાંના એક હતા. તેઓ ઈસ્લામના પણ આલિમ વિદ્વાન હતા જે સૈયદના-કુટુંબની ગૈર ઈસ્લામી પ્રવૃત્તિઓને નીડર રીતે ખુલ્લી પાડતા. આટલા માટે જ તેમને નિર્દય રીતે સતાવવામાં આવેલ. પહેલાં તો સૈયદનાના ખાંધિયાઓએ મુંબઈમાં તેમના ઉપર તેજાબ ફેંકેલ જેને પરિણામે તેમણે એક આંખ ગુમાવી અને તેમનો ચહેરો પુરો બળી ગયો. પોતાની જીંદગીના જોખમની બીકે તેઓ પાકિસ્તાન હિજરત કરી ગયા પણ ત્યાં પણ સૈયદનાએ તેમને છોડયા નહીં. સ્થાનિક આમિલે ઉશ્કેરેલા અમુક ભાડુતી ગુંડાઓ અને ઝનૂની વોહરાઓ ધોળે દિવસે તેમના ઘરમાં ઘુસી ગયા. તેમના ઉપર પેટ્રોલ છાંટયું અને તેમને બાળી મુકયા જેને પરિણામે સખત દાઝી જવાથી તેઓ મૃત્યુ પામ્યા.

સુરતના એક આમીલ (priest, પાદરી) શેખ સજ્જાદ હુસૈન ઉપર હાલના સૈયદનાના ભાઈ યુસુફ નજમુદ્દીનની સીધી ઉશ્કેરણથી એક હિંસક ટોળાએ સખત હુમલો કરી તેમને મારી નાખ્યા હતા.

ઉદેપુરના સુધારકો ઉપર પણ ટોળાબંધ હુમલાઓ થયેલા છે. લાગતા વળગતા ફોટાઓ સાથે સંલગ્ન છે. (E11)

ઘણીવાર આવા હુમલાઓ જાહેર રીતે વખોડી કાઢવાની સૈયદનાને વિનંતી કરવામાં આવી છે જેના ઉપર તેઓ સંપૂર્ણ મૌન સેવે છે; બલ્કે તેમના આમિલો મારફત હુમલાખોરોને જાહેરમાં આશિર્વાદ દેવામાં આવે છે. આ સાથે એક ફોટો (E 12) બીડેલ છે તે જુઓ. જેમાં આપ જોઈ શકશો કે ગોધરાના આમિલ જાહેર રીતે એક હુમલાખોરને જાહેરમાં આશીર્વાદ દઈ રહ્યા છે, જે હુમલાખોરને શ્રી કોન્ટ્રેકટરની કારને બાળીને ભસ્મ કરી નાખવા માટે તેમજ શ્રી કોન્ટ્રેકટર તથા તેમની બે દીકરીઓ અને સૈકુદ્દીન પાવાગઢવાલાની હત્યાના પ્રયાસ માટે ગીરફતાર કરવામાં આવેલ હતો. આ બનાવ ગોધરામાં ૧૨ જૂન ૧૯૭૭ના બન્યો હતો.

તેવી જ રીતે મુંબઈ સમાચારના તંત્રી શ્રી સોરાબજી કાપડિયા ઉપર હુમલો કરનાર શ્રી તુરાબ માલાનું સૈયદનાએ પોતે ઈલ્કાબ (જેનો અર્થ થાય

છે "મજહબના રક્ષક") આપી જાહેરમાં સન્માન કર્યું હતું. શ્રી કાપડિયા ઉપર હુમલો કરવાની જેલમાં સજા ભોગવી બહાર આવ્યા પછી આ સન્માન થયું હતું.

(૨) દફનવિધિની મના : કોઈ પણ સુધારક અથવા તેનો સગો ગુજરી જાય તો તેને વોહરાના કબ્રસ્તાનમાં દફન કરવાની મના કરવામાં આવે છે. મૃતદેહ ઉપર વેર વાળવું તે આજનો કાયદો બની ગયેલ છે. આવા કેટલાય દાખલાઓ છે. કોમને ડરાવી ધમકાવી મુકવા માટે મૃતદેહનું અપમાન અને પજવણી, એમ જણાય છે કે વોહરા ધર્મગુરુવર્ગ માટે આ જ એક સામાન્ય નિયમ બની ચુકયો છે. શ્રીમતી ખતીજા અત્તરવાલા, શ્રી નોમાન એલ. કોન્ટ્રેકટરના સાસુ જેને સુધારક ચળવળ સાથે કાંઈજ લેવા દેવા ન હતી તે જ્યારે જાન્યુઆરી ૧૩, ૧૯૭૫ માં ગુજરી ગયા ત્યારે તેમને દફનાવવા દેવામાં આવેલ નહીં. એક હિંસક ટોળું તેણીના જનાઝા પાછળ પડયું અને પોલીસને લાઠીચાર્જ, ટીઅરગેસ અને ગોળીબારનો ઉપયોગ કરી ટોળાને વિખેરવું પડયું હતું. મુંબઈ અને બીજા શહેરોમાં આવા ઘણા બનાવો બન્યા છે. હમણાનો તાજો બનાવ જામનગરમાંથી રિપોર્ટ થયો છે. એક માજી–સુધારકની પત્ની ૧૧ નવેમ્બર, ૧૯૭૭ માં ગુજરી ગઈ. ઘણા વખતથી તેણે સુધારક ચળવળ સાથે સંબંધ છોડી દીધો હતો છતાં તેની પત્નીને વોહરાના કબ્રસ્તાનમાં દફનાવવા દેવામાં આવી ન હતી. મૈયત ૨૪ કલાક સુધી દફનાવ્યા વગર પડયું રહ્યું અને સડવા લાગ્યું. જ્યારે સ્થાનિક આમિલ ઉપર હિન્દુઓ અને મુસલમાનોએ દબાણ લાવ્યું ત્યારે જ તેણે એ શરતે દફનાવવાની રજા આપી કે મર્હુમના પતિ, દીકરાઓ અને બીજા સંબંધીઓ દફનક્રિયામાં ભાગ ન લે.

(૩) જબરદસ્તીથી શાદીઓ અને તલાકો : જબરદસ્તીથી શાદીઓ અને તલાકો કરાવ્યાના કેટલાય દાખલાઓ છે. પુનાની એક યુવતી શ્રીમતી અમીના ઈસ્માઈલ ધાવાલા પરણી હતી પણ પરીણિત જીવન સુખી ન નીવડયું. થોડા સમય પછી તેણી તેના માવતર પાછી ફરી અને પતિના ઘરે જવાની ના પાડી. માબાપે પણ આ માન્ય રાખ્યું. સ્થાનિક આમિલે તેણી· નીજ નહીં પણ તેણીના માબાપ અને સગા–વ્હાલાઓની **'બરાઅત'** કરી નાખવાની ધમકી આપી તેણીને પાછા પતિના ઘરે જવાની ફરજ પાડી, કારણ કે પતિએ સ્થાનિક આમીલના હાથમાં પૈસા મુકયા હતા. છોકરીએ આમિલને કહ્યું પણ કે જો તેણીના માબાપ અને સગાવ્હાલાંની **બરાઅત**ની ધમકીથી તેણીને પતિના

ઘરે જવાની ફરજ પડાશે તો તેણી આત્મહત્યા કરી નાંખશે. પણ આમિલે આ વાત માની નહીં અને છોકરીએ આપઘાત કર્યો. વિગત સાથે બીડેલ છે. (E. 13)

(૪) બરોડાની ડૉ. ખતીજા એફ ફકરૂદ્દીન બરોડાવાલા સાથે એક દસકાથી પણ વધુ સમય પહેલાં પરણી હતી અને તેમનો સંસાર સુખી હતો અને બે બાળકો પણ હતા. ડૉ. ખતીજાના ભાઈ અને મા ઉદેપુરમાં સુધારક ચળવળમાં હતા. વડોદરાના સ્થાનિક આમિલે તેણીને ઉદેપુરના તેણીના ભાઇ અને મા સાથે સંબંધ તોડી નાખવાનો અને જાહેરમાં તેમના ઉપર લાનત પઢી ધીક્કારવાનો હુકમ કર્યો જેની તેણીએ ના પાડી. આમ ન કરવાથી આમિલે તેણીની અને તેણીના પતિની **'બરાઅત'** કરી. **'બરાઅત'** જાહેર થવાથી તેણીના પતિના વેપારને ધક્કો પહોંચ્યો અને છેવટે તેના માબાપ, સગાસંબંધીઓ અને વેપારી મિત્રોના દબાણ હેઠળ તેને તેની પત્નીને તલાક આપવી પડી કે જેથી તેની **'બરાઅત'** પાછી ખેંચી લેવાય. આમ એક સુખી પરિવારની જીંદગી તબાહ થઈ ગઈ. ફરજીઆત તલાકો અપાતા બીજા ઘણા કિસ્સાઓ છે જે વાંચીને રૂંવા ઉભા થઈ જાય છે.

(૫) વેપાર બરબાદ કરી નાખવાના પ્રયાસો :–સુધારક વોહરાઓના વેપાર અથવા વ્યવસાયિક ધંધાઓ બરબાદ કરી નાખવા ધર્મગુરુવર્ગ બધા પ્રયત્નો કરી છુટે છે. આના ઘણા દાખલાઓમાંથી ફક્ત બે અહીં ટાંકીએ છીએ. મુંબઈના પોપ્યુલર ફાઇન આર્ટસ લિથો વર્કસ પ્રાઈવેટ લિમિટેડના બધા વોહરા હોલ સેલર્સને **'બરાઅત'**ની ધમકીથી એ કંપની સાથે વ્યવહાર બંધ કરવાની ફરજ પાડવામાં આવી હતી. કારણ કે એક આગેવાન સુધારક શ્રી એન. એલ. કોન્ટ્રેકટર એ કંપનીના એક ભાગીદાર હતા.

ગુજરાતના પંચમહાલ જિલ્લાના વોહરા વેપારીઓને; ગોધરાની એક નાના પાયાની 'અમર સોપ ફેકટરી'એ બનાવેલ ધોવાનો સાબુ ન વેચવાની ફરજ પડાએલ કારણ કે એક બહાદુર યુવાન સુધારક શ્રી જૈનુદ્દીન વલી તે ફેકટરીના માલિક છે.

એક સુધારકની માલિકીની બીજી ફેકટરીમાં એક વરીષ્ઠ ટેકનોલોજીસ્ટ વોહરા હતો જેના ઉપર ફેકટરી ઘણો આધાર રાખતી હતી. તેને નોકરી છોડી દેવાની ફરજ પાડવામાં આવી અને ફેકટરીનો ધંધો ખોરવાઈ ગયો. એ ટેકનોલો-જીસ્ટને હજુ પણ યોગ્ય કામ મળ્યું નથી. જ્યારે તે તેના બાળકોની કેળવણીના

ખર્ચ માટે કામચલાઉ **લોન** લેવા કોઠાર (ધર્મગુરુવર્ગની મધ્યસ્થ ઓફિસ) પાસે ગયા ત્યારે તેને ચોકખી ના પાડવામાં આવી.

તેવી જ રીતે વોહરા દર્દીઓને સુધારક વોહરા દાકતર પાસે '**બરાઅત**'ના ધમકીથી જવા દેવામાં આવતા નથી કે કોઇ સુધારક આર્કિટેકટ, ઇજનેર કે વકીલ વગેરેને વોહરાઓ કામ ન સોંપે એવી ફરજ પાડવામાં આવે છે.

(૬) ઇન્દોરની ક્રિશ્ચિયન કોલેજમાં ઇકનોમીક્સ ભણાવતા પ્રો. મહમ્મદ હુસૈનને ધર્મગુરૂવર્ગે સખત સજા કરી હતી, માત્ર એટલા માટે જ કે શ્રી શશી ભૂષણ વિરૂદ્ધના મોરચામાં તેઓ ભાગ લઈ શકયા ન હતા કારણ કે તે દિવસે તેની પરીક્ષા સમયે સુપરવાઈઝર તરીકે તપાસ રાખવાની ડયુટી હતી. તેને તેની પત્ની સાથે પોતાના માબાપનું ઘર છોડી જવાની ફરજ પાડવામાં આવી હતી અને તેના પિતાને મસ્જીદમાં ભરી મજલીસમાં તેના દીકરા ઉપર લાનત બોલવાનું કહેવામાં આવ્યું હતું. જો એમ નહીં કરવામાં આવે તો, પ્રો. હુસૈનના પિતાને કહેવામાં આવ્યું હતું કે તેની ચાર દીકરીઓને તુરત જ તલાક મળશે. આ બિચારા બાપને જાહેરમાં પોતાના દીકરા ઉપર લાનત પઢવા અને તેને ઘરમાંથી કાઢી મુકવા સિવાય કોઈ ઉપાય ન રહ્યો.

(૭) '**બરાઅત**' કરાએલ વ્યક્તિને તેના પોતાના માબાપ, ભાઈઓ અને બહેનો (સગાવ્હાલા તો એક બાજુ રહ્યા) સાથે સંપર્ક રાખવા દેવામાં નથી આવતો. શ્રી અસગરઅલી એન્જીનીઅરની મા તેણીના પુત્ર સાથે બોલી શકતી નથી, જો કે તે તેણીના એક જ પુત્ર છે. આર્થિક રીતે તેણી તેના ઉપર જ નિર્ભર છે છતાં તેનું ઘર છોડી જવાની તેણીને ફરજ પાડવામાં આવી હતી. એક ઇસ્પીતાલમાં જ્યારે તેણીનું ઓપરેશન થયેલ ત્યારે શ્રી એન્જીનીઅરને તેમની માને જોવા જવા પણ દેવામાં આવેલ નહીં. શ્રી એન્જીનીઅરના એક માત્ર ભાઈ ૪૫ વર્ષની યુવા વયે ગુજરી ગયા ત્યારે તેમને જનાઝાના સરઘસમાં જોડાવા દેવામાં આવ્યા ન હતા. એવી ધમકી અપાઈ હતી કે જો તેઓ દફન ક્રિયામાં શામિલ થશે તો શબને કબ્રસ્તાન બહાર ફેંકી દેવામાં આવશે. આમ '**બરાઅત**' થયેલા સુધારક વોહરાઓની હાલત અસ્પૃશ્યો કરતાં પણ વધુ ખરાબ છે. અસ્પૃશ્યો ઉપલી જ્ઞાતિના માણસો સાથે બોલી તો શકે છે, ભલે અડકી ન શકે. પણ વોહરા સુધારકને અડકી પણ ન શકાય અને તેની સાથે બોલી પણ ન શકાય.

(૮) સુધારકની માલિકીના કરખાનામાં કામ કરતા કામદારોને પણ એક સાથે રાજીનામાઓ આપી દેવાની ફરજ પડાય છે. રતલામમાં ડો. અબ્બાસીની સ્ટ્રો બોર્ડ મિલમાં કામ કરતા કામદારોને, રતલામના સ્થાનિક આમિલે જો તેમને **બરાઅત** ન થવું હોય તો નોકરી છોડી દેવા કહ્યું, કારણ કે ડોકટર અબ્બાસી સુધારક ચળવળ તરફ સહાનુભૂતિ દર્શાવે છે એવો શક હતો. કામદારો ઘણા વર્ષથી નોકરી કરી રહ્યા હતા એટલે ગભરાઈ ગયા કારણ કે નોકરી તો જશે જ પણ સાથે સાથે પ્રોવીડન્ટ ફન્ડ વગેરેના બીજા ફાયદાઓ પણ ગુમાવવા પડશે એમ તેમને ખાત્રી થઈ. આખરે 'ઈન્ટુક' (INTUC) સાથે જોડાએલા તેમના યુનિયનને આ બાબતમાં વચમાં પડયું પડયું અને કામદારોને એ શરતે તે કારખાનામાં કામ કરવા દેવામાં આવ્યા કે તેઓ કારખાનાના માલિક સાથે વાત ન કરે અને કારખાનામાંથી બહાર નીકળતી વખતે તેઓ દરરોજ તેના તરફ થુંકે.

(૯) હાલમાં કેનિયામાં સૈયદનાના ભાઈ ડો. યુસુફ નજમુદ્દીને એવું ફરમાન જારી કર્યું કે કારખાનાઓ અથવા ઓફિસોમાં કામ કરતી અથવા શોપ આસીસ્ટન્ટ તરીકે કામ કરતી બધી વોહરા મહિલાઓએ પોતાની નોકરીઓના રાજીનામા આપી દઈ ઘરે બેસવું. આ ફરમાનથી ઘણા કુટુંબોને જેમની સ્ત્રીઓ કામ કરતી હતી તેમને આર્થિક રીતે ભોગવવું પડયું પણ **બરાઅત**ના ડરથી તેઓ આનો વિરોધ કરી શકયા નહીં. તેઓ કઠિણાઈ ભોગવતા રહ્યા. છેવટે જ્યારે કેનિયાની સરકાર વચમાં પડી અને સૈયદનાના ભાઈની આવી પ્રવૃત્તિઓને તેમના નાગરિકોના માનવ અને નાગરિક અધિકારોનો ભંગ કરવા બરોબર લેખ્યું અને આવી પ્રવૃત્તિઓને કારણે તે દેશની આર્થિક વ્યવસ્થામાં ગરબડ ઉભી કરશે માટે રાષ્ટ્ર વિરોધી ઠરાવી, ત્યારે ૨૪ કલાકમાં તેમને ત્યાંથી દેશનિકાલ કર્યા. કેનિયામાં તેમણે એવું પણ ફરમાન જારી કરેલ કે શ્રી એચ. કે. અન્જારવાલા જેને સુધારક ચળવળ તરફ સહાનુભૂતિ હતી તેના કારખાનામાં કોઈ વોહરાઓએ કામ કરવું નહીં.

(૧૦) સુધારક વોહરાના બાળકોને પણ વોહરાઓની શાળામાં તંગ કરવામાં આવે છે તથા રંજાડવામાં આવે છે; અને શાળા છોડી જવાની જબરદસ્તી કરવામાં આવે છે. સુધારકોના એક આગેવાન શ્રી ઇસ્માઇલ અત્તરવાલાની દીકરીઓ સાથે આવો વહેવાર કરવામાં આવેલ. જ્યારે તેમની દીકરીઓ કલાસમાં દાખલ થાય ત્યારે બીજા બાળકોને કલાસરૂમ છોડી જવાનું કહેવામાં આવ્યું હતું. કોઇ કોઈ વાર સુધારકોના બાળકો વિરુદ્ધ અથવા આ છોકરીઓના માબાપ

વિરૂદ્ધ અશ્લિલ સૂત્રો પોકારવાની શાળાના બાળકો ઉપર ફરજ પાડવામાં આવતી. આ બાળકોના કોમળ મગજ ઉપર આની ઘણી માઠી માનસિક અસર થતી અને આખરે તેમની બન્ને પુત્રીઓને શાળા છોડવી પડી હતી.

(૧૧) મુલ્લાં તાહેરઅલી નામના એક હિન્દી શિક્ષક ઉપર બીજા વોહરા શિક્ષકોએ મુંબઇની તાહેરી હાઇસ્કુલમાં હુમલો કર્યો હતો, માત્ર એટલા માટે જ કે તેને 'ઉર્દૂ બ્લીટઝ' વાંચતા જોએલો. સુધારક વોહરાઓ ઉપર થતાં અત્યાચારોને આ પત્ર સહાનુભૂતિ પૂર્વક છાપે છે. આ શિક્ષકને મારવામાં આવેલ અને સ્કુલની હદમાં આવતા અટકાવવામાં આવેલ, અને છેવટે સામાન્ય ન્યાયના સિદ્ધાંતોને અનુસર્યા વગર તેને સ્કુલમાંથી બરતરફ કરવામાં આવેલ.

(૧૨) સુધારક વોહરાઓને મસ્જીદોમાં નમાઝ પઢવા આવવા દેવામાં આવતા નથી કે ન તો તેમને દરગાહ વગેરે જેવા બીજી પવિત્ર સ્થળોમાં આવવા દેવામાં આવે છે. તેમને કાં તો પકડીને બહાર ફેંકી દેવામાં આવે છે અથવા અગત્યના તહેવારો ઉપર થોડા ભાડુતી ગુંડાઓ રોકી, જો તેઓ આવા સ્થળે દાખલ થવા કોશિશ કરે તો તેમને ટીપવામાં આવે છે. આવી ઘણી ઘટનાઓ થઈ છે.

(૧૩) શાદીઓ, જન્મદિવસ–પાર્ટીઓ વગેરેના જશનની આમંત્રણ પત્રિકાઓમાં બધા વોહરાઓએ "અબ્દે સૈયદના" (સૈયદનાના ગુલામ) લખવું પડે છે. જો કોઈ આમંત્રણ પત્રિકામાં પોતાના નામ આગળ "અબ્દે સૈયદના" લખતા ભૂલી જાય તો બીજા વોહરાઓને કહેવામાં આવે છે કે એ જશનમાં ભાગ ન લેવો. શ્રી અકબર મનાસાવાલા પોતાના દીકરાના જન્મ દિવસની આમંત્રણ પત્રિકામાં આ શબ્દો લખતા ભુલી ગયા હતા. સૈયદનાના ફરમાનને લીધે તેના પોતાના ભાઈઓ પણ આ બર્થ–ડે–પાર્ટીમાં હાજર રહી શકયા ન હતા. ધર્મગુરુવર્ગના કોઠારને લખેલ કે છાપેલ પત્રવ્યવહારમાં કે કોઈ હેન્ડબિલ, પેમ્ફલેટ, બધી સાર્વજનિક સંસ્થાઓ વાર્ષિક રિપોર્ટો કે હિસાબના કાગળિયા વગેરે ઉપર પણ "અબ્દે સૈયદના" આવી જ રીતે લખવું કે છાપવું પડે છે.

(૧૪) જે અખબારો કે સામયિકો, પછી તે વોહરા કે ગૈરવોહરા પ્રસિદ્ધ કરતા હોય પણ જો તેઓ સુધારકો તરફ સહાનુભૂતિ ધરાવતા હોય તો વોહરાઓને તે વાંચવા દેવામાં નથી આવતા. આ સાથે એક છાપાની કાપલીની ફોટોકાપી બીડી છે. જેમાં મુંબઈ સમાચાર' જેવા રાષ્ટ્રિય દૈનિકનો બહિષ્કાર

કરવાનું જ નહિં પણ તેના તંત્રી ઉપર હિંસા કરવા માટે લોકોને ઉશ્કેરવાનું વોહરાઓને કહેવામાં આવેલ છે. (E 14) આ છાપાઓ અને સામયિકોને વાંચતાં કોઇ દેખાઇ આવે તો તેની 'બરાઅત' કરવામાં આવે છે અને પજવવામાં આવે છે. સુધારકોએ પ્રકાશિત કરેલા કોઈ પણ પત્રને કોઈ વોહરા મંગાવી શકતો નથી. ટપાલીઓને લાંચ આપી આવા પત્રો મંગાવનારના સરનામા શોધી કાઢે છે. આ બીકને કારણે ઘણા લોકો પોતાના ગેરવોહરા મિત્રોને સરનામે છાપાંઓ મંગાવે છે.

(૧૫) સૈયદનાએ લાદેલા કરવેરા જો કોઈએ ભર્યા ન હોય તો તેના શાદીના, દફનના કે બીજા કાર્યો પતાવી ન શકાય, જ્યાં સુધી પાછળી બાકી સાથે આ બધી રકમો ભરવામાં ન આવે. આ કારણે રોકાઈ ગએલી શાદીઓ અને દફનક્રિયાઓના ઘણા દાખલાઓ છે. એટલું જ નહીં પણ આવા પ્રસંગોએ ધર્મગુરુવર્ગ તે માણસોને એક અથવા બીજા ફાળામાં મુકરર રકમ ભરવાની ફરજ પાડે છે અને 'રજા' ન મળવાના ડરથી કોઈ વ્યક્તિ ના પાડવાની હિંમત કરી શકતી નથી. આવા ફાળાઓ હંમેશને માટે ચાલતા જ રહે છે એવા પણ દૃષ્ટાંતો છે, અને દાયકાઓથી પણ વધુ સમય એક અથવા બીજા બહાને ઉઘરાવાઈ રહ્યા છે.

(૧૬) કોઈ વોહરો પોતાને પસંદ હોય તે ઉમેદવારને મત આપી શકતો નથી. ચૂંટણી સમયે સૈયદના તેમના આમિલોને દાવતનું ફરમાન જારી કરે છે. અમુક ઉમેદવાર અથવા અમુક પક્ષ (ઘણું કરીને કોંગ્રેસ)ને સમર્થન કરવાનું આ ફરમાન હોય છે. આવા ફરમાનની એક નકલ આ સાથે બીડેલ છે (E 15)

(૧૭) સૈયદનાની અગાઉથી 'રજા' લીધા વગર કોઈ વોહરો વેપારી સાહસ અથવા ચેરીટેબલ ટ્રસ્ટ અથવા કો ઓપરેટીવ બેન્ક કે સ્ટોર સ્કુલ, કોલેજ કે સામાજિક કલ્યાણ સંસ્થા શરૂ કરી શકતો નથી અને અગાઉથી 'રજા' લેવાનો અર્થ એ થાય છે કે ધર્મગુરુવર્ગે જે શરતો રાખી હોય, જે વડામુલ્લાંજીના કુટુંબનું આવી સંસ્થા પર સંપૂર્ણ નિયંત્રણ જ હોય છે, તે સ્વીકારવી.

(૧૮) તેવી જ રીતે સૈયદના અથવા તેના એજન્ટે મંજુર ન કરી હોય તેવી કોઈ કિતાબ કે લેખ કોઈ વોહરા લખી શકતા નથી. અવગણના કરીને લખાએલ આવો કોઈ લેખ કે કિતાબ સૈયદનાના પ્રકોપને પાત્ર બને છે.

(૧૯) શ્રી અથાણાવાળાએ વોહરા કોમમાં ચાલી રહેલી અમુક બાબતો ઉપર પોતાનો અભિપ્રાય વ્યક્ત કરતો એક લેખ 'મુંબઈ સમાચાર' માં લખ્યો

હતો. મુંબઈમાં મટન સ્ટ્રીટની તેની દુકાન ઉપર એક ટોળું મોકલવામાં આવ્યું અને તેને ધમકી આપવામાં આવી કે તે પસ્તાવો નહીં કરે તો તેની દુકાન લુંટી લેવામાં આવશે. આ બિચારા ભાઈને પોલીસનું રક્ષણ માંગવું પડયું હતું.

(૨૦) કોઈ વોહરો મસ્જીદ બંધાવીને અલ્લાહને સમર્પણ કરી શકતો નથી. સૈયદના આગ્રહ રાખે છે કે મસ્જીદની માલિકી તેમના નામની હોવી જોઈએ નહિંતર સખાવત કરનારને કે આવી મસ્જીદમાં નમાઝ પઢનારને 'રૂહાની બરકત (Spiritual benefit) નહીં મળે (E16). આ વિષય ઉપર બીડેલ કાગળ જુઓ.

ઉપર ટાંકેલા અમુક અત્યાચારો અને માનવ અધિકારોની દબાવણીના દષ્ટાંતો કમિશનના માનનીય સભ્યોને ખાત્રી કરાવી આપશે કે વડા મુલ્લાંજીના કુટુંબના હાથે સુધારક વોહરાઓને કેટલું સહન કરવું પડે છે. આ દષ્ટાંતો એ પણ બતાવી આપશે કે ગર્ભથી કે મૃત્યુ સુધી ધર્મગુરુવર્ગ વોહરાઓની જીંદગીનું કેવું સંપૂર્ણ નિયંત્રણ કરી રહેલ છે.

તેઓ ગુલામો તરીકે જ જીવે છે અને તેમના અંતઃકરણ મુજબ તેમને વિચારવાની કે કાર્ય કરવાની પરવાનગી નથી. સૈયદનાના કુટુંબનું વ્યક્તિગત હિત આગળ ધપાવવા માટે તેઓ માત્ર ઓજારો ગણાય છે. આ જાતના ગુંગળાવી નાખે તેવા લશ્કરી શિસ્ત (regimentation) ને કારણે જ આ કોમે અગ્રગણ્ય લેખક, વિચારક, વિજ્ઞાની, તત્ત્વજ્ઞાની કે, ડીપ્લોમેટ—કોઈ રાષ્ટ્રિય ખ્યાતીનો— પેદા કરેલ નથી; જ્યારે કે પારસી અને સુલેમાની વોહરા જેવી વધુ નાની કોમે આવી મહાન વિભૂતિઓ પેદા કરી છે.

ઇન્કવાયરી કમિશનના માનનીય સભ્યોને અમે વિનંતી કરીએ છીએ કે આ બધી બાબતો ઉપર તેઓ ગંભીરપણે વિચાર કરે, અને અત્યાચારો તેમજ માનવ અને લોકતાંત્રિય અધિકારોને દબાવી દેવાના બનાવોની છાનબીન કરીને ભલામણો સાથે તેમની તપાસનો નિષ્કર્ષ જનતા સમક્ષ રજુ કરે; કે જેથી દસ લાખ વોહરાઓને કેવી ગુલામીભરેલી દશામાં જીવવાંની ફરજ પડે છે તે વિશે વિસ્તૃતરૂપે લોકોને પ્રકાશ પાડી શકાય.

અમે માનનીય સભ્યોને, બીજી બાબતો ઉપરાંત નીચેની બાબતો પણ ધ્યાનમાં લેવા વિનંતી કરીએ છીએ:-

(૧) મધ્યસ્થ સરકાર યોગ્ય કાયદો પસાર કરી પ્રતિબંધ લગાડે કે કોઈ કોમનો એક સભ્ય તે જ કોમના બીજા સભ્યનો સામાજિક બહિષ્કાર કરી ન શકે.

આવા કાયદાના ખરડાનો એક મસોદો આ સાથે બીડેલ છે. (E 17) એ ઉપરથી જોઈ શકાશે કે જો આવો ખરડો પસાર કરવામાં આવે તો તે સુપ્રીમ

કોર્ટના નિર્ણય મુજબ ધાર્મિક કારણસર કોઈ વ્યક્તિને નાત બહાર કરવાનો સૈયદનાને અધિકાર છે તે છીનવી લેશે નહીં.

(૨) 'પ્રોટેકશન ઓફ સિવિલ રાઇટ્સ એક્ટ, ૧૯૫૫' (૧૯૫૫ નો ૨૨ મો) માં સુધારો કરવો કે જેથી એ કાયદાની જોગવાઈઓ આપણા દેશના પ્રત્યેક નાગરિકને લાગુ પડે, પછી તે કોઈપણ ધર્મનો, જ્ઞાતિનો કે મજહબનો હોય. પ્રસ્તાવિત મજકુર કાયદાના મસોદાની એક નકલ આ સાથે બીડેલ છે.

(૩) ભારતના સંવિધાનમાં યોગ્ય સુધારો કરવો કે જેથી કોઈ એક વ્યક્તિના મૂળભૂત અધિકારોની રક્ષા કરવા જતાં મોટી સંખ્યાના લોકોના મૂળભૂત અધિકારોનો ભંગ ન થાય, જેમ 'નાત બહારના મુકદદમા' માં સુપ્રીમ કોર્ટના ચુકાદાથી બન્યું છે.

(૪) સુપ્રીમ કોર્ટના ચુકાદાના પ્રકાશમાં 'બોમ્બે પ્રિવેન્શન ઓફ એક્સ-કોમ્યુનીકેશન એક્ટ' માં યોગ્ય સુધારો કરી ફરી પસાર કરવો કે જેથી કોઈ ધાર્મિક વડા, ધર્મ સિવાયના કારણોસર કોઈ વ્યક્તિને નાત બહાર કરી શકે નહીં.

(૫) 'પબ્લિક ટ્રસ્ટ એક્ટ' માં વ્યાજબી સુધારો કરવો કે જેથી કોઈ એક વ્યક્તિ, પછી તે ગમે તેવા પૂજ્ય હોય, સોલ ટ્રસ્ટી બની શકે નહીં; કે આવા સોલ ટ્રસ્ટીને પોતાના દીકરા અથવા ભાઈને, ટ્રસ્ટના એક માત્ર ઉત્તરાધિકારી તરીકે નીમવાની સત્તા અપાય નહીં.

બધા પબ્લિક ટ્રસ્ટોમાં ટ્રસ્ટીઓનું એક બોર્ડ હોવું જોઈએ અને આવા પબ્લિક ટ્રસ્ટના મેનેજમેન્ટમાં ટ્રસ્ટનો લાભ લેનારાઓને સીધી અથવા આડ-કતરી રીતે કાંઈક કહેવાનો હક્ક હોવો જોઇએ. એ બધા ટ્રસ્ટો જેની માલ મિલકત અને આવક અમુક મર્યાદાથી વધીને હોય, તે ટ્રસ્ટોએ વાર્ષિક રિપોર્ટ અને હિસાબકિતાબ પ્રકાશિત કરવા જ જોઈએ; અને આવા રિપોર્ટની નકલ કોઈ પણ ટ્રસ્ટના ભાગ લેનારને, જરૂરત લાગે તો સાધારણ કિંમત આપીને સહેલાઈથી પ્રાપ્ત કરવાની વ્યવસ્થા હોવી જ જોઈએ.

અમને આશા કે અમારી વિનંતીને કમિશન, જનતાના વિશાળ લાભાર્થે ગંભીરતા પૂર્વક ધ્યાનમાં લેશે.

આપના વિશ્વાસુ,

સેન્ટ્રલ બોર્ડ ઓફ દાઉદી વોહરા કમ્યુનિટી વતી,

(ઇસ્માલ અત્તરવાલા) (અસગર અલી એન્જીનિયર)

પ્રેસીડેન્ટ. ઓન. જનરલ સેક્રેટરી.

બીડાણ : ૧ થી ૧૮ બીડાણો.